# સુન્દરી સુબોધ

વર્ષ ૩ જું ] ઈ. સ. ૧૯૦૫ સપ્ટેમ્બર—ભાદ્રપદ (વિ. સં. ૧૯૬૧. [ અંક ૧ લો.

## ज्ञानसुगन्ध.

---

आमंत्रण—

आवो सन्तो ! आवो सन्तो !

रसकुंजे आवो सन्तो !

ासेश्वरने पदे झमे झीणां झीणां गीत;

निर्मळ तेज उघाडमां पान करीशुं नित्यः

म्हालां ! झीळशुं, म्हालां ! झीलशुं,

गीतल्हरे म्हाला ! झीळशुं.

ाहिवेत्यना फालमां हिंचशुं उर हरखाइ;

ाय गुणवान फुलो गुंथी धरशुं प्रियपद मांहिः

प्रिय संगे, प्रिय संगे,
आनन्दिशुं, प्रिय संगे.
प्रेमवाटिकाझरणमां गीतीनी रे न्हाइ.
रासेश्वरने पूजतां प्रभुता रहे पथराइ:
प्रभुतामां, प्रभुतामां,
जग मुलशुं रस प्रभुतामां !

—कवि न्हानालाल दलपतराम.

---

# કાવ્યકુંજ.

## ચંદ્રોદય.

("અમે રમવાને ગોરી નિસર્યાં રે લોલ" એ રાહ પ્રમાણે.)

ધીરા ધીરારે ચઢો વ્યોમમાં હો લોલ,
ચાંદલિયા વીર લાલ વ્હાલમાં હો લોલ;
ધીરા ધીરારે ચઢો વ્યોમમાં હો લોલ.

ઝારી રૂપેરી ઝાલી હાથમાં હો લોલ,
પગલી સુનેરી પાડી ન્હાનડી હો લોલ;
ભાર વહી વ્હાલા સરો વ્યોમમાં હો લોલ.

તારલિયા મધુર પલકે આંખડી હો લોલ,
પાઈ પિયૂષ પ્રીત કરી રૂકતા હો લોલ,
ઝીલું વિમલ ગાન દેવા- દોરજો હો લોલ.

અભ્ર વાયુ-અશ્વ ચઢી ખેલતાં હો લોલ,
છાંટી શીકર સ્મિત કરી ભીંજજો હો લોલ;
ભવ્ય ફુંળા રંગ લપટ અર્પજો હો લોલ.

સ્વાર્થપીડિત મર્મભૂમિ બાલ શું હો લોલ,
રેલી અમી, સ્નિગ્ધહૃદય ચાંદલા! હો લોલ:
શીતળ કાવ્યશક્તિ દઈ શાંતજો હો લોલ.

આંખડીયોં સ્નર ખોલી સ્વર્ગના હો લોલ,
વ્હાલપનાં ગીત ગાતાં, વ્હાલિડા! હો લોલ;
ધીરા ધીરારે ચઢો વ્યોમમાં હો લોલ.

વસન્તવિનોદી.

(શિશુમણ્ડળ)

---

## પત્નીના પ્રથમોદ્‌ગાર.

(ગરબી.)

પ્રિય દીપોત્સવીનો દીન આજે આવ્યો,
ચારૂ સ્નેહ કુસુમનો છોડ મુજ કંઈ ફાલ્યોરે;
મમ હૃદય મહીં આનંદ જે નવ માયોરે,
તે અનિલ લઈ નિજ સંગ જગમાં ફરતોરે. ૧

જેમ કૃષ્ણ પક્ષની રાત ચંદ્ર વિયોગેરે,
ગ્રહી શ્યામ વસ્ત્ર નિજ અંગ દિવસો ગાળેરે;
તેમ શુભ અવસર આ માટ વ્હાલા મ્હારા! રે,
જેમ તેમ મ્હે ગાળ્યાં વર્ષ ઉપેક્ષી કાયારે. ૨

આ આછો ભૂરો રંગ મુજ સાળુનો રે,
કંઈ તારા ટપકી સાથ ગગને ધાર્યોરે;
મીઠી ઘણા દિવસની વાત અમ નવ ખૂટેરે,
લઈ અંકે રજની, કાન્ત મુજ સમ મ્હાલેરે. ૩

નહિ રૂપ અને કંઈ સ્વાદ મુજ મન ખેંચેરે,
નહિ વસ્ત્ર અને નહિ દ્રવ્ય મુજને વ્હાલુંરે;
પ્રિય! એ સઉ ક્ષણભંગુર હું તો લેખુંરે,
નહિ આવે સ્નેહની તોલ, જે અણમૂલોરે. ૪

પતિ પત્નીનો સંબંધ જે બહુ ગાઢોરે,
તે સુખદુઃખનો આધાર જગમાં મોટોરે;
મન ઉન્નત ને જો હોય સ્નેહી બંનેરે,
તો સુખમય જીવન સાથ પરદુઃખ ટાળેરે. ૫

"આ પ્રથમ દિવસનો સ્નેહ નિત નિત વાધેરે,
નિજ સંતતિનો ઉત્કર્ષ સાથે સાધેરે,
લઈ કુંકુમ અક્ષત ભાલ પ્રભુને પામુંરે,
પ્રિયઅનુકુળ થાઊં હુંય" પ્રેમે ઇચ્છુંરે. ૬

સુબન્ધુ.

( બન્ધુ સમાજ. )

---

# વર્તમાનરંગ.

## અમારું ગયું વર્ષ.

ધન્યવાદ.

'સુન્દરીસુબોધ' ના ત્રીજા વર્ષની શરૂઆતમાં, ગયા વર્ષમાં મળેલી માનવન્તા સહાયકો અને ઉત્સાહી ગ્રાહકોની મ્હોટી મદદનું સ્મરણ કરતાં અમને ઘણો હર્ષ થાય છે; અને આજના આ મંગલનાન્દીના શુભ પ્રસંગે, આ પત્રના બાળજીવનમાં સબળતા, અમરતાના મનોહર સુર પૂરિ, ત્હેમને આપણી ગરવી ગુર્જરીની સૌભાગ્ય વીણાના મધુરા રવરણકારની સાથે એકતાલ કરવા માટે અમે તે સર્વે અમારાં નિરંતર સાહયક રહેલાં બ્હેનો અને બન્ધુઓ (ગ્રાહક, લેખક, તેમજ વાચક) ને અન્તઃકરણ પૂર્વક ધન્યવાદ આપવા રજા લઇએ છીએ.

ગયા વર્ષના 'શ્રીલેખ'.

પ્હેલા વર્ષની પેઠે, આ વર્ષમાં પણ અમારા લગભગ સઘળા અંક લેખક—ભગિનીઓની કૃતિઓથી શોભાયમાન થવા પામ્યા હતા. અને ત્હેમનું માન સુપ્રયત્ને કરીને આંગરોળવાળા સ્વદેશપ્રેમી દાક્તર અંજારિયાનો ધનામી નિબન્ધ લખનાર બ્હેન જીવીબાઇને, વાર્તાઓ, કવિતાઓ, અને બીજા વિષયોમાં ક્રમેક્રમે વધતી જતી કળા, સુન્દરતા ભરી લેખિનીથી ગતિમાન કરનાર અ. સૌ. પ્રમિલાને—તથા ગૃહસંસારની નૌકા ચલાવવામાં જે-

છતી નિપુણતાનું દર્શન કરાવવાનું આરંભનાર બ્હેન "નિશા" ને ઘટે છે. બ્હેન સુલોચના, બ્હેન ત્રિભુવનતનયા, સ્વર્ગસ્થ અ. સૌ. સુલોચના, અને મિસિસ ઉપાધ્યાયનો પણ ત્હેમનાં વિવિધ પ્રકારનાં સહૃદયતાવાળાં લખાણને માટે અમારા ઉપર મહાન્ ઉપકાર છે. આ પત્રના પ્રારંભમાંથી જ 'સ્ત્રી કેળવણી' ને અમારા આશયોમાં મુખ્ય અમે પ્રસ્તુત આવ્યા છીએ, અને ત્હેને આવી રીતે ઉમંગભર્યું ઉત્તેજન મળતું જોઈ અમને આનન્દ થાય ત્હેમાં શું આશ્ચર્ય? ગ્હેલા વર્ષમાં અમને પાંચ સ્ત્રી લેખકોની મદદ મળી હતી અને બીજા વર્ષમાં અમે દસ સન્નારીઓના લેખ પ્રકટ કરવાને ભાગ્યશાળી થયા છીએ, એ પણ આ પત્ર તરફ વધતી જતી સ્ત્રીવર્ગની પ્રીતિભાવનાનું જ પરિણામ છે. સ્વર્ગસ્થ અ. સૌ. માણેક બ્હેનનો "સુવાવડ" ઉપરનો એક મ્હોટો સુબોધક ગ્રન્થ અમારા ઉપર મોકલવામાં આવેલ છે અને ત્હેને પ્રકાશમાં મૂકવાનું પણ અમે શરૂ કર્યું હતું: ત્હેમાંના વિષયની મહત્તા તથા વસ્તુવિચારની ઘટના તો અમારો બીજા વર્ષનો પ્રથમ અંક જોતાં જ નજરે પડશે, પરન્તુ તે હજુ પણ વધારે ઉપયોગી બને ત્હેને માટે ત્હેમાં કેટલાક અગત્યના વૈદકને લગતા સુધારાવધારાની જરૂરિયાત હોવાનું અમને જણાવવામાં આવતાં તેમ થવા માટે તે તુરતને માટે પ્રસિદ્ધ કરવા મોકુફ રાખવું પડ્યું હતું; આશા છે કે આ વર્ષમાં અમે ને ફરીથી ચાલુ કરી શકીશું. સ્ત્રીવૈદ્ય કૃષ્ણાબાઈ (બી. એ., એલ. એમ એન્ડ એસ) નો વધારા તરીકે પ્રકટ કરેલો લેખ તથા ભારતમહિલાપરિષદ્‌નાં પ્રમુખ મિસિસ રમાબાઈ રાનડેનું ભાષણ પણ અતિશય પ્રશંસાપાત્ર હતાં એ ક્હેવું બહુ જરૂરનું નથી, કારણ તે લેખો વાંચતાં એ વાતની સત્યતા પોતાની મેળેજ સાબીત થાય છે. આ સઘળી બ્હેનોને આ પત્રનાં પ્રમુખ સહાયક તરીકે અભિનન્દન આપતાં, નવીન વર્ષમાં ત્હેવી ને ત્હેવી જ ઉલ્લાસભરી સહાય આપવા ત્હેમને તથા અન્ય સર્વ બ્હેનોને અમે વિનવીએ છીએ.

અમારું અન્ય લેખક મંડળ.

અમારા સન્માનિત લેખક મંડળમાં સાક્ષર—કવિવરો, રા. રા. મણિશંકર રતનજી ભટ્ટ બી. એ.-(કાન્ત), રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ એમ. એ.—(પ્રેમભક્તિ) તથા રા. રા. લલિત—ત્વરિમલ; સાક્ષર વિદ્વાનો—રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ દિવેટિયા બેરિસ્ટર એટ લૉ-(અરણ્યરુદિત), રા. રા. બળદેવજી લાલજીભાઈ પ્રભુ બી. એ. એલ એલ. બી., રા. રા. સત્યેન્દ્રરાવ ભીમરાવ દિવેટિયા બી. એ.-(ભ્રમર) તથા રા. રા. સાકરલાલ મોતીલાલ વછરાજાની-બી. એ.; વિદ્વાન્ દાકતરો—રા. રા. કેશવલાલ જયશંકર ધોળકિયા એલ. એમ એન્ડ એસ; રા. રા. એન. જી. શાહ એલ. એમ એન્ડ એસ; તથા દાકતર કલ્યાણદાસ એલ. એમ એન્ડ એસ; અને આશાજનક વિદ્વાન લેખકો—રા. રા. ચન્દુલાલ મણિલાલ ડૉકટર-(વસન્તવિનોદી), સ્વર્ગસ્થ વિન્દુભાઈ (કાન્તિરાય) જસવંતરાય-(સુષેણ), રા. રા. સનાતન, રા. રા. કૈ-હિન-તો, રા. રા. રણછોડલાલ મહાસુખ કવિ, રા. રા. નિર્મળ, તથા રા. રા. શુકમાધવ,-આદિ ઉત્સાહી દેશપ્રેમી સહાયકોનાં લખાણોથી "સુન્દરીસુબોધ" ના બીજા વર્ષના અંકો વિભૂષિત થયા હતા, જેને માટે અમે તે સઘળા મહાશયોના અપૂર્વ આભાર તળે છીએ; અને આશા રાખીએ છીએ કે, ત્હેમની તથા અન્ય સર્વે સહૃદય વિદ્વાનોની ત્હેવીને ત્હેવી સહાય અમને ચાલુ વર્ષમાં પણ મળ્યાં કરશે.

ગત વર્ષની વિષયાવલી.

ગઈ સાલના અંકોમાં નીચેના વિષયો પ્રકાશિત થયા હતા: કાવ્યકુંજમાં—વ્હાલી બ્હેની, રજનીચન્દ્ર, સુન્દરીસુબોધ, શિયળની સાડી, બાળાવિનોદ (૨) સખીને આમંત્રણ, અને નર્મદા કિનારે–એ ગરબા ગરબીઓ તથા સુખ, માબાપને નમન, હૈયાનું હેત, બ્હેની મ્હારી, ગૃહદેવી, ઉગતા હૃદયના ઉદ્‌ગાર, વેણ અને ઉપહાર–વગેરે કાવ્યો; ગૃહધર્મમાં–અભણુમાતાથી છોકરાંપર થતી અસર, રોગનિવારક ગૃહ, હિન્દુ સ્ત્રીઓનું જીવન, અને બાળલગ્ન વિશે સંવાદ; વિદ્યાકળામાં–સુવાવડ, શરીરવિજ્ઞાન, કુદરતના ચમત્કાર, સ્ત્રીબાળકોના બાંધા, અને બાળકોની કુટેવ ટાળવાના ઉપાય; વિવિધવિહારમાં–પતિવ્રતાનો પ્રતાપ, માતાઓ, (૨) સ્ત્રીકેળવણી, સતિનો પતિ, ભારત મહિલા પરિષદ્, અને સ્ત્રીઓનું નિસકર્મ ખોટે રસ્તે ભક્તિ તથા ઇશ્વરસ્મરણનો ફારસ (જે ત્રણે કેટલેક અંશે આનન્દાશ્રમના અધિકારી પણ ગણાય તે–); રમણીમાળામાં—પ્રાચીન ભારતનાં સ્ત્રીરત્નો તથા જાપાનનાં મહારાણી; અને વાર્તાલહરીમાં– અનિલા, ઉર્મિલા, ઓરમાન છોકરાં, રતનનો સુધરેલો સંસાર, રજપૂત વીરાંગના, ખુશકારક ભૂલવણી, ન્હાનકડો મહારાજ કુંવર, સ્ત્રીનું હૃદય, તથા પતિપત્ની; એ વગેરે લેખો, નિબન્ધો, સંવાદો, વાર્તાઓ અને કવિતાઓ આવવા ઉપરાંત,—વર્તમાનરંગમાં દરેક સામયિક વિષય ચર્ચિત થયેલો હતો, અને જ્ઞાનસુગન્ધ તથા સમયતરંગ તો ત્હેમની પોતાની ઉપયોગિતા, સુરસતા માટે જાણીતા થયેલા જ છે. આ વર્ષમાં પ્રકાશકોએ 'વધારા' તરીકે આ ઉપરાંત બીજા પણ ઉત્તમ લેખ પ્રસિદ્ધ કરવાનું સાહસ આરંભ્યું હતું, જેમાં કેટલાક દેશહિતૈષી સદ્‌ગૃહસ્થોની સહાય ઘણીજ મહત્વની થઈ પડી હતી: ન્યાયમૂર્તિ રા. બા. વૈદ્ય કૃત 'સ્ત્રીશિક્ષણ સંબંધી યોજના' અને દાક્તર કૃષ્ણાબાઈ કૃત 'સ્ત્રીઓનાં કર્તવ્ય' અમે આવી જ રીતે બ્હાર પાડી શક્યા હતા. મુંબાઈની સંસારસુધારાસમાજની વ્યવસ્થાપક મંડળીની 'સ્ત્રીકેળવણીની યોજના" ને અમે પત્રમાં સ્થાન આપ્યું હતું; અને વડોદરાના રાજ્યના મહારાજા શ્રીમાન્ ગાયકવાડ તરફથી પ્રચલિત કરવામાં આવેલા 'સંસારસુધારાના સવાલ'માંથી સ્ત્રીઓને લગતા પ્રશ્નો પણ અમારા વાચકમંડળના વાચન–મનન માટે અમે પ્રસિદ્ધ કરવા માંડયા છે. ગતવર્ષના અમારા સ્વાગતમન્દિરમાં આવેલા ગ્રન્થો પૈકી, અતિશય સ્થળ સંકોચ છતાં, સાત પુસ્તકોનું અવલોકન અમે કરી શક્યા હતા.

નવીન વર્ષની આશાઓ.

આપણા સાહિત્યપ્રદેશમાં કોઈ પણ પત્રના જન્મોત્સવને શુભ દિવસે લેખકો, ગ્રાહકો, વાચકો, સહાયકો અને પ્રકાશકો સર્વ એકઠા મળી મંગળ વિચારની પુષ્પાંજલીનો અન્યોન્ય ઉપર છંટકાવ કરે–અગવડો દૂર કરવાની યોજનાઓ તથા સુગમતા વધારવાનાં સાધનો કેવી રીતે અનુકૂળ થઈ શકે તે બાબતના હૃદયતરંગોની અરસપરસ આપ લે કરે, ત્હેને માટે–સારા સારા મેળાવડાઓ ભરવાનાં સાધન તથા સામર્થ્યની હજુ બહુ ખોટ છે: છતાં આવા ઉત્સવના રમણીય પ્રસંગે અમે અમને મળેલી અનન્ય સલાહ આપનાર તથા ઉદાર મદદ કરનાર સન્મિત્રોનાં પ્રાતઃસ્મરણીય નામોનું અહિં સ્મરણ કરીએ–અમારી હાલની પ્રવૃત્તિ કેટલે સુધી આગળ વધી શકે એમ છે તથા અમારા વિચારની ક્ષિતિજ હાલ ક્યાં સુધી અંકિત

થયેલી છે તે જણાવીએ—અને અમારા સમસ્ત વાચક મંડળની અગવડો દૂર કરતી, તથા સુગમતા સુલભ કરતી સૂચનાઓ કરવા વિનવીએ–તો તે યુક્તજ છે એમ આપણે નિઃસંશય માની શકીશું. ગત વર્ષમાં વિકાસમાન લેખક બન્ધુ વિન્દુભાઈ તથા સહૃદય ભગિની સુલોચનાનાં અકાળ મૃત્યુથી અમારા સહાયક મંડળમાં, તથા સ્ત્રીકેળવણી તરફ અપૂર્વ ભાવના રાખનાર બ્હેન હેમકુંવર રોહાવાળાના અકાળ મરણથી અમારા વાચક મંડળમાં ઉમંગી પક્ષપાત ધરાવનાર હૃદયોની ઘણીજ મ્હોટી ખોટ પડી છે તે દર્શાવી, આવા શુભ અવસરે પણ શોકનાં અશ્રુ પાડવાની અમે રજા લઇએ તો આશા છે કે તે અયોગ્ય નહિં ગણાય.—કઇક પત્ર-મિત્રોએ અમારા પત્રની પ્રસિદ્ધિમાં સહાય કરી છે ત્હેની માનપૂર્વક નોંધ લેતાં, કાઠિયાવાડમાંથી પ્રકાશ પામતા નવીન " ત્રિમાસિક " ની ઉમંગ ભરી મદદને માટે અમે ત્હેના પ્રકાશકોનો આભાર માનીએ છીએ. અમારા મિત્રમંડળ તરફથી ( જો કે તે ગૃહસ્થોની પરવાનગી વિના અમે ત્હેમનાં નામ બ્હાર મૂકી શકતા નથી ) પણ ઘણી રીતે અમે મ્હોટી સહાયને યોગ્ય ગણાવાને ભાગ્યશાળી થયા છીએઃ—નવીન વર્ષમાં, કેળવાયલી સ્ત્રીઓની તન્દુરસ્તી, સ્ત્રીઓને વાંચવા લાયક ગ્રન્થસમૃદ્ધિ, તથા સ્ત્રીઓનું બાળબોધ ( દેવનાગરી ) લિપિની ચાહના તરફ વલણ કેવી રીતે વધારવું,–એ વગેરે સર્વોપયોગી વિષયો તરફ લક્ષ આપવા સંકલ્પ છે; અને પ્રભુ ત્હેને અનુસાર વર્તન કરવાનું બળ આપશે એમ દૃઢ આશા છે. આ પત્રની તથા ભેટના પુસ્તક બાબતની અનિયમિતતા વિશે ઘણી ફરિયાદ થવા પામી છે; તે બાબત પણ થોડાજ સમયમાં હાથમાં લેવાયલી નજરે પડશે... સ્ત્રીઓને ખરી કેળવણી આપવાની મહાભારત યોજના ઉપાડી લેવાનું સાહસ માથે લઈ ત્હેવી પ્રવૃત્તિનો મહાન્ રથ ખેંચવાનું અમે આરંભ્યું છે, તે વાચક વર્ગને સુવિદિત છે; આપણે સર્વ અલ્પબળવાળા જ છીએ એ વાત ખરી છે, પરન્તુ અનેક અલ્પબળ મળીને એક મહાબળ થાય છે અને ત્હેવું મહાબળ જ્યારે મૂર્તિમાન થશે ત્યારે જ રૂઢિ, ઢોંગ, અજ્ઞાનતા અને અંધકારના ખાડાખૈયા ઓળંગીને, કેળવણી, શાસ્ત્ર પ્રકાશ તથા ઉદયનાં ચક્ર ઉપર ચાલતો રથ આપણે પ્રભુના દરબાર તરફ ગતિમાન કરી શકીશુંઃ વાચક બ્હેનો અને બન્ધુઓ ! આપણો આ જગન્નાથજીનો રથ આગળ ચલાવવામાં હાથ આપવો એ જ ખરી નીતિ છે, સત્યધર્મ છે; એજ ઉત્તમ પ્રભુભક્તિ છે.

**શોકજનક મરણઃ**—કેળવાયલા હિન્દુસ્થાનના ચારે ખૂણામાં કોઈ પણ એવું મનુષ્ય ભાગ્યે જ હશે, જેણે હિન્દની પરમ હિતૈષિણી સન્નારી

**મિસમેનિંગનો સ્વર્ગ વાસ.**

મિસ મેનિંગની ખ્યાતિ નહિં સાંભળી હોય. આ બાનુએ પોતાની આખી જીંદગી સ્ત્રીવર્ગની અને ત્હેમાં વિશેષે કરીને હિન્દી સ્ત્રીઓની હાલત સુધારવામાં ગાળી હતી; તથા અવસાન કાળ સુધી તેઓ નેશનલ ઇન્ડિયન એસોસિએશન નામના ત્હેવાજ પ્રકારના મહાન્ ઉદ્દેશવાળા મંડળનાં મંત્રી હતાં. પ્રભુ ત્હેમના અમર આત્માને ચિરકાળ શાન્તિ આપો !

" મિસ મેનિંગનું મરણ નિઃસંશય શોકજનક છે, કારણ સર્વ ધનથી ધીમે ધીમે રહિત

**અ. સૌ. સુલક્ષણાનો વૈકુંઠવાસ:**

થઈ જતા આપણા ભાગ્યહીન ભારતના મિત્રધનમાં પણ એમના પરલોક વાસથી મ્હોટી ખોટ પડી છે; પરન્તુ એ બાનુ પોતાના જીવનની સંન્ધ્યામાં હતાં, જીંદગીનો ઉપભોગ કીધો અને ત્હેનો સુવાસ ચોતરફ યથેચ્છ ફેલાવ્યો, તથા પોતાના આત્માની મ્હેચ્છાઓને ફુલફુલ પણ ફાલતાં ત્હેમણે નિહાળ્યાં: આવી જીંદગાની શાન્તિમાં નિવૃત્ત થાય ત્હેને માટે બહુ શોક ન થાય એ સ્વાભાવિક છે. પણ જીવનવાટિકામાં પ્રમમાનન્દ ભર્યો સુખકર સમીર મનહર વાતો હોય, આકાશની રંગપટુતા અવનવી રમણીયતામાં જ ખીલી નીકળતી હોય, હૃદયતરંગોની ક્ષિતિજ દિનપરદિન આઘી આઘી જ જવા માંડી હોય, આત્મતૃષા વધતી વધતી પ્રભુપદમાં પ્હોંચવા આતુરતા ભરી ગતિમાન હોય, જીંદગીના ઉપભોગ અને સુખભોગ હજી નૂતનતાપૂર્ણ હોય, મન બાલનિર્મળતા ભર્યું, યૌવન ઉલ્લાસમય હોય,–આવે સમયે માનવજીવનની વેલિ ઉપર જે વ્યાધિનો ચિન્તાનો, મૃત્યુનો વજ્ર ઘા થઈ, આ સર્વ સુવર્ણકલ્પનામન્દિરની રચનાનો સહસા નાશ થાય ત્યારે આપણને તે કેટલું બધું દુઃખકર લાગે છે? અમારી બન્ધુસમાજના એક સભાસદ બન્ધુ રા. રા. દિનકરરાવ વ્હાલાભાઈનાં પત્ની અ. સૌ. સુલક્ષણા ( મનવન્ત બ્હેન ) ના અકાળ મૃત્યુની નોંધ લેતાં અમને જે મહાન મનોવ્યથા થાય છે ત્હેનો કાંઈક પણ ખ્યાલ એવી પીડાના અનુભવની કડવાશ સહન કરનાર વાચકને જ આવી શકશે. 'સુન્દરીસુબોધ' માસિક પત્રનો જન્મ જે બે આત્મત્યાગી દંપતીયુગલની પ્રબળ આર્થિક સહાયને લીધે જ થઇ શકયો હતો, ત્હેમાં પણ વિશેષ માન તો આ પતિ પત્નીની ઉત્સાહી મદદને જ ઘટે છે. અને તેથી પ્રકાશકોને આ સન્નારીનું અવસાન વધારે દુઃખદ થઈ પડે એ સ્વભાવિક છે. બ્હેન સુલક્ષણા અમારા બન્ધુના મનોરાજ્યનાં રાણીરૂપ હતાં; 'સુન્દરીસુબોધ ' ઉપર ત્હેમને ઉંચા પ્રકારની સહૃદયતા હતી;—"સ્ત્રીસંસારના માર્ગ " વિષે ત્હેમણે આ પત્રના જ્ઞાન સુગન્ધમાં 'સૌ. સુલોચના'ની સહીથી મોકલેલો ઉતારો જ એમની ગૃહિણી તરીકેની મનોવાંચ્છનાઓનું દર્શન કરાવવાને બસ છે. ટૂંકી જીંદગીમાં પણ મનુષ્ય આત્મસુવાસ કેટલે સુધી રેલાવી શકે છે ત્હેનું આ જીવન એક સફળ દૃષ્ટાન્ત છે. પતિભક્ત સૌ. સુલક્ષણાના મરણથી રા. રા. દિનકરરાવને તથા ત્હેમના સર્વ સંબન્ધી વર્ગને પડેલી મ્હોટી ખોટ માટે ત્હેમના આવા પ્રકારના અસાધ્ય દુઃખાવેગમાં ભાગ લેતાં, ઇશ્વરેચ્છા આગળ મનુષ્યશક્તિની નિર્બળતા સ્વીકારી, પ્રભુના પરંતપ મહારાજ્યમાં શ્રદ્ધા અને શાન્તિ એજ વેદનાથી મુક્ત થવાનો એક માર્ગ છે એ સત્ય ત્હેમની સમક્ષ મુકવાની રજા લઇએ છીએ અને વૈકુંઠનિવાસી બ્હેન સુલક્ષણાનું આત્મતત્વ પણ સર્વદા ત્હેવાજ પ્રકારની દિવ્ય શાન્તિ પ્રભુપદમાં અનુભવો, એમ પરમેશ્વર પાસે સપ્રેમ, સવિનય યાચીએ છીએ.

સુમન્ત ( બન્ધુસમાજ )

---

# વાર્તાલહરિ.

## મોતીની માળા.

" જગ ગજાવજે ઘોર ગીતડાં:
" ઘડી નચવજે કાન્ત ચિતડાં:
" નમેરી છાયાનો વિકટ તુજ ઘેરો ઘટ થશે
" ચળાતી જ્યોત્સ્નાનો મણિમય પ્રીતિપન્થ દી

ન્હાનાલાલ દ. કવિ.

( ભલે, જગત્! તું ત્હારાં ઘોર ગીતથી જીવન ગજાવજે; અને મનુષ્યોનાં કાન્ત ચિત્તને પણ, ભલે! તું સુખ દુઃખ–આશા નિરાશા–શાન્તિ તોફાનનાં મોજાંમાં ઘુમાવી મૂકજે: જેમ જેમ જીંદગી ઉપર અંધારી નાંખતી ત્હારી નિર્દય છાયા ગાઢી થતી જશે, તેમ તેમ ત્હેની વેદનામાંથી પસાર થતાં અમારાં મૃદુ હૃદયની શોભા પોતાના નિર્મળ પ્રેમ-માર્ગને વધારે વધારે જ અજવાળતી રહેશે. )

તારા અને નયનલાલને પરણ્યે એકાદ વર્ષ થયું હતું, છતાં હજુ સુધી હિન્દુગૃહ-સંસારને લગતાં ન્હાનાં મ્હોટાં છમકલાંથી ત્હેમનું ઘર મુક્ત હતું. બીજાં કારણોમાં એક એ પણ હતું કે, તેઓ બંને એકલાં હતાં; નયનલાલનાં માતાપિતા મરણ પામેલાં હતાં અને જે થોડાંક દૂરનાં સંબન્ધી હતાં, તે એવાં ન્હોતાં કે આ દંપતીના ગૃહરાજ્યમાં હાથ નાંખવાની ઈચ્છા કરે. આપણાં કુટુંબોમાં માબાપના હાથમાં રહેલા કાર્યભારની તથા સ્વામિત્વની સામે આથી કાંઈ પણ આક્ષેપ કરેલો માનવાનો નથી; પરન્તુ ઉમ્મરલાયક થયેલા પુત્ર અને પુત્રવધુના પ્રીતિ–પરિચયની વચમાં આડખીલી નાંખવા પ્રયત્ન કરતાં કુટુંબીજનની અનીતિ ઉપર તો આ સત્ય આરોપ છે ખરો!

તારા પૈસાદાર ગણાતા કુટુંબમાં ઉછરી હતી અને તેથી ત્હેની વૃત્તિઓ અને જરૂરિયાતો સ્વાભાવિક રીતે ખરચાળ થઈ હતી; પરન્તુ નયન પાઠશાળામાં શિક્ષકની જગો ઉપર હોઇ પચાસ રૂપિયાનો દરમાયો લાવતો હોવાથી, હમણાં હમણાંમાં સાધારણ થઈ પડેલી આવક અને ખર્ચ વચ્ચેની તાણાતાણ આ યુગલના મન ઉપર ચિન્તા, વ્યથા કે વેદનાની માઠી અસર લાગુ પાડી શકી ન્હોતી. તારા સાધારણ રીતે ભણેલી હતી અને ત્હેને વાંચન તરફ શોખ પણ હતો; તેમ ત્હેનામાં કોઈ દેખીતા દુર્ગુણ કે દોષ પણ ન્હોતા; એટલે ખરૂં જોતાં આવાં પતિપત્નીયે જ્યાં કદિ કદિજ નજરે પડે છે, તે દેશમાં તારા અને નયનનાં વખાણ જ્યાં ત્યાં સંભળાય તો ત્હેમાં કાંઈ નવાઈ જેવું ન્હોતું.

નંદનલાલ સારો વિદ્વાન્ હતો અને સ્ત્રીકેળવણીનો હિમાયતી હતો; ત્હેનો સ્વભાવ સુશીલ, શાન્ત અને નમ્ર હતો, તથા ત્હેના મનના આશયો ઘણાજ ઉંચા પ્રકારના હતા. પરન્તુ પાઠશાળાનું કેટલુંક વધારા પડતું કામ ત્હેને ઘેર લાવીને કરવું પડતું ને તે ઉપરાંત, ત્વરાથી ઊંચે દરજ્જે ચ્હડવાની લાલસાથી ત્હેને જૂદી જૂદી પરીક્ષાઓ પસાર કરવાની ઉમેદ બર લાવવા ઘણો ખરો વખત અભ્યાસમાં ગાળવો પડતો. આથી તારાની ન્હાની ન્હાની ભૂલો સુધારવાનું ત્હેના ધ્યાનમાં આવ્યું જ નહિં. તારાનો સ્વભાવ વ્હાલસ્હોયો, કામગરો ને વિનયશીલ હતો; પરન્તુ ત્હેનામાં મ્હોટી ખોડો, ઉપર જણાવેલા ખરચાળપણા ઉપરાંત પણ, હઠીલાપણું અને સારાં સારાં લૂગડાં ઘરેણાંની ઘેલછા તથા પરિણામની બેદરકારી—એવી એવી હતી. આ ખોડો એવી નથી કે જે યોગ્ય રસ્તે વાળ્યા છતાં ન જ સુધરી શકે; પરન્તુ નજીવી વસ્તુઓ પણ વારંવાર ઘણી મ્હોટી સંખ્યામાં એકઠી થાય તો ભયંકર નુકશાન કરી બેસે છે.

* * * * * *

તારાના એક સગાને ઘેર લગ્ન હતું અને નયન તથા તારા બંનેને ત્યાં જવાનું હતું. નયનલાલને તો સાધારણ પહેરવેશના કપડાંથી ચાલ્યું, પણ તારાને કેમ ચાલે? જ્યાં સગાં સંબન્ધીની સ્ત્રીઓ સારાં સારાં કીમતી વસ્ત્ર અલંકાર ધારણ કરીને એકઠી થાય ત્યાં શું તારા ગરીબડી ભીખારણ જેવી,–નહિં ભારે લૂગડાં, નહિં સારાં ઘરેણાં, એવી-જઇને બેસે? નયનનું માસિક ખર્ચ ચાળીસ પચાસનું હોવાથી ત્હેણે અત્યાર સુધીમાં નામની જ રકમ બચાવી હતી; ને લગડાં ઘરેણાં નવાં કરાવવાનું ખર્ચ હાલમાં ત્હેને બહુ ભારે પડે તેમ જ હતું. પરન્તુ કંકાસની રાક્ષસીનું પ્રથમ દર્શન એટલું બધું ભયાનક, ચિત્તભેદક હોય છે કે ત્હેનું સ્મરણ જેટલું ઓછું થાય તેટલું સારૂં! તારાએ કલેશ આરંભ્યો અને કેટલાક વખત પછી પરિણામ એ આવ્યું કે નયનનું મૃદુ હૃદય તે ભાર ખમી ન શક્યું; નવાં લૂગડાં નામે મંડાવીને હાલ ઉધાર લાવવાં અને ત્હેના પૈસા થોડા થોડા કરીને બેચાર મહિનામાં આપી દેવા, તથા ઘરેણાં તો તારાના પહેલાનાં હતાં પરન્તુ કાંઈ નવું આભૂષણ જોઇએ તે તારાની એક નવી બ્હેનપણી વિજયાલક્ષ્મી જેનો પતિ ઝવેરીનો ધંધો કરતો હતો ત્હેને ત્યાંથી એકાદ હીરાનો હાર કિંવા મોતીની માળા લાવીને કામ ચલાવી લેવું, એમ અન્તે ઠર્યું; અને કંકાસ શાન્ત થયો.

વિજયાલક્ષ્મીને ઘેરથી મ્હોટાં મોતીની એક સુશોભિત માળા આવી; લૂગડાં પણ સારાં આંખને ગમે ત્હેવાં, સ્ત્રીઓનાં મન લોભાવે ત્હેવાં, ઇર્ષ્યા કરાવે ત્હેવાં, તૈયાર થઇને આવ્યાં; હવે તારાનો જીવ ઠેકાણે બેઠો ને આત્મા પ્રસન્ન થયો. હર્ષના ઉભરામાં ત્હેના રમણીય ચ્હેરા ઉપર પસરેલું મનોહર સ્મિત હાસ્ય જોઇને નયન પણ પોતાને પડેલી મહેનત, કલેશ, કંકાસ અને ચિન્તા, બધું વિસરી ગયો: અને પતિપત્નીનાં હૃદય પાછાં એક માર્ગે વ્હેતાં થયાં.

લગ્ન તો પાણું આવીને ગયું એ ખરૂં; સારાં લૂગડાંને સારાં ઘરેણાં પ્હેર્યાં, લોકોને

ગમ્યાં, વખણાયાં, કઈંક સ્ત્રીઓનાં અન્તઃકરણ લોભાયાં, બળ્યાં; તારાના સૌભાગ્યસુખની અનેક અનેક રીતે ઈર્ષ્યા થઈ; ત્હેનો આત્મા કાન્ત થયો, શાન્ત થયો—હવે બધું મૂકી દેવાનો વખત થયો !.........પણ, પણ, ઘણુંયે જોયું, બધી જગોએ શોધ્યું, ઠેકાણે ઠેકાણે તપાસ કરી જોઈ; પણ, વિજયાલક્ષ્મીની મોતીમાળા ગૂમ થઈ ગઈ—હાથ લાગી જ નહિં ! તારાએ તો ફક્ત બે દિવસ જ પ્હેરી હતી; અને પારકી, એટલે ખાસ સંભાળીને મૂકી હતી: પણ ક્યાં મૂકી તે યાદ આવતું ન્હોતું અને જડતી પણ ન્હોતી.

હવે તો તારા પૂરેપૂરી ગભરાઈ. નયનને ચોધાર આંસુથી ઉભરાતી આંખે અને હૃદયવેધક વેદનાથી ચીરાતા હૃદયે ત્હેણે વાત કહી: નયન પણ ગુંચવાયો, પણ 'ક્યાં જવાની છે !—આજ નહિં તો કાલે પણ તે જડયાં વિના રહેવાની નથી,'—કહી દિલાસો આપ્યો. ફરીથી શોધ—ખોળ કરી, પણ પરિણામ એનું એજ આવ્યું !—પારકો માલ, તે વળી વધારે ચિંન્તાનું કારણ હતું. અન્તે નયન જાગ્રત થયો; કાંઇક કરવું જ જોઇએ, દેહ જાય પણ આબરૂ ન જવા દેવી એવા દૃઢ આગ્રહ ઉપર આવી, ત્હેણે ખાનગી રીતે ઝવેરીઓમાં તપાસ કરી, પોતાને ત્યાંથી ખોવાયલી માળાના જેવી અને જેવડીની કિમ્મત કરાવી. મોતીમાળાનો ઘાટ, અને ઉંચાં પાણીદાર મોતીના જેવો દાગીનો કરાવતાં લગભગ બે હજાર રૂપિયા જેટલું ખર્ચ થવા લાગ્યું; તે પણ ત્હેણે કબુલ કરી, તે છાનેમાને બનાવવાની એક ઓળખીતા ઝવેરીને ફરમાશ કરી.

તારાની પોતાની જકથી પતિને આવા ફાંદામાં ફસવું પડ્યું ત્હેવા શોકજનક બનાવે ત્હેની આંખ ઉઘાડી દીધી હતી: પતિની ઇચ્છા ઉપરાંત થઈ જે કર્યું ત્હેને માટે તે પૂરેપૂરી પસ્તાતી હતી અને પોતાનો આવો ભારે વાંક છતાં, એક પણ કડવું વચન ન કહાડતાં હમ્મેશાં ધૈર્ય આપવા પ્રયત્ન કરનાર નયનને તે હવે પરમેશ્વર સમ પૂજ્ય ગણવા લાગી હતી. નયન દેવું કરીને ભારે કરજના બોજામાં ઉતરે ત્હેના કરતાં, ત્હેણે પોતાનાં લૂગડાં ઘરેણાં ખપાવી નાંખીને પણ કરજ જેમ બને તેમ ઓછું કરવું એ વધારે સારૂં માન્યું. નયનનો તેમ ન કરવાનો આગ્રહ તારાએ ખરી દલીલો તથા દાખલાથી દૂર કર્યો અને ખાસ જરૂર સિવાયનાં વસ્ત્રઅલંકાર વેચી દીધાં તો લગભગ બારસો તેરસો રૂપિયા ઉપજ્યા તે તથા પોતાના મકાન ઉપર બાકીની રકમ વ્યાજે કહાડી, માળાની કિમ્મત ભરી દઇ તે વિજયાલક્ષ્મીને ઘેર પ્હોંચાડી.

એક રીતે જોકે શાન્તિ થઈ, પણ બીજી રીતે ઉદ્વેગ તો કાયમ જ હતો. સમસમયે સીવડાવેલાં લૂગડાંના પૈસા બાકી હતા; અને મોતીમાળાના ખર્ચ માટે ઉપાડેલી રકમ પૈકી પણ સાતસો આઠસો રૂપિયા આપવાના હતા. તારાએ ઘરના નોકરને રજા આપી અને એક બાયડીથી કામ નભાવી લેવાનો નિશ્ચય કર્યો; આડાં અવળાં ખર્ચ બંધ કર્યાં અને દરેક ચીજ પોતાની દેખરેખ તળે રાખવા માંડી. દરમહિને નકામી પણ ઘર શણગારની અને થોડી વધારે ઉપયોગી વસ્તુઓમાં પૈસાનો જે વ્યય થતો તે પણ બન્યો તેટલો ઘટાડી દીધો. પતિને જેમ બને તેમ સુખ આપવા પ્રયત્ન કરવો, ત્હેની સગવડો સાચવવી, ત્હેને હસતે મ્હોંયે મળવું, જેમ બને તેમ ત્હેને પ્રસન્ન રાખવો,—એવું એવું કરવામાં

તારાનું રસયૌવન પ્રથમ કરતાં જૂદી જ દિશામાં વળ્યું. પ્હેલાં ત્હેનો જે વખત જતો યે નહિં ત્હેને બદલે હવે સમયના સદુપયોગથી જીંદગી જાણે બમણી થતી હોયની એમ ત્હેને લાગવા માંડયું. અને એશઆરામના વિલાસની લહરો જોકે ત્હેના જીવનમાંથી ઉડી ગઈ, તો પણ કર્તવ્યપરાયણતા ( ધર્મ-કર્તવ્ય-ભક્તિ ) એ ત્યાં નિવાસ કરવાથી, સુન્દરીને બદલે તે સાધ્વી થઈ;-રમણી રૂપે જગતમાં રમવાનું તો જતું રહ્યું;કારણ અનુભવ એ ઘણો કડવો શિક્ષક છે. પણ ત્હેને સ્થાને, જીંદગીમાં ગૃહિણી રૂપે બની ગૃહરાજ્યમાં સઘળી રીતે કારભાર ચલાવવાનું આવ્યું, જે પણ એટલું ને એટલું જ સુરમ્ય, સુમધુર હતું. તારા થોડા વખતમાં બદલાઇ જ ગઈ: 'ફેશન'માં આગળને આગળ વધતી, સારાં સારાં વસ્ત્ર શણગારથી સોહાતી, અત્તર ગુલાબજળ ને 'સેન્ટ' (સુગન્ધી પાણી) ભર્યો સુવાસ ચોતરફ રેલાવતી, લીલાયુક્ત યુવતીને બદલે હવે સાદા પહેરવેશમાં સુખ-સંતોષ-આનન્દ માનતી, ખોટી શિરીયારીથી લોકોમાં બડાશ દેખડાવવા કરતાં ઘરમાં સુઘડતાથી સઘળું સુન્દર બનાવવામાં ઉમંગ ધરતી, બીજાં અન્તઃકરણોમાં સારાં લુગડાં ઘરેણાંથી ઈર્ષ્યા કરાવવા તથા ત્હેમની સાથેના હકહરીફાઇમાં વખત ગુમાવવા કરતાં, પ્રિય પતિના એક સ્મિત હાસ્ય માટે રસીલી, પ્રેમાળી બનતી,-તારા હવે એક સુન્દર, મધુરી ગૃહિણી બની હતી.

* * * * * *

તારા અને નયનના એક સરખા પ્રયત્નોથી થોડા વખતમાં સઘળું કરજ અદા થઈ ગયું હતું; તેમ છતાં પણ તેઓ હજુ પોતાની નવીન સાદી જીવનરીતિને જ વળગી રહ્યાં હતાં. તારાને સીમન્તની વધામણી પણ ત્હેના સખીમંડળમાં વ્હેંચવાનો શુભ પ્રસંગ આવ્યો હતો.

વિજયાલક્ષ્મી પરગામ ગયેલી ત્યાંથી આવ્યા પછી એક દિવસ ત્હેને મળવા આવી; વાત નીકળતાં ત્હેણે તારાને પૂછ્યું : " બ્હેન ! પેલી કંઠી કોઈ પરખી શક્યું'તુ કે ?"

" એમ શા સારૂં ક્હે છે, બ્હેન ? " તારાએ હસીને કહ્યું : " પારકું પ્હેરીયે તે વળી એવી રીતે પ્હેરતાં હોઇશું કે કોઇ જાણે ! "

વિજયાલક્ષ્મી બોલી ઉઠી : " ના. બ્હેન ! ના. હું એની વાત નથી કરતી.— આ તો, લેને ત્યારે ખરૂંજ કહી દઉં; એ ત્હને કંઠી આપી'તીને, ત્હેનાં મોતી તો ખોટાં હતાં, હોં !-એ વાત કોઇએ સમજ્યું'તું ?-હું તો એ પૂછું છું. "

તારાના અંતરમાં મ્હોટો ચિરાડો પડયો ! " શું એ માળાનાં મોતી ખોટાં હતાં!- ત્યારે બે હજાર રૂપિયાને માથે શું નાહકજ પાણી ફરી વળ્યું ! " ત્હેના મનમાં તો કાંઈ કાંઈ થઈ આવ્યું પણ તે બ્હાર એક શબ્દનો પણ ઉચ્ચાર કરી શકી નહિં.

"-કેમ, બ્હેન ! વિચારમાં પડી ! " વિજયાલક્ષ્મીએ પૂછ્યું. " કાંઈ નહિં, સ્હે-

જાય. " તારાએ જવાબ દીધો, પણ તે સંતોષકારક ન નીવડયો; અને વિજયાના અતિ આગ્રહથી ખરી વાત ત્હેને કહેવી પડી.

" બ્હેન! એ બધું હું જાણતી'તી, " વિજયા બોલી: " એમનો ને નયનલાલ ભાઇનો બહુ મેળાપ થયો નથી તો પણ-તેઓ એમનાં હમ્મેશાં વખાણ કર્યા કરે છે ને વખત મળશે તેમ તેમ ત્હેમની સાથે દોસ્તી કરવા પણ આખો દહાડો વાતો કર્યા કરે છે. એમનીજ મરજીથી હું, બ્હેન! ત્હને પ્હેલ વ્હેલી મળવા આવી'તી, ને પછી આપણે ઓળખાણ થયું:—એમને ત્હેં કંઠી માગ્યાની વાત મ્હેં કહી, ત્યારે એમને જરા વિચાર તો થયો'તો, કે ઘરાગ માલ એટલે ખોવાય કે બગડે તો શું કરવું! તે ઉપરથી એમણે થેલી ઉપરથી બજારદાર પણ પચીસેક રૂપિયાની ખોટાં મોતીવાળી કંઠી ત્હને મોકલાવી;-કોઈ ઝવેરી વગર એ ઝટ પરખાય એવી ન્હોતી, એટલે, બ્હેન! ત્હારે ખોટું માનવાનું નથી, હોં! પણ પછી તો નયનલાલ ભાઇએ ઝવેરીઓમાં તપાસ કરવા માંડી; એ વાત તરત એમને કાને આવી ને એમણે સમજાવ્યા પ્રમાણે પ્રથમના જેવી જ માળા ત્હમારે ત્યાં થઇને આવી.—આ વાત મ્હેને તો હમણાંજ ખબર પડવા દીધી, નહિં તો બ્હેન! આપણાથી તો સારા સમાચાર કહ્યા વગર ના રહેવાય, હોં! પણ એ તો કહે કે મ્હારે એ બંને વરવહુની પરીક્ષા કરવી'તી, એટલે ન કહ્યું. આખરે ત્હમે દેવું કરીને કંઠી પાછી આપી ને દેવું પણ વાળી દીધું!—એ વાત એમણે જાણી, કે તરત મ્હને મુંબાઈમાં જે બધું થયું'તું તે, અથથી તે ઇતિ સુધી કહ્યું ને બધી રકમ પાછી આપવાની તે કામ પણ મ્હને સોંપ્યું.—લે બ્હેન! આ ત્હારા રૂપિયા! "

વિજયાલક્ષ્મીએ બે હજાર રૂપિયાનાં નોટ તારાના ખોળામાં નાંખ્યાં.

* * * *

નયનને બધી હકીકત જણાવતાં તારા ગળગળી થઇ ગઇ; "પરમેશ્વર સર્વનું સારૂંજ કરે છે, વ્હાલી! " નયને ત્હેને છાતી સરસી દાબી, ત્હેનાં આંસુ લ્હોતાં કહ્યું: "પૂર્વજોનાં પુણ્ય એવીજ રીતે આડે આવી ભલું કરે છે; પરન્તુ આપણે તો ઇશ્વરનો આભાર માનવાની સાથે દયાળજીભાઈ જેવા સજ્જન અને ત્હેમનાં વહુ વિજયાલક્ષ્મી જેવાં સદ્‌ગુણી સ્ત્રીનો પણ ઉપકાર માનવાનો જ છે.—ગમે તેમ હો, પણ આપણે બંને આ બનાવમાંથી જે સાર શીખ્યાં છીએ તે તો કદિ ભૂલવાનો નથી,—એવો સાર કદિયે સુખશાન્તિમાં મળતો નથી જ—ને તે એ છે કે, મનુષ્યની જીંદગી સુધરે ત્હેને માટે દુઃખ અને વેદના પણ જરૂરનાં છે: ત્હેને પણ ઇશ્વરની મ્હોટી કૃપાની પેઠે વધાવી લેવાં એ દરેક પ્રભુભક્ત હૃદયનો ધર્મ છે. " કવિ ખબરદાર કહે છે કે,

" ચળાતી જ્યોત્સ્નાનો મણિમય પ્રીતિપન્થ દીપશે. "

તારા આ પોતાની પ્રેમમૂર્ત્તિના મુખમાંથી ઝરતાં શબ્દામૃતના દિવ્ય ઝરણનાં બિન્દુ પીતી, નયનના હૃદય ઉપર મસ્તક મૂકી, સ્વર્ગીય આનન્દમાં વિલીન પતિભક્ત ઉભીજ રહી.

સુમન્ત.

# પત્રપુષ્પાંજલિ.

## ૧.

## *સ્વર્ગસ્થ મિત્રનો પત્ર.

### ૧

પ્રિય ભાઈ × × × ×

મ્હારા સૂક્ષ્મ શરીરે આર્યાવર્તમાં મ્હેં ઘણો પ્રવાસ કર્યો પરન્તુ જડ શરીરની જન્મભૂમી ગુજરાત હોવાથી અને તેજ ભૂમીના સંસ્કાર વિશેષ હોવાથી હું વખતો વખત ત્યાં વિશેષ આવું છું. જ્યારે જ્યારે આવું છું ત્યારે ત્હને સ્વપ્નમાં પ્રત્યક્ષ અથવા પત્રદ્વારા મ્હારો અનુભવ જણાવું છું આ ફેરી પત્ર મોકલું છું તે ત્હને પ્રસિદ્ધ કરવા રજા છે. કેટલોક વખત થયાં તું તથા ત્હારૂં મંડળ "સુંદરીસુબોધ" નામનું માસિક કહાડી એ દ્વારા હિંદુ સ્ત્રીઓની ઉન્નતિ અર્થે પ્રયાસ કરો છો તે જોઈ હું ખરેખર આનંદિત થાઉં છું. અજ્ઞાન સ્ત્રીઓથી સ્ત્રીને પુત્રી તરીકે પત્ની તરીકે તેમજ માતા તરીકે, મુખ્યત્વે કરી અવિભક્ત કુટુમ્બમાં, કેટલું સહન કરવું પડે છે ત્હેનું આદર્શ બરાબર આપવામાં આવે છે. પણ ભાઇ! કેળવાયેલા ઉચ્ચ કુટુમ્બોમાં, મ્હોટી ઉમ્મરે લગ્ન થાય છે એવી જ્ઞાતિઓમાં, સ્ત્રીને એટલુંજ નહિ પણ પુરૂષને કેટલું સહન કરવું પડે છે તે ત્હને મ્હારા અનુભવથી કયાં અજાણ્યું છે! આમ છતાં માત્ર અજ્ઞાન કુટુમ્બોનોજ દોષ કાઢી ત્હેમને એકલાને શું કામ નિંદો છો! અભણ ગુમાન અને દ્રવ્યાભિમાની લક્ષ્મીનંદનના કુટુમ્બમાં સરસ્વતીચંદ્રને રહેવું ફાવ્યું નહિ અને સંસારનો ત્યાગ કર્યો તો પછી બન્ને બાજુ કેળવાયલાં કુટુમ્બોમાં રહેવા છતાં અમારે બન્નેને દેહત્યાગ કરવો પડયો એમાં કાંઈ નવિન નથી. મ્હોટી વયે અને વિદ્યાભ્યાસ લગભગ પુરો થયા પછી અમારાં લગ્ન થયાં હતાં તે ત્હને ખબર છે. અને ઈશ્વરકૃપાએ અમને પતિપત્નીને એક બીજા તરફ નિર્મળ સ્નેહ હતો. લગ્ન કર્યા પહેલાં જેટલો આનંદ કુટુમ્બમાં હોય છે તેટલો લગ્ન પછી નથી રહેતો. પુત્રપુત્રીનાં લગ્ન સ્હમજણાં થાય એટલી મોટી વયે કરવાં, બન્નેને એક બીજા તરફ ભાવ ઉત્પન્ન થાય એવાં સાધન લગ્ન પહેલાં કરી આપવાં, અને લગ્ન પછી પતિપત્ની પોતાની મેળે વધારે સહવાસમાં

* ગઈ રાત્રે સ્વપ્નમાં મ્હારા સ્વર્ગસ્થ મિત્રનો પત્ર મળ્યો, વાંચ્યો અને તે હજી સઘળો અક્ષરશઃ સ્મરણમાં છે તેજ અત્ર પ્રસિદ્ધ કર્યો છે–

સુબન્ધુ.

માત્ર એ ન ખમી શકનાર વડિલ વર્ગને માટે બહેતર તો એ છે કે કડવાકણબીની પેઠે પોતાનાં છોકરાંને ન્હાનપણમાંથીજ ઘોડીયામાંથી પરણાવી દેવાં અને સ્નેહ શું એ ન સમજે એમ અજ્ઞાન રાખવાં. જમાઈ દુર્ગુણી હોય, નિર્દય હોય અને છોકરીને ન બોલાવતો હોય તો ' છોકરી કુવામાં પડી ' ' જમાઈ કલાંક મળ્યો ' એવાં વચનો નિકળે એ સ્વાભાવિક છે; પરન્તુ છોકરીને જમાઈ સાથે સારી રીતે બનતું હોય, બન્ને એક બીજાને જોઈ આનંદ પામતાં હોય ને વખતે દુનિયાંમાં પોતપોતાનાં કર્તવ્યો બરાબર બજાવ્યા પછી પણ વધારે સહવાસમાં રહે, એ જોઇને પણ ' પુત્રી વરઘેલી છે ' 'જમાઈ બેશરમ છે' વિગેરે કઠોર વચન કહાડી પુત્રીને સાસરે જતાં અટકાવે તે માબાપો કેવાં ? પુત્રને પણ એવાંજ ઉદ્‌ગારો પોતાના વડિલ વર્ગ તરફથી સાંભળવા પડે છે. આનું પરિણામ એ આવે છે કે પતિ કે પત્નીથી પોતાની મરજી છતાં આમન્યા લોપી મ્હોટાંને કહી શકાતું નથી અને મનમાં જ મુઝાઈ આત્મા સંયુક્ત હોવા છતાં વિધુર–વિધવા અવસ્થામાં જીવન ગાળે છે. આ ઉપરથી કેટલાકને એ શંકા થશે કે નવીન યુગના યુવાનો ભાવમય હોવાથી વિષયસુખની બહુ લાલસા રાખે છે અને તેથી જ વિયોગ ખમી શકતા નથી. પણ હે મિત્ર! કેળવાયેલાં મનવાળાં, ઉચ્ચ પ્રાપ્તવ્યો વાળાં, ઈશ્વિરની ગહનતા અને શક્તિનો વિચાર કરનાર દંપતીઓને વિષયસુખ એજ જીવનનું કર્તવ્ય નથી હોતું. ઉચ્ચ વિચારો સાથે અનુકૂળ પતિ અથવા પત્ની મળવાથી ઉપર સૂચિત વિચારો વધારે ખીલી નીકળે છે. અને જનસમાજનું હરેક રીતે કલ્યાણ કરવા આ દંપતી સશક્ત બને છે. પુત્રના વડિલો એક વિચારથી, ત્યારે પુત્રીના વડિલો બીજા વિચારોથી, દોરવાઈ જઈ પતિપત્નીને ભેગાં જ થવા દેતાં નથી. આવી સ્થિતિમાં સ્નેહાળ દંપતીને કેવું થતું હશે તે લખવાની જરૂર ધારતો નથી.

" પાષાણોમાં નહિ નહિ હવે આપણે નાથ રે'વું,
શાને આવું–નહિ નહિ જરે આપણે હાય સ્હેવું,
ચાલો એવા સ્થળ મહિં વસે સૈર્ય જેમાં સદૈવ
આનાથી યે અધિક હૃદયે આર્દ્ર જ્યાં હોય દૈવ."

—કાન્ત.

ચક્રવાકીની પેઠે મ્હારી પ્રિયતમાએ પાષાણ હૃદયના જનમંડળમાં ન રહેતાં દિવ્ય સ્નેહ રૂપી સૂર્ય જ્યાં હમેશાં રહે છે અને જ્યાં આર્દ્રતા વિશેષ દ્રવતી હોય એવા સ્વર્ગ ભવનમાં સાથે રહેવા પત્ર મોકલેલો તે વાસ્તવિકજ હતો. અરેરે સામાન્ય રીતે તો ઠીક પરન્તુ બેમાંથી એકનું શરીર સ્વસ્થ ન હોય ત્યારે પણ બીજાથી ત્હેની પાસે જવાય નહિ, ત્હેની સુશ્રુષા–સેવા થાય નહિ, ત્હેનું મુખ આઘેથી પણ જોવાય નહિ, એવો પ્રતિબન્ધ સહૃદયથી કેમ સહન થઈ શકે !

मात र्मातर्दलति हृदयं ध्वंसते देहबन्ध :
शून्यं मन्ये जगदविरतज्वालमन्तर्ज्वलामि।
सीदन्नन्धेतमसि विधुरो मज्जतीवान्तरात्मा
विष्वङ्मोहः स्थगयति कथं मन्दभाग्यं करोमि ॥*

* હે મા, મ્હારું હૃદય ફાટી જાય છે, દેહબન્ધ તૂટી જાય છે. જગત્ મ્હને શૂન્ય-

તેથી અમે અહીં વધારે સુખી છીએ. અમારા-આપણા જડ દેહના માતપિતાનો પણ મહાન્ પિતા અમારા જેવા હજારો દંપતીને આનંદમાં સાથે રહી કર્તવ્ય બજાવતાં જોઈ ખુશી થાય છે, અને જગત્ એવા ઉન્નત વિચારો વાળું જલ્દી થાય એ જોવા ઉત્સુક છે. ત્હમારૂં યુવાન મંડળ મ્હારા જીવાનો અથવા મ્હારી પ્રેમાળ પત્ની જેવી વિનીત બાલાઓનો જીવનમાર્ગ વધારે સરળ અને સુરમ્ય કરી આપશે એમ માનું છું ઘણા દિવસે મ્હારા મનમાં ઘુમરાતા શબ્દો આજ ત્હારી આગળ કહાડ્યા છે. કેટલાક રહસ્ય ન સમજનારાઓ ત્હારો વાંક કહાડશે અને આ ત્હારા ઉદ્ગાર છે એમ માનશે. પણ તું બ્હીશ નહિ. આ શબ્દો મ્હારા-મ્હારી પ્રિયતમાના મૃત્યુ સુધીના અનુભવનું પરિણામ છે. આ પત્ર વાંચી ઉચ્ચ રહમળુ કુટુમ્બો પોતાના દોષો દૂર કરવા પ્રયત્ન કરશે તો પણ અમે આનંદ માનીશું. આનું પરિણામ શું આવ્યું તે હવેની જગચર્ચામાં અવલોકી ફરી મળીશ ત્યારે કહીશ. અમારા બન્નેના ત્હને પ્રણામ. લી. સ્નેહાંકિત.

ત્હારો × × ×

—સુબન્ધુ.

---

## ૨

## સ્ત્રીઓની પ્રાચીન ઉચ્ચ સ્થિતિ.

મે. 'સુંદરીસુબોધ' પત્રના તંત્રી સાહેબ!

જનસમાજમાં સ્ત્રીઓની કેવી ઉચ્ચ સ્થિતિ હતી તે બતાવવાને માહાભારતના સમયનું નીચેનું ચિત્ર આપના પત્રમાં દાખલ કરવા કૃપા કરશો.

એક વખત સુલભા નામની નૈષ્ઠિક બ્રહ્મચારિણી રાજકન્યા રાજા જનકની સભામાં ગઈ ત્યારે રાજા જનકે પૂછ્યું જે હે વિદુષી! આપ કોણ છો? તેના જવાબમાં

' साहं तस्मिन् कुले जाता भर्तर्यसति मद्विधे ।
विनीता मोक्षधर्मेषु चराम्येका मुनिव्रतम् ॥ '

' હું ક્ષત્રિય કુલ અર્થાત રાજ્યકુલમાં ઉત્પન્ન થઇ છું, અને ગુરૂઓથી વિદ્યા ભણી બ્રહ્મચર્યાવસ્થાની સમાપ્તિ પછી મુને યોગ્ય વિદ્યાદિયુક્ત જેવો જોઇએ તેવો પતિ નહિ મલવાથી મેં સન્યસ્ત ગ્રહણ કીધો છે ' ( માહા. શાં. અ ૩૨૧ )

જે સમયમાં સ્ત્રીઓ પણ પૂર્ણ બ્રહ્મચર્ય પાળી યુવાવસ્થામાં આવતાં પોતાને યોગ્ય પતિ શોધીને લગ્ન કરતી હશે તે સમયનું ચિત્ર કેવું પ્રેમપરીપૂર્ણ રમણીય હશે?

વળી તેથી ઉચ્ચતર ભૂમિકા કે જેમાં યોગ્ય પતિ નહીં મલવાથી સન્યસ્ત ગ્રહણ કરી જગતનો ઉપકાર કરવા સ્ત્રીજાતિ અને વળી તેમાં ક્ષત્રીય કુલોત્પન્ન રાજકન્યાઓ, સૌંદર્યતા, મધુરતા, સ્વતંત્રતા, અને નિઃસ્વાર્થની રમણી મૂર્તિઓ જ્યારે માહાત્મા તત્વજ્ઞાની જનક જેવાની રાજસભામાં દેદીપ્યમાન પ્રકાશતી હશે તે વખ્તના પ્રભાવની શું અલૌકીકતા હશે?

હતભાગ્ય હિંદને હાલ તો તેવી સ્થીતિનાં સ્વપ્નમાં પણ નથી.

કૃપાકાંક્ષી.

અમરીતસર તા. ૬૮—૮—૦૫. ચતુરભુજ નારાયણ ગણાત્રા.

# વિદ્યાકળા.

## સ્ત્રીઓના તથા બાળકોના શરીરના બાંધા સુધારવા ઉપર આપવું જોઇતું ધ્યાન.

લખનાર,—દા. એન. જી. શાહ. એલ. એમ. એન્ડ એસ.

( ગયા વર્ષના ૧૨ મા અંકથી ચાલુ. )

બીજી થોડી છાતી ખીલવવાની કસરત નીચે આપું છું તે ઉપર ઇચ્છાતુર વાચકવૃંદ તેને બરોબર સમજી તે પ્રમાણે પ્રયાસ કરવા ધ્યાન આપશે.

૧ કેડે હાથ રાખી ટટાર ઉભા રહો અને ધીમેથી શ્વાસ લ્યો. શ્વાસ લઇને દસ સેકન્ડ સ્થીર ઉભા રહો; એટલે કુંભક રચી દમ લેવો કે મુકવો નહિં, ત્યાર બાદ દમને ધીમે ધીમે બહાર કાઢો. શ્વાસ લેતી વખત શરિરને થોડું પાછળ વાળો અને બહાર કાઢતી વખત આગળ વાળો.

૨. આ કસરતની અંદર પહેલી કસરતની માફક શ્વાસ લેતી વખતે બાજુ તરફ લાંબા કરેલા હાથને આસ્તે આસ્તે ઠેઠ માથા ઉપર આવે ત્યાં લગી ઉંચા કરતા જાઓ. હાથ કોણીથી વાળવા નહિ. ઉપર મુજબ દસ સેકન્ડ થોભી શ્વાસ ધીમે ધીમે મુકતા જાઓ, તેની સાથે હાથ નીચે લાવતા જાઓ

૩. આ કસરત બીજી કસરતની માફક કરવાની છે, પણ આની અંદર તફાવત એટલો જ છે કે બાજુ ઉપર હાથ લાંબા કરી માથા ઉપર લાવવા કરતાં આગળ લાંબા કરતા જવાના છે અને ખભાના માપ સુધી જ ઉંચા કરવાના છે, વધારે નહિ.

૪. બીજી તથા ત્રીજી કસરતની માફક દમ લેતા જાઓ અને હાથને બાજુએ અગર આગળ ઉંચા કરો અને દસ સેકન્ડનો અંતર છે તેમાં ગોઠણને વાંકા વાળો અને પહોળા કરો અને શરીરને બની શકે તેટલું નીચે ઉતારતા જાઓ અને ઉંચું કરતા જાઓ.

૫. બીજી કસરતની માફક હાથ ઉંચા લાવ્યા બાદ જે વખતે દસ સેકન્ડ શ્વાસ બંધ રાખો તે વખતે શરિરના ઉપરનાં ભાગને, એટલે કમરથી આંગળી જમીનને અડે ત્યાં લગી, ગોઠણને તદન સીધા રાખી, વાળો અને પાછું હતુ તે સ્થિતિમાં લાવો.

૬. ફણા ઉપર ટટાર ઉભા થવું અને પાછું હતી તે સ્થિતિમાં આવવું; આમ બે ચાર પાંચ વખત કરવું.

છેલી ત્રણ કસરતો દમ લીધા બાદ દસ સેકન્ડના આંતરની અંદર કરવાની છે. આ અંતર જેમ ટેવ પડે તેમ વધારતા જવાનો માહાવરો રાખવો. આ બધી કસરતો બહુ જ આસ્તેથી કરવાની છે, અને રોજ પાંચ દસ અગર વીસ વખત જે પ્રમાણે બની શકે તે પ્રમાણે નીયમીત રીતે કરતા જવી અને યથાશક્તિ વધારવાનો માહાવરો રાખવો.

## નાકથી શ્વાસ લેવાની કસરત.

છોકરાંઓને હમેશાં નાકથી દમ લેવાની ટેવ પાડવા માટે થોડું શીક્ષણ આપવું જોઇએ. વયે પોહોંચતાં ઉપલા જડબાનું હાડકું તથા ગળાની અંદરના ભાગમાં થતા કુદરતી વધારા (Development) ને લીધે તેવી રીતે દમ લેવામાં બહુ સારી મદદ મળે છે. થોડી મુદત તેવી રીતનું શિક્ષણ આપ્યાથી તેમ કરવાની બચાંને ટેવ પડી જશે. આથી ઘણા ફાયદા થાય છે. નાકની અંદરના ભાગમાં રહેલા ખાડા ખળાડાઓમાં હવા સારી રીતે પેસારો કરી શકે છે અને તેથી ત્યાં રહેતાં કોઈ નાશકારક જંતુને દૂર કરી શકે છે, કે જે જન્તુને લીધે નાકમાં મસાનો મરજ થાય છે. આ મસાઓ નાકથી દમ લેવાની ટેવ પાડ્યાથી વાઢકાપ કરાવ્યા વગર તદન નાબુદ થઈ શકે છે. જો કદાપી આને જ માટે વ્હાડકાપ કરવામાં આવી હોય તો નાકથી શ્વાસ લેવાની ટેવ વગર તેની અંદર ફતેહ મળી શકતી નથી. બચાંની અંદર દુઃખતા તથા પાકતા કાનનો મરજ આમ ટેવ પાડવાથી દુર રાખી શકાય છે. સપાટ છાતીવાળાં માણસ કે જેની છાતીનું મધ્ય હાડકું (sternum) બેસેલું હોય છે તથા ખભા ગોળ હોય છે તથા પાછલી ઢાંકણી (scapula) પાંખ જેવી થઈ ગએલી હોય છે તેનામાં મસા ઘણા થાય છે. આ ઉપરથી ધ્યાનમાં આવશે કે નાકથી દમ લેવા તરફ બેદરકારીને લીધે ચહેરા તથા નાકથી ગળાવાટના રસ્તાનો ઘાટ બેડોળ થવા ઉપરાંત છાતીને પણ બેડોળ કરે છે માટે જો ઉમરે પોંચ્યા પછી પણ જો આ સ્થીતી ચાલુ રાખવામાં આવે તો તે માણસની સ્નાયુની કામ કરવાની શક્તીને બહુ ધોકો પોહોંચાડે છે.

## કરોડના વળણ (Spinal curvature) માટે દમ લેવાની કસરત.

શ્વાસોશ્વાસની કસરત શરીરને ખીલવવામાં મુખ્ય હોવી જોઇએ. તેમાં મુખ્યત્વે કરીને બચાંની અંદર તેને પહેલ આપવી જોઇએ. શ્વાસ લેતી તથા મુકતી વખતે કરોડ વાંકી વળે છે અને સીધી થાય છે. જેથી આની કસરત તેની વળણની સ્થીતી જાળવી રાખવામાં મદદ કરે છે. ચોટાં મોટાં થએલાં બચાંની અંદર કરોડનું પડખા તરફ વળવું અસાધારણ નથી. આવી બીમારીવાળાં કે જેને બીજા ઇલાજથી આરામ થતો નથી તેને આ કસરતો બહુ ફાયદાકારક થઈ પડે છે. તે નીચે મુજબ. જેની કરોડ પડખા તરફ વળી ગએલી હોય તેને એક લાંબા ટેબલ ઉપર સીધો સુવારી તેના પગ પટાથી નીચે બાંધી રાખવા. ત્યાર બાદ તેને ધીમે ધીમે શ્વાસ લેવા કહેવું અને શ્વાસ લેતી વખતે તેના હાથ બાજુ ઉપરથી

લઇને બીજા માણસે તેના માથાની ઉપરવટ લઈ જવા અને પાછા લાવવા. આ માફકનો અખતરો ડુબી:ગએલ માણસને પાછો શુધીમાં લાવવા અજમાવવામાં આવે છે. આથી કરીને હવા જોરથી અંદર દાખલ થાય છે અને છાતીને જોરથી ફુલાવી શકે છે. જે કેસોની અંદર કરોડની ખોડ સુધારવી ઘણી મુશ્કેલ હોય તેવા કેસોની અંદર ઉપલી કસરત વખતે જે બાજુ (concave side) તરફ કરોડ વળી ગઈ હોય તે બાજુના હાથને વધારે જોર આપવું જોઇએ વધારે જોર આપ્યાથી જે છાતીની બાજુ સંકોડાઈ ગઈ હશે તે વધારે જોરથી ફુલશે. આ કસરત આવા કેસોની અંદર બહુ જ અગત્યની છે. કારણ જો તેવા કેસોની સાધારણ રીતે થતી દવા કરવામાં આવે તો ઘણે ભાગે ફાયદો થવાને બદલે નુકશાન પણ થાય છે. તેવી જ રીતે કરોડનો ભાગ પાછળ વળી ખુંધ નીકળી હોય તેની અંદર પણ આવી કસરતથી બહુ ફાયદો થાય છે. રીકેટ્સ (Rickets) જાતના રોગની અંદર પણ ઉપર જણાવેલ જાતની કસરતથી આરામ મળે છે.

### આ કસરતથી પેટ પરના સ્નાયુની ઉપર થતી અસર:

છોકરાં મોટાં થતી વખતે જો તેમનાં પેટ વધેલાં હોય છે તો તેમના પેટ ઉપરના સ્નાયુ કે જે પેટને કબજામાં રાખવાનું કામ કરે છે તે આસ્તે આસ્તે ઢીલા પડતા જાય છે, અને તેથી કરીને નીચેના પેડુના બન્ને પડખાંને બહુ નુકશાન પોંચે છે. જ્યારે પેટ મોટું થવા માંડે છે ત્યારે પાછળ અમર બાજુમાં તેને વધવાની જગ્યા નહિ હોવાથી આગળ વધતું જાય છે અને તેને લીધે તેના ઉપર આવેલા, પેટ ઉપર જાપતો રાખનારા, સ્નાયુને બહુ જ નુકશાન પોંચે છે. તે સ્નાયુ પણ પોતાની હદ સુધી ટકાવી રાખવાની મહેનત કરે છે, પણ પછી જ્યારે હદ ઉપરાંત થાય છે ત્યારે તેને તાબે થવું પડે છે અને પેટની આગળ તે સ્નાયુ પણ વધવા માંડે છે. પણ જ્યારે કોઈ પણ પ્રકારથી પેટ ઓછું થઈ નાનું થઈ જાય છે ત્યારે તે સ્નાયુએ હદ છોડી દીધેલી હોવાથી તેનામાં સ્થિતિસ્થાપકતાનો ગુણ જતો રહ્યાને લીધે વધેલા નાના થઈ શકતા નથી, પણ તે તો તેમને જે સ્થિતિમાં લાવવામાં આવ્યા હોય તે જ સ્થિતિ જાળવી રાખે છે. શ્વાસોશ્વાસની કસરતથી આ સ્થિતિમાં પણ ઘણો ફાયદો થાય છે. તેને તન્દુરસ્ત અને મજબુત સ્થિતિમાં રાખે છે અને તેની નબળાઇને લીધે થતા રોગો જેવા કે સારણગાંઠ તેને થતાં અટકાવે છે. કારણ તે આ સ્થિતિનું મોટામાં મોટું જોખમ છે.

વાંચનાર આ લેખ ઉપરથી સમજશે કે આ નજીવી જેવી કસરત શરિરને તાકાત આપી કેટલો ફાયદો કરી શકે છે. માટે પોતે તે પ્રમાણે કરી પોતાનાં બાળબચ્ચાંમાં તેનાં બીજ રોપવા પ્રયત્ન કરવો જોઇએ. સ્ત્રીઓ પોતાના બાંધા સુધારી ક્ષય, દમ, હાંફણ વીગેરે મરજોમાંથી દુર રહી, પુષ્ટ બની કૌવતવાળી પ્રજાને જન્મ આપશે. આ લેખનો હેતુ આ સ્થળે પુરો થાય છે પણ થોડી વ્યવહારીક સુચના જણાવી આ લેખ પુરો કરવાની રજા લઇશ.

દરેક માણસે પોતાની તન્દુરસ્તી ઉપર સારી રીતે ધ્યાન આપવું જોઇએ. હરહમેશ બની શકે તો સાંજની ખુલ્લી હવામાં એક બે માઇલ ફરવા ગયાથી આખા દીવસનો થાક

ઉતરી જઈ મન પ્રફુલ્લીત બને છે અને આસાએશ મળે છે, ખોરાક ઉપર સારી રૂચી થાય છે તથા શાંત નિદ્રા પ્રાપ્ત થાય છે. ફરવું પણ શરિરને અથાગ શ્રમ પડે તે પ્રમાણમાં ન હોવું જોઇએ; તેમ થોડા દહાડા ફરવા જવું, વળી ન જવું, વળી જવું, એમ કરવું પણ ફાયદાકારક નથી. નિયમીતપણું રાખવાની ટેવ રાખવી. ખોરાક પણ રૂચી માફક જ ખાવો અકરાંતીઆ થવાથી બહુ નુકશાન થાય છે. આપણા લોકોમાં સારૂં ભોજન જોઈ તેના ઉપર ખુબ ત્રાપો મારવાની ટેવ જોવામાં આવે છે. જો કે તે ખાતી વખતે સારૂં લાગે છે પણ પચાવવું મુશ્કેલ પડે છે, તેથી અજીર્ણ, ખાટા ઓડકાર, પીડ, ઝાડો, ઉલટી વીગેરે વિકાર ઉત્પન્ન થાય છે. આથી પેટ ચોળી પીડા ઉત્પન્ન કરવા જેવું જ થાય છે માટે તેમ નહિં કરવાની દરેકને ભલામણ છે. જેથી મીતાહારીપણું રાખતાં શીખવવાની ટેવ પાડવી. આપણો ખાધેલો ખોરાક આપણને બરોબર પચ્યો કે નહિં તે જોવાને દરેક માણસે સવારમાં મોઢું સાફ કરી આયનામાં પોતાની જીભ ઉપર નજર કરવી. જીભ એ શરીરનો આયનો છે; અંદરના બીગાડનું તે પોતાના ઉપર પ્રતીબીંબ પાડે છે. કોઈ પણ રંગની, તેના ઉપર ઘસી કાઢયાથી દુર ન થઈ શકે તેવી, છારી શરીરની અંદર વીકાર છે એમ જણાવી આપે છે. માટે તે દુર કરવા પ્રયાસ કરવો. તેની સાથે માણસને હરહમેશ એક યા તો બે વખત ઝાડો સાફ આવવો જોઇએ. તે ન આવે તો મનને ઉદ્વેગ રહ્યાં કરે છે. ઝાડાની કબજીયત ઘણા રોગની ઉત્પત્તીનું મુળ છે, જેવાં કે માથાંનો દુઃખાવો, ચુંક તાવ વીગેરે. માટે તે તરફ બેદરકારી રાખવાની જરૂર નથી. ઝાડો સાફ આવે તો જ મનને આનંદ રહે છે. આ બધી બાબત લક્ષમાં રાખવામાં આવશે તો બેશક ફાયદારૂપ નીવડશે.

સમાપ્ત.

---

## સ્વીકાર.

નીચેનાં નવાં માસિકપત્રો અમને મળેલાં છે તેનો ઉપકાર સાથે સ્વીકાર કરીએ છીએ.

આત્માનંદ પ્રકાશ, વૈશ્નવ, સુમતિ, જૈનોદય.

# ગૃહધર્મ.

## દેશઉન્નતિનો પાયો—બાલિકાશિક્ષણ.

( સ્ત્રીલેખ. )

( ગયા વર્ષના ૧૨ મા અંકથી ચાલુ. )

૧૦. ગર્ભીણીએ રાખવાની સાવચેતી—બે ત્રણ મહીના સુધી ચોકસ ખબર પડી શકતી નથી તો પણ તેનાં કેટલાંક ચીન્હ નીચે પ્રમાણે છે. શરીર ભારે લાગે છે, ઊંઘ વધતી જાય છે, સવારમાં ભૂખ લાગે છે, ન ખાવા જેવી ચીજનું મન થાય છે અને રૂંવાટાં ઉભાં થાય છે. તે અવસ્થામાં વધારે સાવચેત રહેવાની જરૂર છે, કારણ કે નવ માસની પોતાની વર્તણુક બાલક પર જબરી અસર કર્તા છે. માટે ખુલી હવામાં ફરવું, કસરત થાય તેટલું કામ કરવું, ખોરાક હલકો ને પોષ્ટીક લેવો તથા દુધ ચોખા ને ઘીનો ઉપયોગ વધારે કરવો. કદરૂપાં મનુષ્યના ચહેરા નિહાળીને જોવા નહિ, સુચરિત્રવાન સ્ત્રી પુરૂષનાં ચરિત્ર વાંચવાનો ખાસ મહાવરો રાખવો ને વાંચીને મનમાં ઠસાવવાં. ટાઢો વાયડો કે તેલ મરચાં વાળો ખોરાક ખાવો નહિ, ચાક માટી કે કોયલા જેવી ખરાબ ચીજ ખાવી નહિ, પણ તેને બદલે બદામ દ્રાક્ષ કે વરીયાળીનો ઉપયોગ ઠીક છે. નબળી ગર્ભીણીએ ડાક્ટરની સલાહ લઇ "ટોનીક" પીવું પણ સારૂં છે. ઉજાગરો કરવો નહિ, ભયંકર દેખાવો તેમ જ અકસ્માત જોવા નહિ, ગર્ભીણીના પ્રસવ વખતે પાસે જવું નહિ અને સદાચરણ તથા નિતિમાં મન રાખી પોતાનો ગર્ભ સર્વ રીતે સર્વોત્તમ થાય એમ પરમેશ્વરની પ્રાર્થના કરવી; તેમ જ ગર્ભીણીનાં સંબંધમાં આવતાં તેનાં સગાં વહાલાં તેમ જ પતિએ પણ તેને આનંદમાં રાખવા પ્રયત્ન કરવા.

૧૧. સ્ત્રીઓની ૬૪ કળા શીખવી.

૧ શણગારની સોળ કળા. (૧) ચોળી પહેરવાની—એકની એક ચોળી હોય પણ પહેરનારી ચતુર હોય તો એની મેળે જ શોભી નીકળે છે. (૨) દાંત રંગવાની—આગળ તો દાંત લાલ કે કાળા રંગવાની તેમ જ રેખો મૂકાવવાની, પણ હાલમાં તો પાઉડર વગેરે લગાડી દાંત સાફ રાખવાની. (૩) નવી નવી જાતનાં, ચાંલા, આડ તથા પીળ કરવાની. (૪) સેંથો પુરવાની—માથું ઓળ્યા પછી હીંગળથી સેંથો પુરવાની તેમ જ મોતીની સેર નાખવાની તથા આડા સેંથા લેવાની. (૫) વેણી ગુંથવાની—નવી નવી ફેશનના અંબોડા તેમ જ છુટા વાળની જુદી જુદી જાતની વેણી ગુંથવાની. (૬) નેત્રાંજનની—આંખમાં આંજણ તેમ જ સોંયરું આંજવાની. (૭) પાન ખાવાની-પાન ખાતી વખત હોઠ જ લાલ થાય પણ મોઢું સાફ રહે તેવી. (૮) હાથમાં બંગડી કંકણ કે ચુડી પહેર-

વાની. (૯) શરીર પર સુગંધી લગાડવાની-શરીરે ચંદન કેસર અત્તર તથા સેંટ વગેરે લગાડવાની. (૧૦) નાકમાં હીરો વાળી કે ફુલ પહેરવાની. (૧૧) વેણીમાં ફુલ નાંખવાની-અંબોડામાં તેમ જ વેણીમાં ફુલ નાંખવાની. (૧૨) પગમાં ઝાંઝર વગેરે અલંકાર ધારણ કરવાની. (૧૩) કંઠમાં હાર મોતીની કંઠી વગેરે અલંકાર પહેરવાની. (૧૪) હાથે પગે મેંદી લગાડવાની. (૧૫) પોષાક પહેરવાની—દક્ષિણી, પારસી, કાઠીયાવાડી ને ગૂજરાતી પોષાક પહેરવાની (૧૬) હાથ પગની આંગળીમાં વીંટી વગેરે પહેરવાની.

૨ પતિરંજન સોળ કળા-(૧) મુખ શાંત રાખવાની (૨) ચહેરો હસતો રાખવાની. (૩) બહારથી ઘેર આવે સારૂં માન આપવાની (૪) સ્વાદીષ્ટ રસોઈ કરી પીરસવાની (૫) પાન સોપારી વગેરે મુખવાસ આપવાની (૬) શણગાર સજી બતાવવાની (૭) સારાં સારાં પુસ્તકો વાંચી સંભળાવવાની (૮) પતિને મનગમતિ જેવી કે, પાસા, સેતરંજી, ચોપાટ કે ગંજીફો વગેરેની રમત રમવાની (૯) ગાયન કરવાની (૧૦) મધુર વાણીથી જવાબ દેવાની (૧૧) વાજીંત્ર જેવાં કે પીયાનો સુંદરી સતાર ફીડલ કે હારમોનિયમ વગાડવાની (૧૨) પતિનો દોષ ધ્યાનમાં ન લેવાની (૧૩) પર પુરૂષ સાથે પ્રસંગ જેટલી જ ગંભીર ચહેરાથી વાત કરવાની (૧૪) પતિને દરેક બાબતમાં યોગ્ય સલાહ આપવાની (૧૫) શૃંગારમાં સંતોષ આપવાની (૧૬) અને વિનય રાખવાની.

૩ ઘરકામમાં ધ્યાન રાખવાની ૮ કળા—(૧) નિર્ધનતા બહાર ન જણાવવાની (૨) કરકસર કરવાની (૩) વસ્ત્રાલંકારની સંભાળ રાખવાની (૪) વાસણ વગેરે ઘરચીજ તથા ઘર સ્વચ્છ રાખવાની (૫) ઘરમાં નામું રાખી વ્યવહાર ચોખો રાખવાની (૬) ઘરની છાની વાત બહાર ન કરવાની (૭) બાલરક્ષણની (૮) બાલશિક્ષણની.

૪ કુદરતી આઠ કળા—(૧) જન સમુદાયમાં એકલાં ન જવાની (૨) પિયરપનોતાં ન થવાની (૩) શિયળ સાચવવાની (૪) પતિમાં જ ચિત્ત રાખવાની (૫) વિનયવિવેક રાખવાની (૬) મર્યાદામાં રહેવાની (૭) આશંકિત થવાની (૮) અને સ્વતંત્રતા ન બતાવવાની.

૫ સદ્‌ગુણ શણગારની સોળ કળા—(૧) ચપળપણું (૨) ચતુરાઇ ને પતિવ્રતપણું (૩) ઉદારપણું (૪) સત્ય (૫) ક્ષમા (૬) સંતોષ (૭) દયા (૮) ડહાપણ (૯) આવડત (૧૦) ઉદ્યોગ (૧૧) ધીરજ (૧૨) સંતોષ (૧૩) વિદ્યા (૧૪) ભાતૃભાવ (૧૫) માયાળુપણું (૧૬) અને પરમાત્માભક્તી.

( અપૂર્ણ. )

નીશા. )

# સુંદરી સુબોધ.

વર્ષ ૩ જું ] ઈ. સ. ૧૯૦૫ ઑક્ટોબર—આશ્વિન વિ. સં. ૧૯૬૧. [ અંક ૨ જો.

## पत्नीव्रत.

एटलुं तो अवश्य याद राखवुं के जेम एक प्रजानुं धोरण उंचुं तेम तेनुं गौरव अने बळ पण मोटुं. तेम स्त्रीओना करतां पुरुषो ज नीतिना आचरणने माटे वधारे मक्कम होवा जोइए. नीतिना भंग माटे कोइपण प्रजाना कायदामां जोइए तो पुरुषने गुन्हेगार गणेलो छे. अने तेनुं कारण पण एज के, स्त्रीओ सौम्य अने नीतिनी रक्षक छे. पुरुषो मोटे भागे तेनो भंग करनारा छे. आपणामां जेटलो भार मूकीने पतिव्रतनो उपदेश करेलो छे तेनाथी घणो ज थोडो पण जो पत्नीव्रतनो उपदेश होत तो देशमां हाल जे स्थिति थइ छे ते कदी पण थात नहि. मननो धर्म छे के सामानो दाखलो लइ ते प्रमाणे वर्तवाने तैयार थाय. मोटाओनो चोख्खो अन्याय हमेशां नानाओने अनेक गुन्हा करवानी प्रेरणा करे ए स्वाभाविक छे. पुरुष एकथी अनेक स्त्रीओ करे, वय जती रहेवा छतां बाळा साथे विवाह करे अने बीजी तरफथी स्त्रीओने पतिव्रत अने फरी लग्न नहि करवानो सखतमां सखत जापतो मुके, ए मोटा अने बळवान पुरुषोनो पक्षपाती चोख्खो अन्याय स्त्रीओनां मनने उलटी बाजुए उश्केरे, ए स्वाभाविक छे. माटे पुरुषोए पत्नीव्रत धारण करी, समवयना विवाहमां ज हद रही पोतानो दाखलो लेवाने स्त्रीओने अपरोक्ष उपदेश आपवो जोइए. जो एम थाय तो ज एक सरखो नीतिनो वधारो थइ प्रजानुं चारित्र्य उन्नतावस्थाने प्राप्त थाय.

-समालोचक, पु. १०, सं. ३.

પ્રીતિથી મ્હને આમન્ત્રણ કર્યું. હું પણ આખરે એક દિવસ પોર્ટમેંટોમાં કપડાં લત્તા ભરીને, રેલ ગાડીમાં બેસીને હાર્વીને મળવા ગયો, હાર્વીનું ઘર લંડનથી ચાલીસ માઇલને છેટે છે. એ મ્હને લેવા સ્ટેશન ઉપર આવ્યો હતો. અને મ્હને જોઇને બહુ ખુશી થયો. હમે બન્ને એની ગાડીમાં બેશીને ઘર તરફ ચાલ્યા.

થોડે દૂર ગયા એટલે હાર્વીએ કહ્યું "જો પેલું મ્હારૂં ઘર દેખાય છે. એ બગીચાની ચારે તરફ જે મકાનો દેખાય છે તે મ્હારા મિત્રોના છે. મ્હેં મ્હારા ઘરમાંથી એ બધાના ઘરોમાં તેલીગ્રાફ લગાડી દીધો છે. જ્યહારે કોઈ દિવસ કામ પડે છે ત્યહારે તારથી મ્હારા મિત્રોને બોલાવું છું. એ લોકો આવીને મ્હારી સાથે શતરંજ રમે છે. નહિ તો બીજા કોઇને પુછાવું છું કે 'ચલો, આજ આપણે શીકાર ખેલવા જઇએ.'"

એટલામાં હમારી ગાડી ઝાંપાની પાસે આવી પહોંચી. હાર્વીએ ગાડીને રોકી. ઝાંપો બંધ હતો. એ ઉઘાડવાને માટે હું ગાડીમાંથી નીચે ઉતરવા જતો હતો પરન્તુ હાર્વીએ મ્હને રોક્યો. ઝાંપો એની મેળે જ ઉઘડી ગયો. આશ્ચર્ય પામીને મ્હેં કહ્યું 'વાહ, વાહ, આ તો બહુ મજાની વાત.'

હાર્વીએ કહ્યું 'કેમ, આ ત્હારી સમજમાં ન આવ્યું?! ઝાંપાની બહાર દસ બાર હાથ લોઢાનું મજબુત પતરૂં છે. ત્હેના ઉપર ગાડી ચ્હડી એટલે એ થોડુંક નીચું દબાઇ ગયું. એ પતરાની સાથે જમીનની નીચે થઇને ઝાંપાના નીચલા ભાગની સાથે એક સાંકળ લાગેલી છે. જ્યહારે લોઢાનું પતરૂં નીચે નમી ગયું ત્યહારે કળ ઝાંપાના નીચલા ભાગથી છુટી ગઈ. ઝાંપામાં કમાન છે. તેથી તે પોતાની મેળે જ ઉઘડી ગયો. અંદર પણ બરોબર એવી જ રીતે લોઢાનું મજબુત પતરૂં રાખેલું છે. એના ઉપર ગાડી આવ્યાથી ઝાંપો પાછો બન્ધ થઈ જાય છે. મ્હેં કહ્યું 'આવું તો મ્હેં કોઈ દિવસ જોયું નહોતું. દરવાન તો ત્હારે રાખવો જ નહિ પડતો હોય!'

ગાડી પોર્ટિકો (સાયબાન) ની નીચે જઇને ઉભી રહી. મ્હેં જોયું તો એક સાઇસ (ઘોડાવાળો) ઉભો છે અને નોકર અંદરથી કમાડ ઉઘાડે છે. હાર્વીએ કહ્યું 'જુઓ, મ્હેં કોઇને બોલાવ્યો નહોતો પણ એ લોકો પોતપોતાને કામને માટે આવી પહોંચ્યા. ઝાંપો ઉઘાડવાના લોઢાના પતરાની સાથે વીજળીના બે તાર લાગેલા છે. એ તારોએ તબેલા અને નોકરોની ઓરડીની ઘંટડીઓ વગાડી. લોઢાની ચાદરો જ્યહારે નીચી નમી ગઈ તે વખતે બે ઘંટડીઓ વાગી, અને એ લોકોએ જાણી લીધું કે આપણે ત્હાં કોઈ આવ્યું છે.

મ્હેં કહ્યું 'એ તો બહુ જ સારૂં. ત્યારે ત્હાં આવીને કોઇને ખોટી જ ન થવું પડે.'

હમે ઘરની અંદર ગયા. હાર્વીની બહેન પાસેની એક ઓરડીમાં હતી. હમને જોઇને એ હમારી પાસે આવી. હાર્વીએ ત્હેને મ્હારો પરિચય કરાવ્યો. મીસ હાર્વીને જોયાથી એમ માલુમ નહોતું પડતું કે એ હાર્વીની બહેન છે. ત્હેની ઉમર આશરે પચાશ વર્ષની

હતી. ત્હેનામાં સ્ત્રીજાતિની કોમળતા જરાયે નહોતી. યથાસાધ્ય મધુર સ્વરે ત્હેણે પુછ્યું. ' મહાશય, આવતાં રસ્તામાં આપને કાંઈ અડચણ તો નહોતી પડીને ?' આવી રીતે બે ચાર વાતો પુછ્યા પછી ત્હેને કોઈ કામ યાદ આવ્યું અને એ ત્યાંથી ઉઠીને ચાલી ગઈ.

ઉપર જવાના દાદરની ડાબી બાજુએ મ્હેં જોયું કે, એક મ્હોટા લોઢાના સળીઆને લોઢાનાં ન્હાનાં ન્હાનાં ઘણાં શીંકાં વાંકાં વાંકાં ટાંગેલાં છે. દરેક શીંકામાં એક એક બ્રશ હતું. એ કળનો પ્રયોગ સમજમાં ન આવવાથી મ્હેં પૂછ્યું ' ભાઈ, હાર્વી ! આ શું છે ! '

હાર્વી—' શું ? હા, એ બ્રશ-સાફ કરવાની કળ છે. આવ, હું ત્હને સમજાવી દેઉં. આ જો, જમીનથી એક ફૂટ ઉંચે એક પુલપીઠ-ચબુતરો છે, ત્હેના ઉપર એક સ્ટુલ છે. ત્હેના ઉપર ઉભા રહેવું પડે છે. ઉપર ઉભા રહેતાંની સાથે જ એ સ્ટુલ નીચે ઉતરવા લાગે છે. અને ઉતરતી વખતે ઘડીયાલની માફક અન્દરના અનેક ચક્રોને ચલાવે છે. એથી બ્રશવાળા શીંકાઓ ફરી ફરીને ત્હમારા કોટ, પાટલુન, જોડા વિગેરે બધું સાફ કરી નાંખે છે. પરન્તુ ટોપી સાફ કરવાનાં બ્રશ જે સૌથી ઉપર છે એ ઘણું મજાનું છે. જો, એનો આકાર વચ્ચમાંથી બે ભાગ પાડેલી હેટ ( ટોપી ) ની પેટીના જેવોજ દેખાય છે.'

મ્હેં કહ્યું ' વિલક્ષણ છે, અદ્ભુત છે, એકવાર એના ઉપર ચઢો તો ખરા. '

હાર્વી સાહેબ જઇને એ સ્ટુલ ઉપર ઉભા થયા. ચઢતાંવાંત જ બધા બ્રશો ફરી ફરીને ત્હેના શરીર ઉપરના બધાં વસ્ત્રો ઝાડવા લાગ્યા. પરન્તુ ઉપર વાળું ટોપીનું બ્રશ એમને એમજ રહ્યું. જ્હારે નીચેના બ્રશોનું અડધું કામ થઇ રહ્યું ત્હારે ઉપરનું બ્રશ નીચે ઉતરી આવ્યું. અને જલદી જલદી ગોળ ફરીને દસ બાર ચક્રમાં માથા ઉપરની ટોપીને સાફ કરી પોતાની જગ્યાએ જતું રહ્યું.

હાર્વીએ ઉતરીને કહ્યું ' કેવું મજાનું યન્ત્ર છે ! આવ, તું પણ ત્હારાં વસ્ત્ર સાફ કરાવ.'

મ્હેં કહ્યું ' ના, ના, હમણાં રહેવા દો.'

હાર્વી:—' ત્હારે ઠીક, ઉભા રહો, હમણાંહું ખબર કઢાવું છું કે જમવાની કેટલી વારછે.'

હાર્વીના ગયા પછી મ્હેં એ સાફ કરવાનું યન્ત્ર જોયું. મનમાં એમ પણ થયું કે એ કેવી રીત્યે ચાલે છે એ એક વખત હું પણ જોઉં. ચારે તરફ મ્હેં જોયું તો ઓરડામાં કોઇ હતું નહિ. હું સ્ટુલ ઉપર ચડી ગયો. બધા બ્રશ સારી રીતે ફરીને મ્હારા વસ્ત્ર સાફ કરવા લાગ્યા અને ટોપીનું બ્રશ—અરે બાપ રે ! આ શી આપત્તિ આવી પડી! હાય! મ્હારા તો પ્રાણ નીકળી ગયા.

મ્હારા માથા ઉપર ટોપી નહોતી એ વાત તો હું ભુલીજ ગયો હતો. ટોપીના બન્ને

બ્રશે મ્હારૂં મ્હોં પકડી લીધું. અંદરના બન્ને ચીપીઆ વડે મ્હારા કાનને અચ્છી રીતે પકડીને એ મ્હારા મ્હોંની ચારે તરફ ફરવા લાગ્યા. મ્હને લાગ્યું કે નાક ઉપર ચામડી રહેવાની નથી. મ્હેં વિચાર કર્યો કે માથું નીચું નમાવીને ઉતરી જાઉં. પરન્તુ જેવો હું નીચો નમવા ગયો તેવોજ પાછળથી કપડાં સાફ કરનારા બ્રશોએ એટલા વેગથી ધક્કો માર્યો કે હું તરત જ પાછો સીધો થઇ ઉભો થઇ ગયો. સૌભાગ્યથી આ યન્ત્રણાનો તરતજ અન્ત આવી ગયો. ઉતરીને જોયું તો હાર્વી એક ખુણામાં ઉભો ઉભો હસ્યા કરે છે. ત્હેનું હસવું બન્ધ થતું નહોતું. મ્હેં પણ એક વખત હસીને મ્હારૂં મ્હોં સ્હામેના દર્પણમાં જોયું, પહેલાં તો હું હસવાની પરાણે ચેષ્ટા કરતો હતો પરન્તુ હવે મ્હારૂં મ્હોં જોઇને તો મ્હારાથીજ ન રહેવાયું. હું પણ ખુબ ખડખડ હસવા લાગ્યો. માથાના વાળ મન્દિરની ચમરી જેવા થઇ ગયા હતા અને મ્હારા પ્યારા વ્હીસકર્સ (લાંબી મુછો) નો એક અંશ કળમાં જ ભરાઈ રહેલા હતો.

હાર્વીએ હસવું જરા બંધ કરીને કહ્યું:—'શો તમાશો છે! એ કળ બરોબર મ્હારા જ માપની છે એનો ત્હેં વિચાર ન કર્યો. અને ટોપી ઉતારીને કેવી રીતે ચડી ગયો?' મ્હેં કહ્યું 'બસ, રહેવા દો. હું ખુબ ઝડાઈ ગયો છું.'

'તો આવ, કપડાં બદલ, ભોજન તૈયાર છે.' એમ કહી હાર્વી ઉપરને મેડે એક ઓરડીમાં લઈ ગયો. ત્હેણે કહ્યું 'જેટલા દિવસ અંહિ રહે એટલા દિવસ આ ત્હારી ઓરડી છે.'

મ્હેં કહ્યું 'ઠીક, આ ઓરડી તો ઘણી સુન્દર છે.'

હાર્વી:—'ઓરડી ઘણી મ્હોટી છે. રાતે એકલા આટલી મ્હોટી ઓરડીમાં સુઈ રહેતાં ત્હને બ્હીક લાગે તો હું આ ન્હાના પલંગ ઉપર આવીને સુઈ જઇશ.' મ્હેં કહ્યું 'ના, ના. હવે મ્હને મ્હોટા ઓરડામાં સુતાં બ્હીક નથી લાગતી.'

હાર્વીએ હસીને કહ્યું:—'ઘણી સારી વાત છે. આ ઓરડીમાં કેટલીએક કળો છે તે ત્હને બતાવી દેઉં છું. અંધારૂં થતું જાય છે. પહેલાં દીવા સળગાવીએ. મ્હારે ત્હાં દીવા એની મેળે જ સળગે છે. કોઈ એને સળગાવતું નથી. નીચે એક બેટરી (વીજળી ઉત્પન્ન કરવાનું સાધન) છે. બેટરીના તાર બધી જગ્યાએ ગ્યાસની (હવાની) નળીઓને લાગેલા છે. આ હાથીદાંતના હાથાને દબાવીશ એટલે તરત જ બેટરી ચાલતી થશે. એક તાર ગ્યાસની બધી ચકલીઓ ઉઘાડી દેશે, અને વિજળીથી ગ્યાસ ચાલશે.'

એમ કહી હાર્વીએ હાથો દબાવ્યો. જોત જોતામાં ઓરડામાં બધે ગ્યાસના દીવા સળગી ગયા. આશ્ચર્યે ચકિત થવાથી હું તો બોલી જ ન શક્યો. મ્હેં પુછ્યું 'ઠીક; પણ આટલે ઉંચે ગ્યાસ કેમ લગાડયો છે?' હાર્વીએ કહ્યું 'એના ઉપર પીતળનું એક સીંકું લાગેલું છે. એ પીતલનું નથી. કંઈ બીજી ધાતુઓનું એ બનેલું છે. અને એ એવી રીતે બનાવ્યું છે કે જરાક ગરમી મળતાંવાંત જ એ વાંકું થઈ જાય છે,

હાર્વીની વાત પુરી થવા નહોતી પામી એટલામાં ઓરડામાંના બધા 'શટર્સ' બન્ધ થઈ ગયા બારીઓના પડદા પડી ગયા. જાણે કે હું ભુતની હવેલીમાં આવી ગયો.

હાર્વીએ મ્હને આશ્ચર્ય થયેલો જોઇને હસીને કહ્યું:—'એ 'સીંકું' ગરમીથી વાંકું થઈ જાય છે અને છતને વળગી રહે છે. છતપર દબાવવાની એક કળ છે. એ કળને એ દબાવે છે. 'શટર્સ' ઉઘાડા હોય છે ત્યારે એક કમાનને આધારે ઉઘાડા રહે છે. દબાવવાની કળ દાબતાંની સાથે જ એ કમાન ઢીલી થઈ જાય છે. અને બીજી કમાનથી શટર્સ બન્ધ થઈ જાય છે. અને જુઓ શટર્સ બન્ધ થતાની સાથે જ પડદાની દોરડી ખસી જઈ પડદા પડી જાય છે.'

મ્હેં પુછ્યું 'પેલો એક હાથો છે તે પણ ગ્યાસ સળગાવવાના મુઠાના જેવો જ છે. પેલી કળના ઉપર લખ્યું છે ત્હેનું શું પ્રયોજન?'

હાર્વી:—'A નો અર્થ (alarm) એલાર્મ-ભય—છે. પ્રત્યેક ઓરડીમાં એક એલાર્મ છે. છત પર એક મ્હોટી ઘંટડી છે. નીચેની એક વીજળીવાળી બેટરીસાથે એ ઘંટડીનો સંબંધ છે. હાથો દબાવતાં વાંત જ બેટરી ચાલે છે અને ઘંટનો મ્હોટો અવાજ થવા લાગે છે. ઘંટનો શબ્દ સાંભળતાં જ પડોશીઓ સમજી જાય છે કે કોઈ ભારે વિપત્તિ આવી પડી છે. પરન્તુ આજ સુધી એ ઘંટ વગાડવાનું પ્રયોજન નથી પડ્યું.'

ત્હેણે ફરી કહ્યું; 'આ ઓરડીમાં બે બીજી કળો છે. પેલા ખુણામાં જ્યાં પડદો નાંખ્યો છે ત્યાં સ્નાન કરવાની જગ્યા છે. ત્હેની અંદર માથાના ઉપર જ એક મ્હોટો નિર્ઝર (shower bath) છે. અંદર ઘુસતાં જ પાણી ઝરવા લાગે છે, કોઇક કળ દબાવવી નથી પડતી. કાલે સવારે મરજી હોય તો ત્યાં જ સ્નાન કરજો.'

મ્હેં કહ્યું:—'ઠીક, એમ જ કરીશ. હું જાણું છે કે ત્હમારી બધી કળો ત્હમે આ ઓરડામાં લગાડી છે.'

હાર્વી—'નહિ, દરેક ઓરડીમાં કોઇને કોઈ કળ છે. ઠીક, જોઈ આવો કે કળમાં પાણી છે કે નહિ?'

મ્હેં કહ્યું 'છે, હમણાં આવ્યું છે.'

હાર્વી:—'હમણાં નથી આવ્યું. અંદર જતી વખત ત્હમારા જમણા પગથી ત્હમે કળ દબાવી તેથી પાણી પડવા લાગ્યું છે, અને પાછા આવતી વખત પગથી બીજી કળ દબાવી તેથી જળ પડતું બન્ધ થઈ ગયું. મ્હેં કહ્યું 'ઘણી હોંશીયારીનું કામ છે. બેડેબેડ આ જ કામ કર્યા કર્યું છે?'

હાર્વી—'અહિંઆં એક બીજી વાત છે. પથારીની પાસે ત્રણ નળીઓ દેખાય છે! એ વાત કરવાની છે. જેના ઉપર ૧ લખ્યું છે, એ મ્હારી ઓરડી સુધી ગઈ છે. બીજી

એમાંથી એક મ્હારી બ્હેનની ઓરડીમાં અને બીજી લીડીની ઓરડીમાં ગઈ છે. એ બેનું ત્હમારે કામ નહિ પડે. ચાહ લાવવા માટે લીડીને બોલાવવી હોય તો બોલાવજો.' મ્હેં પુછ્યું 'લીડી કોણ છે? શું દાસી છે? સુન્દરી જેવી દેખાય છે એ ને?'

હાર્વીઃ—'કેમ, દાસી છે માટે ખુબસુરત ન હોય કે? ભલી આટલી જલદી ત્હમારી નજર એ તરફ ગઈ! જો જો, ત્હેની મશ્કરી ઠઠ્ઠા નહિ ચાલે.'

મ્હેં કહ્યું;—'ત્હમે એવી વાત કેમ કહી? શું ત્હમે મ્હારૂં ચાલચલણ નથી જાણતા?'

હાર્વીઃ—'ત્હમારૂં ચાલચલણ હું સારી રીતે જાણું છું. હું તો ત્હમારી કેવલ મશ્કરી જ કરતો હતો. હવે કપડાં બદલો. ભોજન તૈયાર છે. હું પણ વસ્ત્ર બદલવા જાઉં છું.'

વસ્ત્ર બદલ્યા પછી મ્હને વિચાર થયો કે નળીની મારફતે બોલું. નંબર એકમાં હું બોલ્યો. જવાબ મળ્યો 'શું છે?' મ્હેં કહ્યું 'હું વસ્ત્ર બદલી રહ્યો છું. ત્હમને હજુ કપડાં બદલી રહેવામાં વિલંબ છે?' ઉત્તર મળ્યો 'ના, હું પણ તૈયાર છું. આવો.'

નીચેના એક મ્હોટા ઓરડામાં હમે ત્રણે ભોજન કરવા બેઠા. ભોજન થઈ રહ્યા પછી મીસ હાર્વી ચાલી ગઈ. હાર્વી મ્હને પોતાની કળાનું કૌશલ સમજાવી રહ્યો હતો એટલામાં ત્હાં એક ઘંટડી વાગવા લાગી.

હાર્વીએ કહ્યું 'જરૂર એડમ સાહેબનો તાર (ટેલીગ્રાફ) છે. જોઉં શું કહે છે.'

કટ, કટ, કટ, કટ...

'એ કહે છે કે કાલે સ્હાંજે એમને ઘેર ભોજન કરવું પડશે. હું કહું છું કે 'મ્હારે ઘેર એક મિત્ર આવ્યા છે.'

કટ—કટ—કટ—કટ—

'સાંભળો, એ ત્હમને પણ બોલાવે છે. કેમ આવશો?'

મ્હેં કહ્યું 'શી હરકત છે?'

કટ—કટ—કટ......

હાર્વી—ઠીક તો એ જ નક્કી થઈ ગયું.

ઓરડામાં એક પીયાનો વાગતો હતો. હાર્વી પીયાનો વગાડીને ગાવા લાગ્યા. ગીત પુરૂં થતાં ત્હેણે કહ્યું 'આ પીયાનો પોતાની મેળે વાગી શકે એ જાણો છો?'

મ્હેં કહ્યુંઃ—'પોતાની મેળે કેવી રીતે વાગે છે? ચાવી ફેરવવી પડે છે!'

હાર્વીઃ—'કાંઈ નહિ, જુઓ આ વાગવા માંડયું.'

ખરેખર પીયાનો વાગવા લાગ્યો. ચાવીઓ પોતાની મેળે જ ઉંચી નીચી થવા લાગી. જાણે કે કોઈ વગાડતું જ ના હોયની. પણ પાસે કોઈ નહોતું. પછી હાર્વીએ [illegible]

રહસ્ય સમજાવ્યું. હાર્વીના ઘરની પાસે ત્હેના એક મિત્રનું ઘર છે. ત્હેને ત્હાં પણ બરોબર એવો જ પીયાનો છે. પાતળા પાતળા તારોથી બન્નેની ચાવીઓ જોડાયલી છે. એકમાં ગાયન વગડતું તો બીજામાં પણ એવું ગાયન વાગતું. અત્યાર સુધી હાર્વીએ વગાડ્યું હતું. હવે ત્હેનો મિત્ર વગાડી રહ્યો હતો.

હાર્વી:—'જુઓ, મ્હેં એક કેવી સરસ ચોરકલ બનાવી છે ? જે બારણે થઇને ઘરમાં દાખલ થવાય છે ત્હાં પીતળની બે હાથકળો લાગેલી છે. ત્હેમની સાથેજ બે ગેલવેનીક બેટરી જોડેલી છે. જ્હારે સુવા જાઉં છુ ત્હારે એક ચાવી દબાવીને બેટરીને ચાલતી કરૂં છું. જો કોઈ ચોર, ઘરમાં ઘુસી જવાનો યત્ન કરે તો એ ધણી જંજાળમાં આવી પડે. ઉલાળો પકડતાંની સાથે જ ત્હેનું શરીર ધ્રુજવા લાગશે. હાથની નસો એટલી બધી નકામી થઈ જશે કે ત્હેનામાં ઉઠવાની શક્તિ પણ નહિ રહે. તેથી ઉલાળો પકડીને જ ઉભા રહેવું પડશે. આખરે હું આવીને જ કલને બંધ કરી દઈશ.'

મ્હેં કહ્યું—'એતો ઠીક! પણ જો ત્હને એ વાતની ખબર ન પડે તો બીચારા ચોરને રાતભર દુઃખ ભોગવવું પડે.'

હાર્વી:—'મ્હારી ઓરડીમાં એક ઘંટડી છે. ઉલાળો પકડતાંની સાથે જ એ વાગવા લાગેછે.'

રાત વધારે પડી ગઈ. હમે સુવા ગયા. હાર્વીએ મ્હારી ઓરડીના દ્વાર સુધી આવીને ગુડ નાઈટ ( રાતની સલામ ) કહ્યું. જતી વખત કહેતા ગયા કે કોઈ વાતની જરૂર હોય તો મ્હને તારમાં હેજો.'

હું પથારી ઉપર જઇ સુઈ ગયો. થોડી જ વખતમાં ઉંઘ પણ આવી ગઇ. સ્વપ્નમાં હું એવું દેખવા લાગ્યો કે જાણે રેલ ગાડીમાં બેસીને કાંઈ જઈ રહ્યો છું. એન્જીનની સીસોટી વાગી રહી છે. એ સીસોટી સાંભલતાં જ મ્હારી ઉંઘ ઉડી ગઇ. જોયું તો હાર્વી સાહેબ ટેલીફોનની નળીમાં સીટી વગાડી રહ્યા છે—મ્હેં પુછ્યું 'શી ખબર છે ?' જવાબ મળ્યો કે 'ખાસ કાંઇ નહિ. કોઇ વાતનું કષ્ટતો નથીને ? હું કહું છું કે સ્હવારે નવ વાગે આપણે ભોજન કરીશું.' મ્હેં જરા ક્રોધમાં કહ્યું 'અત્યાર સુધી કાંઈ દુઃખ નહોતું. ત્હમે મ્હારી ઉંઘ બગાડી, હવે મ્હને ન જગાડતા' 'ન જગાડતા' તો કહ્યું પરન્તુ ઉંઘ આવે તો કોઈ જગાવે ને ?! નીદ્રાતો હવે આવતી જ નથી. ઘણા વખત સુધી પથારીઉપર પડ્યા પડ્યા પાસું બદલતો રહ્યો. પરન્તુ ઉંઘ ન જ આવી. ત્હારે મ્હેં વિચાર કર્યો કે 'હાર્વીએ મ્હને જેવો હેરાન કર્યો તેવો હું પણ ત્હેને છેડી જોઉં.' ટેલીફોનની નળી હાથમાં લઈ સીટી વગાડી. ત્હેમાંથી ઝટ ઉત્તર મળ્યો 'શું છે ?' મ્હેં કહ્યું મ્હને ઉંઘ નથી આવતી. ત્હમે મ્હારી પાસે આવો. નહિ તો હું ત્હમારી પાસે આવું. ત્હમે જ આવો તો ઠીક પડે. ત્હમે કહ્યું હતું તે પ્રમાણે આવીને મ્હારી પાસે ન્હાના પલંગ ઉપર સુઇ રહો.'

ઉત્તર મળ્યો:—'મ્હેં !!!! મ્હેં ત્હને શું કહ્યું હતું ? પાજી, બદમાશ, કમબખ્ત ! તું આવી ખરાબ ચાલનો છે ? સ્હવારે ઉઠીને હાર્વીને કહીને ત્હને જરૂર યોગ્ય શિક્ષા કરાવીશ.'

અરે બાપરે ! સત્યાનાશ વળી ગયું ! ભુલથી બીજા નંબરની નળીથી મ્હેં હાર્વીને બદલે ત્હેની બહેનને બોલાવી. હવે શો ઉપાય ? વિચાર કરીને પાછી નળીને ઉપાડીને મ્હેં કહ્યું. 'મેમ સાહેબ, મ્હારી ભુલ થઇ ગઇ. ભુલથી આપનાં બાઇને બોલાવવાને બદલે મ્હેં આપને બોલાવ્યાં.' કાંઇ જવાબ મળ્યો નહિ. મ્હેં પાછું કહ્યું 'મેમ સાહેબ ! આપ સાંભળો છોને ? માફ કરજો સાહેબ.' પણ કાંઇ જવાબ નહિ. જરૂર મેમ સાહેબે મ્હારા ઉપર ઘણો ભારે ક્રોધ કર્યો છે. હવે એ મ્હારી વાત વધારે નહિ સાંભળે. પ્રયત્ન કરવો નિષ્ફળ સમજીને હું પાછો પલંગમાં પડયો. મનમાં ને મનમાં જ જે ઘૃણા ઉત્પન્ન થઇ ત્હેનું તો પુછવું જ શું ? કેવી શરમની વાત બની ? ૫૦ વર્ષની બુઢ્ઢીને મ્હારી પાસે સુવાને માટે મ્હેં બોલાવી ! આના કરતાં તો મ્હારૂં મૃત્યું કેમ ન થયું ? અરે ! અરે ! હાય ! હું તો સમજુ છું કે આ વાત ભ્રમને લીધે થઇ. પરન્તુ મીસ હાર્વીના માનવામાં તો એ વાત નહિ આવે. સ્હવારે હું મ્હારૂં મ્હોં કેવી રીતે બતાવીશ ? મ્હારાથી રહેવાયું નહિ. હાર્વીને જગાડીને બધી વાત કહેવાને માટે મ્હેં નળી હાથમાં લીધી અને ફરીથી સીટી વગાડી કહ્યું કે 'જુઓ, નામની ઘણી મ્હોટી ભુલ થઇ ગઇ. બન્ને જણ એક સાથે સુવાની ઇચ્છાથી તમને ન બોલાવતાં ભુલથી મ્હેં મીસ હાર્વીને બોલાવી. પરન્તુ તમે તરત મ્હારી પાસે આવી જાઓ. નહિ તો હું તમારી પાસે આવું છું.'

જવાબ સાંભળીને મ્હારી બુદ્ધિ ચકરાવા લાગી. હું તો સ્તબ્ધ થઇ ગયો. આતો હાર્વીનો અવાજ નથી. એ એક કોમળ નમ્ર સ્વર હતો. આ વખતે પહેલાંના જેવી જ વિચિત્ર ભુલથી મ્હેં સુન્દરી લીડીને મ્હારી પાસે બોલાવી હતી. એ કહેવા લાગી 'તું મરી કેમ નથી જતો ? મ્હારી પાસે શું કામ આવે ? જહન્નુમમાં નથી જતો ?' મ્હેં તરત જ કહ્યું 'અરે ! ક્રોધ ન કરો. આગળ મ્હારી વાતતો સાંભળી લ્યો ?' લીડીએ મ્હને બોલતો અટકાવીને કહ્યું 'શું સાંભળું ? કમબખ્ત ! ખબરદાર જો ત્હેં ફરીથી કાંઇ કહ્યું તો, જો આ નળી મ્હેં કાગળથી બંધ કરી દીધી. અને સ્હવારે ઉઠીને ત્હારા મ્હોંપર ઝાડું મારીશ."

હાથ પગ લંબાવીને હું પથારીમાં પડયો. ઇંગ્લાંડના શિયાળાની રાત્રે શરીરમાંથી પરસેવો નીકળવા માંડયો. એક તો અંધારી ઓરડી, વળી તે ઉપરના શટર્સ (કમાડની ફરકડીઓ) બધાં બંધ-મ્હારો શ્વાસ રૂંધાવા લાગ્યો. ગભરાટથી દમ ઘુંટાવા લાગ્યો. હમણાં પ્રાણ નીકળી જશે એમ લાગ્યું. અને મ્હારાથી રહેવાયું નહિ. શટર્સ ઉઘાડવાની ઇચ્છાથી હું ઉઠીને ઉભો થયો. અંધારામાં દિવાલને અડકીને ધીમે ધીમે ચાલવા માંડયું. પડદાને હાથ અડકી ગયો. હું સમજ્યો કે અહિંયાં જાળી છે. અંહ ! પણ એ તો ન્હાના પલંગની મચ્છરદાની હતી. વળી હાથ લંબાવી આગળ વધ્યો. બે ત્રણ વાર ખુરસીઓ સાથે ઠોકર ખાઇને '**પપાત ધરણીતલે**' નો ઉપક્રમ થયો. એકવાર કોઇ વસ્તુનો અવાજ થયો. વિચાર કર્યાથી મ્હને લાગ્યું કે પગથી કલ દબાવ્યાથી કલમાંથી પાણી પડવા માંડયું છે. આ વખતે બ્હારી મળી. પડદો ઉંચો કરીને હું બારી ઉઘાડવા ગયો એટલે તો-અરે-રે-રે-રે હું: હુ: હું કુદીને દોડી જવા લાગ્યો, પણ એક ખુરસીને પગ અડડાયા અને હું પડી ગયો. આ શિયાળાની રાતે શ્રાવણ ભાદરવાની જલધારાની પેઠે બરફથી પણ વધારે ઠંડી જલની ધારા ઘણાં વેગથી મ્હારા શિરપર વરસવા લાગી. બારી સમજીને હું સ્નાન કરવાની જગ્યાએ ચાલ્યો ગયો હતો. કાંપતાં કાં-

પુતાં પોર્ટમેન્ટોને (કપડાંની પેટીને) શોધી કહાડી ત્હેમાંથી એક પાટલુન કહાડીને મ્હેં પહેર્યો અને રજાઇ ઓઢીને પાછો સુઇ ગયો.

પથારીપર પાછો જઇને સુઇ તો રહ્યો. પરન્તુ અન્ધારામાં જીવ ગભરાવા લાગ્યો. એ કાએક મ્હને ભાન આવ્યું કે હું મ્હોટો અક્કલ વગરનો છું, અન્ધારામાં આટલું દુઃખ પામતાં પહેલાં મ્હારે ગ્યાસનો દીવો સળગાવવો જોઇતો હતો. અને ગ્યાસનો દીવો સળગાવવો કાંઇ મુશ્કેલ પણ નહોતો. હાથો દબાવવા જેટલી જ વાર હતી.

હું પાછો ઉઠયો. શોધતાં શોધતાં હાથા ઉપર હાથ આવી ગયો. મ્હેં તે જોરથી દબાવ્યો. પરન્તુ ગ્યાસ ન સળગ્યો. એ ! આ પાછું શું થયું ? આટલી રાતે ઘંટડી કેમ વાગવા લાગી ? હાય ! હાય ! ગ્યાસ સળગાવવાને બદલે મ્હેં ઓલાર્મ (ભયની કળ) દબાવી દીધી. હાય ! હાય ! મ્હોટો અનર્થ થઇ ગયો ! છત ઉપર ઘણા જોરથી ઘંટડી વાગવા લાગી. હમણાં આખી પોળના લોક દોડી આવશે. શું કરૂં, ક્યહાં જાઉં ? દોડીને હાર્વીના ઓરડામાં જાઉં. એના સિવાય બીજો ઉપાય નથી. નળીમાંથી ત્હેમને બુમ મારૂં ! નાના, જીવતાં સુધી એ કામ ફરીથી મ્હારાથી નહિ થાય. ઝટપટ ગભરાઇને જ્યહારે બહાર નીકળવા ગયો ત્યહારે એક મેજ ઉપર નાના પ્રકારનાં રમકડાંઓ પડયાં હતાં-ધક્કો લાગતાં જ એ એકદમ ઉથલી પડયાં. ત્હેના ઉપરની બધી વસ્તુઓના ચુરેચુરા થઇ ગયા. એટલામાં હાર્વી આવી પહોંચ્યા.

હાર્વીએ પુછ્યું:—'શું થયું ? અરે શું થયું ? મ્હેં કહ્યું:–'જે થયું તે થયું, પહેલાં તો ત્હારી ઘંટડીને બંધ કર.'

હાર્વી:—'આ લો, ઘંટ બંધ થઇ ગયો, જરા થોભજે. હું નીચે જઇ આવું. આખા મહેલ્લાનાં લોક નીચે બારણા આગળ એકઠા થઇ ગયા છે.

હાર્વીએ તારની મારફતે બધાને જણાવી દીધું કે ભુલથી ઘંટ વાગી ગયો છે. વાસ્તવમાં કોઈ દુર્ઘટના (સંકટ) નથી થઈ. પછી આવીને મ્હારા ઓરડામાં ત્હેણે ગ્યાસ સળગાવ્યો.

મ્હેં કહ્યું:—'ભાઈ, કાંઇ ખોટું લગાડતો નહિ. અંધારામાં ઉંઘ ન આવી ને જીવ ગભરાવા લાગ્યો. તો ભુલથી ઘંટ વાગી ગયો. ઉઠીને ગ્યાસ સળગાવવા ગયો.

હાર્વી:—'તો એમાં શું થઇ ગયું ?! કાંઇ ફીકર નહિ. હું હવે જાઉં છું. જઇને સુઇ રહું. ને જુઓ હું ઉઘાડે દિલે જ દોડયો આવ્યો છું. ખમીસ સુદ્ધાં પહેરવાનો પણ મ્હને વખત ન મળ્યો. ભાઇ, બહુ તહાડ વાય છે. હું જાઉં છું.'

મ્હેં કહ્યું 'જરા ઉભા રહો, ઉભા રહો, મ્હારે એક વાત કહેવી છે. હું એક બીજી વિપત્તિમાં ફસાઇ ગયો હતો. ત્હમારી નળીમાંથી ત્હમને બોલાવવાને બદલે મ્હેં મીસ હાર્વીને બોલાવી હતી. તેથી એ.........

હાર્વીઃ—'રહેવાદો—એ બધી વાત કાલે સાંભળીશ. ત્હેને માટે ચિન્તા જ શી છે? સ્હવારે બધું ઠીક થઈ જશે, હું જાઉં છું.'

હાર્વી ચાલ્યા ગયા. હું મ્હારી કથા ત્હેમને કહી ના શક્યો. સ્હવારે મ્હારૂં મ્હોં કેવી રીતે બતાવીશ. જો અહિંથી કોઇ પણ પ્રકારે ન્હાશી જવાય તો સારી વાત. મ્હેં વિચાર કર્યો તો ન્હાસવું અસમ્ભવ છે. ઘડીયાલમાં ફક્ત ચાર જ વાગ્યા છે. જવું જ હોય તો આ જ વખતે જવું સારૂં છે, થોડા વખતમાં લીડી જાગશે ત્હેને હું કેવી રીતે મળીશ? રેલવેનું ટાઇમટેબલ પાસે જ હતું. ઉઘાડીને જોયું તો બરોબર પાંચ વાગે એક ગાડી લંડન જાય છે. તો પછી આ જ વખતે ચાલ્યા જવું ઠીક છે. મ્હારો પોર્ટમેન્ટો તો ન્હાનો સરખો જ છે. ત્હેને હાથમાં ઝાલીને જઇ શકું એમ છે.

આમ વિચાર કરીને મ્હેં એક કાગળ પર લખ્યુંઃ—'હું નગર કહે આલ્યો જાઉં છું. તમારે ખોટું ન લગાડવું. મ્હારા સંબંધમાં કોઇ કાંઇ કહે તો બધું ખોટું સમજજો. લંડન પહોંચીને પત્રમાં બધા સવિસ્તર સમાચાર લખી મોકલીશ.

મેજ ઉપર કાગળ રાખીને ધીમે ધીમે કમાડ ઉઘાડી, પગરખાંનો અવાજ ન થાય. તેથી ત્હેમને હાથમાં લઇ લીધા અને સીડીની નીચે ઉતર્યો. બારણું સ્હામે જ હતું. બારણા ઉપર લીલા રંગની સાટિનનો એક પડદો લટકી રહ્યો હતો. ત્હેને ખસેડી કમાડોને મ્હેં ધક્કો માર્યો. પરન્તુ તે બન્ધ જણાયું. ઉલાળાને ફેરવવાથી તે ઉઘડી શકે છે એમ વિચાર કરી જોવો હું ઉલાળો પકડવા ગયો એટલે તરત જ આ—આ ઉ–ઉ–ઉં–ઉ–મ–મ–રી–ગયો–હાય! હાર્વીની ચોરકલમાં હું ફસાઇ ગયો. જમણા હાથથી મ્હેં ઉલાળો પકડયો હતો તેથી ત્હેણે પણ મ્હારા એ હાથને જોરથી પકડી રાખ્યો. મ્હેં ત્હેને છોડયો. પણ ત્હેણે મ્હારો હાથ ન છોડયો. પોર્ટમેનોને નીચે મુકીને ડાબે હાથથી હું જમણા હાથને છોડવવા ગયો. પણ એ પણ પકડાઇ ગયો. બન્ને હાથ પકડાઇ ગયા. કેવલ હાથોનીજ યન્ત્રણા હોત તો હું સહન કરી લેત. પરન્તુ આ તો મ્હારા આખા શરીરને વિજલીના ધક્કા ( Galvanic shock ) લાગવા લાગ્યા.

એકાએક મ્હારૂં શરીર ધ્રુજતું બંધ થયું. હું અધમરો થઇ જઇ પાસેના એક બેન્ચ ઉપર બેઠો. સ્હામે જોયું તો હાર્વી ઉભો છે. મ્હારી દારૂણ સ્થિતિ જોઇને ત્હેમણે પુછયું 'તમે ચોર કલમાં કેવી રીતે આવી ફસાઇ ગયા?' મ્હેં હાંફતે હાંફતે ઉત્તર દીધો 'હું ઘેર જતો હતો. આખી રાત ઘણું દુઃખ ભોગવ્યું પરન્તુ આતો એ બધા દુઃખોને માથે ચડે એવું છે. અરેરે! હું તો અધમુઓ થઇ ગયો છું. હવે તો બારણું ઉઘાડીદો. હું ચાલ્યો જાઉં.

હાર્વીઃ—'વાહ! ચાલો, ઉપર આવો. ઘેર કેવી રીતે જશો?

મ્હેં કહ્યુંઃ—'ના, હું નહિ આવું. હું જરૂર ચાલ્યો જઇશ. તમે પણ ઘરતો ઠીક બનાવી રાખ્યું છે. અહિયાં કલ, પણે કળ, પણે બેટરી, પેલી જગ્યાએ તાર, અહિઆં

ધંટડી, ત્હાં પાણી, બાપરે, બાપ,'આતો ભૂતોનું ઘર છે. અહિંઆ શું સારો માણસ રહી શકે ? ઉધાડો, બારણું ઉધાડો નહિ તો ગાડી ખોઇ બેસીશ.'

હાર્વી:—'ખરેખાત જશો ? તો થોડા ઉભા રહો. સાઇસને ગાડી જોડવા કહી દઉં. એ ત્હમને સ્ટેશન ઉપર પહોંચાડી આવશે. એટલીવારમાં લીડીને કાંઇ નાસ્તો લાવવાનું કહું એ હવે જાગી હશે.'

અત્યાર સુધી હું વાતો કરી રહ્યો હતો પરન્તુ લીડીનું નામ સાંભળતાં જ મ્હને ફરીથી કમકમી છુટી. મ્હેં કહ્યું 'ના, ના, ભોજનની જરૂર નથી, હું તો આ ચાલ્યો, ગુડબાય.(સલામ)'

હાર્વી:—કેમ ભાઇ, પાંચ મીનીટે નહિ ઉભા રહો ?'

મ્હેં કહ્યું:—'ભાઇ, ક્ષમા કરો, ત્હેના જાગતાં પહેલાં જ હું જઇશ. ગુડબાય, ગુડબાય.'

હાર્વી:—'તો એક મીનીટતો ઉભા રહો. હું પણ કપડાં પહેરી આવું. હું પણ ત્હમારી સાથે આવીશ.'

મ્હેં કહ્યું:—'ભાઇ હું ત્હમારે પગે પડું છું અને—'

એટલામાં જ દાદર ઉપરથી કોઇ પગનો ખડખડાટ સંભળાયો. શું, હવે હું ત્હાં ઉભો રહી શકું એમ હતું ? ગુડબાય કહીને જ હું દોડયો ઝાંપાની પાસે પહોંચતાં પાછું ભાન આવ્યું કે અહિંઆ પણ કોઇ કળ બળતો નથી લાગી ! બુમ મારીને મ્હેં પૂછયું 'કેમ ભાઇ, અહિંઆ તો કોઇ જાતનું દુઃખ નથીને ?

હાર્વી:—'દુઃખ શેનું ? બ્હીવા જેવું કાંઇ નથી.'

મ્હેં કહ્યું 'કોઇ હાથ કળ, ચોર કળ તો નથી ને ?'

હાર્વી:—'ના, ના, ત્હમે નિશ્ચિન્ત થઇને જાઓ.'

ઝાંપાને મ્હેં પગ વડે ઉધાડયો, હાથ ન અડકાડયો. ઝાંપો શરીરને ન અડકી જાય એટલા માટે ઘણી સાવધાનીથી હું બહાર નીકળ્યો.

બહાર સડક ઉપર આવીને મ્હેં ઉંડો શ્વાસ ખાધો. પાછો શરીરમાં પ્રાણ આવ્યો. યોગ્ય સમયે હું લંડન પહોંચ્યો. હવે હું વ્હીસકર્સ (મુછો) નથી રખાવતો.

બે દિવસ પછી હાર્વીનો પત્ર આવ્યો. જો કે ત્હેણે મ્હારી મશ્કરી જ કરી હતી તો પણ પત્ર વાંચીને મ્હને ક્રોધ આવી ગયો. પત્રમાં એક જગ્યાએ લખ્યું હતું. 'અરરર !

અરરર! ત્હમે લીઠીની ઓરડીમાં જવાને તૈયાર હતા? એ ત્હમે ઠીક ન કર્યું. સારા માણસોના ઘરની દાસીઓ તરફ એવું આચરણ કરવું ઘણી ઘૃણાની વાત છે. અને તેમાં એ ખાસ કરીને જ્હાં દોસ્તીનો સંબંધ છે ત્હાં માણસ એવી રીતે ચાલે તો ઘણા દુઃખની વાત છે.'

પત્રના મ્હેં કકડે કકડે કરી નાખ્યા. ત્હેનો ઉત્તર મ્હેં ન મોકલ્યો.

કેટલાક દિવસો પછી હાર્વી પોતે મ્હારી પાસે આવ્યા. મ્હારી ક્ષમા માગ્યા પછી હું ત્હેમની સાથે બોલ્યો હતો. પરન્તુ મ્હેં પ્રતિજ્ઞા કરી દીધી હતી કે ત્હેમના ઘરમાં ફરીથી કદી નહિ જાઉં.*

અનિલ.

---

# વિવિધ વિહાર.

## પુનર્લગ્ન.

મણિકાન્ત—આહા! કેવા જુલમની વાત છે! સ્ત્રી બિચારી વિધવા થાય તો એને કેશ વપન કરાવવા પડે, ખુણે પેસવું પડે, બાર મહિના કેદ રહેવું પડે, ને મહા મહા વિટંબણા ભોગવવી પડે. પોતાના પ્રાણથી પણ અધિક પતિના વિયોગના દુઃખ ઉપર સગાં સંબંધી ડામ દે; ત્યારે તેથી ઉલટું પુરૂષ પોતાની સ્ત્રીનું શબ બળતું હોય ત્યાં બીજી પરણવાની ઇચ્છા કરે-અરે એટલું જ નહીં પણ કેટલીક જ્ઞાતિમાં તો કુળવાન્ વર ક્યારે ગણાય કે શ્મશાનમાં ચાંલ્લા થાય ત્યારે!! શો જુલમ! શો અન્યાય!

ચન્દ્રકાન્ત—ભાઈ, એ તો રિવાજ પડ્યો. બાયડીથી તે ફરી પરણાતું હશે! ત્યારે આપણામાં ને નાતરીઆ વરણમાં ફેર શો? પુરૂષને પરણવું જ પડે, કારણ, સ્ત્રી વગર ઘર ચાલે શી રીતે;

મણિકાન્ત—ત્યારે સ્ત્રીએ શો ગુન્હો કર્યો?

ચન્દ્રકાન્ત—મિત્ર, તું નથી જાણતો કે,

* વિજ્ઞાનદર્પણમાંની (કુમુદબન્ધુ મિત્રદ્વારા અનુવાદિત) વાર્તાનો અનુવાદ.

* पितां रक्षति कौमारे, भर्ता रक्षति यौवने ।
पुत्रो रक्षति वार्धक्ये, न स्त्री स्वातन्त्र्यमर्हति ॥

મણિકાન્ત—એ બાઈ, એ સંસ્કૃત શ્લોકોનાં દૃષ્ટાન્ત, ને સંધિ–અંવગ્રહ–છોડવાની પટુતા એ તો વ્યાકરણ જાણનારને પંડિતને સોંપ્યું–આપણી પાસે ઈશ્વરતિથર ચાલે એમ નથી. ત્હારી સામાન્ય બુદ્ધિ ( Common sense ) શું કહે છે! તને દેખીતું શું લાગે છે? જ્યારે પુરૂષ એકવાર બેવાર ત્રણવાર ચારવાર પરણે ત્યારે સ્ત્રીએ શો ગુન્હો કર્યો? તું મ્હને શાસ્ત્રનાં પુરાણનાં દૃષ્ટાન્ત આપીશ જ નહીં: એના વિષે તો બહુએ વિવેચન થઈ ગયાં છે. પણ જ્યારે તું વિદ્વત્તાનો ડોળ રાખે છે, ત્યારે કહેને કે શા માટે પુરૂષો આવો હક ભોગવે?

ચન્દ્રકાન્ત—બાઈ પુરૂષસામ્રાજ્યનો જુલમ એ સિવાય બિજું કાંઈ હું નથી જોતો. નિયમ એક જ હોવો જોઇએ. જો પુરૂષ ફરી ન પરણતા હોય તો સ્ત્રી પણ ફરી ન પરણે ને જો પુરૂષ ફરી પરણે તો સ્ત્રી પણ ફરી પરણે.

મણિકાન્ત—વિધવાની સ્થિતિ તેં જોઈ છે?- ખરેખર બહુ જ દયાજનક છે. તું ફરતો હઇશ, તે વખતે તું જોતો હઇશ કે આપણા દેશમાં ઠેર ઠેર વિધવાઓ ફરતી દેખાય છે. એમનાં દીન મુખ–એમની ગરીબાઈ–એમની પરાધીનતા જોઈ મ્હને બહુ લાગે છે તું મ્હને ગાંડો ધારીશ પણ મ્હને અશ્રુપાત થાય છે. હું વિધવાઓની બ્હારે શી રીતે મ્હડું એ જ વિચાર થાય છે.

ચન્દ્રકાન્ત—" વિધવાઓનાં પુનર્લગ્ન " એમાં કાંઈ હલકાપણું નથી લાગતું?

મણિકાન્ત—ત્યારે પુરૂષનું ફરી લગ્ન એમાં તને કાંઈ હલકાપણું નથી લાગતું?

ચન્દ્રકાન્ત—ત્યારે કરવું શું?

મણિકાન્ત—સૌથી ઉત્તમ માર્ગ તો એ જ છે કે મનુષ્યનું લગ્ન એક જ ફેરી થવું જોઇએ. અર્થાત્ પુરૂષે પણ એક જ વખત લગ્ન કરવું જોઇએ ને સ્ત્રીઓએ પણ એક જ વખત લગ્ન કરવું જોઇએ. મનુષ્યનું મનુષ્યત્વ તો ત્યારે જ મનાય. પણ જો પુરૂષ ફરી પરણે તો તો સ્ત્રીઓને ફરી પરણવાની રજા મળવી જોઇએ.

ચન્દ્રકાન્ત—બાઈ, નથી થતું તે નથી થતું, ને થાય છે તે થાય છે. મ્હોટા મ્હોટા ન્યાય આપનારા, ન્યાય પડનારા, બોધ આપનારા, રાજ્ય ચલાવનારા, નાણાંનો વ્યાપાર ડોળનારા, પચાસ પચાવન વરસે પરણેલા જોવામાં આવે છે અને ઘરમાં નવ વર્ષની દિકરી કે દિકરાની વહુ વિધવા હોય તેનો વિચાર કરતા નથી.

---

* પિતા નાનપણમાં રક્ષા કરે છે, પતિ યુવાવસ્થામાં રક્ષણ કરે છે, પુત્ર વૃદ્ધાવસ્થામાં રક્ષણ કરે છે; સ્ત્રીને સ્વતંત્રતા કદી ઘટતી જ નથી.

અણિકાન્ત—તને આપણા જનસમાજનું બંધારણ કાંઈ બગડયું નથી લાગતું ?

ચન્દ્રકાન્ત—ઘણુંએ લાગે છે, પણ આભ ફાટયું ત્યાં થીંગડું ક્યાં દેવું ! અત્યારે નથી રહ્યો કાંઈ નિયમ, નથી રહ્યો કાંઈ ઢંગ, નજીવી બાબતો માટે અમુક જ્ઞાતિએ જ્ઞાતિ બન્ધુઓને નાત્ય બ્હાર મુકે છે, ત્યારે ગાડે ગાડાં જુલમોનાં પસાર થઈ જાય છે.

અણિકાન્ત—અરે ભાઈ, એ વાતે તું ક્યાં વળ્યો ? આ નિરાધાર અનાથ બાલિકાઓનું શું ધાર્યું ? નાત્ય ગઈ ઉંધી.

ચન્દ્રકાન્ત—વિધવા માટે દરેક જ્ઞાતિમાં અક્કેકો આશ્રમ ઉઘાડે, અને ત્યાં એમને સંસ્કૃત અંગ્રેજી આદિ ભાષાઓ શિખવવામાં આવે, પ્રભુભક્તિમાં એમનું મન પરોવાય એવાં સચ્છાસ્ત્રોનું શ્રવણ કરાવવામાં આવે, અને એમના મૃતપતિનું મૃત્યુ એ માત્ર દીર્ઘકાળનો વિયોગ છે, ને આખર મૃત્યુ પામતાં એ સાધ્વીઓ પોતાના પતિને મળશે, એવો દૃઢ વિચાર એમના મનમાં ઠસાવવામાં આવે, તો હું ધારૂં છું કે કાંઈ સારૂં ખરૂં.

અણિકાન્ત—અલબત્ત આવાં પગલાં લેવાય તો સ્તુત્ય ખરૂં. કારણ મનુષ્યનું મન અને પાણિનો પ્રવાહ હંમેશાં નીચાણમાં જ ચાલે છે. અને જેમ જળયંત્રવડે પાણીને ઉંચું ચ્હડાવવામાં આવે છે, તેમ સચ્છાસ્ત્રવડે જ મનુષ્યનું મન ઉન્નત બને છે. હવે જો વિધવાઓને સધવા સ્ત્રીઓ જોડે રાખવામાં આવે, તો સધવાના ધર્મ વિધવાથી જુદા હોવાને લીધે સધવા ઉપર વિધવા હંમેશાં ઇર્ષ્યા કરે અને સધવાના પતિસુખથી બળી, પોતે નીતિભ્રષ્ટ થાય. આપણે ઘણે સ્થળે જોઇએ છીએ કે વિધવા બ્હેનો પોતાના ભાઇની સ્ત્રીને બહુ દુઃખ દે છે, પતિપત્ની વચ્ચે કલહ કરાવે છે. ઘણાક કુટુંબકંકાસનાં કારણ આવાં જ હોય છે. પણ તું મને મ્હારા પુછેલા પ્રશ્નનો ઉત્તર આપતો નથી. વિધવાઓ જો પુનર્લગ્ન કરે તો આ બધી માયાકુટનું કાંઇ કારણ ન રહે એ ખરૂં કે નહિ?

ચન્દ્રકાન્ત—કોણ જાણે કેમ પણ મ્હને વિધવાના પુનર્લગ્નમાં કાંઇક અધમતાનો ભાસ થાય છે. તું જો, હાલમાં થતાં વિધવાનાં પુનર્લગ્ન " કાકા પુરી " જેવાં લાગે છે, અર્થાત્ એ લગ્ન એવાં ઉન્નત-માનવાળાં, મ્હારી દૃષ્ટિએ નથી પડતાં. અમુક જ્ઞાતિનો માણસ બીજી જ્ઞાતિમાં પરણ્યો. અમુક વિધવા એના માબાપથી છાનીમાની અમુકને પરણી. આવી જાતનાં પુનર્લગ્ન થતાં, પુનર્લગ્નની કિંમત ઘટી ગઈ છે. એથી ઉલટું પુરૂષનાં લગ્ન જુઓ; પચાશ વર્ષનો ડોસો મુછ ઉપર કલેફ લગાડી, ધમધમાટ કરતો વરઘોડો ચ્હડાવી, પરણવાને નીકળે છે. એમાં પુરૂષ વર્ગના મ્હોટા ભાગને કાંઈ આશ્ચર્ય પણ નથી લાગતું. તો જેમ પુરૂષનાં લગ્ન એવી રીતે કરવામાં આવે છે, તેવી રીતે સ્ત્રીઓનાં લગ્ન શા માટે ન થાય ?

**મણિકાન્ત**—આનો નિર્ણય શો આવે? વાદવિવાદને મતમતાન્તરમાં બીચારી અનાથ બાલિકાઓ દુઃખી થાય છે. જ્યાં વહીવટ કરનારા પુરૂષ રહ્યા, ત્યાં પછી સ્ત્રીઓનો કોણ ભાવ પુછે? કોઇક અગ્રેસર આગળ પડી એવાં પગલાં લેવા જાય તો હાલની સંસારરીતિ અનુસાર એ બિચારાને બહુ સહન કરવું પડે અને એ પુનર્લગ્ન કાંઇક અધમ દશા પકડે. કાંઇક ઇશ્વરી ચમત્કારથી પુરૂષો સ્ત્રી બની જાય, અને સ્ત્રી પુરૂષ બની જાય, ત્યારે જ પુરૂષને સ્ત્રીનાં દુઃખની ખબર પડે. કારણ પોતાનાપર વીત્યા વગર ખરા દુઃખની ખબર પડતી નથી. મહાન કવિ કાલિદાસે યોગ્ય જ કહ્યું છે કે ×**महदपि परदुःखं शीतलं सम्यगाहुः।**

**ચન્દ્રકાન્ત**—ભાઈ, વાદવિવાદમાં આપણું કાંઈ વળવાનું નથી. વ્યવહારિક દૃષ્ટિથી સ્ત્રીઓનાં પુનર્લગ્નમાં કાંઈ પણ બાધ નથી. પણ લગ્નને જો ઉન્નત દૃષ્ટિથી જોઇએ તો લગ્ન એક જ વાર થવું જોઇએ. પછી તે સ્ત્રીનું હોય કિંવા પુરૂષનું હોય. પરન્તુ પુરૂષો ગમે તેમ વર્તે ને સ્ત્રીઓને બન્ધનમાં જ રાખે ત્યારે તો દેખીતો અન્યાય છે. અને ત્યારે તો એક આપણા ગુર્જર કવિએ સ્ત્રીઓ માટે બરોબર જ કહ્યું કેઃ—

" પણ નારીને રોવા વિના બીજું હવે કાંઈ નથી."

**સુમિત્ર.**

---

## વર અને વહુ.

અમારો મિત્ર 'મુગ્ધ' અમને છએક માસ થયાં કહ્યાં કરે છે કે 'સુંદરીસુબોધ' માં મારી કલમ અજમાવવા મારી ઘણી ઇચ્છા છે, ને તમારા લેખોમાં મારૂં લખાણ જોવા ખુશી છું. આજ સવારે તેની પાસેથી અમને નીચેનો પત્ર મળ્યો છેઃ તે કેટલીક નાની ભૂલો સુધારી અમે અમારા વાચકવર્ગ આગળ રજુ કરીએ છીયે.

" પરમપ્રિય બન્ધુ !

બે–એક દિવસ ઉપર કેટલાંક મળતાવડાં જુવાન સ્ત્રીપુરૂષોની સાથે હું બેઠો હતોઃ ત્યાં 'દંપતી–પ્રેમ' ઉપર લખેલા તમારા લેખો ઉપર વાત નીકળતાં દુનીયામાં નઠારી વહુઓ કરતાં નઠારા વરો વધારે હશે કે કેમ તે ઉપર વિવાદ ચાલ્યો. સ્ત્રીવર્ગના પક્ષ ખેંચનાર કોઈ ગૃહસ્થે આ તકનો લાભ લઈ જર્મનીમાંના એક પ્રસિદ્ધ ઘેરાની નીચેની વાત કહી. જ્યારે જર્મનીના ત્રીજા કોનરેડ બાદશાહે બાવેરીયાના ડ્યુક ગિલ્ફસને હેન્સબર્ગ શેહેરને ઘેરો ઘાલી પૂરી રાખ્યો, ત્યારે આ શેહેર ઘેરા સામે હવે વધારે વાર પોતાનો

---

× પારકાનું ગમે તેટલું દુઃખ હોય પણ આપણને શીતલ જ લાગે છે.

પ્યાલા, રકાબીઓ, કાચનાં વાસણો ને 'ફેન્સી' રમકડાંથી ભરેલો હતો એમ મને માલુમ પડયું. બીજી એક સુંદર મુખાકૃતિવાળી સ્ત્રી દેખાઈ; તેણે પોતાની ખાંધ ઉપર એક ઠાંકડા દેખાવડા યુવકને લીધેલો હતો. તેના 'દંપતી-પ્રેમ' ને માટે હું આ યુવતીનાં વખાણ કરવા લાગ્યો એટલામાં તો મને ખબર પડી કે તે બિચારા ધણીને ઘેર મૂકીને પોતાના કાન્તને લાવી હતી. થોડેક દૂરથી આવતી મેં ત્રીજીને જોઈ. તેના ખભા ઉપરથી નાના ચીમળાયલા ચેહેરાવાળું કાંઈ ડોકીયાં કરતું દેખાતું હતું. તે તેના ધણી વિના બીજું કોઇ નહિ હોય એમ મેં ધાર્યું; પણ તેને નીચે મૂકતાં જ તેને 'બેટા, બચ્ચા', કહી બોલાવતાં મેં સાંભળ્યું, ને તે તેનું પાળેલું વ્હાલું વાંદરૂં છે એમ મને માલુમ પડયું. ચોથી પોતાની સાથે રમવાનાં પત્તાં, શોગઠાં ને શેતરંજનાં રમકડાંનો ગાંસડો બાંધી લાવી હતી. પાંચમીને પોતાના ધણી કરતાં ઘરેણાં બહુ પ્રિય હતાં તે તેના દેખાવ ઉપરથી જ જણાતું હતું. સીમન્તિનીની માફક તે સવાગણુ સોનાનો વાઘ બની હતી ને તેટલેથી પણ નહિ ધરાતાં કેટલાંક મન પસંદ પડતાં તાસેલાં, નાજુક ને તદ્દન નવી ફેશનવાળાં ઘરેણાંની પેટી સાથે લેતી આવી હતી. તેનો ધણી સાધારણ સ્થિતિનો હતોઃ તો પણ હમેશાં રડી કકળીને, કંકાસ કરીને આ પેટીમાંનાં ઘરેણાં તેણે કરાવવ્યાં હતાં ને તેનાં પેહેરેલાં ઘરેણાં તેને પલ્લામાં આપ્યાં હતાં એમ મારી પાસે ઉભેલી સ્ત્રીયો વાત કરતી. છઠ્ઠીને માથે રંગબેરંગી રેશમી સાડીયો, મુંબાઇની સીવણનાં પોલકાં, ને સ્ટૉકીંગ તથા નાની એડીના ફેશનદાર બુટોનો મોટો ગાંસડો હતો. સાતમીએ ઉન, મુખમલ, દોરા, રેશમ, ક્રીક, સોયા, અકોડીયો વિગેરેનું પોટલું લીધેલું હતું. તેના ધારવા પ્રમાણે ઇશ્વરે સ્ત્રીને જાણે ભરવાને જ માટે જગતમાં ઉત્પન્ન કરેલી છે. આઠમીએ માથે મોટો બોજો લીધેલો હતો, ને છાતીએ કેટલાંક મોટાં ચકતાં ટંગાડેલાં હતાં. પાસે આવતાં માલુમ પડયું કે કેટલાક ઝીણી કારીગીરીના નમુનાને માટે મળેલા ચાંદ, ઇનામો, ને સર્ટીફીકેટ ને માટે તેને બહુ જ પ્રેમ હતો, તેથી પોતાના ધણીને ઘેર મુકી તે આજ લેતી આવી હતી. ત્યાર પછીની એક ફીક્ક ચેહેરાવાળી સ્ત્રીએ પોતાની બગલમાં એક નાની નાજુક પેટી લીધી હતી. તે પોતે જ એટલી બધી નાજુક-સુકોમળ-હતી કે એટલા ભારથી પણ કંપતી હતી. તે પેટીમાં શું હશે તે જાણવાની મને બહુ જ ઉત્કંઠા થઇ એટલામાં તે પોતાની બ્હેનપણીયો જોડે વાત કરવા લાગી, તે ઉપરથી મને માલુમ પડયું કે પોતાનો ધણી પૈસાદાર હોવાથી ઘરમાં તેને પાણીની કલશી સરખી પણ ઉંચી મૂકવી પડતી નહતી, ને સુકુમાર થઇને ફરતી. આજ મારૂં માથું દુખે છે ને આજ તો મને ચુંક આવે છે એમ કરતાં કરતાં દવા દારૂથી જ તેનું જીવન ટકવા માંડયું. હમેશાં માંદા રહેવાથી ધણીના જીવન કરતાં પોતાના જીવનની કીમત વધી તે એટલે સુધી કે આ વેળાએ પોતાની જીંદગી બચાવવાને દવાની પેટી લઇને જ આવી. પછીની સોનામોહોરોથી લાદેલી કોઈ પૈસાદાર વ્યાજખોરીયાની વહુ હતી તેણે અમને કહ્યું કે મારો ધણી બહુ ઘરડો થઇ ગયો છેઃ ને સ્વાભાવિક નિયમ પ્રમાણે બહુ વર્ષ જીવશે એમ આશા રાખી શકાય નહિ. તેથી તેના ઉપર મારો અત્યંત સ્નેહ બતાવવાને માટે પોતાના પ્રાણ કરતાં જેને તે વિશેષ વ્હાલો હતો તેને મેં બચાવ્યું છે. ત્યાર પછીની એક સ્ત્રી ખાંધ ઉપર પોતાના દીકરાને લઇને અમારી તરફ આવી. અમે સાંભળ્યું હતું કે આખા શેહેરમાં આ છોકરો સૌથી

નહારામાં નહારો હતો, તો પણ તેની માને ઘણો જ વ્હાલો હતો. ને આ દુષ્ટ છોકરાને લાવવાને માટે પોતાના ધણીને બીજાં સારાં છોકરાં છૈયાંને પાછળ મૂકીને આવી હતી.

" આ વિચિત્ર સ્વપ્નમાં જે જે સ્ત્રીયોને તેમના જે જે ભાર મેં જોયા તે બધું ગણાવતાં પાર આવે તેમ નથી. મારી આસપાસની બધી જમીન 'ફેન્સી' વસ્તુઓની એક આખી બજાર ભરાય એટલાં રીબન, કીનખાબ, સાડીયો, ગુંચણકામ, રકમડાં ને એવી હજારો 'વિલાયતી' વસ્તુઓના ગાંસડા પોટલાંથી ઢંકાઇ ગઇ. આ મેંમેરામાં એક પોતાના ધણીને ખાંધ ઉપર બેસાડી લાવતી હતી. તે કાંઇ બહુ બહુ ભારે નહતો. પણ તેની સાથે પોતાની કેડે ફ્લૉન્ડર્સની કોરનો ભારો પણ લીધો હતો. આખરે બહુ ભાર લાગવાથી ને એક વાનાં ભારાથી લઇ જઇ શકાશે નહિ એમ જણાવાથી પેલા બિચારા ભલા માણસને મુકી દઇ કોરનો ભારો જ લેતી આવી. ટુંકામાં આ મોટા ગાંસડા–પોટલાંના પર્વતમાં મેં એક જ પુરૂષને જોયો. તે જાતનો મોચી હતો; ને તેની વહુ તેને લાવતી હતી તે વખત દરમ્યાન તેને લાતો ને પાટાં માર્યાં કરતો હતો ને તેને માટે એમ સંભળાય છે કે પોતાની વહુનું ધોકલાથી પૂજન કર્યા વિના ભાગ્યે જ કોઇ દિવસ તેણે જવા દીધો હશે.

" પ્રિય બન્ધુ ! આ મારાં સ્વપ્નમાં એક બહુ જ વિચિત્ર વસ્તુ મારા જોવામાં આવી; તે કહ્યા પહેલાં હું આ પત્ર પૂરો નહિ કરૂં. મને લાગ્યું કે બારેક સ્ત્રીયો એક પુરૂષને લઇ આવતી મેં જોઇ. આ પુરૂષ કોણ હશે તે હું કલ્પી શક્યો નહિ. પાસે આવતાં મેં તારી નાજુક મુખાકૃતિ જોઇ. આ બધી સ્ત્રીયો કહેવા લાગી કે આને તેની કાન્તિને માટે નહિ પણ તેની કલમને માટે ઉચકી લાવ્યાં છીયે, અને તે પણ એવી સરતે કે તેણે આ "સુંદરીસુબોધ' ચાલુ રાખવું. જો આ સ્વપ્ન સારૂં ને ચાલે એવું લાગે તો તે તારી સેવામાં હાજર છે.

મોકલનાર,

પ્રિય બન્ધુ !

તારો સ્નેહાધીન સદા, જાગતો ને ઉંઘતો.

'મુગ્ધ.'

આ પત્ર ઉપરથી સ્ત્રીયોને માલુમ પડશે કે આ લેખક કાંઇક બુદ્ધિશાળી, આનન્દી ને જુની પદ્ધતિને પસંદ કરનાર છે; તે 'લગ્ન' ઉપર હાસ્યકારક કટાક્ષ વાપરી પોતાની શક્તિ દર્શાવે છે: અને તેમાં ફતેહ પામ્યા વિના ઘણીવાર તેણે આપ્રમાણે પોતાનું નશીબ અજમાવી જોયું છે. તો પણ આ પત્ર વિષે મારે એટલી ટીકા કર્યા વિના ચાલતું નથી કે જે ખરી વાત ઉપરથી આ પત્ર લખાયેલો છે તે નારી જાતિને સન્માન આપે છે, ને તેથી વિરૂદ્ધ બતાવવાને લેખકને સ્વપ્ન ને કલ્પનાની મદદ લેવાની જરૂર પડે છે.

# વિદ્યાકળા.

## ઉનનું ઝભલું ગુંથવાની રીત.

### ત્રણ ચાર માસના બાળક માટે.

ધોળું, અગર ગુલાબી અગર ગમે તેવા રંગનુ ઉન લેવું. હાથી દાંતની એક અંકોડી લેવી, ઉન ઝીણું લેવું, અને જો જાડું હોય તો ચીરીને લેવું. થોડું ઝભલાને સારૂ તેમ થોડું ફુલને વાસ્તે લેવું.

પહેલી હાર. પ્રથમ ૫૭) સાંકળી માંડવી, અને ત્રણ સાંકળી બીજી લેવી; અને ફેરવી નાંખવું. પછી બબે સાંકળી મુકી ત્રીજી સાંકળીમાં આંટો નાંખી અંકોડી ખોશી ત્રણ આંટા થયા હોય તેના ઉપર એક આંટો ચ્હડાવી ત્રણના બે કરવા, પછી પાછો એક આંટો ચ્હડાવી બેનો એક કરવો. એવી રીતે તેની તેજ સાંકળીમાં ચાર વાર ગુંથવું. પછી બે સાંકળી ગુંથી ઉપર પ્રમાણે બે સાંકળી મુકી ત્રીજીમાં ગુંથવું. એવી રીતે આખી હાર પુરી કરવી. આ હારમાં ૧૯ ફુલ થશે.

બીજી હાર. ત્રણ સાંકળી લઈ ફેરવી નાંખવું. પછી પહેલા ચાર ગુંથેલા હોય તેની વચ્ચે ( બે બાજુ બબ્બે રહે એમ ) પહેલાંની માફક આંટો નાંખી આઠ ગુંથવા. પછી બે સાંકળી લઈ બીજા ફુલમાં ચાર ગુંથવા એવી રીતે પહેલા ફુલમાં આઠ અને બીજામાં ચાર એવી રીતે ગુંથવું. એ રીતે આખી હાર પુરી કરવી.

ત્રણ સાંકળી લઈ ફેરવી નાંખવું.

૩ જી હાર. પહેલા આઠ લીધેલા હોય તેમાં પહેલા બે મુકી ચાર વાર ગુંથવું; પછી વચમાં ચાર મુકી ચાર ગુંથવા. આવી રીતે આખી હારમાં ચાર ચાર વાર ગુંથવું. ઉપર બતાવ્યા પ્રમાણે દરેક હારમાં બીજા ફુલમાં ગુંથતી વખતે બબ્બે સાંકળી લેવી.

ત્રણ સાંકળી લઈ ફેરવી નાંખવું.

ચોથી હાર. ચાર ફુલમાં ચાર ચાર વખત અને પાંચમામાં આઠ વખત એ રીતે આખી હાર પુરી કરવી.

ત્રણ સાંકળી લઈ ફેરવી નાંખવું.

પાંચમી હાર. ત્રીજી હાર પ્રમાણે આખી હારમાં ચાર ચાર ગુંથવા.

ત્રણ સાંકળી લઈ ફેરવી નાંખવું.

છઠ્ઠી હાર. ચાર ફુલમાં ચાર ચાર વખત, અને પાંચમામાં આઠ વખત, છ ફુલમાં ચાર ચાર વખત, અને સાતમામાં આઠ વખત, દશ ફુલમાં ચાર ચાર વખત અને અગીઆરમામાં–આઠ વખત, છ ફુલમાં ચાર ચાર વખત, અને સાતમામાં આઠ વખત ગુંથવું. છેલ્લા ચાર ફુલ રહે તેમાં ચાર ચાર ગુંથવા.

ત્રણ સાંકળી લઈ ફેરવી નાંખવું.

સાતમી હાર. ત્રીજી હાર પ્રમાણે આખી હારમાં દરેક ફુલમાં ચાર ચાર વાર ગુંથવું.

ત્રણ સાંકળી લઈ ફેરી નાંખવું.

આઠમી હાર: ચાર ફુલમાં ચાર ચાર વખત, પાંચમામાં આઠ વખત, આઠ ફુલમાં ચાર ચાર વખત, અને નવમામાં આઠ વખત, દશ ફુલમાં ચાર ચાર વખત, અને અગીઆરમામાં આઠ વખત, આઠ ફુલમાં ચાર ચાર વખત, ને નવમામાં આઠ વખત ગુંથવું. છેલ્લા ચાર ફુલ રહે તેમાં ચાર ચાર ગુંથવા.

ત્રણ સાંકળી લઈ ફેરવી નાંખવું.

નવમી હાર. ત્રીજી હાર પ્રમાણે ગુંથવું. ત્રણ સાંકળી લઈ ફેરવી નાંખવું.

દશમી હાર. ચાર ફુલમાં ચાર ચાર વખત, અને પાંચમામાં આઠ વખત, દશ ફુલમાં ચાર ચાર વખત, અને અગીઆરમામાં આઠ વખત, ચાર ફુલમાં ચાર ચાર વખત, અને પાંચમામાં આઠ વખત, અગીઆર ફુલમાં ચાર ચાર વખત અને બારમામાં આઠ વખત, ચાર ફુલમાં ચાર ચાર વખત, અને પાંચમામાં આઠ વખત ગુંથવું. છેલ્લા ચાર ફુલ રહે તેમાં ચાર ચાર વખત ગુંથવું.

ત્રણ સાંકળી લઈ ફેરવી નાંખવું.

અગીઆરમી હાર. ત્રીજી હાર પ્રમાણે ગુંથવું. ત્રણ સાંકળી લઈ ફરવી નાંખવું.

બારમી હાર. પહેલા ચાર ફુલમાં ચાર ચાર વખત ગુંથવું. પછી અગીઆર ફુલ પડતા મૂકી બારમા ફુલમાં ગુંથવું. પછી પંદર ફુલમાં ચાર ચાર વખત ગુંથવું. પછી પાછા અગીઆર ફુલ પડતા મૂકી બારમામાં ગુંથવું છેલ્લા ચાર ફુલ વધે તેમાં ચાર ચાર વાર ગુંથવું. અગીઆર અગીઆર ફુલ પડતા મૂકેલા છે તેમાં હમણાં ગુંથવું નહિ. તે બાંધને વાસ્તે છે.

પછી ત્રીજી હાર પ્રમાણે બીજી વીસ અગર બાવીસ હારો ગુંથવી. દરેક હાર ફેરવતી વખત ત્રણ સાંકળી લઈ ફેરવી નાંખવું.

બાંધની રીત.

બાંધને વાસ્તે જે ટાંકા રાખેલા છે તેમાં ગાંઠ વાળવી; પછી ત્રણ સાંકળી લઈ તેમાં ને તેમાં આંટો લઈ નાંખવું એટલે ત્રણ ટાંકા થશે, તેના બે કરી બેનો એક કરવો. પછી બે સાંકળી લેવી; ત્યાર પછી દરેક ફુલમાં ચાર ચાર વાર ગુંથવું. એવી રીતે પહેલી હાર પુરી કરવી. તે પહેલી હારમાં તેર ફુલ થશે. ગુંથતી વખતે ઝબલાંની માફક દરેક ફુલની વચ્ચે બબ્બે સાંકળી લેવી.

પહેલી હારનું તેરમું ફુલ ગુંથી બે સાંકળી લેવી, પછી ઉપલી હાર માંડતી વખતે ત્રણ સાંકળી લીધી છે, તેમાં અંકોડી નાંખી આંટો લઈ કાંઢી લેવું; પછી ત્રણ સાંકળી લઈ તેમાંને તેમાં પાછું ગુંથવું, પછી બે સાંકળી લઈ પહેલું ફુલ ગુંથેલું છે, તેમાં ચારને બદલે બે ગુંથવા. આખી હારમાં ચાર ચાર વાર ગુંથવું. હવે ઉપર પ્રમાણે ત્રણ સાંકળી લઈ તેમાં ને તેમાં ગુંથવું. દરેક હાર ગુંથતી વખતે આ પ્રમાણે ગુંથવું.

હવે ત્રીજી હાર ગુંથતી વખતે જ્યાં પહેલા ફુલમાં બે ગુંથેલા છે, ત્યાં એક ગુંથવો; અને બીજા ફુલમાં બે ગુંથવા. પછી આખી હારમાં ચાર ચાર ગુંથવા. ચોથી હારમાં જ્યાં એક ગુંથેલો છે, તે પડતો મુકી બે ગુંથેલા છે તેમાં એક ગુંથવો. અને બીજા ફુલમાં બે ગુંથવા; પછી આખી હારમાં ચાર ચાર વાર ગુંથવું. આવી રીતે બધી મળીને સાત

કેળવણી—જેના ઉપર આગળની કેળવણીનો, એટલુંજ નહિ પણ ભવિષ્યની સર્વ જીંદગીનો પણ, આધાર રહેલો છે—તે બાળકેળવણી આપનાર માબાપ તથા શિક્ષકોમાંના ઘણાજ થોડાએ સામાન્ય રીતે મનુષ્યસ્વભાવનું, અને ખાસ કરીને બાલસ્વભાવનું, બારીક અને અનુભવયુક્ત જ્ઞાન મેળવ્યું હોય છે. બાળકોના માનસિક બંધારણના, તેમના આંતરૂ સ્વરૂપના, જ્ઞાનના અભાવેજ સર્વ કેળવણી આછી, કઠિન, નીરસ અને અવ્યવહારિક નીવડે છે એમ સર્વ કેળવણીપ્રસારકોની પ્રતીતિ થવાથી તે દોષો દૂર કરવા હાલમાં અનેક દિશા તરફથી પ્રયાસો થવા માંડયા છે, અને અવલોકાતું આ "બાલસ્વભાવ"નું પુસ્તક પણ તેવાજ પ્રયાસનું પરિણામ છે.

રા. ગંગાશંકરે માનસસ્વરૂપમાં રહેલા કર્તવ્યભેદને અનુસરી બાળસ્વભાવનું પણ (૧) બુદ્ધિ પરત્વે, (૨) મનોભાવ—લાગણી પરત્વે, (૩) નીતિ પરત્વે અને (૪) કળાકુશળતા તરફના વલણ પરત્વે પૃથક્ પૃથક્ નિરીક્ષણ કર્યું છે. બુદ્ધિને અંગે રહેલી જીજ્ઞાસા, અવલોકન, અનુકરણ, સ્મરણ, કલ્પના, તર્ક, વિવેક ઈત્યાદિ શક્તિઓનો વિચાર કાંઈક સૂક્ષ્મપણે કરી આ જુદી જુદી શક્તિ કયા ક્રમે કેટલી ઉમ્મરે, અને કેવી રીતે ઉદ્ભવે છે, કેવી રીતે ઘડાય છે અને કેવા ઉપાયોથી તેમને યોગ્ય માર્ગ તરફ દોરી ખીલાવાય એ સારી રીતે દર્શાવ્યું છે. બાળકોની કેવી સ્થિતિમાં અને કેવાં વર્તન વખતે ભ્રાતૃભાવ, સ્નેહ, દયા, નિષ્કપટ, ઈત્યાદિ ગુણો, તેમજ ક્રોધ, ઈર્ષા હઠ, મમત્વ, આજ્ઞાનું ઉલ્લંઘન ઈત્યાદિ દુર્ગુણો તેમનામાં આર્વિભાવ પામે છે અને પોષાય છે, તથા અજ્ઞાન માબાપો, શિક્ષકો, સોબતીઓ અને સહવાસમાં આવતાં મનુષ્યો દુર્ગુણોને, જાણે અજાણે—કદાચ દાબી દેવાનો પ્રયત્ન કરવા જતાંજ, બાલસ્વભાવનું સ્વરૂપ ન સમજવાથી, કેવી રીતે ઉત્તેજે છે અને ઉશ્કેરે છે, પરંતુ તેમને યોગ્ય માર્ગે વાળવાના ખરા ઉપાયો કયા છે, એ સર્વે વિવેચન કર્તાએ નીતિવિભાગમાં સારી રીતે કર્યું છે. ઉપરાંત, બાળકોની મંદ અવલોકન કે સ્મરણ શક્તિ કેવી રીતે ખીલાવાય, તીવ્ર સ્મરણશક્તિનો લાભ કેવી રીતે લેવો, ગોખણપટ્ટી કેટલે અંશે ક્ષંતવ્ય છે અને તેને કેવી રીતે ફળપ્રદ બનાવી શકાય, બાળકોના વિવિધ પ્રશ્નોના ઉત્તર કેવી રીતે આપવા, તેમના વાર્તાના શોખનો ઉપયોગ સત્ય, પ્રેમ, શૌર્ય, સ્વદેશપ્રીતિ વગેરે મહાન્ ગુણો ખીલવવામાં કેવા દૃષ્ટાંતોથી કરી શકાય, ઈત્યાદ વિષયોના વ્યવહારિક માર્ગો દર્શાવ્યાથી પુસ્તકની ઉપયોગિતામાં વધારો થાય છે. કદાચ વિસ્તારના ભયે કર્તા વિશેષ ઉંડા ઉતરી શક્યા નહિં હોય, પણ જુદાં જુદાં સિદ્ધાંતો દર્શાવતાં દરેક સ્થળે વ્યવહારિક અનુભવનાં વધારે દૃષ્ટાંતો આપ્યાં હોત તો સાધારણ જ્ઞાનનાં માબાપને આ પુસ્તક વધારે રસિક, અસરકારક અને ઉપયોગી થઈ પડત. આ પુસ્તકથી ગુજરાતી સાહિત્યમાં બાળકેળવણીના વિષયને અંગે અતિ અગત્યનો લાભ થયો છે; અને પ્રત્યેક મહેતાજીને, ને તેમાં ખાસ કરીને અમારા વાચકોમાંના યુવાન માતપિતાને, આ પુસ્તકનો ઉંડો અભ્યાસ કરી જવા અમારી ભલામણ છે.

# લવાજમની પ્હોંચ.

૧૧ (નં. ૪૬૭) રા. ઠાકરશી દયાળ (વ. ૩) મુંબાઈ ૧-૪-૦
૧૨ (નં. ૪૬૮) રા. ગોપાળજી સુન્દરજી (વ. ૩) તળાજા ૧-૪-૦
૧૩ (નં. ૪૬૯) અ. સૌ. બાઈ જીજીબાઇ રવજીભાઇ (વ. ૩) રાજકોટ ૧-૪-૦
૧૪ (નં. ૪૭૦) રા. જદુલાલ માધવલાલ (વ. ૩) કલોલ ૧-૪-૦
૧૫ (નં. ૪૭૧) રા. જેરંત હરખચંદ (વ. ૩) કચ્છમાંડવી ૧-૪-૦
૧૬ (નં. ૪૭૨) ગ. શા. નાનચંદ શામજી (વ. ૩) મુંબાઇ ૧-૪-૦
૧૭ (નં. ૪૭૩) જૈન કન્યાશાળા (વ. ૩) કોડાયકચ્છ ૧-૪-૦
૧૮ (નં. ૪૭૪) રા. લખમીદાસ મુલજી (વ. ૩) કરાંચી ૧-૪-૦
૧૯ (નં. ૪૭૫) ભાઇ ગધાભાઇ મમનલાલ (વ. ૩) મોરબી ૧-૪-૦
૨૦ (નં. ૪૭૬) ઠાકોરશ્રી હીમતસીંગજી ગાયસીંગજી (વ. ૩) ગાજણા ૧-૪-૦
૨૧ (નં. ૨૩૯) રા. હિંમતરાય વિઠ્ઠલજી (વ. ૩) જંગીબંદર ૧-૪-૦
૨૨ (નં. ૩૫૩) રા. માધવલાલ પ્રેમજી (વ. ૩) મુંબાઇ ૧-૪-૦
૨૩ (નં. ૪૫૪) રા. નટવર દામોદર (વ. ૩) વડોદરા ૧-૪-૦
૨૪ (નં. ૪૭૭) દા. નંદલાલઘેલાભાઇ (વ. ૩) ખારાઘોડા ૧-૪-૦
૨૫ (નં. ૩૮૩) બાઇ પ્રેમાબાઈ પી. કમાણી (વ. ૩) કારંજા ૧-૪-૦
૨૬ (નં. ૪૭૮) રા. મોરેશ્વર ત્ર્યંબકરાવ (વ. ૩) અમદાવાદ ૧-૪-૦
૨૭ (નં. ૩૨) રા. દવે હરિશંકર કૃષ્ણારામ (વ. ૩) ગોધરા ૧-૪-૦
૨૮ (નં. ૪૭૯) રા. શાહ. વિઠ્ઠલજી જેઠાભાઇ (વ. ૩) મુંબાઇ ૧-૪-૦
૨૯ (નં. ૪૮૦) રા. નંદલાલ નાથાલાલ રાવળ (વ. ૩) ધંધુકા ૧-૪-૦

---

Registered No. B. 436

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય; શરીરે બલવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોના "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર વિચારોની ઉર્મિઓમાં પોતાના હૃદયતરંગ મેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૩ જું] ઈ. સ. ૧૯૦૫ નવેમ્બર—કાર્તિક વિ. સં. ૧૯૬૨. [અંક ૩ જો.

## ईश्वरार्पण.

ईश्वरने अर्पण करवुं ए बाबत जो के आपणा लोकोमां छेक प्राचीनकाळथी बहु जाणीती छे अने आजे पण धार्मिक लोकोमां आपणे ठेकाणे ठेकाणे ए बाबत जोइए छीए के, घणाए सारा विद्वान् ब्राह्मणो भोजन वखते ब्रह्मार्पणनो श्लोक मुखथी बोली जाय छे. घणुं करी भक्तिभाववाळा दरेक वैष्णवो ठाकोरजीने भोग धराव्या पछीज प्रसाद लेय छे, अने ब्राह्मणो पोताना यजमानो पासे प्रसंगोपात शिवार्पण, कृष्णार्पण के ब्रह्मार्पण कराव्या करे छे. पण तेम छतां आपणे जोइए छीए के, ईश्वरार्पणनो खरो अर्थ लोको पूर्णताथी समजता नथी. "ब्रह्मार्पणम्" एम स्होडेथी बोली देवुं एटलुंज कांइ बस नथी. एम बोली देवाथीज कांइ कृतकृत्य थइ जवातुं नथी. ब्रह्मार्पणनो अर्थ तो बहुज गूढ छे, बहुज महान् छे. जो एनुं पूर्ण रहस्य व्यवहारमां अनुभवाय तो माणस आ प्रापंचिक व्यवहारनी वच्चेज-आ चालु जींदगीमांज-पोताना घरमांज-स्थूल देह छतां पण मुक्त थइ जाय छे. बेटी, तुं ईश्वरार्पण कोने कहे

छे? तारा सदाशिवनी मूर्त्तिने मीसरीनी कटोरी धरवी के पकाई फळ धरवुं एनुंज नाम ईश्वरार्पण के? अथवा तो अनेक राग द्वेष भरेलुं मन; छतां भोजन वखते

ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्म समाधिना ॥

भ. गीता अ. ४ श्लो. २४.

अर्थ—जे अर्पण करवुं ते पण ब्रह्म ज छे. होमवानी वस्तु पण ब्रह्मज छे. अग्नि पण ब्रह्मज छे. होमनारो पण ब्रह्मज छे. ए यज्ञथी जे पामवानुं फळ ते पण ब्रह्मज छे. अने ए यज्ञ करनारने जवानुं जे ठेकाणुं ते पण ब्रह्मज छे.

एम ए शब्दोनो अर्थ पण पूरो समज्या विना अशुद्ध रीते पढता पोपटनी पेठे बोल्या जवुं एनुंज नाम शुं ब्रह्मार्पण के? अथवा तो यज्ञना बलीदान निमित्ते पशुहिंसा करवी एनुंज नाम ईश्वरार्पण के? ना बेटी, ए खरुं ईश्वरार्पण नथी. इच्छा अनिच्छा छतां श्रद्धा अश्रद्धाथी कोइक वखते, अमुक निमित्ते कांइक बाह्याचारवाळी क्रिया करवी एनुंज नाम ईश्वरार्पण नथी. जींदगीनी दरेक पळमां ईश्वरने आपणा हृदयमां धारण करीने दरेक क्षणे तेनुं स्मर्ण करीने, दरेक पळे तेने दृष्टि सामे जोइने, आपणे आपणापणुं भूलि जइने, तन्मय थइने, पूर्ण प्रेमथी, शुद्ध भावनाथी रसमय थइने, ईश्वरी हितमांथी हित लइने, हितने खातर ज हितनां दरेक कर्मो करवां, अने तेना फळनी आकांक्षा राखवी नहि—एनुंज नाम खरुं ईश्वरार्पण छे. एवा तन-मन -धननां अने मन-वचन-कर्मनां ईश्वरार्पणथीज अनंत ज्ञानना अधिकारी थइ शकाय छे; अखंड सत्य प्राप्त करी शकाय छे; अखूट ऐश्वर्यना भोक्ता थइ शकाय छे; अलौकिक महा आनंदमां मग्न थइ शकाय छे; अने आत्मोन्नति मेळवी शकाय छे; तथा एवां ईश्वरार्पणथी ज ईश्वरमय थइ शकाय छे. ज्यां सुधी दुनियांनी दरेक चीजोमां स्पष्ट रीते ईश्वरी ससामो अनुभव न थाय, ज्यां सुधी व्यवहारनी दरेक बाबतमां कांईक अपूर्व-मानसिक आनंद न अनुभवाय, ज्यां सुधी खटपटा व्यवहारनी प्रासंगिक खटपटोमां स्वाभाविक सरळता न आवे, ज्यां सुधी इन्द्रियो विषयोथी तृप्त न थाय, अने अंतरमां शांति न आवे. तथा ज्यां सुधी ईश्वरी सत्यो स्वीकारवानुं अने ते जींदगीमां अनुभववानुं बळ माणसमां न आवे त्यां सुधी माणस ईश्वरार्पण थयेलुं गणाय नहीं. बेटी, आपणां कर्मो ईश्वरने अर्पण करवां एटलुंज मात्र बस नथी. कर्मो अर्पण करवानी साथे आपणे पोते पण ईश्वरने अर्पण थवुं जोइए. एम थवुं, एनुंज नाम खरुं ईश्वरार्पण छे.

—संसारमां स्वर्ग.



# કાવ્યકુંજ.

## દિવ્ય પ્રેમ.

( પ્રેમની પીડા તે કોને કહિએ રે, હો મધુકર ! પ્રેમની પીડા તે કોને કહીએ.—એ રાગ. )

જીવન મધુર, પ્રેમ થકી થાયે રે,
ઓ સુન્દરી, જીવન મધુર પ્રેમ થકી થાયે;—
કુસુમનો સુવાસ અને સુન્દરતા દમ્પતીને,
વ્યર્થ, પ્રીતિ અન્તરે ન હોયેરે;— ઓ સુન્દરી૰
લલિત, ગર્ભીર, તરૂતણી ઘટા શીતલ છાંયડો,
હોય હૃદય, ભિન્ન, સુખ ન આપે રે;— ઓ સુન્દરી૰
રમ્ય, વિમળ અંગ, પંખીં તણું મધુર ગાન, કહુ,
યુગલ ચિત્ત કલેશથી મુઝાયે રે;— ઓ સુન્દરી૰
વિશ્વતણા સુખ વિલાસ, વિષ સમાન, ઉભય હૃદય,
પ્રણય શુદ્ધ દંપતી ન રાખે રે;— ઓ સુન્દરી૰
વસે સ્નેહ, સ્નેહ સંગ, હસે હૃદય હૃદયથી,
મનુજ, સફલ સૌખ્ય, દિવ્ય, પામે રે;— ઓ સુન્દરી૰
ચિન્તના, વિષાદ, ઊંડા ક્ષોભ સર્વ શમે દૂર,
એક મીઠા પ્રેમસ્મિતે, થાયે રે;— ઓ સુન્દરી૰
ઉજ્જ્વલ પ્રકાશ, આશ, સુખ અને આનંદ શુદ્ધ,
પ્રણય સૂર્ય, સ્થલ સહુ પ્રસારે રે;— ઓ સુન્દરી૰
રમ્ય સકલ સૃષ્ટિ ભરે, દિવ્ય મીઠા ગાનથી, જે,
હૃદય યુગ્મ પ્રીતિથી સુહાયે રે;— ઓ સુન્દરી૰
પતિતને પ્રભુત્વ દિયે, પ્રણય વિનિમય વિશુદ્ધ,
પ્રણયહીન, દીન દશા પામે રે;— ઓ સુન્દરી૰

ડાહ્યાભાઈ લક્ષ્મણ, બન્ધુસમાજ.

# વાર્તાલહરિ.

## મનોરમા.

### પ્રકરણ ૧ લું.

#### શરચ્ચંદ્ર.

શરચ્ચંદ્ર તાજો જ બી. એ. ની પરીક્ષાનાં પાસ થયો હતો. એના મનમાં ઘણી ઉમેદો હતી. જ્યાં સુધી પરિક્ષાનો પરિણામ જણાયો નહતો, ત્યાં સુધી તે જ એનો એક વિચાર હતો. પરિણામ જણાયો, અને પાસ થયાનું નામ વર્તમાનપત્ર અને કાલેજમાં આવી ગયું, ત્યારે એનું મન શાંત થયું. અન્યોન્ય પ્રસંશામાં-મુબારકબાદીમાં-ઉજાણીઓમાં-પાર્ટીમાં-એક મહિનો નીકળી ગયો. આનંદનો સમય પૂર્ણ થયો.

જે વસ્તુ જ્યાં સુધી પ્રાપ્ત નથી થતી ત્યાં સુધી જ ત્હેનો મોહ રહે છે. બી. એ. ની પરિક્ષા પાસ થવાની શરચ્ચંદ્રને ઘણી જ હોંશ હતી. અને મેટ્રીકમાં જ્યારે બે એક વાર નપાસ થયો ત્યારે એને બહુ લાગ્યું હતું-" अर्थं साधयामि वा देहं पातयामि " એ નિશ્ચયથી મંડયો હતો. અને એનું શુભ પરિણામ એ આવ્યું કે એક પણ વાર તે નિશ્ફળ ન જતાં વર્ષોવર્ષ પાસ પડયે ગયો. અને છેવટ પોતાનું ધાર્યું પરિણામ લાવ્યો.

પણ હવે શું કરવું એ વિચાર એણે કરવા માંડયો. લાગલો એક ધા ફુલ્સકેપ કાગળ બજારમાંથી લઈ આવ્યો, અને દરેક ખાતામાં ચોથાં-અરજી ફેંકવા મંડયો. કેટલાંક ખાતામાં "હાલ જગા ખાલી નથી" એવા રોકડા જવાબ મળવા માંડયા, ત્યારે કેટલાકે "તમારી ઉમર કેટલી થઈ છે," એમ પુછાવવાનો વિનય બતાવ્યો; પણ બિચારા શરચ્ચંદ્રને કોઇએ રૂ. દસની જગાની પણ હા ન પાડી. ન્હાનપણથી માતપિતા મરી ગયાં હતાં. દૂરના સગામાં એક એની કાકી હતી, તેણે ઉછેરીને મ્હોટો કર્યો હતો. અને પોતાની જ મહેનતથી આટલે દરજ્જે સુધી અભ્યાસ કર્યો હતો. અને તેથી એને કમાવાની બહુ જરૂર હતી. વળી મનોરમા નામની પોતાની જ્ઞાતિની એક ઉત્તમ કન્યા જોડે એનું લગ્ન થવાનું હતું. પરન્તુ પોતાની પાસે કાંઈ પણ દ્રવ્ય ન હોવાથી દ્રવ્ય ઉપાર્જન કરવાની જરૂર હતી.

કમનસીબે પ્લેગમાં કાકી ગુજરી ગઈ. અને હવે શરચ્ચંદ્ર તદ્દન એકલો જ પડી ગયો. ચોગરદમ ફેંકેલી અરજીઓમાંથી એક સોનું કહાડવાના ગવ્હર્મેંટ (સરકારી) ખાતામાં એને રૂ.૧૫ ની જગા મળી. આ સ્થળ પોતાના વતનથી ૪૦ ગાઉ દૂર હતું. અહીં સરકારને સોનાની ખાણ્ય હતી. અને સોનું કહાડવાને માટે એક જુદું જ ગામ ત્યાં વસાવવામાં આવ્યું હતું-જે ગામના લોકને અન્ય દુનીયાં જોડે સંબંધ ન હતો. ઓફીસમાં અગર ખાણ આગળ પોતે પોતાનું જીવન શી રીતે ઉન્નત કરશે એ વિચારમાં શરચ્ચંદ્ર સદાચિન્તાગ્રસ્ત રહેતો.

ટેનીસન, શેક્સપીયર, શેલી, કાલિદાસ, ભવભૂતિના અભ્યાસી શરચ્ચંદ્રને જ્યારે સોનાને ગાળતી ભઠ્ઠી આગળ બેસીને મજુરો ઉપર તપાસ રાખવી પડતી ત્યારે જ પોતાની સ્થિતિનું ભાન થતું. તેમાં કાળા અક્ષર કુટી મારે એવા—ધોળકા સુધી ભણેલા-પોતાની વિદ્વત્તાનો ડોળ બતાવી બિચારા શરચ્ચંદ્રને બનાવતા ત્યારે શરચ્ચંદ્ર મનમાં જ મુંઝાતે. "મીસ્ટર જરાક આટલાં ફારમ આંકી નાંખો જોઉ" એવું જ્યારે એમનો ઉપરી કહેતો ત્યારે શરચ્ચંદ્ર બિચારો નિરાશ બહુ થતો. " મીસ્ટર આવાં ડ્રાફ્ટ સું લખો છો, તમે ભણ્યા પણ ગણ્યા નહીં હો" આવી આવી બેધડક ટીકા થતી, ઠપકા મળતા, ત્યારે શરચ્ચંદ્ર પોતાના હતભાગ્યને સદા ધિક્કારતો. પણ શું કરવું ! નોકરી મળે નહીં, અને તેમાં ગવર્મેંટ (સરકારી) નોકરી, ને તે મહીને રૂ. ૧૫) ની મળી, પછી શરચ્ચંદ્ર જેવો ભાગ્યશાળી કોણ !! ખાનગી નોકરીમાં રૂ. ૩૦, ૪૦ મળે તો પણ કાંઈ ગવર્મેંટ નોકરી બરોબર થાય !!

પોતાની જોડે પાસ થયેલા કેટલાક ગ્રેજ્યુએટો જ્યારે ટપાલ ખાતામાં દાખલ થયા, ને એક બે વાર ટપાલના સિપાઈઓએ હડતાલ પાડી ત્યારે પટા પહેરીને કાગળ વ્હેંચવા જવું પડ્યું, ત્યારથી શરચ્ચંદ્ર તો હેબક જ ખાઈ ગયો હતો. અને પોતાને આવી ઉત્તમ નોકરી મળવાથી પોતાને ભાગ્યશાલી જ માનતો.

અનુભવથી શરચ્ચંદ્રને એમ માલુમ પડ્યું કે આપણે નોકરીના જીવનમાં એકડાથી શરૂ કર્યું છે. કારણ નોકરીની નિશાળ જુદી છે; ગમે એવો હુશીયાર માણસ હોય પણ ઉપરીની મહેરબાની વગર ચઢી શકતો નથી. અને ઉપરીની મહેરબાની કેવી રીતે મેળવવી એ મહાન મુશ્કેલીની વાત છે. ઘણે ભાગે તો ઉપરીઓ સારા કામથી પ્રસન્ન રહે છે, ત્યારે તેથી ઉલટું કેટલાક અધિકારીઓ ખુશામતથી જ પ્રસન્ન રહે છે.

શરચ્ચંદ્રે બે પ્રતિજ્ઞા લીધી હતી. પ્રાણાન્તે પણ કોઈની ખુશામત ન કરવી ને અસત્ય ન બોલવું.

અત્રે એટલું કહેવાની જરૂર છે કે કેળવણી લીધા વગરના માણસો પોતાના કાર્યમાં ગમે એટલા કુશળ હોય તો પણ એમના ઉન્નત વિચાર હોઈ શકતા નથી. "છાણના દીવા *છાણમાં સડ્યા કરે" તેની માફક તેમનું જીવન પોતાની પ્રસંશા, પારકાની નિન્દા, ખટપટ,* લુચ્ચાઈમાં જ ગાળે છે. કેળવણી લીધેલા, સરસ્વતી દેવીનો પ્રસાદ પામેલા, ભલે ને ગમે એવા નિર્ધન હોય, પણ એમની વાત કાંઈક ઓરજ હોય છે.

શરચ્ચંદ્ર જે સ્થળમાં રહેતો તે આગળ જણાવ્યું છે તેમ દુનીયાંથી અલગ જ હતું, સરકારે પોતાને ખરચે જ મકાન બંધાવી આપ્યાં હતાં, અને હવા પાણી સ્વચ્છ હતાં. કારણ અરણ્યમાં ખાણો ખોદી સોનું કહાડવું, તે સ્વચ્છ કરાવવું, ને વેચવું એવા અઘરા કામમાં લોકોની તંદુરસ્તી સાચવવાની બહુ જરૂર હતી. અહીં સવારથી સ્હાંજ કામ ચાલતું. દેશદેશના લોક પોતાની સ્ત્રીઓ ને છોકરાં સાથે ઉદરનિર્વાહ ને અર્થે અહીં વસ્યા હતા—નોકરીયાત હતા. મ્હોટા પગારના યુરોપીઅન અને નેટીવો (દેશીઓ) દેખરેખ માટે

અહીં રહેતા. તેમ મજુર લોક પણ પુષ્કળ રહેતા. શરચ્ચંદ્ર પોતાને નવી જ દુનીઆમાં રહતો હોય એમ ધારતો.

પુરૂષવર્ગ પોતે પોતાની નોકરી ભરી આવી. ગપાટામાં, શેતરંજ-ગંજીફા રમવામાં, ચલમ-ગાંજા-દારૂ આદિ પિવામાં, ગાળતા. એક બીજાની નિન્દા કરવી, હલકા પાડવા, એમાં જ પોતાના જીવનનું સાફલ્ય સ્હમજતા. ધર્મ સંબંધી વિચાર, સરસ્વતી દેવીની ઉપાસના, એ તો ત્યાં દેખાતું જ નહીં.

અહીંઆં બપોરના ભાગમાં જ્યારે પુરૂષવર્ગ પોતાના કાર્યાર્થે ઓફીસ-ખાતું વિગેરે સ્થળે જતા, ત્યારે સ્ત્રીઆરાજ્ય થતું; બધી સ્ત્રીઓ એકઠી થઈ, નિન્દા-ટીકા-કુથલી-કલેશમાં જ સમય ગાળતી. વૃદ્ધાથી માંડી તે ન્હાની બાલિકાઓ સુદ્ધાંત એક જ રસ્તે અનુસરતી. અલબત્ત, અત્રે અનીતિ હતી નહીં. પણ શરચ્ચંદ્રને એમતો ભાસ થતો જ કે અહીં મનુષ્યો પશુવત જીવન ગાળે છે, અને જો જનસમાજ આવો જ હોય તો તો રસાયણશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, ધર્મ, નીતિ આદિ કદી ખીલે નહીં: અને પોતે એક આવા સ્થળમાં આવી ભરાયો તેને માટે પસ્તાવા લાગ્યો. અને નોકરી મુકી દેવાને ઈરાદે છ દિવસની રજા લઈ જ્યારે તે પોતાના વતનમાં આવ્યો ત્યારે તેને એવી ખબર મળી કે જો તે નોકરી છોડી દેશે તો, મનોરમાના પિતા એનું લગ્ન એની જોડે નહીં કરે. આથી શરચ્ચંદ્ર નિરાશ થઈ પુનઃ પોતાની નોકરી ઉપર હાજર થયો ત્રિશંકુ જેવી પોતાની દશા થઈ, પરન્તુ લગ્ન થતા સુધી શાંતિથી વાટ્ય જોવાના નિશ્ચય ઉપર આવી મુંગે મોઢે સઘળું સહન કરી જીવનનૌકા ચલાવે ગયો.

---

## પ્રકરણ ૨ જું

### લગ્ન.

મનોરમા એ નારાયણલાલની એક પુત્રી હતી. નારાયણલાલ સરકારી મ્હોટા હોદ્દાની નોકરીપર હતા અને મહીને રૂ ૪૦૦) નો પગાર પાડતા. ગવર્મેંટના (સરકારી) ખાસ ચુસ્ત ભક્ત હતા, અને ગવર્મેંટ નોકરી એ જ સર્વમાં ઉત્તમ ગણાતા. મનોરમાની ઉમ્મર આ વખતે ચૌદ વર્ષની હતી. એને સ્વભાષા ઉપરાંત ઇંગ્રેજી-સંસ્કૃત-વિગેરેનું થોડું થોડું જ્ઞાન આપવામાં આવ્યું હતું. તે સિવાય સિતાર, તાઉસ, દિલરૂબા, હાર્મોનીયમ સારી રીતે વગાડતી, અને ગાઈ જાણતી. સ્હવારના પ્હોરમાં પોતાની માતા શાન્તાની સાથે તે નાહી, ઈશ્વરસ્તવન પૂજન વિગેરે શીખી હતી. રસોઇ કરવા ઉપર એ પોતે ઝાઝો લક્ષ નો'તી આપતી. કારણ આવી ઉન્નત કેળવણી આગળ એને એ સાધારણ સ્હમજતી. એની મા એને વારંવાર કહેતી "બ્હેન, રસોઇ કરતાં શીખીએ, કારણ, અમે તો આજ છીએ ને કાલ નથી, ત્હારે કેવું સાસરૂં મળ્યું કેવું નહીં, તો પછી તને અડચણ પડશે." પણ કાંઈ ઝાઝું લક્ષ ન આપતી.

નારાયણલાલે શરચ્ચંદ્રને પોતાના જમાઈ તરીકે કબુલ કર્યો, તે વખતે તે ઇન્ટર-મીડીએટમાં પસાર થયો હતો. ભવિષ્યમાં આ એક વિલક્ષણ પુરૂષ થશે, એવી એની કાન્તિ હતી, અને તેની જોડે અભ્યાસમાં પણ સારો હોવાથી તેને પસંદ કર્યો હતો. શરચ્ચંદ્ર માબાપ વગરનો, ગરીબ, હતો. પણ નારાયણલાલે એની બુદ્ધિ ઉપરથી જ એને પસંદ કર્યો હતો.

મનોરમા ઘણી ચપલ ને સ્હમજુ હતી. પોતાના ભવિષ્યમાં થનાર પતિ જોડે શી રીતે સ્નેહ બાંધવો, એની તક ખોળતી હતી. એક દિવસ એવો પ્રસંગ બન્યો કે નવરાત્રીના દિવસમાં નારાયણલાલે ગરબો કોરાવ્યો અને સગાંસ્નેહીને નોતર્યાં. તે વખતે શરચ્ચંદ્ર પણ હતો. પોતાના ભવિષ્યના પતિને સૂચના દાખલ મનોરમાએ એક નવીન ગરબો જોડી રાખ્યો હતો અને પોતાના મામાની દીકરી બ્હેન જે સરખી જ ઉમ્મરની હતી, તેને શી-ખવી રાખ્યો હતો. ગરબામાં પોતે હાર્મોનિયમ ઉપર, અને પોતાનું મુખ શરચ્ચંદ્રના સ્હામું આવે તેવી રીતે, બેઠી. ગરબો ગવાયો, બધાંએ વખાણ્યો. શરચ્ચંદ્ર તરત સ્હમજ્યો કે આ મનોરમા ખરેખર કોઈ દિવ્ય કન્યા છે. અને એની પ્રાપ્તિ થવી એ એક પોતાના મહદ્ ભાગ્યની વાત સ્હમજતો. આ પ્રમાણે અન્યોન્ય પ્રેમ થયો. એ પ્રેમ એ બન્નેનું હૃદય જ જાણતું. પ્રેમનો ઉભરો પત્રદ્વારા કાઢવાની બન્નેમાંથી કોઇની હિંમત નો'તી ચાલતી. બન્ને જ્યારે સ્હામાં મળતાં, ત્યારે માત્ર બન્નેનું હૃદય જ ધડકતું. સામાન્ય માણસ તે પ્રેમ સ્હમજી શકતો નહીં. આ પ્રમાણે બે વર્ષ વીતી ગયાં, શરચ્ચંદ્ર બી. એ. ની પરીક્ષામાં પાસ થયો અને આપણે જાણીએ છીએ એમ નોકરી લીધી અને તે ફક્ત પોતાની વ્હાલી મનોરમાના પ્રેમની ખાતર જ, કારણ તે સારી રીતે જાણતો કે જો એ ગવ્હર્મેંટ નોકરી નહીં લે તો નારાયણલાલ એ કન્યાને નહીં આપે, માટે લગ્ન થતાં સુધી શાંતિથી વાટ્ય જોવા નિશ્ચય કર્યો.

આખરે એ હૃદયને આનંદ આપનાર તક આવી. નારાયણલાલે ઘણા જ ભાવથી ધામધુમથી લગ્ન કર્યાં. લગ્નનું બધું ખરચ નારાયણલાલે શરચ્ચંદ્રને આપ્યું. નાત, વરા, મીજલસ નિયમાનુસર થયું. શરચ્ચંદ્ર, પોતાની ખરી સ્થિતિનું ભાન ભૂલી ગયો. પોતાને સ્વર્ગમાં જ હોય એમ ધારવા લાગ્યો. આ પ્રમાણે એક માસ આનંદમાં ગાળી, રજા પુરી થતે પોતાની નોકરી ઉપર હાજર થઈ ગયો.

ક્યાં બી. એ. નો અભ્યાસ, ક્યાં મનોરમા જોડે લગ્ન, અને ક્યાં આવા એકાન્ત સ્થળમાં નોકરી! પણ શું કરે? મનમાં વિચાર કરવા લાગ્યો કે મનોરમા આવશે, અને આવી કોટડી દેખશે તો શું ધારશે! તે ઉપરાંત એને એક બીજી ઉપાધિ હતી. એની વિદ્યા, એની ચપલતા, અને એને ભવિષ્યમાં મળવાના સુખથી એની સાથે રહેનારો નોકરી કર-નારો વર્ગ એના ઉપર ઘણી જ ઇર્ષ્યા કરવા લાગ્યા. તેમાંના કેટલાક તો એના ઉપરીને ભરાવા લાગ્યા કે "એ ગમે એટલા બી. એ. વાળા નોકરીઓ કરવા આવે, પણ તે અસ-લના છઠ્ઠા ધોરણને અથવા તો પબ્લીક સર્વીસને પહોચે નહીં હો." ઉપરી પણ એવા

એવા જ વિચારનો, એવા જ સંસ્કારનો, હોવાથી અક્ષરશઃ સત્ય માનતો અને પ્રસંગ આવે શરચ્ચંદ્રને સતાવ્યા વગર રહેતો નહીં.

આમને આમ છ મહીના વીતી ગયા અને મનોરમા પોતાના પ્રિયતમના સહવાસમાં આવવાને નીકળી. ગમે એવી પતિવત્સલ સ્ત્રી હોય, પણ માતાપિતાની પાસેથી નીકળવું બહુ જ કઠિન લાગે છે. જ્યારે મનોરમા પ્રથમ વિદાય થઈ, ત્યારે સ્ટેશન ઉપર મુકવાને એની મા, એની માસી વિગેરે આવ્યાં હતાં. સર્વેની આંખમાંથી અશ્રુધારા પડવા માંડી હતી. એની માએ કહ્યું "બ્હેન જે સારા વિચારનું બીજ તારા મનમાં રોપ્યું છે તે સફલ કરવાનો-વર્તનમાં મુકવાનો-આ શુભ પ્રસંગ આવ્યો છે. માટે તું તારી જાતને ભાગ્યશાલી માનજે ને રોજ કાગળ લખજે. છેવટ એક પત્તું તો લખ્યા જ કરજે." એટલામાં ટ્રેઇન ઉપડવાની તૈયારીઓ થઈ, હટો હટો થવા માંડયું ને ઘંટનાદ ને શીશુડાના ધ્વનિ વચ્ચે ટ્રેઇન પસાર થઈ.

શરચ્ચંદ્રને આજ સોનાનો સૂર્ય ઉગ્યો હતો. જે દિવસ-જે ક્ષણને તે કેટલાએક વર્ષથી ઝંખતો હતો, તે દિવસ-તે ક્ષણ આવી પહોચી. મહા મહેનતે સ્ટેશન ઉપરથી ઘર સુધી લઈ જવાને તે એક ગાડું મેળવી શકયો હતો. અને તે લઈ પોતે સ્ટેશન ઉપર ગયો. ટ્રેઇન આવી, પોતાની પ્રિયતમાને મળવાને મન તત્પર થઈ રહ્યું હતું. પણ કદી પણ એ બન્ને બોલ્યાં ન હોવાથી બન્નેનું હૃદય ધડકવા માંડયું. મનોરમા જોડે એની ન્હાનપણથી જ સાથે ઉછરેલી દસ વરશની એક દૂરની બ્હેન જ્યોત્સના સાથે હતી, તે બોલવે ચાલવે ચપલ અને આગળ પડી આવે એવી હતી. તે બોલી ઉઠી. "ઓહો, શરદ્‌ભાઈ, વહુ ને તેડવાને સ્હામા આવ્યા છે ને શું?" શરદચ્ચંદ્ર બોલ્યો, "અહો જ્યોત્સના, તું પણ આવી છે ને શું? ઘણે સારૂં થયું. આ પેલા ગાડામાં બેસીને જાઓ; જ્યોત્સના, આ તો એક ગામડું છે, અને અહીં સગરામ મળે એમ નથી, માટે ગાડું લાવ્યો છું." પોતાના નોકરને વરધી આપી શરચ્ચંદ્ર ઓફીસમાં ચાલી ગયો. શરચ્ચંદ્રની વહુને જોવાને કેટલાક ટીખળી કારકુનો ગાડી ઉપર આવ્યા હતા ત્યારે કેટલાક ઓફીસમાંથી ટીકી ટીકીને જોતા હતા. કારણ ઘર આગળ જવાનો રસ્તો, ઓફીસ આગળ હતો. પુરૂષવર્ગની જીજ્ઞાસા પૂર્ણ થઈ. હવે સ્ત્રીવર્ગની જીજ્ઞાસા એથી પણ અધિક હતી.

મનોરમાને જોવા સારૂ આખા ગામની સ્ત્રીઓ પોતાના ઘરના ઉમરા ઉપર ઉભી રહી હતી અને મનોરમાનું નાક દૂરથી દેખાયું, કે જેમ લશ્કરની ટુકડી પોતાના ઓફીસરની સીગનલ (અમલદારના હુકમની નિશાનિ) દેખતાં તૈયાર થઈ જાય તેમ તમામ સ્ત્રીવર્ગ જોવા તૈયાર થઇ ગયો. મનોરમા અને જ્યોત્સ્ના આ બધી સ્ત્રીઓનાનેત્રપ્રહાર-મ્હોના ચાળા ને ચેષ્ટાની વચ્ચે, પોતાને ઘેર—પોતાની પર્ણકુટિમાં પહોચી.

(અપૂર્ણ.)

સુમિત્ર—બન્ધુસમાજ.

# ગૃહધર્મ.

## દેશ ઉન્નતિનો પાયો—બાલિકાશિક્ષણ.

(સ્ત્રીલેખ.)

( ગયા અંકથી ચાલુ. )

**૧૨. સ્ત્રીઓને શીખવવાની પરચુરણ બાબત**—(૧) કરકસર—દરેક બાળાએ શીખવા લાયક છે કારણ કે ઘર વ્યવહાર તેઓના જ હાથમાં હોય છે. પૈસાની તેમ જ વખતની પણ કરકસર શીખવી. ચપટી દાણો, એક પાઈ અને એક મિનિટ લાંબે હિસાબે વધી જાય છે માટે અતિ લોભ ન કરતાં યોગ્ય કરકસર શીખવી. (૨) નમ્રતા-ગમે તેટલી વિદ્યા શીખેલ હોય, ગમે તેટલો પૈસો હોય, પરંતુ અભિમાન ન રાખતાં હમેશાં નમ્ર રહેવું. નમ્ર માણસ દરેક જગ્યાએ માન પામે છે. (૩) ક્ષમા એટલે માફી. એ ગુણ મોટા તપસ્વીઓમાં વંદવા યોગ્ય હોય છે. તો સાધારણ માણસમાં એ ગુણ હોય તો શી ખામી? ક્ષમાવાન માણસનાં સર્વે મિત્ર થઈ રહે છે અને બાળાઓને તો આ ગુણ અવશ્ય ગ્રહણ કરવા લાયક છે. કારણ કે તેને ઘરસંસારમાં તે ગુણની ઘણી જરૂર પડે છે. (૪) હિંમત-દરેક બાળાને હિંમતનો ગુણ પણ ગ્રહણ કરવાની જરૂર છે, કારણ કે કેટલાક અકસ્માતના પ્રસંગમાં તે બહુ કામ આવે છે. હીમત "શીયલ" ના સબંધમાં એક ઢાલ રૂપ થઈ પડે છે. (૫) સંભાષણ-એટલે સારી બોલી બોલવા ઉપરથી જ ઊંચા નીચા કુળની ખબર પડે છે. સ્ત્રીઓને સાસરાંના ઘરમાં રહેતી વખત આ ગુણથી બહુ ફાયદો થાય છે માટે જેમ બને તેમ સર્વ સાથે સંભાષણ રાખવું. (૬) સંપ-સાસરે દેરાણી જેઠાણી વગેરે જુદાં જુદાં સ્વભાવનાં માણસ ભેગાં રહેવાનો પ્રસંગ આવે છે તે વખતમાં આ ગુણ ધારણ કરવાની બહુ જરૂર છે. બધાં સાથે સંપસપીને રહેવું. (૭) સંતોષ-એટલે ઈશ્વરે જે સ્થિતિ આપી હોય તેમાં રાજી રહેવું. પારકાં સારાં સારાં ઘરેણાં લુગડાં જોઈ તે બાબત મનમાં લાવી કદી પણ પતિને દુભવવો નહિ, પરંતુ પોતાથી નીચી સ્થિતિનાં મનુષ્યનાં દ્રષ્ટાંતથી સંતોષ માનવો. (૮) સદાચરણ-એટલે સારી રીતભાત. આ ગુણ આ લોક ને પરલોકનું સુખ મેળવવામાં મદદ રૂપ થઈ પડે છે, માટે હમેશાં સદાચરણી થવું. એક દુરાચરણી માણસ ગમે તેવો પૈસાવાળો હોય પણ તેની કીંમત કોડીની થાય છે. (૯) સતસંગ—એટલે સારી સોબત. માણસનું મન નાનપણથી હમેશાં કુદરતી રીતે નકલ કરવા તરફ વિશેષ હોય છે માટે જેમ બને તેમ હમેશાં સત્સંગ વધારે રાખવો. તેથી અગણિત લાભ થાય છે. (૧૦) શ્રીમંતાઈ સ્થિતિમાં પોતાની ફરજ-પોતાની સારી સ્થિતિ વખતે પોતાનાથી નબળી સ્થિતિનાં માણસોને મદદ કરવી. વ્યવહારીક કામમાં પૈસા જેટલું બીજું કોઈ કામ કરી શકતું નથી માટે તેવા વખતમાં મનમાં દયા રાખી અનાથાશ્રમમાં, બાલાશ્રમમાં, તથા વિધવાશ્રમમાં તેમજ બીજાં પં-

રોપકારી કામમાં મદદ કરવી. (૧૧) વિવેક—એટલે યોગ્યાયોગ્યનો વિચાર કરી વર્તવું તે. ઘરસંસારમાં અને વ્યવહારમાં વિવેકની ઘણી જરૂર પડે છે. માણસ અને જનાવરમાં વિવેકનો જ તફાવત છે. માટે દરેક બાળાએ વિવેક શીખી વિવેકી થવું. (૧૨) મિતાહાર—નિયમસર આહાર રાખવો તેને મિતાહાર કહે છે. આથી ઉલટું સ્ત્રીઓમાં ઘણી વખત જોવામાં આવે છે તેથી પોતાને તેમજ ધાવણા બાળકના શરીરને ઇજા થઈ માંદા પડે છે. માટે હમેશાં મિતાહારી થવું. (૧૩) વિદ્યા એટલે જ્ઞાન. વિદ્યાથી ઘણો જ ફાયદો છે. તો નવરાશનો વખત મળે ત્યારે કંઈ જ્ઞાન મેળવવું જ. તે જ્ઞાન પાછું ઉપયોગમાં આવે તેવું જોઇએ. સર્વ વિદ્યામાં "બ્રહ્મવિદ્યા" સર્વોત્તમ છે માટે તેના ઉમેદવાર થવું. (૧૪) માયાળુ સ્વભાવ-આ ગુણની સ્ત્રીમાં વિશેષ જરૂર છે કારણ કે તે બાલરક્ષણ ને શિક્ષણમાં ઘણો ઉપયોગી થઈ શકે છે. માયાળુ માણસ સાથે બધાં માયાળુપણે વર્તે છે માટે માયાળુ થવું. (૧૫) પ્રેમ—એ બે અક્ષરનો ટુંકો શબ્દ છતાં દુનિયામાં અલૌકિક કામ કરે છે. પ્રેમની બે જાત છે, શુદ્ધ પ્રેમ ને મલીન પ્રેમ. શુદ્ધ પ્રેમ નિસ્વાર્થી છે ને ગમે તેવી આફતમાં પણ તે તુટતો નથી. તે શુદ્ધ પ્રેમ જ સર્વોત્તમ ને મોક્ષનું સાધન છે. મલીન પ્રેમ સ્વાર્થી હોય છે, સ્વાર્થ સુધી જ ટકે છે, તેને પ્રેમનું શુદ્ધ નામ આપવું પણ યોગ્ય નથી. માટે હમેશાં શુદ્ધ પ્રેમી થવું. (૧૬) દયા—પારકું દુઃખ જોઈ આપણા મનમાં અમુક જાતની લાગણી થાય છે તેનું નામ જ દયા. દયાથી ધર્મ વધે છે અને પાપનો નાશ થાય છે. માટે હમેશાં દુઃખી ઉપર દયા રાખવી. પરંતુ દયા ડાકણનું સ્વરૂપ ધારણ ન કરે તે બાબત સાવચેત રહેવું. (૧૭) પરોણાગત—આવેલ પરોણાની યોગ્ય રીતે પરોણાગત કરવી તે ગૃહસ્થનો ધર્મ છે અને તેને "અતિથી યજ્ઞ" કહે છે. ઘરમાં તે કામ ખાસ સ્ત્રીઓનું હોવાથી તેને શીખવાની જરૂર છે. (૧૮) ઉદ્યોગ—ખાવા અને પહેરવાનું સુખ આપણને ખેડુતના ઉદ્યોગથી જ મળે છે. ઉદ્યોગ સર્વ સુખની ખાણ છે માટે સ્ત્રીઓએ નવરાશના વખતમાં ઘરમાં આળસુ થઇને બેશી ન રહેતાં ઉદ્યોગી થવું. (૧૯) પરોપકાર—એટલે પારકાનું વગર બદલે ભલું કરવું. સન્નારીઓની ખાસ ફરજ છે કે પૈસાથી અને પોતાના ઉત્તમ ગુણથી યોગ્ય પરોપકાર કરવો અને નિરાધારને યોગ્ય મદદ કરવી. (૨૦) આનંદી સ્વભાવ-આ ગુણ દરેક લાયક અબળામાં હોવો જ જોઇએ અને ન હોય તેણે મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. પતિપ્રેમ મેળવવામાં આ ગુણ સાધન રૂપ થાય છે. કેટલાંક વિષયાનંદી અને કેટલાંક બ્રહ્માનંદી હોય છે. સર્વમાં બ્રહ્માનંદી ઉત્તમ પરંતુ આનંદની પણ મર્યાદા રાખવી. (૨૧) પ્રમાણીકપણું—એટલે સાચવટ. સત્યને પ્રમાણિકપણામાં એટલો જ તફાવત છે કે સત્ય મોઢેથી બોલવું ને પ્રમાણીકપણું એટલે બોલ્યા પ્રમાણે ચાલવું. ઘરસંસાર ચલાવવામાં ને આબરૂ સાચવવામાં તે ગુણ ઘણો જ જરૂરનો છે માટે દરેક સ્ત્રીએ પ્રમાણીકપણું રાખવું. (૨૨) સ્ત્રીઓએ નામું પણ શીખવું જોઇએ. તેથી કઈ બાબતમાં ઉપજ વધારે કે ઓછી છે અને કંઈ બાબતમાં ખર્ચ વધારે થાય છે તેની ખબર પડે છે. (૨૩) ચોખ્ખાઈ—શરીર ને કપડાં સાફ રાખવાં તેમ જ ઘર અને તે માંહેની ચીજ પણ સ્વચ્છ રાખવી. વળી બાલકને પણ સાફ રાખવાં. (૨૪) વળી અબળાઓએ ક્રેફ ક્રોધ ને આળસને તેમજ ખોટા વહેમને તજી દેવા અને ફટાણા ગાવાં નહિ. રોવા કુટવાનો નિંદિત રીવાજ બંધ પાડવો. પુરૂષ કરતાં સ્ત્રીઓને સદ્ગુણી ને નીતિવાન થવાની વધારે જરૂર છે કારણ કે ભવિષ્યની પ્રજાના સુધારાનો આધાર સ્ત્રીઓ ઉપર રહેલ છે.

૧૩. બાલરક્ષણ—જન્મ પછી બાલકને સેજ ગરમ પાણીથી નવરાવવું. નવરાવવામાં સાબુનો ઉપયોગ કરવો પણ આંખમાં સાબુ ન જાય તે બાબત ધ્યાન રાખવું. પછી તેને કોરૂં કરી ગરમ કપડાંમાં વીંટી નરમ બિછાનાંમાં સુવરાવવું. આપણા દેશમાં ઘણાં ખરાં બાલકોને બે દિવસ ગોળ ઘી ને મધનું પાણી પાય છે પરંતુ તેના કરતાં તે વખતમાં સ્વમાતાનું ધાવણ જ ઉત્તમ છે. તે વખતનું ધાવણ રેચક હોવાથી બાલકનું પેટ સાફ થઇ જાય છે.

નિયમસર ધવરાવવું—એકથી પાંચ માસ સુધીમાં એક બે કલાકને અંતરે ધવરાવવું. ૬–૧૦ મહીના સુધીમાં ત્રણ કે બે કલાકને અંતરે ધવરાવવું. બાલકને ૯–૧૧ માસની ઉમરે ધાવણ મુકાવી દેવાં. ૭ મહીને ધાવણ સાથે થોડો ખોરાક આપવો શરૂ કરવો. હમેશાં ધવરાવ્યાં પહેલાં પાણીથી છાતી સાફ કરી બાલકના મોઢામાં દેવી, ને ધવરાવ્યા પછી બાલકનું મોઢું પાણીથી ધોઈ લુછી નાખવું.

ધાવ—બનતાં સુધી ધાવ રાખવી નહિ; પરંતુ જરૂરીઆત કારણસર રાખવી પડે તો સ્વજાતિની જુવાન, તંદુરસ્ત ને સદગુણી સ્ત્રી રાખવી. તેના ખોરાક પોશાકની કાલજી રાખવી તેમજ તેના મનમાં હમેશાં આનંદ રહી હોંસમાં રહે તેમ કરવું.

ખોરાક—બાળકને ૭ મહીનેથી ખોરાક આપવો શરૂ કરવો. સાબુચોખાની ખીર, ચોખાની ખીર, ચોખા સાથે દાળનું પાણી તેમજ બાજરી કે ચોખાના પાપડ વગેરે આપવું. વખતે મેવા મીઠાઈ પણ આપતાં રહેવું. દિવસમાં ત્રણ વખત ખોરાક આપવો. વચમાં તળેલા મમરા દ્રાક્ષ કાજુ વગેરે હલકી ચીજ આપવી. ખાવામાં વધારે ઓછું કે અમુક ચીજ ખાવાનો આગ્રહ કરવો નહિ પણ રૂચિ પ્રમાણે ખાવા દેવું. વયના પ્રમાણમાં પૌષ્ટીક ખોરાક આપતાં રહેવું.

સ્વચ્છ હવા—બાલકને હમેશાં હવા સ્વચ્છ આવતી હોય તેવી જગ્યામાં રાખવું. તેના સુવાના ઓરડામાં બારીબારણાં ખુલ્લાં રાખવાં તથા સૂર્યનું અજવાળુ પુરતું આવે એવી સગવડ રાખવી. દરિયા કાંઠે તેમજ બગીચામાં ફરવા લઇ જવું.

કસરત—નાનાં બાલકને હાથ પગ હલાવવા, ઘુંટણીયા ભર થઈ દોડવું, ઘુઘરો વગાડવો, અમુક ચીજ તરફ હાથ લંબાવવા, તાળી પાડવી એ બધી કસરત જ ગણાય છે. ઉમરના પ્રમાણમાં કસરત વધારતાં જવું. ચાલતાં શીખે ત્યારે ચલણ ગાડી આપી દોડતાં શીખવવું. અમુક ચીજ છેટે ફેંકી તે લાવવા હુકમ કરવો. તેને મનગમતી એકાદ ચીજ સેજ ઊંચે લટકાવી તે લઇ લેવા સુચવવું, ત્યાર પછી સરત દોડાવવી, ચક્કર ફરાવવું, ઘોડાગાડી ને આગગાડીની રમત રમાડવી; સાત તાલી વગેરે રમત રમાડવી. પિતાએ બહાર જતી વખત બાળકને સાથે લેવું. માતાએ દર્શન કરવા જતી વખત સાથે લેવું વગેરે.

ઊંઘ—તેથી બચ્ચાંને આરામ મળે છે. બાલકને ઘોડીયાં કરતાં પારણાંમાં કે બીછાનાંમાં સુવરાવવું વધારે સારૂં છે. નાનપણમાં બાલકને ઉંઘ વિશેષ હોય છે, ધાવવાના વખત સિવાય જાગતું જ નથી. ધીમે ધીમે તે ટેવ ઓછી થતી જાય છે. સુવારતી વખત હાલરડાં ગાવાં તે ઠીક છે તેથી બાલકને આનંદ થાય છે ને આનંદમાં જ ઊંઘ આવે છે. સુતા

મુછી શાંત રીતે ઊંઘવા દેવું. મચ્છરાદી જંતુ ઉપદ્રવ ન કરે માટે મચ્છરદાની નાખવી. બાલક નાનું હોય તો વખતો વખત ભીનામાંથી કોરૂં કરવું. સુવારવા પહેલાં બિછાનું ઝાટકી સાફ કરવું. ઉંઘ્યા પહેલાં ઠંડું આંજણ કે સોયરૂં આંજવું ફાયદો કર્તા છે. ઉઠયા પછી ઠંડા પાણીથી આંખ ધોવાની ટેવ પાડવી.

દાંત—બાલક ૭-૮ માસનું થાય ત્યારથી દાંત આવવા શરૂ થાય છે તે વખતમાં તાવ આવે છે, ઝાડો થાય છે, વખતે આંખ ઉઠે છે; તે વખતે બાલકના પેઢાંએ માખણ ઘસવું. ધાવણી સરખી કઠણ ચીજ ચુસવા આપવી. મોટું થયા પછી દાતણના કુચાથી કે બ્રશથી દાંત સાફ કરાવવાની ટેવ પાડવી. કેટલાંક પાઉડર પણ સારાં છે.

શીતળા—બાલક ત્રણ ચાર માસનું થાય કે તુરત શીતળા કઢાવવાં. શીતળા ન કઢાવે તો નીકળવાનો સંભવ રહે છે; તેથી ઘણું નુકસાન થાય છે તથા વખતે મરણનો પણ ભય રહે છે. દાણા ભરાયા પછી જ્યારે નમવા માંડે ત્યારે તે દાણાપર મલાઈ કે ઘી ચોપડવું. કેટલીક અજ્ઞાન અબળાઓ શીતળા કઢાવવામાં ઘણી આનાકાની કરે છે તથા પોતાનું ચાલતાં સુધી કઢાવતી નથી તે ઘણું જ ખોટું કરે છે. ચેપ ગાયનો લેઇને શીતળા કાઢે છે તે ઉત્તમ છે પરંતુ તેમ ન બની શકે તો મજબુત, કોઈ પણ જાતના રોગ વગરનું અને સાજું છોકરૂં હોય એનો જ ચેપ લેવરાવવો.

બાળક ચાકરને સોંપવાં નહિ—લાંબા વખત સુધી છોકરાંને ચાકર પાસે રાખવાં નહિ. કેટલીક પૈસાદાર ઓરતો બૈયા કે રામાને અને રજવાડાની રાણીયો ખવાસણોને બાળક સોંપે છે તેથી તેના બધા દોષ બાલકમાં આવે છે. વળી નોકર સદ્દગુણી તો સોએ એક જ નીકળે છે; તેમનામાંના કેટલાક નુકસાનકારી દુર્ગુણ પણ બાલકમાં આવે છે અને તેથી એક નોકરને બદલે બે નોકર થાય છે, મતલબ કે બાળકમાં તેવા ( ચાકરના જેવા ) હલકા ગુણ દોષ આવે છે. માટે બાલકને લાંબો સમય નોકરની સંગતમાં રાખવાં નહિ.

ઘરેણાં પહેરાવવાં નહિ—બાલકને દાગીના પહેરાવવાની રીત પણ ખોટી છે. તેથી ઘણી વખત એકદર માતાનાં બાલકના જીવની પણ હાની થાય છે. બાલકને નવરાવી ધોવરાવી સાફ લુગડાં પહેરાવવાથી જેવું દીપી નીકળે છે તેવું દાગીનાથી શોભતું નથી. આ બાબતમાં યુરોપીયન અને પારસીઓનો આપણે દાખલો લેવા યોગ્ય છે.

"અમલ"—કેટલીક અજ્ઞાન સ્ત્રીઓ બાલકોને અફીણ, બાળાગોળી કે સોગટી વગેરે પાય છે તેને અમલ કહે છે. અમલ આપવું નુકસાનકર્તા છે; તેથી બાલક રોગી ને સુસ્ત થઈ જાય છે માટે તે અમલ કદી આપવું જ નહિં.

છુંદણા—આ જુલમ કોમલ બાલીકાઓ ઉપર ગુજરતો જોવામાં આવે છે. આ રીત દયાજનક ને ત્રાસદાયક છે. તે કેટલીક વખત પાકી આવવાથી બિચારી બાળા ઘણી જ દુઃખી થાય છે, માટે આ રીત કાઢી નાંખવી.

( અપૂર્ણ. )

નીશા.

# દારાધર્મ.

લખનાર:—શાહ અમૃતલાલ ઓધવજી. ( ભાવનગર. )

વાંચનારી બ્હેનો, તમને કદાચ શંકા થશે કે સ્ત્રીપુરૂષના ધર્મ વળી જૂદા તે હોતા હશે ? હા. જે ધર્મ પુરૂષનો હોય તે જ ધર્મ સ્ત્રીઓને પણ હોય છે, પણ સ્ત્રીઓને માટે તે ધર્મ કરતાં પણ વધારે ઉંચો એક બીજો ધર્મ–ફરજ–પતિસેવાનો છે.

પરમાત્માની આજ્ઞા છે કે સૌએ પોત પોતાના ધર્મ પ્રમાણે ચાલવું. તે ધર્મમાં કહેલું છે કે સૌએ પોતાની ફરજ બજાવવામાં સાવધાન રહેવું.

એક શેઠે ( પરમાત્માએ ) પોતાના એક ગુમાસ્તાને ( સેવક—હરિના દાસને ) એક કામ ( ધર્મ પાળવાનું ) ચીંધી રાખ્યું કે 'તારે ( ગુમાસ્તાએ ) મારા ( પરમાત્માના ) આ એક છોકરાનું કહ્યું કરવું. તેની સંભાળ રાખવી, તે જે માગે તે તારે આપવું.' ગુમાસ્તો પોતાના ધર્મ પ્રમાણે તે નાના શેઠની ( છોકરાની ) આજ્ઞામાં રહેવા લાગ્યો. એક વખત કામ કરવામાં પૂરૂં ધ્યાન રહ્યું નહિ તેથી થોડી ભૂલ થઈ ગઈ; તેથી નાના શેઠે તેને ઠપકો આપ્યો. આવી નાની ભૂલ માટે તે ગુમાસ્તાને ઠપકો ગમ્યો, અને તે પણ નાના શેઠે આપ્યો, તે તો તે ગુમાસ્તાને જરાએ ગમ્યું નહીં. આ વાતની મોટા શેઠ ( પરમેશ્વર ) ને ખબર પડી. તરત જ તે ગુમાસ્તાને મોટા શેઠ પાસે ઘસડી લાવવામાં આવ્યો. ગુમાસ્તાએ હવે તો મોટા શેઠની ઘણી એ માફી માગવા માંડી, પણ પછી તે મોટા શેઠ માને ? ! તેમણે તો તેને શિક્ષા કરવાનો નક્કી ઠરાવ કર્યો. તે ગુમાસ્તાની આ પહેલી જ ભૂલ હતી તેથી તેણે (શેઠે) ફક્ત દયા આવવાથી તેને એટલું જ કહ્યું કે ધર્મની આજ્ઞાઓ યાદ કરજે, અને તે પ્રમાણે હવેથી બરાબર ચાલજે. ગુમાસ્તાએ મોટા શેઠને નમન કર્યું; ને તે જ દિવસે તેણે પોતાની એક ચોપડી (મન) માં લખી રાખ્યું કે 'હવેથી નાના શેઠની જ આજ્ઞા બરાબર પાળવી કે જેથી ફરીથી આવી રીતે મોટા શેઠ પાસે ગુનેગાર થઇને જવું જ ન પડે; અને કદાચ ભૂલ થાય તો નાના શેઠની જ માફી માગી લેવી.'

વ્હાલી બ્હેનો ! તે મોટા શેઠ કૌંસમાં દેખાડ્યા પ્રમાણે પરમેશ્વર સમજવા. તે પરમેશ્વરે આપણને એક ધર્મ પાળવાનું કામ સોંપ્યું છે. તે પરમેશ્વરના આપણે સઘળા સેવક છીએ. પરમેશ્વર આપણા પર દયાળુ છે–દયા રાખે છે તો આપણે તેનું કહેલું કામ કરવું જોઇએ. પુરૂષો પોતાનાં નાના શેઠ ( માણસ ) નું કામ બરાબર ન કરે તો તે શેઠ ગુસ્સે થાય છે; ને શિક્ષા પણ કરે છે; કદાચ તે શિક્ષા કે ગુસ્સાની દરકાર પુરૂષો ( શેઠના ગુમાસ્તાઓ ) ન કરે તો પછી તેઓએ પરમેશ્વરની શિક્ષા તો ખમવી જ જોઇએ.

બ્હેનો ! તેવી જ રીતે સ્ત્રીઓનો શેઠ ( નાનો પણ–ખરો શેઠ ) તે તેનો પોતાનો પતિ–પ્રભુ એક જ છે. પરમેશ્વર વિના પિતાએ કહ્યા પ્રમાણે ( ધર્મ–ફરજ પ્રમાણે ) તે પો-

તાના એક પતિ-પ્રભુનું કહ્યું ન કરે તો કેમ. તે પરમેશ્વર તેવી સ્ત્રી પર ગુસ્સે નહીં થાય? પરમેશ્વરે કહ્યો તે ધર્મ તો પતિનું કહ્યું કરવામાં, પતિને રીઝવવામાં જ છે; તો જો પતિનું કહ્યું ન કરે તો (પણ) શું તે સ્ત્રીઓ ધર્મ પ્રમાણે ચાલે છે એમ કહેવાય? શું એવા ધર્મથી પ્રભુ ખુશી થાય ખરા? શું તેને પ્રભુ શિક્ષા ન કરે કે? માટે વ્હાલી બ્હેનો? સ્ત્રીઓનો મૂળ ધર્મ તો પતિને રીઝવવાનો છે એ તમો હવે સત્ય સમજ્યાં હશો જ. હવે તે પતિને રીઝવવાના રહેલા ઉપાયો હું તમને કહું છું.

જેમ બને તેમ વધારે વધારે પતિના સ્વભાવને મળતા અનુકુળ થતા જવું.

થોડામાં સંતોષ માનીને મળે તેના કરતાં વધારે માગણીઓ પતિ પાસે કદી કરવી નહીં.

વગર પૂછ્યે પતિની ઇચ્છાઓ જાણી લઇને તે પ્રમાણે ચાલવું.

પતિને પ્રભુતુલ્ય ગાની, પતિના હુકમને ધર્મ સમજી, તે જ પતિ-પ્રભુનું સ્મરણ-ધ્યાન-ભજન ને પૂજન કરવું ને તે હુકમ-ધર્મ પાળવો.

કંઈ કસુર થાય કે તે તરત પતિને જણાવીને તેમની ક્ષમા માગવી.

આ રહેલા ને થોડાક ઉપાયોથી તો અર્થ ને લાભ એ છે. સંસાર-જીંદગી સુખમ જશે. પરમેશ્વર રીઝશે. આ લોક તેમજ પરલોકમાં બન્ને જગાએ સુખ મળશે.

સંસાર વધારે સુખી બનાવવાને માટે જેમ બને તેમ પતિના જ સહવાસમાં વધારે રહેવાની ખાસ જરૂર છે.

---

# આનંદાશ્રમ.

---

### રસોઇના તમાશા.

૨.

સારિકા—કેમ વિજયાગોરી, હજી રાંધી રહ્યાં નથી શું? હું તો બધુંએ પરવારીને આવી

વિજયા૦—હા, તમારે અત્યારે ભોઠી રસોઈ કરવાની એટલે ઠીક છે. પણ મ્હારે તો બધ ઝીણી રસોઇ કરવાની અને તેમાં કીકાને નિશાળે મૂકયો તેથી આજે વધારે રાંધવાનું છે. કેમ બ્હેન ખરૂં કની? કંઇ ગળ્યું તો કરવું જ જોઇએ ને?

સારિકા—હાસ્તો બ્હેન! ...ા વગર તે છૂટકો થાય? પણ આ શું તમે વેઢમી કરો છો! તે આમકેમ વેસણુ આટલું બધું પાતળું છે? રોટલી કેમ વણાતી હશે?

વિજયા૦—ના બેન નથી જ બરાબર થતી. આળસમાં પાણી જરાક વધારે રહી ગયું હશે; પણ મને ખબર રહી નહિ. આ શાક કરવાની જરા ઉતાવળ કરી, બ્હેન! એટલે આમ થઈ ગયું. હવે કેમ કરવું? વેઢમી બરાબર થતી નથી ને ભાંગી જાય છે.

સારિકા—(જરાક હસીને) અને ખીજી પાસ ફેરવતાં ફેરવતાં તો કટકે કટકા થઇ જાય છે!! અરે ત્યારે એમ કરોની!! હું એ કેવી કે અત્યાર સુધી જોઇજ રહી છું, અને તમને કંઈ કહેતી પણ નથી!!

વિજયા૦—પણ શું કરૂં? જરા વ્હેલાં થાઓની!! આ અગિયાર વાગવા આવ્યા ને હમણા ફીકાના કાકા આવશે તે રસોઈ તૈયાર થયેલી નહિ જોઇને ધમપછાડ કરી મુકશે.

સારિકા૦—બળ્યું બા. બધાનો એવો તે સ્વભાવ કેમ હશે? આ મારે ત્યાં એમનો બરાબર છોકરાં જેવો ભુખાળવો સ્વભાવ!! આ નવ સવાનવ વાગ્યા કે તુરત રજા હોય તો એ "ફીકી!! એ ફીકી! રસોઇ થઇ કે? બસ! હજી સુધી કેમ રસોઇનું ઠેકાણું નથી!" વગેરે અમસ્તું બોલી બોલીને કાન બહેરા કરી નાંખે. બળ્યું બ્હેન! મને તો એથી બહુ ગભરામણ થઇ આવે છે.

વિજયા૦—હોય બ્હેન! પણ આ વેસણ સારૂં કરવાનો ઉપાય બતાવતાં હતાં તે તો કરતાં નથી? અને બળી આ (એમ કરીને જોસથી ભાંગી ગયેલી રોટલીનો પાછો લુઓ કરીને આડણી ઉપર પછાડે છે) રોટલી તો કેમે કરી વણાતી નથી.

સારિકા—અરે એ વેસણને ચૂલા ઉપર મુકોની એટલે પાણી બળી જશે ને ખાસું જાડું રગડા જેવું થાય એટલે નીચે ઉતારી નાંખો. લ્યો બેન! હવે તો હું જાઉં છું.

સારિકા એમ કહીને સાળુના પાલવવતી મુખ ઢાંકી છાનું મન્દ હસતી હસતી ચાલી ગઇ. વિજયાગૌરી જરાક ભોળાં હતાં. પિયરમાં લાડમાં તેમની માતુશ્રીએ કંઈ પણ રંધાવેલું નહોતું. ગર્ભશ્રીમંત હોઇને ચાકર રસોઇઆ, નોકર નફ્ફર વગેરે હતું તેથી બેનને રસોઈ કરવાનો શ્રમ ક્યાંથી જ આપી શકાય?!! આજ તેમનો બરાબર ધડો લાડવો થયો. સાસુ જીવતાં હતાં ત્યાં સુધી તો તેઓ બિચારાં બેસતાં કુદકુદતાં બધુંએ કરતાં ને તે વખતે જો કે વિજયાગૌરી પાસે જ ઉભાં રહીને આપ લે કરતાં, પણ જરાક બુદ્ધિનો પ્રભાવ કેટલેક અંશે ઓછો હોવાથી સાસુ કેવી રીતે રસોઈ બનાવે છે તે ઉપર ધ્યાન આપ્યું નહિ હોય, અથવા જો વખતે ધ્યાન આપ્યું હશે, તો પણ સ્મરણ શક્તિનો પ્રભાવ પણ ઓછો જ હોવો જોઇએ. નહિ તો આવા બારિકના સમયે તેમને આમ મુંઝવણ કદી પણ થાત નહિ.

સારિકાબ્હેનની શિક્ષાનુસાર તેમણે વેસણ ચુલા ઉપર મુકી દીધું. એટલામાં ફીકો રડતો રડતો આવ્યો કે મને ઝીણાએ પથરો માર્યો તેથી ઝીણાને વઢવા જરાક ગયાં. સચકા દાંળની સાથે તેમણે ક્યારનીએ ખાંડ ભેળી દીધી હતી; અને અહિં અગ્નિ દેવતા પોતા-

ની ફરજ બજાવવા મંડી પડ્યા હતા: પાંચ દસ મીનીટ પછી વિજયાગૌરી બ્હેન ઝીણાને વઢીને આવ્યાં અને એકદમ ચુલા ઉપરથી તેમણે વેસણની તપેલી નીચે ઉતારી સાણસીથી એક હાથમાં તપેલી ઝાલી બીજે હાથે કડછીથી વેસણથી હલાવવા જાય છે ત્યાં તો, વેસણને કડછી સાથે કંઈ પણ સમ્બન્ધ ન હોય તેમ જરા પણ વેસણને ચોટ્યા વગર આ-મથી તેમ તપેલી પાસે અથડાઇને વાતો કરે!!

"એ તો હવે શકરપારો થયો શ- કર-પારો! રાંધ્યાં તમે. ચાલ કીકા! આજ વે-ઢમીને બદલે સકરપારો ખાજે."

ગભરાતી ગભરાતી વિજયાગૌરી મનમાં બબડી "હાય હાય! આ ક્યારે આવ્યા તેની મને ખબરે ન પડી?!! હવે શું થશે? એ તો બહુ આંકળા છે!! હવે હું શું મ્હોં દેખાડું? મૂઈ એ સારિકા!!" છેલ્લું વાકય લગાર મોટેથી બોલાઈ જવાયું તેથી જય-કીસનદાસે સાંભળ્યું ને બોલી ઉઠયા.

"સારિકાનો વાંક શું કામ કાઢો છો? તમે જ ચૂલા ઉપર મૂકેલું કે એણે? એ તો ગમે તેમ કહે કે જાઓ બાઈ! કુવામાં પડો? પણ તમારૂં કાળજું કૂતરા ખાઈ ગયા હતા કે તમે તેમની મશ્કરી કંઈ પણ સમજ્યાં જ નહિ.?!!"

વિજયા૦—(ચીડવાઇને તથા સાણસી પછાડીને) એ મૂઈ રાં...મારી મશ્કરી કરનાર કોણ? હું અત્યારે ને અત્યારે હમણા જ એને વઢીને પાખી નાખું. એણે મારી બધી રસોઇ ખરાબ કરી. જુઓ હવે આમાં મારો કંઇ વાંક છે?"

એમ કહી વિજયાગૌરી બ્હેન હુસકાં ખાતાં ખાતાં સારિકાને ત્યાં તેને વઢવા માટે ઉઠયાં. આ વખતે કડછી તેમના હાથમાં જ રહી ગયેલી હતી તે ચડિકા દેવીના શસ્ત્ર સમાન વિરાજતું હતું. "હવે કડછી મુકી દો. વખતે તમારા રોષમાં ને રોષમાં મારી કડછીના બે કકડા થઇ જશે, ને નાહક બે આનાનો નવો ખર્ચ થશે. ચાલો હવે, શાંત થઇ જાઓ ને જે થયું હોય તે ખાવાનું આપો. બાર વાગશે."

વિજયા તેનો ઉત્તર દેવા જતી હતી ત્યાં જયકિસનદાસની આંખ રાતી થયેલી જોઇને એકદમ બેસી ગઇ ને કીકાને કહ્યું "ભાઇ પેલા બરણીમા બે કકડા છે તે લાવ જોઇએ."

કીકા—જો તે 'હું તાસે જ કાઇ ગયો' તો. તું તેમ ભુલી ગેઇ બા!"

વિજયા૦—હા, હા, હવે સાંભર્યું, બળ્યું! હું તો બહુ જ ભૂલી જાઉં છું, ત્યારે કીકા—"

જયકિસનદાસ—ફીકર નહિ કાલને કાલ મી: પદળવાળાની પાસેથી તમારા એ સ્વભાવનું ઓસડ લઇ આવીશ.

# સ્વાગત મન્દિર.

‡ચુસુરી વાર્તાઓ—શેઠ યુસુફઅલીએ પોતે રચીને કેટલાક સમય ઉપર "મુંબાઈ સમાચાર" પત્રમાં પ્રકટ કરાવેલી વાર્તાઓના સંગ્રહ રૂપ આ ન્હાનું પુસ્તક હાલમાં પ્રસિદ્ધ થયું છે. આમાંની ૧૨ ન્હાની ન્હાની વાર્તાઓનાં ચિત્રો જુદા જુદા પટ ઉપર વિવિધ રંગોથી ચીતરાયેલાં છતાં સર્વે એકજ આકૃતિનાં છે. માબાપના આશ્રય નીચે રહેતી એક યુવાન કન્યા અને પુખ્ત ઉમ્મરનો એક યુવાન પુરૂષ, એક બીજાને તદ્દન અજાણ્યાં છતાં વિધવિધ સંજોગોથી એક જ સ્થાને મળે છે; એકાદ અપવાદ શિવાય સર્વ પ્રસંગે યુવતીને જ પ્રાણઘાતક અકસ્માત્ થાય છે, અને યુવક તેમાંથી તેનું રક્ષણ કરે છે; તેના ફળ રૂપે યુવકયુવતીના હૃદયમાં સ્નેહની અને સંબંધિઓના હૃદયમાં ઉપકારની ઉર્મિઓ પ્રદીપ્ત થાય છે, અને કાળક્રમે તે ઉર્મિઓ તેમના લગ્નસંબંધમાં પરિણમે છે; અને આટલેથીજ સર્વે વાર્તાઓ અટકે છે: એટલે કે ખઈ જોતાં મનુષ્યજીવનનો એકજ વિભાગ-યુવાન સ્ત્રીપુરૂષોનો ઇષ્ટ લગ્નસંબંધ-એકલોજ આ સર્વ વાર્તાઓમાં આલેખાયેલો દૃષ્ટિએ પડે છે. કર્તાએ સર્વ પાત્રો મધ્યમ વર્ગનાં, અને તે પણ મુસલમાન કોમનાં જ પસંદ કર્યાં છે. પુસ્તકમાં નવીનતાનો અભાવ છતાં, સરળ ભાષા અને સાદી રસિકતાનો અનુભવ વાચકને ઠીક થાય છે. ખાસ લક્ષ ખેંચે એવી વાત એ છે કે શામળભટની વાર્તાઓની પેઠે આ સર્વ વાર્તાઓમાં પણ લગ્નસંબંધની પ્રક્રિયા, હાલના હિન્દુસંસારની રૂઢિથી વિપરીત રીતે, સ્વયંવરની પદ્ધતિ સરજ થાય છે, અને તેથી તે વાંચવાથી હિન્દુ સ્ત્રીઓને અર્વાચીન સ્વયંવર, લગ્નસંબંધમાં સ્ત્રીની પોતાની સ્વતંત્રતા, એટલે શું તેનો ખ્યાલ સારો આવે એમ છે. ગુજરાતી 'હેલા સાહિત્ય' (લાઈટ લીટરેચર) માં આ પુસ્તકની ગણના વિસરી જવા જેવી નથી.

દુર્ગાદાસ અથવા દરંગદાસ,* (એક મારવાડી મહાવીરનું ચરિત્ર) પ્રથમ ભાગ:—

આ ઐતિહાસિક નવલકથા રૂપ જીવનચરિત્ર અમારા ભાવનગરમાં પ્રકાશ પામતા પત્રમિત્ર "સૌંદર્ય" ના ગ્રાહકોની પ્હેલી ભેટ તરીકે આપવામાં આવ્યું છે. દિલ્હીના મુગલ શાહેનશાહ શાહજહાન, આલમગીર તથા બહાદુરશાહ વગેરેના અમલમાં, રાજસ્થાનનાં મ્હોટાં રાજ્યો,—મેવાડ, જયપુર અને મારવાડ, ચ્હડતી પડતીના અનેક તડકાછાંયા જોયા પછી, પોતાની પ્રાચીન મ્હોટાઈ મેળવવાને યોગ્ય થતાં હતાં ત્હેવા મહાન્ કેસરના સમયમાં આવેલું દુર્ગાદાસનું દેશભક્ત જીવન કાળામાં કાળા અંધકારમાં પણ પોતાની જ્યોતિથી સુપ્રકાશિત રહેલું છે. રાજવાડાનો ઇતિહાસલેખક કર્નલ ટૉડ જે વીરનાં અનેક રીતે યશોગાન ગાતાં થાકતો નથી અને જેને મારવાડના યુલિસિસ (ગ્રીસ અને ટ્રોય વચ્ચેના મહાસંગ્રામમાં પોતાના બુદ્ધિબળ અને પ્રવાસ માટે જાણીતા થયેલા રાજવીર) ની ઉપમા આપે છે, ત્હેવા મહાત્માનું આ જીવનવૃત્તાન્ત છે, એટલે ત્હેની ઉપયોગિતા, ત્હેના ગુણ, વગેરે વિશે બોલવું જરૂરનું નથી. આ હજુ પ્રથમજ વિભાગ છે,

‡ કર્તા—શેઠ યુસુફઅલી એ. બાકરભાઈ. કિં. રૂ. ૦-૮-૦

* રચનાર,—રા. રા. માધવજી પ્રાગજી દવે, તંત્રી-'સૌંદર્ય':

મારવાડી વીરની ખરી દેશસેવા, રાજભક્તિનો પ્રથમ અધ્યાય જ હજી આલેખાયલો છે, અને આગળ ઉપર આ નવલકથા કેવાં પ્રકારનું રૂપ પકડે છે, એ જોવાનું છે,—એટલે હાલમાં ત્હેના ઉપર લંબાણથી વિવેચન કરવાનું મોકુફ રાખવું પડે છે. આ ઐતિહાસિક વાર્તાની શરૂઆત સારી રીતે થઈ છે, વિચારની શ્રેણિ પણ ઠેકાણે ઠેકાણે સારી જોવામાં આવે છે, અન્ય લેખકોના ઉદ્‌ગાર પણ યોગ્ય રીતે ગોઠવવામાં આવ્યા છે, અને વસ્તુ-સંકલનાનો હજુ આરંભ છે, છતાં તે ઠીક દીપી નીકળવાની આશા રહે છે. આ સર્વેને માટે અમે લેખકને ધન્યવાદ, અને "સૌંદર્ય" માસિકના માલેકોએ આવી સારી ચોપડીઓની ભેટ આપવાની જે ગોઠવણ કરી છે ત્હેને માટે ત્હેમને અભિનંદન, આપવાની રજા લઇએ છીએ સારી સ્વતંત્ર ઐતિહાસિક નવલકથાઓની આપણી ભાષામાં ઘણીજ જરૂર છે અને તેથી આવા પ્રયાસો ખાસ કરીને આદરણીય છે. આશા છે કે આ પુસ્તક હજી પણ ઉત્તમ વસ્તુવિચારની અને કથાના નાયકની નમુનેદાર જીંદગીની સુન્દર ગુંથણીમાં વધારે વધારે ખીલતું જશે.

**વિધવાવિવાહ વિષે વિચાર** :*—"વૈદ્યકલ્પતરૂ" માસિકમાં પ્રકટ થયેલ ચર્ચાપત્ર અને ત્હેના ઉત્તર રૂપે,–શારીરિક, માનસિક સામાજિક અને નૈતિક ઉન્નતિના દૃષ્ટિબિંદુથી આ વિચાર લખાયલા છે, એમ પ્રયોજક તરફથી જણાવવામાં આવે છે. રા. રા. જટાશંકરે પ્રશ્ન કરનાર રા. રા. વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળાને ઉત્તર આપતાં વિધવા વિવાહથી પ્રજાના ઉદયમાર્ગમાં ખલેલ થઈ વિઘ્ન આવી પડે છે એમ શાસ્ત્રીય કારણો તથા પુરાવાથી જણાવ્યું છે. એક વૈદ્ય તરીકેનો એમનો મત તેઓ આપે છે એટલુંજ નહિં પણ બીજા દાક્તરો અને શારીરશાસ્ત્રીઓના અભિપ્રાય પણ એઓ પોતાના જવાબમાં ટાંકી શક્યા છે; આ પત્રના અન્તમાં આપવામાં આવેલા પોતાના ઉત્તરનો સાર બહુ મહત્વના સવાલો સાથે સંબન્ધ ધરાવતો હોવાથી અક્ષરશઃ ઉતારવાની અમને અગત્ય લાગે છેઃ—

"૧. બાળલગ્નની દુષ્ટ રૂઢીથી બ્રહ્મચર્યનો લોપ થયો છે અને તેથીજ સમાજમાંથી વીર્ય, બળ તથા બુદ્ધિનો હ્રાસ થયો છે.

૨. પુનર્લગ્નના પ્રચારથી બાળલગ્નો બંધ પડે એ દલીલ મજબુત નથી, પણ બાળલગ્નો બંધ કરવાથી પુનર્લગ્નની આવશ્યકતા ઓછી થાય એ વાત વધારે મજબુત છે.

૩. પ્રાચીન આર્યસંસારને મુકાબલે હાલનો હિંદુસંસાર ઘણો વધારે પતિત થયો છે, પણ તેમાં સુધારો કરવો હોય તો તે પતિતપણાનાં કારણોનો અટકાવ કરવાથી થશે, કાર્યનો અટકાવ કરવાથી નહિ.

૪. બાળલગ્નો બંધ કરવાં, બ્રહ્મચર્ય પાળવું, અને આહારવિહાર સંબંધી સ્વેચ્છાચારોને છોડી કુદરતના—શારીરિક નિયમોને અનુસરીને આપણું વર્તન રાખવું, ઇત્યાદિ શારીરિક નિયમો સચવાયાથી જ સાંસારિક ઉન્નતિ થશે. જ્યાં સુધી સંસાર પતિત દશામાં છે ત્યાં સુધી જ વિધવાવિવાહ જેવા ગૌણ સુધારાની હયાતી છે.

૫. વિધવાવિવાહના ગૌણ સુધારાને જેમ શાસ્ત્રનો આધાર નથી, તેમ વૈદ્યક દૃષ્ટિથી વિચાર કરતાં શારીરિક, માનસિક અને આત્મિક ઉન્નતિ કે નીતિ પણ તેનો સ્વીકાર કરતી નથી.

* પ્રયોજક,—વૈદ્યરાજ જટાશંકર લીલાધર ત્રિવેદી, તંત્રી–'વૈદ્યકલ્પતરૂ.'

૬. સાંસારિક સુધારાના ગૌણ હેતુઓને બાજુપર મૂકી દઈ મુખ્ય હેતુઓને લક્ષમાં રાખી વિચાર કરીએ તો વિધવાઓની વૃત્તિને અનુસરવું એ ખરો સુધારો નથી પણ વૈધવ્યનાં કારણો બંધ કરવાની સાથે ઉત્તમ સંસ્કારો વડે વિધવાઓની વૃત્તિઓને ઉત્કૃષ્ટ નીતિના માર્ગપર લઇ જવાના પ્રયાસો કરવા અને તેમની સ્થિતિને યોગ્ય કર્તવ્યોની સમાજમાં કાંઈ સંસ્થા બાંધવી એ ખરો સુધારો છે.

૭. વિધવાઓ નીતિથી ભ્રષ્ટ થાય તેના કરતાં પુનર્લગ્ન કરે એ વધારે ઉત્તમ છે, એ વાત ખરી છે; પણ જ્યારે વિધવાઓની અનીતિ એ સંસારની કોઈ સ્વીકારાયેલી નીતિ નથી પણ અનીતિ જ મનાય છે, ત્યારે જે વિધવાવિવાહ વિધવાઓનાં દુરાચરણને મુકાબલે વધારે સારો પક્ષ છતાં પણ ઉત્તમ નીતિનો રાહ તો નથી જ તે વિધવાવિવાહને સંસારમાં એક સ્થાપિત રસમ કે સુધારા તરીકે દાખલ કરવામાં આવે તો સામાજિક ઉન્નતિને તેથી દેખીતી હાનિ જ છે.

૮. સમાજની હાલની અધમ સ્થિતિમાં પુનર્લગ્ન જેવા અનિષ્ટ અને ગૌણ સુધારાની આવશ્યકતાનો કદિ સ્વીકાર કરીએ, તો પણ, તે રીવાજ પરિણામે સંસારને ઊંચી સ્થિતિમાં નહિ પણ નીચી સ્થિતિમાં લઈ જનારો હોવાથી, તેને ઉત્તેજન આપવાની કે માંડવા બાંધી વાજાં વગાડવાની જરૂર તો નથી જ, કેમકે વિધવાઓનું દુઃખ રૂપી બકરૂં સંસારમાંથી કાઢવાનો આવો પ્રયાસ કરવા જતાં સમાજમાં સાંસારિક ભ્રષ્ટતા અને વર્ણસંકરતા રૂપી ઉંટના ઉંટ પેસી જશે એવો ભય છે."

અમને આશા છે કે વૈદરાજે ઉભી કરેલી આ ચર્ચા સુધારકો, ઉદ્ધારકો તથા સંસ્થાપકોના સમસ્ત વિદ્વાન વર્ગનું લક્ષ ખેંચશે; જ્યાં વૈદક અને શારીર શાસ્ત્રીયના દાખલા દલીલો આપવામાં આવે છે ત્યાં અમારા કરતાં વધારે સારી માહીતી વાળા શાસ્ત્રજ્ઞ પુરુષોના જ હાથમાં આવો મહત્વનો સવાલ સોંપી અમારે અમારો અભિપ્રાય દર્શાવતા પ્હેલાં બંને તરફના પક્ષવાદીઓના પુરાવાની રાહ જોવી એ જ હાલને માટે અમને ઉત્તમ લાગે છે. આની સાથે રા. રા. જટાશંકરના 'પત્ર' માં એક બીજો પ્રશ્ન ઉત્પન્ન થયેલો છેઃ જેવી રીતે વિધવા પોતાના પતિના મૃત્યુ પછી બીજો પતિ કરવા તરફ વૃત્તિ કરે એને ઉત્તમ ગણવામાં આવ્યું નથી તેવી જ રીતે 'પુરુષોએ એક પત્નીવ્રત પાળવું તે ઉત્તમ, કે ઘણી સ્ત્રીઓ કરવી તે?' એ સવાલનો નિર્ણય અને તે પ્રમાણે વર્તન પણ બહુ અગત્યતા ધરાવે છે, એ વિચાર યોગ્ય છે.

**વૈદિક નિત્યકર્મ**[1]:—આ નાનકડા પુસ્તકમાં બ્રાહ્મણોએ હમેશાં નિત્ય કર્મ કેવી રીતે કરવાં તેનું ભાષાન્તર સહિત સ્પષ્ટીકરણ ઘણું સારૂં કરેલું છે. પ્રાતઃસ્તવન, બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, વૈશ્વદેવવિધિ વગેરે સારી રીતે મૂળ સંસ્કૃત સાથે સમજાવેલા છે. એ શિવાય આચમન, માર્જન, પ્રાણાયામ, અઘમર્ષણ, ઉપસ્થાન તથા હોમ વગેરેના મંત્રો પણ આપેલા છે. એકંદરે અધિકારી જનોને આ પુસ્તક ઉપયોગી છે.

૧. આર્યકર્તા—સ્વામી દયાનન્દ સરસ્વતી. અનુવાદકર્તા અંબાશંકર જયશંકર દ્વિવેદી "ઋષિવિદ્યા"ના માસિકની ભેટ.

¹કન્યાગરબાવળી:—કન્યાઓ માટે ખાસ ધોરણવાર ગરબીઓ આ પુસ્તકમાં અપાયેલી છે. ચારેક ગરબીઓ કસરતની છે. કૉલેજમાં ભણવાની બાઇઓ માટે પણ દસેક ગરબીઓ છે. નવલરામકૃત ગરબાવળીની શૈલી તથા રાગ અનુસાર કર્તાએ કેટલેક અંશે વર્તન કર્યું છે.

રસોઈની રચનાની ગરબીમાં રસોઈના પ્રકારો માત્ર વર્ણવ્યા છે પરન્તુ તે બધી રસોઈ કેવી રીતે બનાવવી તેની જો ગરબીઓ કરી હોત તો તે વધારે ઉપયોગી થઈ પડત. "સુધારાની જાન" તથા " કન્યાવિક્રય નિષેધ"ની ગરબી નવલરામભાઈકૃત ગરબાવળીની "જનાવરની જાન" તથા "બાળલગ્નનિષેધ" પ્રમાણે લખાયલી છે.
જનાવરની જાનમાં નવલરામ ભાઈ લખે છે.

" જાન જનાવરની મળી મેઘાડંબર ગાજે."
" બકરી બાઇનો બેટડો પરણે છે આજે."

ત્યારે સુધારાની જાનમાં નીચે મુજબ છે.

" જાન સુધારાની મળી, ધ્વનિ ધર્મની ગાજે,"
" વિદ્યા બાઇનો બેટડો, પરણે છે આજે."

તે જ પ્રમાણે " બાળલગ્ન " ની ગરબીમાં છે કે

" હાંરે નામ બાળલગનનું તો બાળો,
" બાળો કે ખાડમાં ઘાલો રે. નામ૦

તે અનુસાર "કન્યાવિક્રયનિષેધ"માં કર્તા લખે છે કે

" કન્યા વિક્રયનો ચાલ જ ખાળો,
" ખાળો કે ટાળો કે અગ્નિમાં બાળો રે, કન્યા૦

તે જાણે માત્ર શબ્દ જ ફેરફાર કર્યા ન હોય એમ જણાય છે. તો પણ આ પુસ્તકમાં " ક્રોધ તજવા વિષે, વિદ્યા રૂપી વેલી, સતીના ગુણ, શિયળ સાચવવા વિષે, સુધારાની જાન, કંજુસી મધમાખ, નિજપતિ સાથે પ્રેમ રાખવા વિષે, દંપતીસ્નેહ સંકળતા, ગૃહરાજ્ય, સતી સ્ત્રીઓનો શૃંગાર, શાન્તિથી સિયળ સાચવવા, સંસાર રૂપી વન, તથા પરોપકાર કરવા, વિગેરે ગરબીઓ ઘણી સારી આલેખાયલી છે. કર્તાનો પ્રયાસ સ્તુત્ય છે, ને ઉત્તેજનને પાત્ર છે.

²આનંદ રત્નાવળી—પ્રથમ રત્ન (કન્યાવિક્રય નિર્ણય);—કન્યાવિક્રય ઉપર ઘણાં

૧. કર્તા, મણીશંકર વિ. વિશ્વનાથ દવે. હડીઆળા કન્યાશાળાના માજી મહેતાજી, રહીશ જોડીઆબંદર. કીમત ૦-૪-૦.

૨ રચનાર શા. શિવજી દેવશી, શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના ઓનરરી સેક્રેટરી. પાલીતાણા. કિંમત ૦-૪-૦.

ઘણાં નાટકો તથા પુસ્તકો લખાયલાં છે, ને હજી પણ લખાતાં આવે છે. તો પણ જેમ બાળલગ્નનો ચાલ તદન નાબૂદ થયેલો નથી તેવી રીતે કન્યાવિક્રયનો ચાલ નષ્ટપ્રાય થયેલો નથી. અને ભિન્ન ભિન્ન મનુષ્યોના આ બાબતમાં કેવાં પ્રકારના વિચારો છે તે આ પુસ્તકમાં સભામંડપ આલેખીને ઘણી જ સારી રીતે દર્શાવેલા છે. કર્તાનો પ્રયાસ ઘણો સ્તુત્ય છે. કેટલીક કવિતાઓ જો કે સારી રીતે લખાયલી છે તો પણ કર્તા કચ્છ દેશના વતની હોવાથી કચ્છી ભાષાની કેટલીક " કાંકરી " " ડાબો શીદ દેડકાં," " બેર પામે રહામે (?)" રહી ગઇ જણાય છે, તે ઉપર બીજી આવૃત્તિ વખતે કર્તા ધ્યાન આપશે. પુસ્તકના પ્રમાણમાં મૂલ્ય વિશેષ છે.

* **ત્રિભુવનવિરહ:**—આ પુસ્તક અમને રા. રા. પુરૂષોત્તમ કહાનજી ગાંધી તરફથી મળેલું છે તે ઉપકાર સાથે સ્વીકારિએ છીએ. જુનાગઢના પ્રખ્યાત ડાકટર ત્રિભુવનદાસ મોતીચંદના સ્વર્ગવાસ ઉપર આ પુસ્તક રચાયેલું છે. કર્તાએ કવિતા ઠીક લખેલી છે. મનહર; સોરઠા, સવૈયા, દોહરા, ને પુષ્પિતાગ્રા વૃત્તમાં જ આ પુસ્તક લખાયલું આવે છે, "માંદ્ય, કાં તો, અવરેખું, ગોતે," વિગેરે કાઠિયાવાડી શબ્દો ઘણા દાખલ થઈ ગયેલા છે. કવિની શૈલી અસલી બારોટશાઈ છે. ને તેથી મનહરમાં સ્થળે સ્થળે કવિનું નામ વાંચવામાં આવે છે. કવિની, ઉપમા આપવાની તથા તાર્કિક શક્તિ ઘણી સારી છે, જે આ પુસ્તકમાં તથા તેમની જ રચેલી "તપ્તવિરહ બાવની" માં દૃશ્યમાન થાય છે. નીચેની એક કડી નમુના માટે અત્ર આપવામાં આવે છે.

" નાક કાપ્યાં નીરદના જાણીને વિશેષ વાંક,
કરતાં કરાયું પણ પાછી કૃપા આવી કાંન.
નિશ્ચે નથુરામ કરી કોકે વાત તારી ત્યહાં,
દાકટર ત્રિભુવન બનાવે છે **નવીન નાક.**
ખરેખરી ખબર પડી આ પાકશાસનને,
તેડાવ્યો અવશ્ય તને ચોંપથી ગણી ચાલાક.

કર્તાના ડાકટર ત્રિભુવનદાસ ઉપરના અસંત સ્નેહના ઉદ્દગાર વર્ણવાના શ્રમ માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ.

---

* કર્તા કવિ નથુરામ સુંદરજી શુકલ.

# વિદ્યાકળા.

('ગયા વર્ષના ૧૨ મા અંકથી ચાલુ.)

## નદી.

એક દિવસ નદીમાં ઘણું પૂર આવેલું તે જોવાને ઉત્સુક તેના બાપની સાથે ગયેલો; તે પૂર જોઇને તેણે પૂછ્યું, કાકા, આટલું બધું પાણી ક્યાંથી આવતું હશે? વરસાદનું પાણી તો તેમાં એટલું બધું નથી પડતું?

વિજ્ઞાન—મેં તને કહેલું છે કે પર્વતોની ઠંડી બાજુઓમાં વરાળથી ભરેલો પવન અથડાય છે કે પર્વતોમાં વરસાદ વિશેષ થાય છે. તેમાંનું કેટલુંક પાણી રહી જાય છે, કેટલુંક આવી નદીઓમાં પૂર લાવે છે, અને કેટલુંક ત્યાંને ત્યાં સમાઈ જાય છે. હવે જે પાણી સમાઇ જાય છે તે નીચે ઉતરે ત્યારે જો પૃથ્વીનું કઠણુ પડ આવે તો વધારે નીચે ન ઉતરતાં ત્યાં એકઠું થાય છે; અને જ્યારે તેનું જોસ ઘણું થઇ જાય છે ત્યારે આસપાસ આવેલી પોચી જમીનમાંથી તે પોતાનો રસ્તો કરે છે; અને થોડે સુધી વહેળાને રૂપે વહે છે; તે પાછો બીજા વહેળાઓની સાથે જોડાઇને લાંબો પ્રવાહ થાય છે અને ધીમે ધીમે મોટું રૂપ ગ્રહણ કરી નદીને રૂપે વહે છે.

ઉત્સુક—કાકા, કેટલીક નદીઓનું પાણી જાણે જરા પણ ચાલતું ન હોય તેવું લાગે છે અને કેટલીક સપાટાબંધ દોડે છે એનું કારણ શું હશે?

વિજ્ઞાન—પાણીનો પ્રવાહ હમેશાં નીચાણમાં થાય એવો નિયમ છે. હવે જો ઢોળાવ થોડો હોય અને પટ પહોળો હોય તો પાણી ધીમે ધીમે વહે છે અને ઘણો હોય અને પટ સાંકડો હોય તો સપાટાબંધ દોડે છે.

ઉત્સુક—ઢોળાવ તો બધી નદીઓનો લગભગ સરખો જ લાગે છે!

વિજ્ઞાન—સરખો લાગે છે, તેનું કારણ માત્ર આપણી નજર પહોંચે ત્યાં સુધી જોઈ શકીએ છીએ તે છે; ખરૂં જોતાં કેટલીક નદીઓ નીકળે ત્યાંની જમીન જ્યાં મળે છે તે જમીન કરતાં સો સો કે બસો બસો ફીટ ઉંચી હોય છે.

ઉત્સુક—કાકા, કેટલીક નદીઓમાં રેતી વધારે હોય છે અને કેટલીકમાં ગારો વધારે હોય છે તેનું શું કારણ?

વિજ્ઞાન—તેનું કારણ નદી જે પ્રદેશમાં થઇને વહે તે પ્રદેશ છે. ખડકો, પથરા, ઇત્યાદિમાં થઇને જો નદી વહે તો ઘણું ખરૂં તેમાં રેતી થાય છે અને માટીવાળા પોચા પ્રદેશમાં થઇને વહે તો ગારો થાય છે. નર્મદા નદીમાંથી શિવલિંગ જેવા ગોળ પત્થરો પાણીના અને તેને લઇને બીજા કાંકરાઓના ઘસારાથી તેવા ગોળ મઝેના થઈ જાય છે; તેમજ પત્થરાની રજ થઇને રેતી-કાંકરા વિગેરે થાય

છે. ટુંકામાં નદીઓ જૂની જમીન ઘસીને નવી બનાવે છે પણ ખરી. પોતાની સાથે ગારો ઘસડીને લઇ જાય છે, અને તેના મુખ પાસે તે ગારો કેટલેક સુધી પાથરી દે છે અને એ જ પ્રમાણે પૂર આવે છે ત્યારે મોટી નદીઓ આસપાસની જમીન પોતે ઘસડી લાવેલ કાંપ પાથરીને ફળદ્રુપ બનાવે છે. એવું કેહેવામાં આવે છે કે નદી પોતે જ ઇન્જીનીયર છે; તેને ઇન્જીનીયરની જરૂર પડતી નથી. પોતાની મેળે પોતાનો રસ્તો તે કરી લે છે....

ઉત્સુક—નદીમાંના કેટલાક પત્થરો બહુ લીસા કેમ હોય છે તે હું હવે સમજ્યો; વહેતાં પાણીના ઘસારાથી તેમ થાય છે.

વિજ્ઞાન—ખડકો અને ટેકરાઓ નિરંતર ઘસાયાં જ કરે છે. વહેતું પાણી, હવા ને પવનના સપાટા, વરસાદ, બરફ અને ધરતીકંપથી થતા ફેરફારોથી પૃથ્વી પર આવેલી અનેક ચીજોનો ધીમે ધીમે નાશ થાય છે (બીજું સ્વરૂપ ગ્રહણ કરે છે). તેમજ પરવાળાં નામનાં ઝીણાં દરીયામાં રહેતાં જીવડાં, નદીથી મોમેર મુકવામાં આવતો કાંપ, અને ધરતીકંપ નવી જમીન બનાવે પણ છે. જો તેમ ન હોય તો (નવી જમીન ન થતી હોય તો) પૃથ્વી પર વધતી જતી વસ્તીનો ક્યાં સમાવેશ થાય? એક તરફથી આ પ્રમાણે થોડી ઘણી જમીન વધે ઘટે છે તેના પ્રમાણમાં માણસો પણ વધતાં ઓછાં થતાં જાય છે;

ઉત્સુક—નદીઓ મીઠું પાણી પૂરૂં પાડે છે. તે સિવાય બીજા કંઇ કામમાં આવતી હશે?

વિજ્ઞાન—મોટી નદીઓમાંથી નેહેરો અને ધોરીયા બાંધીને છેટે આવેલી જમીનોને પાણી પાઇ શકાય છે. તેમાં વહાણ ચાલે છે તેથી વેપાર કરવાનું પણ સુગમ પડે છે. વળી દેશની હવા બહુ ગરમ હોય તો તેને જરા ઠીક ઠીક કરે છે, અને છેવટ હમેશાં વહ્યા કરીને મનુષ્યજાતને બતાવે છે કે કાર્યમાં પ્રવૃત્તિ રાખવી એ પરમેશ્વરે નિર્માણ કરેલ કાયદો છે, અને જો કાર્ય નહિ કરો તો વહેતું ન હોય તે પાણીની માફક નિરૂપયોગી થઇ જશો.

ઉત્સુક—પૃથ્વી ઉપર સહુથી લાંબી નદી કઇ હશે?

વિજ્ઞાન—અમેરિકામાં મીસીસીપી-મીસોરી નામે નદી છે તે સહુથી લાંબી છે. તેની લંબાઇ ૪૩૦૦ માઇલ છે.

## પરવાળાંના ટાપુઓ.

ઉત્સુકે એક દિવસ તેના બાપને પૂછ્યું, કાકા, પેલો માણસ કેહેતો હતો કે સમુદ્રમાં એક જાતનાં ઝીણાં જીવડાં થાય છે તે ધીમે ધીમે મોટા બેટ બનાવે છે એ વાત ખરી હશે?

વિજ્ઞાન—હા; એ ખરૂં છે; એ જીવડાંઓને પરવાળાં કહે છે.

ઉત્સુક—એ બેટ કેમ બનાવતાં હશે?

વિજ્ઞાન—ઉત્સુક, એ કંઇ એક, બે દિવસ કે વરસનું કામ નથી; એ તો હજારો વરસે થાય છે. તે જીવડાં સમુદ્રોમાં પોતાનાં ઘર બાંધે છે અને કરોડો જીવડાં એ ઘર બાંધવાના અને વધારવાના કામમાં લાગેલાં હોય છે; ઘણે વરસે તેઓ સમુદ્રની સપાટીએ પહોંચે છે અને પાણીની બહાર નકળે છે ત્યારે તે જીવતાં મરી જાય છે.

ઉત્સુક—ત્યારે પછી એવડા મોટા બેટ સમુદ્રમાં કેવી રીતે થયા હશે?! જીવડાંઓ તો સપાટીએ આવી મરી જાય છે. ત્યાર પછી એ મોટા કેમ થતા હશે?

વિજ્ઞાન—ત્યાર પછી એમાંથી બેટ થાય અથવા ન પણ થાય; એનો બધો આધાર અકસ્માત-દૈવયોગ ઉપર રહેલો છે. દૈવયોગે એ સપાટી સુધી પહોંચેલાં ઝાડ ઉપર કોઇ તણાઇ આવેલાં લાકડાંનો કકડો આવી ભરાઇ જાય છે; એ લાકડાં ઉપર કંઇ પાણી તો ફરી વળતું હોતું નથી; કેમકે મોજાં ઉછળીને પણ જ્યાં સુધી તે ઝાડ ઉપર પાણી ફરી વળે છે ત્યાં સુધી તે જીવડાંઓ જીવતાં જ રહે છે અને બાંધવાનું કામ કર્યાં જાય છે; છેવટ જ્યારે ઘણાં મોટાં મોજાંનું પાણી તેમને નથી પહોંચતું ત્યારે જ તેઓ મરી જાય છે અને બાંધવાનું કામ બંધ પડે છે: એટલું કામ જીવડાંએ કર્યા પછી મેં તને કહ્યું તે મુજબ લાકડાંનો કકડો તણાતો આવી ત્યાં ભરાય છે. તેના ઉપર પક્ષીઓ ઉડતાં ઉડતાં આવી બેસે છે અને તેમની ચરક ઇત્યાદિ તેના ઉપર પડે છે; હજારો વરસે ધીમે ધીમે એવા એવા પદાર્થો પડવાથી ત્યાં જમીન વધતી જાય છે કેમકે ચરક ઇત્યાદિ સર્વની માટી થઇ જાય છે. વળી ઉડતાં પક્ષી તેમજ ત્યાં વિશ્રામ લેતાં પક્ષીના મોંમાંથી પડી જતા દાણા તેમજ પવનથી ઘસડાઇ આવેલાં બીયાં ઇત્યાદિમાંથી ત્યાં લીલોત્રી થાય છે; વખતે નાળીએરીનું બી તેમના મોંમાંથી પડતાં તે ઉગે છે અને એક ઝાડ ઉગ્યું એટલે તેમાંથી વનનાં વન થવામાં કંઇ વાંધો નથી આવતો.

ઉત્સુક—એ કેમ? એક ઝાડમાંથી વન ક્યાંથી થાય? તેને પાણી કોણ પાય?

વિજ્ઞાન—પરમેશ્વરની ખુબી આપણને ત્યાં જ માલુમ પડે છે. એક નાળીયેરીમાંથી ઘણાં નાળીયેર નીચે પડે છે તે કોઇ ત્યાં વસતું ન હોવાથી ધીમે ધીમે જમીનમાં દટાઇ જાય છે અને તેમાંથી બીજી નાળીએરીઓ થાય છે. એ પ્રમાણે થયાં જ કરે છે.

ઉત્સુક—એ પડી ગએલાં નાળીયેરમાંથી નાળીએરી કેવી રીતે ઉગે?

વિજ્ઞાન—નાળીએરની ચોટલી પાસે ત્રણ કાણાં હોય છે તે તું જાણે છે!

ઉત્સુક—હા, એ તો હું જાણું છું.

વિજ્ઞાન—તે કાણાંમાંથી તેનું બી બહાર નીકળે છે. પાણીને માટે તેં પૂછ્યું તો કહેવાનું કે પરમેશ્વર સમુદ્રો ઉપર પણ વરસાદ વરસાવે છે તેથી તેમને પાણી મળી રહી છે.

ઉત્સુક—વાહ! ખરેખર પરમેશ્વરને સર્વની ચિંતા છે.

વિજ્ઞાન—એમાં કંઇ સદેહ નહિ. જેની કોઇ સંભાળ લેનાર નથી તેનો પરમેશ્વર છે; ગમે ત્યાં, ગમે તે કાળે, ગમે તેની તેને ઘણી જ ચિંતા છે. હવે એ ટાપુની વાત પૂરી કરીએ. ઉપર કહ્યું તેવી રીતે ઘણી નાળીએરીઓ વગેરે થાય ત્યારે ત્યાંથી જનારાં વહાણના અને તેમના લોકોના દેખવામાં આવે છે; તેથી તે વિશ્રામનું સ્થાન થાય છે; અને માણસ વસ્યા એટલે તેનું રૂપ જ ફરી જાય છે; મજાનાં મકાનો, પ્રાણીઓ વનસ્પતિ ઇત્યાદિ સર્વેથી તે શોભાયમાન થઇ રહે છે.

ઉત્સુક—ખરેખર, કાકા, આ જીવડાંઓ એવાં સૂક્ષ્મ છતાં કેટલું કામ કરે છે! તમે કહ્યું હતું કે નાનાં નાનાં પ્રાણીઓ મનુષ્યજાતની ઘણી સેવા કરે છે. તે આજે મને બરાબર ઠસ્યું.

( અપૂર્ણ. )

સાકરલાલ મોતીલાલ વછરાજાની.

## લવાજમની પ્હોંચ.

| | | | | |
|---|---|---|---|---|
| ૩૦ (નં. ૪૮૧) | રા. જસવંતલાલ સાકરલાલ | (વ. ૩) | ભાવનગર | ૧-૪-૦ |
| ૩૧ (નં. ૨૪૭) | રા. બળવંતરાય વજેશંકર છાયા | (વ. ૩) | રાજકોટ | ૧-૪-૦ |
| ૩૨ (નં. ૪૮૨) | રા. વેણીશંકર એચ વૈશ્નવ | (વ. ૩) | દશાડા | ૧-૪-૦ |
| ૩૩ (નં. ૪૮૩) | રા. નવનિધરાય મણિલાલ ઓઝા | (વ. ૩) | મુંબાઇ | ૧-૪-૦ |
| ૩૪ (નં. ૧૩૭) | સૌ. કનકબ્હેન | (વ. ૩) | સોનગઢ | ૧-૪-૦ |
| ૩૫ (નં. ૪૮૬) | રા. સાકરલાલ બુલાખીભાઇ | (વ. ૩) | અમદાવાદ | ૧-૪-૦ |
| ૩૬ (નં. ૪૮૭) | રા. ભોગીલાલ રાજારામ મ્હેતા | (વ. ૩) | મુંબાઈ | ૧-૪-૦ |
| ૩૭ (નં. ૪૮૮) | રા. લીલાધર સુન્દરજી | (વ. ૩) | મુંબાઇ | ૧-૪-૦ |
| ૩૮ (નં. ૪૮૯) | રા. નેમ્સ ધનજી | (વ. ૩) | ધગતપુરા | ૧-૪-૦ |
| ૩૯ (નં. ૪૯૦) | રા. પુર્ણાનંદ મહાનંદ ભટ્ટ | (વ. ૩) | મહુવા | ૧-૪-૦ |
| ૪૦ (નં. ૪૯૧) | રા. ખાનમહમદ પીરભાઈ | (વ. ૩) | મુંબાઈ | ૧-૪-૦ |
| ૪૧ (નં. ૪૯૨) | રા. કરમચંદ તેજસી સંઘવી | (વ. ૩) | કચ્છમાંડવી | ૧-૪-૦ |
| ૪૨ (નં. ૪૯૩) | રા. ત્રીકમજી જીવણદાસ | (વ. ૩) | કરાંચી | ૧-૪-૦ |
| ૪૩ (નં. ૧૭ ) | રા. હીરાલાલ રણછોડલાલ મુનીમ | (વ. ૨) | મુંબાઇ | ૧-૪-૦ |

*વિજયા૦—ના બા! મ્હારે ઓસડ બોસડ પીવું નથી. એ વિલાયતી દવાદારૂના ઘુંટડા મ્હારાથી પીવાઇ જાય નહિ. બળી એ દવા! તરછટ આભડછેટ!!

જયકિસનદાસ—(થાળી લઇને) પણ કીકાને શું કહેતાં હતાં? કેમ ભૂલી ગયાં હશો ખરૂંને?

વિજયા૦—હા, હા, કીકા! પેલા ગરમામાંથી પુરીઓ લાવ જોઇએ! બળ્યું, છોકરાને નિશાળે બેસાડયો તે જ દહાડે પેલી સારિકાએ અપશકન કરાવ્યા તે કોણ જાણે શું થશે?!

જયકિસનદાસ—તે જાણતાં નથી? આ કીકો તમારા જેવો જ ચક્રમ્ ભસ્રમ્ રહેવાનો. કેમ કીકા ખરૂં કની? તને ચકરડું મીંડું તો કાઢતાં આવડે છ કની?

કીકો—હા, તાતા! એકડો કાઢતાં પેલાં મીંડું કાઢતું.

જયકિસનદાસ—શાબાશ બેટા! મીંડું જ કાઢયા કરજે હો.

કૃષ્ણ પંડિત, બન્ધુસમાજ.

* ચાલુ વર્ષના અંક ત્રીજાના ૬૪ મા પાના પછીનો છાપખાનાની ભૂલથી અધુરો ... ગયેલો વિષય અહીં પુરો કરવામાં આવ્યો છે. વર્ષ આખર ફાઇલ બાંધવાને સુગમ પડે એટલા માટે પાનાની સંખ્યા બદલ્યા વિના આખું પાનું આપેલું છે.

# સુન્દરી સુબોધ.

વર્ષ ૩ જું] ઈ. સ. ૧૯૦૫ ડીસેમ્બર—માગશર વિ. સં. ૧૯૬૨. [અંક ૪ થો.

## प्रीति.

अहो! प्रीतिनी लतिका केवी छे! कोण एने रोपे छे? कोण एने साचवे छे? कोण एने पाणी पाय छे? छतांये ते केवी निरंकुश प्रसरे छे! माताना अंकमां रमती, अणसमजु, अलेली अने न्हानी छोकरीथी ते कोइ जड अने घातकी पुरुष सुधी प्रत्येक मनुष्यमां ते केवी एनी मेळे उगी नीकळे छे? कोण शीखवे छे वाघने पोतानी वाघेण उपर प्रीति राखवानुं? कोण शीखवे छे नागणने पोताना पति उपर वारि जवानुं? तथापि वाघनेये वाघेण व्हाली छे, नागणने पण नाग मानीतो छे. अने ज्यारे आवां वेर अने विष भरेलां अज्ञान प्राणीओमां पण प्रीतिनी वल्ली वणउगाडये उगे छे, तो माणसना हृदयनी कोमळ धरतीमां ते शें न उगे?...आ विकार प्रथम माता प्रति, पछी पिता प्रति, पछी सहोदर प्रति, पछी कुटुंब प्रति, पछी ज्ञाति प्रति, पछी देश अने छेल्ले आखा जगत प्रति विकाश पामे छे. पण तेनुं खरेखरुं अने उच्च परिणाम तो दांपत्यमांज आवी रहे छे. स्नेहथी चोपडायेलुं दांपत्य सुखी थाय छे, सुखी करे छे. दांपत्यनो खरो जीव. तेनुं खरुं सत्य, ते स्नेहज छे. स्नेहथी सर्व व्यवहार चाले छे. स्नेह रहित आ संसारनो व्यवहार नथी. वैरागी पुरुषो पण स्नेह विना रहेवा नथी......... अहो! मरण पाछळ पण सुख आपनारी आ प्रीति ते शुं ईश्वरनी पुत्री तो नहीं होय? प्रीति कद्रुपने सुरुप बनावे छे, गंडकने डाह्यो करी दे छे. प्रीति शुं नथी करती? शुं ब्रह्मनी साथेज ते पण सर्वव्यापक नथी? खरे प्रीतिनी रीति कांइक नोखीज छे.

दोलतराम कृ० कृत कुसुमावली.

# કાવ્યકુંજ.



## બ્હેનના શણગાર.

કેસરી કેવડો બ્હેનને માથે,
ઉજળો મોગરો બ્હેનને માથે;
હજારી ગોટા ને ગુલાબી હાર,
બ્હેનને ધરાવશું એવા શણગાર.
કેવડે કેવડે ન્હાનેરા નખ,
બ્હેનના ખમશું અછેરા ડંખ;
મોગરે મોગરે કુમળાં પાન,
બ્હેનનાં પામશું સુખનાં દાન.
હજારી ગોટાનાં હજાર બાણ,
બ્હેનને ફૂલવાતી દેવની આણ;
ગુલાબ પાંદડી ફોરે સુવાસ,
બ્હેનને હસવે એવો ઉજાસ.
ફુલડે ફુલડે મધની રેલ,
બ્હેનને અંગઅંગ એવાં હેત.

ન્હાનાલાલ દ. કવિ.



## બાલ–ગીત.

### તારાને આવાહન.

તારા ! ધીમા ધીમા આવો,
તારા ! રમવાને સૌ આવો;
તારા ! રૂપાગેડી લાવો,
તારા ! ધીમા ધીમા આવો.

તારા ! સંભાળીને આવો,
તારા ! એક પછી એક આવો;

તારા ! ચોરક ચાલે આવો,
તારા ! ધીમા ધીમા આવો.

તારા ! મોહક મુખે આવો,
તારા ! આંખલડી પલકાવો;
તારા ! રસિયાંજન મલકાવો,
તારા ! ધીમા ધીમા આવો.

ગાતાં મીઠાં ગીતો આવો,
વૃક્ષો તાળી દેશે, આવો;
વાયુ ઝીલી લેશે, આવો,
તારા ! ધીમા ધીમા આવો.

તારા ! થાકો ત્યારે જાઓ,
સાટે ચાંદાને તેડાવો;
તોયે હમણાં તો તમ આવો,
તારા ! ધીમા ધીમા આવો.

તારા ! આવો, આવો, આવો,
તારા ! લોકડિયાં સમઝાવો;
"નથી રડવામાં કંઇ લ્હાવો,"
તારા ધીમા ધીમા આવો.

વસન્તવિનોદી.

( શિશુમણ્ડળ. )

---

# ગૃહધર્મ.

## દેશ ઉન્નતિનો પાયો—બાલિકાશિક્ષણ.

### ( સ્ત્રીલેખ. )

( ગયા અંકથી ચાલુ. )

**૧૪ બાલશિક્ષણ—અ.** બાલિકાશિક્ષણ–આપણા હિંદુ કુટુંબમાં પુત્રીજન્મથી અજ્ઞાની માતાપિતા વગેરે દિલગીર થતાં જોવામાં આવે છે પણ તે ભૂલ ભરેલું છે. દુનિયાંમાં જેટલી જરૂર પુરૂષની છે તેટલી જ સ્ત્રીની છે. એકલા પુરૂષથી જ દુનિયા ચાલી શકે નહિ. પુત્રીપરના અભાવાને લીધે માતતર તેને પુરતું શિક્ષણ પણ આપતાં નથી. પુત્ર કે પુત્રી બન્નેને યોગ્ય શિક્ષણ આપવું તે ખાસ માબાપની ફરજ છે, પરંતુ પુત્રને માટે જેટલું કરે છે તેને સોમે હીસ્સે પણ પુત્રીની કેળવણી પર ધ્યાન અપાતું નથી તે ઘણી દિલગીરીની વાત છે.

દેખાદેખી—બાલકમાં આ ગુણ કુદરતી રીતે જ જન્મથી જ રહેલો હોય છે. જેવું જેવું તેના જોવામાં આવે છે તેવું કરવા પ્રયત્ન કરે છે. નાનપણથીજ ધવરાવવામાં, નવરાવવામાં, કપડાં પહેરાવવામાં, બોલાવવામાં, રમાડવામાં, હારડાં ગાવામાં, અને તેની આસપાસ જેવી વર્તણુક કરવામાં આવે છે ને દરેકની છાપ તેના કોમળ મગજમાં પડે છે. દક્ષિણી માતા જેવી રીતે તેની પુત્રીને કપડાં પહેરાવે છે તેવી જ રીતે તે પુત્રી પોતાની પુતળીને લુગડાં પહેરાવે છે, ને ગુજરાતી માતાનું અનુકરણ તેની પુત્રી કરે છે. માતાને જેમ ગૃહકાર્ય કરતાં જૂએ છે તેમ પોતે નાનુ ઘર બનાવી નાનું રાચરચીલું લઈ નાના ચૂલાથી રસોઈ કરે છે, સુપડીથી ઝાટકે છે, પાણી ભરે છે, દળે છે. ઘોડા ગાય વગેરે પશુના રમકડાંથી પશુની દેખરેખ શીખે છે. ભાઈ બેન રમત રમતાં પરગામથી ભાઈ આવે છે તેની પરોણાગત શીખે છે. તે બધી અમુક જાતની કેળવણી જ ગણી શકાય અને તે દેખાદેખીથી જ છે. આ નિયમથી જ બાલકમાં માબાપના તથા તેના ઉછેરનારના ગુણ દોષ આવે છે. તે માટે યોગ્ય સારી જગ્યાએ જ બાલિકાને તેડી જવી અને સદ્‌ગુણી મનુષ્યના સહવાસમાં રાખવી.

વાર્તા હાલરડાં ને ગીત—બાલિકાઓને "આયાળુ બેન" "નાની ખુરશીબાઈ" "ગાય અને વાછરડું" "વેણી ને તેનો નાનો ભાઈ" વગેરે વાર્તા નાનપણમાં કહેવી અને જેમ સમજણ આવતી જાય તેમ સાવિત્રી, સુકન્યા, તારામતિ, દમયંતી, રૂપસુંદરી અને અહલ્યાબાઈ વગેરે સુચરિત્રવાન સતીઓની પ્રસંગોપાત વાર્તા કરી તેના મગજમાં

વિનય, વિવેક, મર્યાદા, શુદ્ધ પ્રેમ, ધૈર્ય, પરોપકાર, પતિપ્રેમ અને ભ્રાતૃભાવ વગેરે સદ્ગુણ ભરવા. કોઈ કોઈ વખત પાડોશમાંની ભલી પાડોશણને ડાહી છોકરીનાં દ્રષ્ટાંત આપી વખાણ કરવાં. હાલરડાં પણ સારાં જ ગાવાં. ગીતમાં ધીરજનાં, સતીઓનાં, શીખામણનાં, ગરબાનાં (તેમાં ગોપી ને શ્રીકૃષ્ણનાં શૃંગારનાં ન આવવાં જોઇએ) તથા શુભ પ્રસંગમાં ગાવાનાં વગેરે સાન વિષયનાં ગાવાં.

રમત—ધૂળથી પાણીથી કે તડકામાં રમવા દેવું નહિ. બાલિકાને નાનું ઘર મંડાવવામાં જે અડચણ હોય તે દુર કરી મદદ કરવા નાનું રાચરચીલું આપી ગૃહકાર્યમાં ઉત્તેજન આપવું. વળી તેને નાને ઘેર અમુક બાળક પરોણા રૂપે આવે એવી ગોઠવણ કરી પરોણાગત શીખવવી. નાની પૂતળી સાથે પ્યારથી રમતાં અટકાવવું નહિ પરંતુ ઢીંગલી ઢીંગલાને પરણાવતાં ને અઘરણી અવસર કરવાની મનાઈ કરવી. મોલાકત જેવા શુભવૃતના પ્રસંગમાં અજ્ઞાન કુમારીકાઓ રડવા કૂટવાનું શીખે છે તેમ ન થવા દેવું. નાનપણથી જ સર્વ સદ્ગુણનાં બી રોપવાં.

રમત સાથે ભણવું—બાલિકાને છ વરસ પછી સ્કુલમાં મોકલવી. બચ્ચાંને વહાલામાં વહાલી પહેલી ચીજ "મા" શબ્દ બોલતાં તથા લખતાં શીખવવો. પછી ઘરના પરિચયમાં આવતા એકાક્ષરી અક્ષરનું જ્ઞાન આપવું અને અનુક્રમે ચડતાં જવું. વળી તેની સાથે ચીત્રની મદદથી મૂળાક્ષરનું જ્ઞાન આપવું. રંગરંગના કાગળનાં રમકડાં આપી મૂળ ને મિશ્ર રંગ શીખવવા, કોડીઓ, સોપારી વગેરેની મદદથી આંક ને ગણિતનું જ્ઞાન આપવું. જેમકે "તમારી પાસે પાંચ કોડીમાંથી હું બે જીતી ગઈ તો બાકી કેટલી રહી? તમે ત્રણ જીતો તો કેટલી થાય?" વગેરે રીતથી શીખવવું.

બહારની વસ્તુ—પ્રસંગોપાત બાલકને બહાર તેડી જઈ ઘાણી, ચરખો, વાડ, છાપખાનું, જીન, મીલ, ટાવર, સંઘેડો, ચાકડો, એરણ, ધમણ, જાતજાતની વનસ્પતિ તથા પશુ પક્ષી બતાવી આનંદમાં રાખવાં.

બાલિકા પર નજર – તે સ્કુલમાં જાય ત્યાર પછી પણ તેને સદ્ગુણી શિક્ષકના હાથમાં સોંપવી, અમુક જ સદ્ગુણી કુમારીકાની સોબત કરવા દેવી. ઘરકામમાં માહીતગાર કરવી, સારી અને નવી જાતનું ભરત શીખવવું અને જે જે જરૂરીઆત બાબત સ્કુલમાં ન શીખવાતી હોય તે દરેક બાબત શીખવવી. બાલિકાને કેટલીક વખત અમુક ઉખાણા અને સમસ્યાઓ કહેવી તેથી બુદ્ધિનો વિકાસ થાય છે. વાંચવામાં પણ અમુક અમુક ચોપડીઓ જ વાંચવા દેવી. બાલકને કદી પણ જોયા વગર ન્યુસપેપરો વાંચવા દેવાં જ નહિ કારણ કે આપણા દેશમાં એક મોટામાં મોટી એ ખામી છે કે તેમાં કેટલાક વૈદ ડાકટરો પોતાના વખાણમાં ઉતરતાં કેટલીક હદથી જ્યાદે ન લખવા લાયક બાબતો લખે છે તેપર ખાસ અંકુશ થવાની જરૂર છે. તેવા લખાણથી બાલકોને અને કાચી બુદ્ધિનાં મનુષ્યની નીતિમાં કેટલીક ખામી આવે છે માટે તેવા વાંચનની બાબતથી બાલકને દુર રાખવાં. સ્કૂલની કેળવણી સાથે ઘેર વ્યવહારીક, ધર્મની અને મનની કેલવણી પણ આપવી તથા

શરીર પણ કેલવવું. બાલકને એક પરમાત્મા ઉપર આસ્થા બેસારી આસ્તિક બનાવવાં બાલિકાને આઠ નવ વરસની ઉમરેથી પાંચ વાગે ઊઠવાની ટેવ પાડવી. ઊઠીને ઈશ્વિર સ્મરણ કરાવી એક કલાક પોતાના અભ્યાસમાં બેસારવી. ત્યાર પછી અરધો કલાક માથું ઓળવું દાતણ પાણી કરવું તથા નાવું ધોવું તે માટે આપવો. ૬।।–૭ સુધી ભાઈ કે પિતા સાથે ફરવા મોકલવી. આવ્યા પછી અમુક ખોરાક (દૂધ વગેરે) આપ્યા પછી, ઘરકામમાં મદદ લેવી. થોડી ઘણી જગ્યાએથી કચરો કઢાવવો. આંગણામાં મનોરંજક સાથીયા પુરાવવા. નાંનાં ભાઈ ભાંડુને રમાડવાં ને જોઇતી વસ્તુ આપવા. સેવામાં મદદમાં લેવી. રસોઇમાં હમેશાં અમુક એક ચીજ તેની પાસે જ કરાવવી. ન આવડે તે શીખવવું તે આવડે તેમાં શાબાશી આપવી. ૧૦-૫ વાગ્યા સૂધીના વખતની શિક્ષકને ભલામણ કરવી. સ્કૂલમાંથી આવ્યા પછી થોડીવાર નિર્દોષ રમત રમવા દેવી. દેવદર્શન કરવા ને હરવા ફરવા સાથે તેડી જવી. સાંજે જમ્યા પછી પુત્રપુત્રી વગેરે સહકુટુંબને સાથે બેસારી માતાએ પીતાના ગુણ બાલકને કહી પિતાના પ્રેમમાં દ્રઢ કરવા, ને પિતાએ એવી જ રીતે માતાનો પ્રેમ દ્રઢ કરવો. વળી અમુક અમુક વિષય પર હમેશાં વિવેચન કરી બાલકોને ધાર્મિક નીતિવાન ને વ્યવહારકુશલ બનાવવાં. આ સિવાય આ આખો વિષય જ બાલિકાશિક્ષણનો છે એટલે તે બધું શીખવવું.

ब પુત્રશિક્ષણઃ-દેખાદેખી—તે ગુણ પુત્રપુત્રી બનેમાં સરખા જ હોય છે માટે જેટલું ધ્યાન પુત્રીપર રાખવું તેટલું જ પુત્ર પર પણ રાખવું. પુત્રી માતાનું અનુકરણ કરે છે તેમ પુત્ર પીતાનું અનુકરણ કરે છે. વેપારીમાં કણીયાના છોકરા ચપટી ચપટી દાણા લઈ દુકાનની રમત રમે છે. કાપડીયાના છોકરા પણ પીતા જેવી રમત રમે છે અને ક્ષત્રીના છોકરા લડાઇ ને લશ્કરની રમત રમે છે વગેરે.

વાર્તા હાલરડાં ને ગીત—પુત્રને પણ પહેલાં નાની વાર્તાઓ અને પછી ઉમરના પ્રમાણમાં રામ, હરીચંદ્ર, શીવાજી, નેપોલીયન, વોશીંગ્ટન, રીપન ને અકબર જેવા મહા પુરૂષોનાં ચરીત્ર કહેવાં અને હિંમત, શૌર્ય, સ્વપરાક્રમ અને દેશભક્તી વગેરે ગુણ ઠસાવવા. હાલરડાંસાથે ઈશ્વરભક્તીનાં, શુરવીરતાનાં, દેશદાઝનાં અને બાલલગ્નનિષેધ વગેરેનાં ગીત ગાવાં.

રમત—પુત્રને પણ નિર્દોષ રમત રમવા દેવી. નાનપણથી જ સભાઓ, મેંબરો, પ્રમુખો, લશ્કર ને લડાઈ, દેશાટણ, નવીન ઉદ્યોગશાળાઓ, કારીગીરીઓ, બાપણ કર્તા, કવિ અને વિદ્વાનોની બાલ રમત રમવા દેવી. તેવી રમતમાં તેની બુદ્ધી ખીલવવા ઉત્તેજન આપવું.

રમત સાથે ભણવું—બાલિકાપર નજર અને બહારની વસ્તુનું બાલિકા પ્રમાણે જ પુત્રનું સમજવું અને તે પ્રમાણે વર્તવું.

પુત્રને પણ પુત્રીની માફક વહેલું ઉઠવાની ટેવ પાડવી અને ઈશ્વિરસ્મરણ કરાવી બે કલાક પોતાના અભ્યાસમાં બેસારવો. ત્યાર પછી ખુલી હવામાં ફરવા મોકલવો અને ઘેર આવ્યા પછી, સ્કૂલમાં ૧૦-૫ સુધી જઈને આવે પછી, સાંજે જમીને સહકુટુંબ સાથે આ-

નંદથી બેસવું અને બાલિકાની માફક તેવા વિષયોનું અને બાલકને જે ખાસ ધંધો શીખવવા વિચાર હોય તેનું વિવેચન કરી તેના ફાયદા સમજાવી ઉત્સાહ વધારવો વગેરે.

**૧૫. પતિવ્રત અને શીયલવ્રત**—પતિવ્રતા એટલે પતિની જ આજ્ઞા પ્રમાણે ચાલનારી દરેક સૌભાગ્યવતી અબળાએ પતિવ્રતા થવું જ જોઇએ. વળી હમેશાં પ્રાણથી પણ શીયલને પ્રિય ગણી જાળવવું. જે સ્ત્રીપુરૂષે શીયલ સાચવ્યું છે તેણે જ તેનો જન્મ સફળ કર્યો ગણાય છે. દરેક અબળા ખુબસુરત ને પુત્રવતી થવાને બંધાયેલી નથી, પરંતુ પતિવ્રતા શીયલવતી ને નીતિમાન થવાને તો દરેક શ્રીમાન ને ગરીબ, ખુબસુરત ને જુવાન તથા વૃદ્ધ, દરેક અબળા બંધાયેલી છે. ડાહી, આવડત વાળી, ચતુર, ખુબસુરત વગેરે દરેક વિશેષણ કરતાં પતિવ્રતા ને શીયલ પાળનારી તે વિશેષણ વધારે ઉત્તમ છે. માટે દરેક સૌભાગ્યવતીએ પતિવ્રત પાળવું ને દરેક અબળાએ શીયલ સાચવવું.

ઉપરના દરેક વિષયનું જ્ઞાન બાલિકાને અવશ્ય આપવું જોઇએ. વળી બાલલગ્ન અને કજોડાંથી થતી હાની સમજાવવી. એ તો સર્વત્ર માન્ય વાત છે કે બાલિકાને સુધાર્યા વિના દેશના સુધારાની આશા રાખવી તે ભૂલ ભરેલું છે. માટે દરેક સુજ્ઞ બન્ધુ ને શક્તિવંત બહેનીઓની ફરજ છે કે પોતાનાથી બનતી મદદ પોતાનાં દ્રવ્યથી સદ્દગુણથી અને જાતમહેનતથી આપવી ને બાલાઓની સ્થિતિ સુધારવી.

(સંપૂર્ણ)

**નીશા.**

---

## *ગૃહવ્યવસ્થા અને પ્રજાસુખ.

(એક વિદ્વાન્ સન્મિત્ર તરફથી મળેલું.)

હાલના આપણા જનસમાજની શારીરિક નિર્બળતા વિશે એટલું બધું બોલાય છે કે ઘણા લોકો આ વાત સિદ્ધ થયેલી માને છે. આ વિષય ઉપર વિચાર કરનારના ત્રણ ભાગ પાડી શકાય તેમ છે. પહેલા વર્ગમાં જે લોકો આ બાબતમાં કાંઈ ઉપાય લેવાય એમ નથી એવું ધારી બેસી ફક્ત *માથાં હલાવ્યા કરે છે તેમનો સમાવેશ થાય છે.* બીજા વર્ગમાં જે લોકો અંતિમ માનસિક અને નૈતિક યોજનાઓથી આ અનિષ્ટને દૂર કરવાની આશા રાખે છે તેમનો સમાવેશ થાય છે; અને ત્રિજા વર્ગમાં જે યોગ્ય, સાદી અને વ્યવહારૂ રીતે ઉપાય લેવાથી આ અનિષ્ટ દૂર કરી શકાશે એમ ધારે છે, એ આવે છે. અત્યારે આપણે આ છેલ્લા વર્ગ સાથે જ કામ છે. અને જે માનસિક આવરણથી આ શોચનીય પરિણામ થયું છે તે તપાસવું રસમય થઈ પડશે. પ્રથમ તે લોકોનાં રહેઠાણની જગ્યાઓની બાબત ઉપર આક્ષેપ આવે છે. અને આ ખુલ્લી જરૂરીઆત સર્વે

---

* "ધી નાઈન્ટીન્થ સેન્ચરી એન્ડ આફટર" નામના અંગ્રેજી માસિકના ૧૯૦૫ ના ઑગસ્ટના અંકમાં પ્રકટ થયેલા 'ફ્લોરા જેકસન' નામની એક અંગ્રેજ વિદુષી સન્નારીના લેખ ઉપરથી. આમાં દર્શાવાયલા વિચારો અંગ્રેજ પ્રજાને લગતા છે. લેખક.

કબુલ કરે છે. પરંતુ ગામડાંમાં, જ્યાં ઝુંપડાં અને ઘર ખુલ્લી હવામાં બાંધેલાં હોય છે ત્યાં પણ સાંકડી છાતીનાં, દાંત પડી ગયેલાં, ફીક્કાં અને લોહી વગરનાં છોકરાં નજરે પડે છે તો લોકોનાં રહેઠાણની જગ્યા એજ આ અનિષ્ટનું એક કારણ હોય એમ બની શકે નહીં.

આ અનિષ્ટ પરિણામનું મુળ કારણ એવું સહેલાઇથી જાણી શકાય છે કે તે જાણ્યા પછી ઘણું જ સાદુ લાગે છે. પ્રજાની આ અધોગતિનું મૂળ કારણ એક જ છે કે આપણો સ્ત્રીસમાજ તેમને માથે જે કુદરતી ફરજો છે તે ફરજો અદા કરવાનું બીલકુલ સમજતો નથી.

છોકરીયો, ઘણે ભાગે, નહાની ઉંમરમાં પરણે છે કે જે ઉમરે તેમને પોતાની નથી જીંદગીનું બીલકૂલ ભાન નથી હોતું, તેમજ પોતાની પ્રજાને કેવી રીતે ઉછેરવી તે બાબતોનો તો ખ્યાલ જ હોતો નથી. તેમનામાં કહેવાતી કેળવણીનું કાંઇક પોપટીયું જ્ઞાન હોય છે. તેઓ અમુક શહેર યા પર્વત ક્યાં આવ્યો તે બતાવી શકશે; અને ચક્રવૃદ્ધિ વ્યાજ ગણી શકશે ખરી, પણ ઘરના કામકાજના જ્ઞાનની, અસલની સાદી, માતા તરફથી અપાતી, કેળવણી તો એક ભૂતકાળની વાત થઇ રહી છે. ગામડામાં ઉછરેલી તેમજ શહેરમાં ઉછરેલી છોકરીઓ—જો તેઓ ન પરણે તો—ઘરકામકાજની નોકરી શોધવાને બદલે તાર ખાતામાં કારકુન અથવા "ટાઇપ રાઇટર" ની નોકરી શોધવાની ઇચ્છા રાખે છે. પણ આપણે જે છોકરીઓ પરણે છે તેમની જ વાત કરીએ. તેઓએ ઘરકામકાજ ઉપર તિરસ્કાર દૃષ્ટિથી જોવા જેટલું જ અને સાધારણ ન્યુસપેપરો અને માસિકો વાંચવા જેટલું જ્ઞાન (!) સંપાદન કરેલું હોય છે. અને આવાં હલકાં માસિકો અને વર્તમાન પત્રો પુષ્કળ બાહેર પડે છે. ઘણે ભાગે તો તેઓનો ખોરાક અને કપડાં તૈયાર લેવાય છે. અને તેઓમાં એક જ વિચાર પ્રધાનપણે રહેલો હોય છે જે પોતાના છોકરાંને જેમ બને તેમ વહેલાં છુટાં કરી દેવાં. માતાઓમાં છોકરાં પ્રત્યે વાત્સલ્યભાવ હોતો નથી એવું નથી. સાધારણ રીતે માતા છોકરાંને ઘણું જ લડાવે છે; પરંતુ તેને નિયમિત વ્યવસ્થાનું તો જ્ઞાન જ હોતું નથી. અને તે પોતાનાં છોકરાંને સ્વચ્છતા અને આરોગ્યતા વિશે કાંઇપણ શીખવી શકતી નથી. કારણ તે પોતાને જ આવડતું નથી. ગરીબ અને હલકા વર્ગની સ્ત્રીઓની આ સામાન્ય જ્ઞાનની ખામી વીશે, હાલમાં બહુ શોચ દર્શાવાય છે અને ટીકાઓ થયા કરે છે. પરંતુ મારા ધારવા પ્રમાણે જે સ્ત્રીઓ તેમની ગરીબ કામ કરનારી બ્હેનોને વખોડે છે તેઓ જાતે જ પોતાની ખામીઓ જાણી શકતી નથી. પ્રજાનાં શરીર કૌવતવાન કરવાનો ફક્ત એક જ રસ્તો છે. સ્ત્રીઓને તેમની અસલની ઘરની ફરજો અદા કરવાનું શીખવવું જોઇએ,—જે આવડત માટે, તેમની દાદીઓ કહીએ તો ચાલે એવી અગાઉની સ્ત્રીઓ—ઘણી મગરૂર હતી અને આનન્દ માનતી હતી. તેમને સારી રીતે રાંધતાં, શીવતાં, છોકરાં ઉછેરતાં અને પ્રજાની ઉત્પત્તિ પહેલાં પોતાની જાતની સંભાળ લેનાં શીખવવું જોઇએ. સારાં સાધનવાળી સ્ત્રીઓ જો આ શીખવવાનું કામ માથે લે તો કાંઇ મુસ્કેલ નથી. પરંતુ સવાલ એટલો જ છે કેટલી સાધનવાળી સ્ત્રીઓને પોતાને જ આ બાબતો આવડે છે? જ્યારે ઉચ્ચ વર્ગની અને ભણેલી સ્ત્રીઓ જ આ પ્રમાણે નિષ્ફળ નીવડે તો હલકા વર્ગની તો વાત જ શી કરવી?

આ ચર્ચામાં જે સ્ત્રીઓ મોજશોખમાં જ રહે છે તેમની ગણત્રી જ કરવાની નથી. ટાપટીપ કરનારી, રમત ગમત અને કપડાં વીગેરેમાં જ મહાલનારી, સ્ત્રીઓ ઘણી

# વિદ્યાકળા.

## કુદરતના વિવિધ ચમત્કાર.

### ગર્જના.

ઉત્સુક—કાકા, વરસાદના દિવસોમાં જે ગડગડાટ થાય છે તે લોકો કહે છે ભગવાન દડે રમે છે તેને લઇને થાય છે એ ખરૂં હશે ?

વિજ્ઞાન—ના, રે, ના, એવું તો કંઇએ નથી. તેં ચકમક જોયો છે ?

ઉત્સુક—હા, કાકા, પેલો આરબ તે દિવસ તેની બંદુકની જામગીરી સળગાવવાને એક પથરા સાથે લોઢું પછાડતો હતો તે પથરો કે નહિ ?

વિજ્ઞાન—હા; હવે એ પથરો અને લોઢું અથડાવાથી જેમ અવાજ થાય છે અને સાથે ગરમી નીકળે છે તેવી જ રીતે અમુક જાતનાં વાદળાં એક બીજા સાથે અથડાવાથી અવાજ થાય છે તે ગર્જના કે ગડગડાટ; અને તે અથડાવાથી જે પ્રકાશ થાય છે તે વીજળી. તું તારા બે હાથ સાથસાથે ઘસીશ તો હાથ ગરમ થઈ જશે; અસલના વખતમાં લોકો યજ્ઞ કરતા ત્યારે અમુક જાતનાં (અરણી) લાકડાંના બે કકડા ઘસીને અગ્નિ ઉત્પન્ન કરતા અને તે અગ્નિથી જ યજ્ઞ શરૂ થઈ શકતો. તેમ જ કેટલીક વખત કેટલાંક વનોના વાંસ વગેરે સાથે સાથે અથડાવાથી અગ્નિ થાય છે અને આખું વન બળી જાય છે. મતલબ કે જ્યારે બે ચીજ ઘસાય ત્યારે અગ્નિ પેદા થાય—જો સખત ન હોય તો દેખાય નહિ.

ઉત્સુક—પણ, કાકા, કેટલીક વખત તો વીજળી એકલી જ થાય છે અને ગડગડાટ નથી થતો એ કેમ ?

વિજ્ઞાન—એનો ખુલાસો એવો છે કે જો કે હમેશાં પદાર્થો અથડાવાથી પ્રથમ કડાકો થાય અને પછી અગ્નિ ઝરે, તો પણ અગ્નિ હમેશાં દેખાય છે પહેલાં અને અવાજ સંભળાય છે પછી; કેમકે અવાજ કરતાં પ્રકાશ ઘણી વધારે ઝડપથી ચાલે છે; અવાજ એક સેકન્ડમાં ૧૧૦૦ ફીટ અને પ્રકાશ ૧૮૬૩૦૦ માઇલ ચાલે છે. તેથી હમેશાં પ્રકાશ પ્રથમ દેખાય છે અને પછી અવાજ સંભળાય છે. હવે એ અવાજને આપણી પૃથ્વી સુધી પહોંચવામાં આડી અડચણો ઘણી આવતી હોય તો અવાજ ધીમેથી સંભળાય, અથવા ન પણ સંભળાય; પણ પ્રકાશ તો એવી અડચણોમાંથી પણ સપા-

ટાબંધ ચાલ્યો આવે છે. એ ઘરે વચ્ચે ભીંત હોય તો જેમ એક બીજા ઘરનું બોલવું એક બીજામાં સંભળાતું નથી તેમ જ હવાનાં અનેક જાતનાં પડ અવાજની આડા હોવાથી વખતે તે નથી સાંભળી શકાતો; અને તે પડો ચીરીને તે અવાજ આવતો હોવાથી જ આપણે જૂદા જૂદા અવાજ ગડગડાટ-સાંભળીએ છીએ; નહિ તો માત્ર અથડાવાનો એક જ ધડાકો સંભળાત.

**ઉત્સુક**—કાકા, એ આકાશમાંની વીજળી અને ઇસ્પીતાલમાં મૂકે છે તે, કે જેના દીવા કરે છે તે, વીજળી એક-જ કે નહિ?

**વિજ્ઞાન**—તે બન્ને લગભગ એક જેવીજ; માત્ર આ બનાવટી અને પેલી કુદરતી એટલો ફરક.

### મેઘધનુસ્.

એક દિવસ ઉત્સુક ઘરમાં બેઠો હતો તેવામાં કેટલાંક છોકરાં આવ્યાં અને તેને બોલાવવા લાગ્યાં—ઉત્સુક, ઉત્સુક, અંહિઆં આવ કંઈ જોવું હોય તો. ઉત્સુક એકદમ બહાર આવ્યો ત્યાં આકાશમાં બતાવી પેલાં છોકરાંઓએ તેને કહ્યું, જોયું પેલું મેઘધનુસ્? એ ધનુસથી વરસાદ શત્રુઓને મારે છે ત્યારે ગડગડાટ થાય છે. ઉત્સુક મનમાં પેલાં છોકરાંઓની અજ્ઞાનતા તરફ જરા હસ્યો અને કહ્યું, વાહ બહુ મોટું ધનુસ્ છે અને વળી તે રંગબેરંગી છે. છોકરાંઓને તો તેણે તેમ કહ્યું પણ તેના મનમાં વિચાર આવ્યો કે તે શું હશે અને કેમ થતું હશે? તેથી તેણે તેના બાપને પૂછ્યું, કાકા, આ મેઘધનુસ કેમ થતું હશે? તેના બાપે જવાબ આપ્યો કે હું તને તે કાલે સવારે સમજાવીશ. બીજે દિવસ સૂર્ય ઉગેલો હતો ત્યારે તેની સામે ઉભા રહીને ઉત્સુકને એક પાણીનું ઠામ લાવી, સૂર્ય સામે ઉભા રહી છાંટા ઉંચે ઉડાવવાનું કહ્યું, અને કહ્યું કે છાંટામાંના કેટલાકમાં શું દેખાય છે તે તું ધ્યાન રાખજે. ઉત્સુકે તેમ કર્યું અને તરત કહ્યું, કાકા, આમાં તો કાલે મેઘધનુસ્‌માં દેખાતા હતા તેવા રંગ દેખાય છે!!

**વિજ્ઞાન**—હું એ જ કહેવરાવવા માગતો હતો: એ છાંટાઓમાં રંગ તો નથી ખરૂ કે નહિ! પણ તને નવાઈ લાગશે કે એ પાણીના છાંટા ઉપર પડતાં સૂર્યનાં કિરણમાં જૂદા જૂદા રંગ મળેલા છે; બીજું દૃષ્ટાંત આપું તો પેલા દીવામાં ટાંગવાના ત્રિકોણ હીરા—પાસા—આવે છે, તેના ઉપર જ્યારે સૂર્યનાં કિરણ અમુક રીતે પડે છે અને પછી વાંકાં થઈ જાય છે ત્યારે તે કિરણમાંના સર્વ રંગ જૂદા પડે છે. તેમ જ્યારે વરસાદના દિવસોમાં વાદળાં, જે પાણીનાં —વરાળનાં ટીપાંનાં બનેલાં છે, તેઓના ઉપર સૂર્યનાં કિરણો અમુક રીતે પડે અને વાંકાં થઈ જાય ત્યારે તે કિરણોમાંથી તેમના રંગ જૂદા પડે છે અને મેઘધનુસ્‌ના આકારમાં દેખાય છે.

( અપૂર્ણ. )

સાકરલાલ મોતીલાલ.

# વાર્તાલહરિ

## મનોરમા.

( ગયા અંકથી ચાલુ.

### પ્રકરણ ૩ જું.

#### મેળાપ.

શરૂચ્ચંદ્રને ચાર કલાક ઑફીસમાં કામ કરવું પડયું તે તેનું મન જ જાણતું. એક બે તો એવી ભુલ કરી કે જો હેડ કલાર્કે સુધારી ન હત તો એને સાહેબ તરફથી મોટો ધપ્પો મળત.. પાંચ વાગે ઘેર ગયો. ઘરમાં મનોરમા ને એની નાની બેન જ્યોત્સ્ના હતાં; તથા એક નોકર શરચ્ચંદ્રનો, તથા મનોરમાને મુકવા આવેલો પટાવાળો એટલાં હતાં. મનોરમાએ લાપશી, દાળ, ભાત, શાક બનાવી રાખ્યાં હતાં. શરચ્ચંદ્રને આજનો દિવસ કાંઈક નવીન જ લાગતો હતો. ક્યારે પોતાની પ્રિયતમાને મળે, એ સમયની વાટ્ય જોતો હતો પરન્તુ અંદર આડખીલ રૂપ જ્યોત્સ્ના હતી. જમી પરવાર્યા પછી નોકર લોકને જુદી કોટડીમાં સુવા મોકલ્યા. અને માત્ર મનોરમાજ્યોત્સ્ના અને પોતે રહ્યાં. જ્યોત્સ્નાએ વાતઉપાડી કે આપણે બીઝીક રમીએ. બીઝીક મનોરમાને બહુ ગમતી, અને એ જ્યોત્સ્ના સારી રીતે જાણતી. બીઝીક રમતાં શરચ્ચંદ્ર બોલ્યો:—" કેમ, મનોરમા, તમને " ગોપિકા ગીત " સારૂં ગાતાં આવડે છે તે તો જરા સંભળાવો. મનોરમા તો એવી શરમાઈ ગઈ કે નીચેથી ઉંચે દ્રષ્ટિ કરે જ નહીં. શરચ્ચંદ્ર બોલ્યો " મનોરમા, ઘણાં વર્ષ બોલવાને પ્રયાસ કર્યો, પણ તું બોલી જ નથી. આખર આ સુવર્ણ સમય આવ્યો છે. અહીં એવું કોઈ વડીલ નથી કે લાજ કહાડવી પડે, અને મ્હારી–મ્હારી તે–શરમ હોય ! " નવોઢા સ્ત્રીની લજ્જા કાંઈક નવીન ભાવ જ ઉત્પન્ન કરે છે. તેમ શરચ્ચંદ્રને થયું. આખર મનોરમાએ પોતાનું વાજીંત્ર ચલાવ્યું. અને મધુરસ્વરથી " ગોપિકાગીત " ગાયું. અને જ્યાં " × त्रुटिर्युगायते त्वामपश्यताम् " ત્યાં બન્નેનાં હૃદય ધબકયાં. મનોરમાના હાથમાંથી સિતાર પડી ગઈ અને આ દિવ્ય સ્નેહી દંપતીનાં હૃદય સદાને માટે જોડાયાં. બિચારી જ્યોત્સ્ના બીઝીક રમવાની વાટ્ય જોતી, કંટાળીને ક્યારનીએ ઉંઘી ગઈ હતી.

આખા સુવર્ણપુરમાં શરચ્ચંદ્ર અને મનોરમાની વાત ચાલી રહી હતી. કારણ અત્યાર સુધીના એ સ્થળમાં આ કાંઈ નવીન જ લીલા હતી. સ્હવારના પ્હોરમાં દાતણ વખતે સ્ત્રીઓ ઓટલા ઉપર બેસીને તડાકા મારવા માંડી. "અલી ઈચ્છાય, આપણે તો જુની

× તને દીઠા વગર એક ચુટકી વગાડવા જેટલો વખત તે યુગ બરાબર લાગે છે.

આંખે નવા તમાશા જોવાના આવ્યા-અલી બાયડી વગાડે, ને ભાયડો નાચે, એતે આપણે આજ જ સાંભળ્યું. બા, પાડોશી તો રાશી માણસ મળ્યાં. તારી મણીગંગાને ત્યાં મોકલીશ નહીં." આમ ગપાટા ચાલતા હતા. મનોરમાને સ્ત્રીઓની દશા આ સ્થળમાં અધમ લાગવા માંડી. ઈર્ષ્યા—અસત્ય—સ્વાર્થ—એત્રે સ્ત્રીઓમાં મૂર્તિમાન્ વસતાં હતાં. સ્હવારમાં પોતાના પતિને રોટલા ઘડી આપી, બપોરનો સમય સ્ત્રીઓ તડાકામાં જ ગાળતી. બપોરે તો સ્ત્રીઆરાજ થતું. તમામ સ્ત્રીઓ એકઠી થતી, અને પછી લ્હડી પડી નોખી પડતી. તે શિવાય એવા એક પણ ઉન્નત વિચાર એમનામાં એણે ન દીઠા કે જેથી કોઈની જોડે એ ભળે. એને જનસમાજની સ્થિતિ ત્યાં પણ જેવી જ લાગી. રાત્રે પુરૂષો એકઠા થઈ—ખટપટ—નિન્દા કરે, ને બપોરે સ્ત્રીઓ નિંદા કરે. લગભગ એક અઠવાડીયું શરચ્ચંદ્ર અને એની સ્ત્રીની ટીકામાં જ લોકોએ ગાળ્યું. સદ્‌ભાગ્યે જ્યોત્સ્ના સાથે જો ન હત તો, બિચારી મનોરમાને બપોરનો વખત ઘણી મુશ્કીલીથી પસાર થાત. કારણ ક્યાં મનોરમાના ઉન્નત વિચારો, રૂપ લાવણ્ય અને જ્ઞાન, અને ક્યાં બિચારીઓ પશુવત જીવન ગાળતી સ્ત્રીઓની દશા. પરન્તુ કાગડાના ટોળામાં જેમ હંસ શોભે નહીં, તેમ મનોરમાની દશા થઈ. મનોરમાની ટીકા—મનોરમાના ચાળા—મનોરમાની નિન્દાથી, પણ લોક હવે કંટાળ્યું. આખર એકાદ બે ન્હાની છોકરીઓ મનોરમા પાસે આવવા લાગી. અને મનોરમાએ એમને ચા, ખાવાનું, વિગેરે આપી એવી બરદાશ કરી, કે જેથી એમની માતાનો સ્નેહ મનોરમા પર થયો. અને મનોરમાને ત્યાં આવવા લાગી અને ધીરે ધીરે મનોરમા સર્વને પ્રિય થઇ પડી.

---

## પ્રકરણ ૪.

### ગૃહસંસાર.

પંદર રૂપીઆમાં, ચાર જણનું પુરૂં કરવું એ મનોરમાને બહુ કઠિન પડતું. ખાવાના સ્વાદ, લુગડાના ભભકા, ન્હાવા વિગેરેની મઝા સઘળું છોડી દેવું પડ્યું. છતાં પણ પાઈ ન બચે. શરચ્ચંદ્રને એવી સખત મહેનત કરવી પડતી, કે બિચારો થાક્યો પાક્યો ઘેર આવે અને તુરત ઉંઘી જાય. જીવનમાં જે સમય સુખ ભોગવવાનો, તે સમયમાં આમ કષ્ટ સહન કરવું પડ્યું એ એને બહુ મુસ્કિલ લાગવા માંડ્યું. તે નવરાશના સમયે વિચાર કરવા માંડ્યો કે અરે પ્રભુ! આટલી કેળવણી લઇ, મ્હારે આ દશા ભોગવવી પડે છે! સમય બળવાન્ છે. માણસ બળવાન્ નથી. એક એવો સમય હતો કે બી. એ. ને મહીને ૧૦૦, ૧૫૦ રૂપીઆ પાસ થતો કે તુરત તુરત મળતા, ત્યારે અત્યારે મહા પરાકાષ્ઠાએ રૂ. ૧૫, ૨૦ મળે છે. ખરેખર, કેળવણીનો હેતુ નોકરી ન હોવો જોઇએ. અને આવી ઉત્તમ કેળવણીની આવી અધમ દશા, એ નોકરીના લોભ સિવાય બીજું કાંઇ નથી. શરચ્ચંદ્ર તથા મનોરમા આ સત્ય રીતે સ્હમજવા માંડ્યાં. અને દૃઢ નિશ્ચય ઉપર આવ્યાં કે ગમે તેમ કરી વ્યાપાર કરવો. પણ એ કરવા પહેલાં, આ સુવર્ણપુરની સ્ત્રીઓની સ્થિતિ સુધારવા મનોરમાએ દૃઢ નિશ્ચય કર્યો,

"પ્રથમ એણે એ ચાર સ્ત્રીઓ સાથે જ માત્ર સંબંધ રાખવા માંડ્યો. અને એમને વાર્તાઓ કહીને તેમને કાંઇક રસ ઉપજે કર્યો. શરૂઆતમાં તો એમ થયું કે પક્ષ બંધાયા. ઘરડી સ્ત્રીઓ, તથા કેટલીક આધેડ વયની સ્ત્રીઓ, જેમણે પોતાનું આખું જીવન નિન્દા, ઇર્ષ્યા આદિ દુર્ગુણોમાં જ ગાળ્યું હતું, અને જેમનાં હ્રદય ઉપર અજ્ઞાનનો * "કોલટાર" સજ્જડ ચ્હોંટ્યો હતો, તેઓ સ્હામા પક્ષનાં થયાં. અને જેમ બને તેમ મનોરમાના સારા વિચારને ખંડન કરવા માંડ્યાં "એ તો. ભણેલી બાયડી છે જો ! એના તો ચાળા ત્હમે સ્હમજો નહીં જો ! એ તો મ્હોની મીઠડીઓ, પણ મનમાં તો પાળા જો ! એમ બા આપણે લગારે વાતો ન કરીએ તો તો પછી જીવ અકળાઇ જાય." આમ હરેક રિતે બ્હાનાં કહાડી મનોરમાને પાછી પાડવા ચુકતાં નહીં. મનોરમા ઘણી કંટાળતી, અને પોતાના પતિને કહેતી, "વ્હાલા હું એકલી, આવી શઠ હ્રદય સ્ત્રીઓને સુધારવા અસમર્થ છું. એટલું જ નહીં, પણ મ્હને પોતાને પણ એમ લાગે છે કે હું કાંઇક ઉતરતી થતી જાઉં છું. માટે હવે તો મ્હારે આ સ્થળથી થોડા દિવસ દૂર રહેવું છે. મ્હારાથી આવી નિન્દા નથી સહન થતી. સ્ત્રીઓની આવી અધમ દશા જોઇ, મને બહુ ખેદ થાય છે. અને જ્યાં સુધી સ્ત્રીઓ ઉન્નત ન થાય, ત્યાં સુધી પુરૂષો ગમે એટલો પ્રયાસ કરે, તો પણ નકામો છે." શરચ્ચંદ્ર આશ્વાસન આપતો અને આવા ભગિરથ કામમાં પ્રભુ સ્હાય કરશે, એમ હીંમત આપી, મનોરમાને શાંત પાડતો.

૭ મહીનાના શ્રમથી એ ચાર સ્ત્રીઓ કાંઇક લખતાં વાંચતાં શીખી. આ વખતે સ્હામા પક્ષની સ્ત્રીઓએ એમ ગપ ઉરાડી કે "મનોરમા તો મ્હેતીજી થઇ છે. અને ભણાવીને પૈસા લે છે." કશાની પણ દરકાર કર્યા વગર મનોરમા પોતાનું ઉન્નત કામ કર્યે ગઇ. બપોરનો સમય સારા પુસ્તકો વાંચી સંભળાવવામાં, એના અર્થ સ્હમજાવવામાં ગાળતી. સારૂં એ હમેશાં સારૂં જ પરિણામ લાવે છે, તેમ મનોરમાના સંબંધમાં થયું. અને મનોરમાનો બોધ—મનોરમાની લાવણ્યતાએ સુવર્ણપુરની સ્ત્રીઓ ઉપર એવી સારી અસર કરી કે ઘણાં ખરાં એને બહુ જ ચ્હાવા માંડ્યાં.

પુરૂષ વર્ગમાં શરચ્ચંદ્ર પણ પોતાનો પ્રયાસ ચલાવ્યે ગયો. એ લોકોને એવું એમ સ્હમજાવ્યું કે "એકલા ઓફીસના કામથી જ આપણે આપણી ફરજ પુરી કરીએ છીએ, મનથી સ્હમજવાનું,-કારણ ઉદરપોષણ પશુ પણ કરે છે-મનુષ્યનું કર્તવ્ય એકલું પેટ ભરીને બેસી રહેવાનું નથી-પૈસા કમાવા એટલો જ જીવનનો હેતુ નથી. વળી પુરૂષો સ્ત્રીઓના ગુણ ધારણ કરશે, તો સ્ત્રીઓ બીચારી ઉન્નત ક્યાંથી બનશે ? માટે, નવરાશ સમય, રમત, ગમત જ્ઞાન ગોષ્ઠીમાં ગાળવો જોઇએ. વળી, પોતાના જાત ભાઇઓનું અનિષ્ઠ ઇચ્છવા કરતાં જેમ બને એમ કલ્યાણ ઇચ્છાય તો સારૂં. દરેક મનુષ્ય બુદ્ધિમાં સરખાં નથી હોતા-તેમ કેટલાંક ઓફીસ્યલ બાબતોમાં હુંશીઆર હોય છે, ત્યારે કેટલાંક વ્યવહારિક બાબતમાં હોય છે. અને બન્નેની સત્ય ફરજ એ છે કે અરસપરસ મદદ કરવી. જે જે દેશો ઉન્નત થયા છે; ત્યાં ત્યાં સંપ, સ્વાર્થત્યાગ, અને સ્નેહ-એથી જ ઉન્નત થયા છે. સુવર્ણપુર બિચારૂં દુનીયાના દૂર ખુણામાં પડ્યું છે અને કેટલું સોનું ખપ્યું, એ શિવાય બીજી કાંઇ વાત નથી જાણતું."

આવા આવા બોધથી બન્ને સ્ત્રીપુરૂષ કાંઈક સારી અસર કરી શક્યાં. સુવર્ણપુરમાં લાઇબ્રરી સ્થાપવા સારૂ કારકુનોએ સરકારને અરજ કરી અને સરકારે એમાં ખુશીથી સંમતિ આપી.

મનોરમા સ્ત્રીઓને ધાર્મિક કેળવણી આપવા ચુકી નહતી. પોતે એક ઇશ્વરને માનતી, છતાં દેવમંદિરમાં જતાં એને સંકોચ ન થતો, કારણ, હરેક રીતે પ્રભુનું સ્તવન થવું જોઇએ એમ મનોરમાનો દૃઢ નિશ્ચય હતો. અને

*आकाशात् पतितं तोयं यथा गच्छति सागरम्।
सर्वदेवनमस्कारमीश्वरं प्रति गच्छति ॥

એ સત્ર એના મનમાં દૃઢ હતું.

છેવટે આ દંપતી સર્વ તરફથી સ્નેહ અને માનને પાત્ર થવા માંડયાં જ્યોત્સ્નાના મનમાં પણ મનોરમાના ઉન્નત વિચારનો વિકાસ થવા માંડયો. નવરાશનો સમય આ દંપતી સંગીતમાં ગાળતાં. અને એક દિવસ આનંદમાં આવી શરચ્ચન્દ્રે મનોરમાને કાંઇક ગાવાનું કહેતાં એણે નીચેની ગરબી ગાઈ.

( અલબેલીરે અંબેમાત જોવાને જઇએ એ રાગ. )

" [1]શું સુન્દરને સુખકાર, અમારી પર્ણકુટી
" થઈ રહે સ્વર્ગ સંસાર, મલિનતા દૂર બધી—
" મંદ વહે જ્યાં ઉજ્વલ નિર્ઝર અંબ લઈ ઉત્સંગરે
" આયુર્વર્ધક મીઠો વાયુ, સર્વ કરે છે સ્વચ્છ, પ્રવેશી—પર્ણકુટી.
" શરીર મનને બાળતી ચિન્તા, રહે આ વાસથી દૂરરે
" ક્લેશ સહુ આવેશ ભયોથી, સતત રહે છે મુક્ત—અમારી પર્ણકુટી.
" કપટ અને કો દુર્બુદ્ધિનો નહિં અહીંયાં સત્કારરે,
" પાપ તણો નહિ પ્રવેશ કિંચિત્, એવી પરમ પવિત્ર—અમારી પર્ણકુટી.
" શાંતિ અનુપમ મળતી અહીંયાં, મન રહે છે સંતુષ્ટરે,
" પ્રેમ વસે છે સહુને અંતર, દેવકૃપાથી પૂર—અમારી પર્ણકુટી.
" સન્માર્ગે જે ચાલે તેને, આ દુનિયાં છે સ્વર્ગરે,
" ઐહિક સુખની ગણના થોડી તેને આપે બોધ—અમારી પર્ણકુટી.

---

* આકાશથી પડેલું પાણી, જેમ સમુદ્રમાં જાય છે, તેમ સર્વ દેવને કરેલા નમસ્કાર પ્રભુ તરફ જ જાય છે.

[1] લેખક નિર્ગુણ–બન્ધુસમાજ.

શરચ્ચંદ્ર આ ગરબી સાંભળી બહુ જ આનંદિત બન્યો. આ પ્રમાણે મનોરમાનો સુખી સંસાર ચાલ્યો જતો હતો. પણ બધો કાળ સરખો નથી જતો. પ્લેગનો દુષ્ટ રોગ ચાલી નીકળ્યો હતો. અને નારાયણલાલ તથા શાન્તા બન્નેને આ દુષ્ટ રોગે ઘેર્યાં. તાર આવ્યો, ને શરચ્ચંદ્ર તથા મનોરમા બન્ને જઇ પહોંચ્યાં.

મનોરમાના આવ્યા પછી, એનાં માબાપ માત્ર ચોવીશ કલાક જીવી શક્યાં. તે દરમીયાન શરચ્ચંદ્ર તથા મનોરમાને નારાયણલાલે એનાથી આપી સકાય એટલી થોડી ભાગી તુટી સૂચના આપી અને કલાક કલાકને અંતરે નારાયણલાલ અને શાન્તાએ દેહ છોડયા.

× × × × × × ×

આ વાતને છ મહિના વીતિ ગયા. શરચ્ચંદ્રને નારાયણલાલની જાગીરની વ્યવસ્થા કરવાની હતી. આથી એણે સુવર્ણપુરની નોકરીનું રાજીનામું આપ્યું હતું. મનોરમાને પોતાનાં માતપિતાના મૃત્યુની અસર ઘણી થઈ હતી. પણ દુઃખનું ઓસડ દહાડા, એ નિયમાનુસાર ધીરે ધીરે ગૃહસંસારમાં ભાગ લેવા માંડી.

સુવર્ણપુરમાં શરચ્ચંદ્ર અને મનોરમાના બોધની એવી સારી અસર થઈ કે ત્યાં એક કન્યાશાળા સ્થપાઈ, અને તેનું નામ "મનોરમા કન્યાશાળા" પાડવામાં આવ્યું.

× × × ×

શરચ્ચંદ્ર એમ. એ. ની પરીક્ષામાં પહેલે નંબરે પસાર થયો અને મનોરમાને એક સુન્દર પુત્રની પ્રાપ્તિ થઈ છે. જ્યોત્સ્ના પૂર્ણ યૌવનને પ્રાપ્ત થઈ છે, પણ એને યોગ્ય પતિને અભાવે મનોરમાએ કુંવારી જ રહેવા દીધી છે. આનંદની પરિસિમામાં શરચ્ચંદ્રે મનોરમાને કહ્યું "વ્હાલી, સુવર્ણપુરની પર્ણકુટિકા સાંભરે છે કે ?" તેના ઉત્તરમાં મનોરમા બોલી "વ્હાલા, વ્હાલા, *ते हि नो दिवसा गताः વ્હાલા, લાખો રૂપીઆ આવે, પણ સુવર્ણપુરની કોટડીનો આનન્દ ફરી મળવાનો નથી જ." જ્યોત્સ્ના હસી પડી.

( સંપૂર્ણ. )

સુમિત્ર—બન્ધુસમાજ.

# ગૌરી

એક રળિયામણી સવારે બાલિકા ગૌરી તેની માતા ગંગાબાઈ સાથે પોતાની વાડીએ આવી હતી. ગંગાબાઈ મરચીના છોડમાંથી તાજાં મરચાં ઉતારતી હતી. ગૌરી ઘડીમાં મા પાસે દોડતી, ઘડીમાં મોર અને ઢેલ આનંદથી રમતાં હતાં તેની પાસે જતી, ઘડીમાં હરણ ને સસલાં દોડતાં તે તરફ જોઈ રહેતી અને ઘડીમાં કોશ ચાલતો હતો ત્યાં જઈ પાણીમાં હાથ બોળી રમતી હતી. ગૌરીનો પિતા રામચંદ્ર શાસ્ત્રી શહેરમાં એક આબરૂદાર ગૃહસ્થ ગણાતો. તેની પાસે ખેતર વાડી વગેરે જમીન હતી તેથી તેનો વ્યવહાર સારી રીતે ચાલતો. તેની પહેલી સ્ત્રી નાનપણમાં ગુજરી જતાં ગંગાબાઈ સાથે ફરી લગ્ન કર્યાં હતાં. ગંગા એક બાલ વિધવાની એકની એક દીકરી હતી. તેને પરણાવ્યા પછી ગંગાની માતા પોતાનાં રાચરચીલાં સાથે લઈ દીકરી સાથે રહેતી. શાસ્ત્રીજીની પાંત્રીસ વર્ષની ઉમરે ગૌરીનો જન્મ થયો હતો. પોતે અનુભવી અને વિચારશીલ હઈ ગૌરીને ઉત્તમ શિક્ષણ આપી તેનો ગૃહસ્થાશ્રમ સુધારવો એવી તેની પ્રબળ ઈચ્છા હતી.

ગૌરી રમતી હતી, એવામાં છેટે બે જણને આવતા જોયા. ગૌરી મા પાસે દોડીને બોલી "આ રતિભાઈ આવે છે" રતિલાલ તેની જ જ્ઞાતિનો હતો અને ગૌરીને ભણાવવા આવતો. તે બન્ને જણ પાસે આવી પહોંચ્યા. ગંગાબાઈ બોલ્યાં:–"અહો આજ તો કંઈ આ તરફ આવી ચડ્યા?" "ફરવા આવ્યા હતા, પણ આપને જોવાથી આ તરફ આવ્યા" રતિએ જવાબ દીધો. માતાની ધીમી સુચનાથી ગૌરી ત્યાંથી દોડી ગઈ. ગંગાબાઈ વાત કરવા લાગ્યાં—"આ જ તમારી ફોઈના દીકરા કે? શું ભણે છે? અને ક્યાં પરણ્યા છે?". અઢાર ઓગણીસ વરસનો છોકરો કુંવારો તે બાળલગ્નની ગાફીલગાર ગંગાબાઈને અસંભવિત લાગતાં સહજ જ છેલ્લો સવાલ તેના મોઢામાંથી નીકળ્યો. "હાજી. એ જ, મારાં ફોઈબાએ પાંચ વર્ષના મૂક્યા હતા. પ્રિવીયમની પરિક્ષા પસાર કરી ગયે વર્ષે મેડીકલ કૉલેજમાં (વૈદકની પાઠશાળામાં) દાખલ થયા છે. એમના પીતા તથા મારા પીતા લગ્ન માટે ઉતાવળ કરે છે પણ એમનો વિચાર હાલમાં નથી." રતિના જવાબથી ગંગાના મનમાં નવી આશાનો ઉદય થયો. એટલામાં ગૌરી આવી ને માના હાથમાં લીલા ઝીંઝરા (ચણા) અને "ચણીબોર" આપ્યાં. ગંગાએ શંકરલાલને અને રતિલાલને આપ્યાં, અને આપતાં બોલ્યાં કે "અમારો જંગલનો મેવો." "એ પણ નવીન ચીજ જ છે ને" શંકરલાલે જવાબ દીધો, અને બધાં ઘેર ગયાં.

\+ + + + + + +

"મુંબાઈ તો અલબેલી કહાવે જાણીતી જગ માંહ્યરે."

મુંબઈ કે જે આજ કાલ અલકાપુરી નામ ધારણ કરી બેઠી છે તેના ગ્રાંટરોડ સ્ટેશન પર એક વિદ્યાર્થી પોતાનો થોડો સામાન મૂકી ફરતો વિચારે છે કે–"અહો એક વર્ષ પુરૂં થયું! જેમ મારા મનમાં છે તેમ એના મનમાં હશે ખરૂં? આવી રીતે અકસ્માત જવાથી મામા શું ધારશે? રતિનું સમાધાન કેમ થશે? લગ્નની માગણી કરવી કે પ્રેમ જોવો?" પણ

એટલામાં તો ત્રણ મિત્રો આવી પહોંચ્યા અને વિચારમાં વિઘ્ન પડયું. તેમાંથી એક હસતાં હસતાં બોલ્યો "શંકરલાલ તમે રજા પર શા માટે જતા હશો?" બાકીના બે વિનોદ જાણી હસવા લાગ્યા; પણ શંકરને ખરૂં લાગ્યું. પરંતુ પોતાનો મનોભાવ છૂપાવી બોલ્યો. "ત્યારે તમે શા માટે જાઓ છો?" જેના જવાબમાં હસતાં જ શંકરના હાથમાં કાગળ મેલ્યો જે તેની સ્ત્રીનો હતો, અને "વહેલા આવવા" વિનંતિ હતી. કારણ વાજબી લાગ્યું, પણ એટલામાં ટ્રેન (આગગાડી) આવી પહોંચી. વાત બંધ પડી, ટ્રેનમાં બેઠા. ગાડી ઉપડી. વાંદ્રા, પાલઘર, સુરત વગેરે સ્ટેશનો આવી ગયાં. શંકરને ઉતરવાનું સ્ટેશન આવ્યું. ઉતર્યો, ઘેર ગયો. મામા રતિલાલ વગેરેને મળ્યો. શંકરલાલ નવીન વાત માટે ઇંતેજાર હતો. રતિલાલની વહુ શ્રીમંત પછી પીયર ગયેલ હોવાથી બન્નેને સાથે સુવાનું ઠર્યું. શંકરે વાત છેડી, "તમારા કુટુંબનો વધારો જોઈ હું ખુશી થાઉં છું" "પણ તમે તો કુંવારાજ રહેવાનું ધારી બેઠા છો કે શું?" વાતપર વાત નીકળતી ગઇ. રતિલાલ ઉપરના શંકરના કાગળો ગૌરી વાંચતી, તે સંબંધી કેટલાક પ્રશ્નો પુછતી, ક્યારે આવનાર છે એ પ્રશ્નના ઉત્તર માટે આતુર હતી, વગેરે હકીકત રતિલાલ પાસેથી મળી. મામા મારફત માગું મોકલવાનું ચોક્કસ કરી સુઈ ગયા. સવાર થતાં નિત્ય નિયમ પ્રમાણે રતિલાલ ગૌરીને ભણાવવા ગયો અને સાથે શંકરલાલ પણ ગયો. "ગોરો" ના દિવસ હોવાથી ગૌરી રકાબીમાં રંગ લઇ ગોર પૂજતી હતી અને પાસે પાણીવાળીના દીકરાની વહુ ઊભી હતી તે બોલી—ગૌરીબા ગોર શા માટે પુજીયે છીએ તે જાણો છો? અને ગોર પુંજીને શું માગો છો? ગૌરી બોલી "મને ખબર નથી; દીવાળી વહુ, ગોર શા માટે પુજીયે છીએ?" દીવાળી વહુ બોલી "બા સારા વર માટે." ગૌરી હસીને બોલી, ઠીક બાઈ આજ સુધી ખબર નહોતી; આજે માગું છું કે માતાજી શંકરલાલ સરખો જ વર આપજે." બોલતાં ગોર તરફ નમી, પણ ઊંચું જોતાંજ લજવાઈ ગઈ, કારણ તેણે રતિ અને શંકરને જોયા અને છેલ્લા શબ્દ સાંભળ્યા હશે એમ વહેમ પડયો. ઉતાવળી થઈ થાળી લઈ અંદર જવા માંડી, પણ અકસ્માત હાથમાંથી થાળી પડી ગઈ, આખો ચોક રંગ રંગ થઈ ગયો, અને પહેલે પગથીએ અપશુકનનો વહેમ પડયો. પણ "લગ્નમાં જરા વિલંબ થશે" એટલો વહેમ રહ્યો. બધા અંદર આવ્યા ગૌરીએ શંકર તરફ સહેજ નજર કરી પુછયું "ક્યારે આવ્યા?" "ગઈ રાત્રીએ." ગૌરીની મા પણ અંદર આવી ખુશી ખબર પૂછી બહાર ગઇ. અને પોતાની પાસે રતિલાલને મોકલવાનું માણસને કહી ગઇ. રતિલાલ ઉઠયો ને ઉઠતાં બોલ્યો કે "શંકરલાલ આ ફકરો જરા સમજાવો, હું બા પાસેથી હમણાં આવું છું" કહી ગયો. શંકર સમજાવવા લાગ્યો પણ ગૌરી એક પણ જવાબ આપી શકી નહિં. શંકરને તાજેજ જોયેલો "બેરીસ્ટર" નો ખેલ યાદ આવ્યો રતિલાલ ખુશી થતો અંદર આવ્યો. શંકર તેની રીતભાતથી ખુશાલીનું કારણ સમજયો. બન્ને ઉઠયા. ગૌરી અને શંકરની દ્રષ્ટી કુદરતી રીતે જ એક બીજા તરફ ગઇ અને શંકર દ્રષ્ટીથી જ જાણે કહેતો હોય કે *"હું જાણું છું કે તું મ્હારા ઉપર ઘણીજ પ્રીતિ રાખે છે, પણ કોમલ પુષ્પ જેવી પ્રકૃતીવાળી અબળાઓ અને તેમાં પણ બાલક કુમારીકાઓમાં એટલું બધું પ્રાગલ્ભ્ય ક્યાંથી હોય કે સંદેશો આપે" ગૌરીની દ્રષ્ટીજ જાણે જવાબ દેતી હોય કે* "હું તો બાલક છું મારે સંદેશો પણ શું કહાવવો હતો!

* કાદંબરી.

કારણ કે જો એમ કહું કે તમે મને બહુ વ્હાલા છો. તો પુનરૂક્તી થાય; તમને હું વ્હાલી છું? એ તો જડ પ્રશ્ન કહેવાય; તમારા ઉપર મારો અતિશય પ્રેમ છે એતો વેશ્યાનું બોલવું કહેવાય, વગેરે." આવી રીતે જુદાં પડયાં. એજ રજામાં ગૌરી-શંકરનાં લગ્ન થયાં અને રજા ઉપરાંત પ્લેગનું કારણ બતાવી શંકર આઠ દિવસ વધારે રોકાયો.

શંકરલાલને આ છેલ્લું વર્ષ હઇને તથા ગૌરીનાં માતા પીતા મરકીના ભોગ થવાથી શંકર ગૌરીને આ વખતે પોતાના સાથે મુંબઈ તેડી ગયો. તેઓ ટોપીવાલા ની ચાલમાં રહેતાં. છેલ્લી પરિક્ષા નજીક આવી. નોટીસપર નોટીસ ફોર્મ ભરવા માટે બહાર પડવા માંડી, તેમ તેમ શંકરની ચીંતા વધવા માંડી. પંદર પંદરનાં બે ટયુશનથી ઘર ખર્ચ ચાલતું. મુંબઈનું ખર્ચ!! તેમાંથી શું બચે! ક્યાંયથી મદદ મળે તેમ ન હતું. શંકરના પીતાની મરજી મેટ્રીકથી આગળ ભણાવવાની ન હતી. તેનું મુખ્ય કારણ નવી ગાનું હતું. તે વખતો વખત તેના પીતાને કહેતી કે "પછી અમે શું ભીખ માગીએ? એ છોકરો અમને સારી રીતે રાખેજ નહિ, બીજાવર કોઇને હશે નહિ, કાકા ટળી ભત્રીજા થવા બેઠા છો, ભણી રહેશે અને બાઇડીને લઇ ચાલ્યો જશે, આમારો તમારો કાંઈ ભાવ પૂછનાર નથી, વગેરે." રોજ સાંભળેલી થોડી થોડી વાતની મોટી અસર એ થઇ કે છ માસની ફી પીતા પાસેથી અને છ માસની ફી મામા પાસેથી લઇ અભ્યાસ આગળ ચલાવવો પડયો. ૧૫૦ રૂ. વર્ષની ફિ, તે સિવાય ચોપડીઓ વગેરેનું ખર્ચ. કરવું શું? ગૌરીનાં માબાપ અપુત્ર મુઆથી બધી મીલકત કાકાના દીકરાના હાથમાં ગઇ હતી. અભ્યાસ પૂરો કર્યા પછી તે પર વધારે લક્ષ આપવાનું શંકર ગૌરીને કહેતો સાસરાં તરફથી દાગીનામાં ગારીને શંકરજ મળેલ હતો. ગૌરી આભુષણ માટે ઈંતેજાર નહોતી. તેને શંકરથી સંતોષ હતો. શંકરની પ્રેમી નજર તેને દાગીનાથી વધારે સંતોષ આપતી. સવારના આઠથી સાંજના છ સુધી શંકરને કૉલેજમાં રહેવું પડતું. તે સિવાય "ડીલીવરી" (બાલકજન્મ) ના કેસ વખતે રાતની પણ કોઈ કોઇ વખત ડયુટી (કામની ફરજ) આવતી. હમેંશના નિયમ મુજબ આજે પણ ગૌરી રાહ જોતી ઉભી હતી. શંકરલાલ ઘેર આવ્યો પણ ગૌરીના સ્મીતને આજે સંતોષકારક પ્રતિધ્વની થયો નહિ. હજાર સવાલનો શંકરલાલે હસતાં એટલોજ જવાબ દીધો કે "કાંઇ નથી, આજે ઓપરેશનના (વાઢકાપના) કેસને લીધે ઘણું કામ હતું તેથી હું જરા થાકી ગયો છું; ચીંતા કરીશ નહિ" કહી સુઇ ગયો ગૌરી થોડીવારે ઊઠી દીવો ઝાંખો કરવા જતાં કોટના ખીસામાંથી જરા બહાર દેખાતો કાગળ નજરે પડયો. કંઇક વિચાર સ્ફુરી આવતાં લીધો. તે રતિલાલનો હતો. તેમાં નીચેની મતલબનું લખાણ હતું, "તમારા મંગાવેલ પૈસા હું આ વખતે મોકલવા અશક્ત છું કારણ કે મારા પીતાના મરણમાં મને બે ગહીના અગાઉ મોટું ખરચ થયું છે અને હાલ જોરૂના ઘર બાબત કેસ ચાલે છે જેથી લાચાર છું. તોપણ ત્યાંથી સગવડ થઇ શકે તેમ નજ હોય તો તમારી ભાભીનો એકાદ દાગીનો મોકલી આપું વગેરે." ગૌરીએ કારણ જાણ્યું, પતિહૃદયની કુંચી હાથમાં માનવા લાગી. શંકરલાલે ઊંઘમાં પડખું ફેરવ્યું અને આંખ ઉઘડી જતાં બોલ્યો, "ગૌરી! હજી સુતી નથી? ઉજાગરાથી માંદી પડીશ." ગૌરી પાસે આવી, ચીંતાનું કારણ વાતમાંજ કઢાવી લીધું. પીયરની મોહનમાળા વેચવાનું

અત્યાગ્રહથી કબુલ કરાવી પતીની ચીંતા ઓછી કરી ગાનીમે ગૌરી; અને પરિક્ષા પછી ધધાસર થઇ આ બધાને બદલે આવું આવું સુખ ગૌરીને આપવું એ વિચારમાં શંકર; નિંદ્રાધીન થયાં.

મુંબઇની અંદર ફરવા હરવાની સગવડ ઘણી છે, પણ પ્રેમી જોડાંને માટે કોલાબો સરરનો એકાંત દરિયો વધારે સગવડ વાળો છે. ગૌરી ને શંકર આજે ત્યાં ફરવા ગયાં હતાં. વાતપર વાત નીકળતાં શંકર બોલ્યો,—એ ખરૂં પણ પરીક્ષાનું પરિણામ જાણ્યા વગર શું ખબર પડે ! ગૌરી—ખરૂં પણ ઇશ્વર સારૂંજ કરશે. પણ જુઓને હવે તો જુનમાં પણ ચાન્સ છે પણ આપણે ઇગ્લાંડની માફક જે વિષયમાં નપાસ થાય એજ વિષયની ફરીથી પરીક્ષા આપવી આમ કેમ ? હીરાલાલ ગયે વખતે સાયન્સમાં નીકળી ગયા હતાં, તેમાં આ વર્ષે પાસ થયા, તો જોમેટરીમાં નીકળી ગયા શંકર-ખરૂં છે પણ આજે બાપુનો કાગળ વાંચ્યો ને આપણને તેડાવે છે ગૌરી—હા એ પણ ઠીક; આપણે પરિણામ જણાયા પછી જઇશું. મને લાગે છે કે ત્યાં સુધીમાં આપણી ગોઠવણનું પણ ચોકસ થઈ જશે જુઓને આપણા લગનને ત્રણ વર્ષ થયાં તેમાં આ વખતે જ વધારેમાં વધારે એટલે ત્રણ મહિના આપણે સાથે રહ્યાં, નહિ તો ૨૦ કે ૨૫ દિવસ. ત્યાં તો આપની માનીતી કોલેજ આપને તેડાવી જ લેતી, પણ હવે તો કોલેજ કરતાં અમારૂં માન વધશે હો. શંકર હસીને બોલ્યો. " એમ કે ? ત્યારે તો માનેતાં ખરાં. પણ જોને હું સવા મહીનો રજા ઉપર આવતો તેમાં પણ મારા ત્યાં ગયા પછી બે દિવસે બાપુને તારા પિતા ઉપર કાગળ લખવાનું યાદ આવે, બે દિવસે તમને મળે, બે દિવસે મોકલવી કે કેમ ? તે નક્કી થાય, વળી તેડવા મોકલો એવો જવાબ લખાય, પાછો મેલવા આવો એવો જવાબ અહીંથી મળે, તૈયારીના એક બે દિવસ લેવાય, વળી એકાદ દિવસ ટ્રેન ચુકાય, બે દિવસ મુસાફરીમાં થાય, આવી રીતે પંદર વીસ દિવસ પસાર થઈ જાય. ૧૫–૨૦ દિવસ સાથે રહીયે ત્યાં વડીલોની મનોવૃતીથી બે દિવસ અગાઉ આવવું પડે. કેટલી પંચાત ! "

ગૌરી બોલી—" અને વળી ચાલતી વખત તો મલી શકાય પણ નહિ. વળી પત્ર-વ્યવહારમાં કેટલી અડચણ પડતી ? આપ અહીં હો એટલે હરકત નહિ આવતી હોય, પરંતુ આપના કેટલાક કાગળો મને દસબાર દિવસે મલતા, કેટલાક રઝળતા અનાયાસે હાથ આવતા અને કેટલાક ગુમજ થઈ જતા. માફ કરશો પણ આપણા વડીલોને શું એમનું નાનપણ યાદ નહિ આવતું હોય ! " "અહો ! બસ બસ, આપને વડીલ થવાનો વખત આવે ત્યારે આ બધા દિવસ યાદ રાખજો ને ! " હસતાં શંકરે કહ્યું."પણ હમણાં જ શું છે ? એ બધું ખરૂં પણ પેલું રાજનગરનું નવું માસીક બહાર પડે છે તે બાબત આપ મને શું કહેતા હતા ? " શંકર-" હા બરાબર. જોને હજી તો ત્રણ વર્ષ થયાં બહાર પડે છે; લાઇનસર થયા પછી સર્વ પ્રકારે બનતી મદદથી તે પત્રને ઉત્તમ સ્થિતિએ પહોંચાડવું એ મારો દ્રઢ નિશ્ચય છે." ઘડીયાળમાં ૭॥ થવાથી બને ઉઠયાં ને ઘેર ગયાં.

પાસ થયાના ખબર મળેલા છે. તેની સાથે રજપુતાનાના એક રાજ્યમાં શંકરની નીમણુકના ખબર તા. ૨૪ એ આવેલ છે અહીંથી ૨૬ મી મેલમાં ઉપડવાનું નક્કી થયું છે. શંકરલાલનો વિચાર પહેલાં તો મુંબઇમાં જ પ્રેકટીસ (ધંધો) કરવાનો હતો, પણ હમેશને માટે પ્લેગદુષીત જગ્યાએ રહેવું ઠીક ન ધારી ગૌરીની મરજી તેમ નહોતી. તે બંનેના અનહદ પ્રેમને લીધે ગૌરી શંકરની મનોવૃતીને શાંતિ આપવા મુંબઈ પસંદ કરવા લાગી, ત્યારે શંકર પ્રીયતમાની વૃતિને આનંદ આપવા તે નોકરી માટે ખુશી બતાવવા લાગ્યો છેવટ નોકરીનું જ ચોકસ થતાં આજે મિત્ર મંડળ અને સ્નેહીઓને "ટીફીન" (મીજબાની) આપવું ઠરાવ્યું હતું. ગૌરી વહેલી ઊઠી ઉમંગથી કામ કરવા લાગી. વચ્ચે શંકર તરફ પ્રેમદ્રષ્ટી કરવા ચુકતી નહિ. અને તેના પ્રતિઉત્તર શંકર એ રીતથી જ આપતો. પાંચ વાગી ગયા. પરોણા આવવા લાગ્યા. ચા સગડી પર મુકાઇ ગઈ. પ્યાલારકાબીના અવાજ થવા લાગ્યા. બધી તૈયારી થઇ ગઈ. બહુ મતે ઠર્યું કે બહાર ફરી આવ્યા પછી ચા વગેરેનું રાખવું. બધા નીચે ઉતર્યા. ગૌરીએ ધીમેથી હસતાં કહ્યું કે "અમને મુકીને એકલા ગમ્મત કરવા પધારશો?" શંકરે હસીને હૃદયદાન દીધું અને જતાં જતાં ફરી ફરી બારીએ ઊભેલી ગૌરી તરફ જોયું. સુવર્ણપુરથી કુમુદને તજી નીકળતો સરસ્વતિચંદ્ર યાદ આવ્યો, પોતાની અને તેની સ્થિતિ સરખાવવા લાગ્યો, પણ સ્નેહીઓ સાથે વાતોમાં પડતાં વિસરી ગયો. ગૌરી બારીમાં જ ઊભી રહી પતિ દેખાય ત્યાં સુધી એક જ નજરથી જોઇ રહી અને

"ક્યારે દેખીશ મારા કહાનરે ઓધવ કહેજોરે મુજને."

એ લોકીક રાસડો યાદ આવ્યો. ફરી ફરી ગવાઈ ગયો. ગવાતાં ગવાતાં દેખીતું કારણ ન હોવા છતાં રોવાઈ ગયું. રોતાં રોતાં જ સુવાઇ ગયું. ને શંકરની મધુર મુર્તિનાં દર્શન સ્વપ્નમાં જ કરવા લાગી. પરંતુ કલાકના અંદર જ માણસના કોલાહલથી ગૌરી જાગી ગઈ. શું જોયું ! શંકરલાલનું શબ ! ! ! ગૌરીનાં કમનશીબ કહો, વિકટોરિયા વાળાની બીન આવડત કહો, ટ્રામ વાળાની બેદરકારી કહો, કે પોલીસની પુરતી દેખરેખની ખામી કહો, પણ વિકટોરીયાને ટ્રામ અકસ્માત ભટકાતાં આ પરિણામ આવ્યું. ગૌરી નીરાધાર થઈ. બળતા ઝળતા રેતીના રણ વચ્ચેનું લીલું વિસામાનું એકનું એક ઝાડ બળી ગયું, ભર સમુદ્ર વચ્ચે જે વહાણનો આધાર હતો એજ વહાણ બુડી ગયું. ખીલતું જ ગુલાબ ખરી ગયું. વાંચનાર બ્હેનીઓ અને બંધુઓ ! ! લેખક પર નિર્દયતા ને કઠોરતાનો આરોપ આવશે, પણ આવા અથવા તો આને મળતાજ બનાવ નથી બનતા ?

એરે શમશાને મેનાં એકલી પ્રભુના પરજ્યા ગાય રે
શંકરની મુર્તિ મનોહરી" સરસ્વતિચંદ્ર.

(અપૂર્ણ.)

નિશા.

# વર્તમાનરંગ.

**લગ્ન પ્રસંગે ઉપદેશ**—હિન્દુ લગ્ન પ્રસંગે હસ્તમેલાપ સમયે તેમ ચોરીમાં સપ્તપદીના ફેરા ફરતાં વરકન્યા કેટલીક પ્રતિજ્ઞા કરે છે. આને કાંઇક મળતો રિવાજ જાપાનિઝ લોકોમાં છે તે લક્ષમાં લેવા જેવો છે. માનવજીવનમાં લગ્ન એ ઘણો અગત્યનો અને ગંભીર પ્રશ્ન છે. તેની ગંભીરતા, તેના ધર્મ, બાળ વયે થતાં લગ્ન અને કેળવણીની ખામીને લીધે સ્ત્રીપુરૂષ સમજી શકતાં નથી તેથી ઘણા પ્રકારના સાંસારિક અને સામાજિક અનર્થ ઉત્પન્ન થવા પામે છે. હિન્દુ લગ્નવિધિમાં વરવધૂના–પતિપત્નીના ધર્મ દર્શાવનારાં, વધૂવરે પોતે જ બોલવાનાં, કેટલાંક વચનો નિર્માણ કરવામાં આવ્યાં છે તે ઘણાં ઉત્તમ છે, અને જે હેતુથી તે રચાયાં છે તે હેતુ પાર પડવા માટે તે વચનો અસલ સંસ્કૃતમાં યા સંસ્કૃત ન જાણતાં વરવધુ પાસે ગુજરાતીમાં પણ જે પ્રસંગે તે બોલાતાં હોય તે સમયે બોલાવાથી વિધિની અમલ ગંભીરતા ઘણે અંગે જળવાઈ રહેવાનો સંભવ છે. લગ્નપ્રસંગ ઘણો પવિત્ર અને માંગલિક પ્રસંગ છે. આ વખતે વરવધૂનાં અંતઃકરણ ઘણે ભાગે નિર્મળ અને નિખાલસ હોય છે. આ વખતે તેઓ જે પ્રતિજ્ઞા કરે, ઉદ્દગાર કાઢે, તેની તેમના ભવિષ્યના જીવનપર ઘણી સારી અસર રહી પરિણામે તેમનું સામાજિક જીવન સુખમય, ઉદ્વેગહીન નીવડે એમાં કશો શક નથી. આશા છે કે હિન્દુ જનસમાજના તેમ ભિન્ન ભિન્ન જ્ઞાતિના અગ્રેસરો આ વિધિનું ગાંભીર્ય અને ગૌરવતા વિચારી તે બાબત ઘટતાં પગલાં લેશે. જાપાનમાં એક એવો રિવાજ છે કે લગ્નને દિવસે સવારે કન્યાની માતા કન્યાને નીચે પ્રમાણે ઉપદેશ આપે છે:—

(૧) જે સમયથી ત્હારૂં લગ્ન થયું ત્યારથી તું મારી પુત્રી થતી બંધ પડી છે; તેટલા માટે જેમ અત્યાર સુધી તું તારા પિતાની આજ્ઞાને આધીન રહી તે જ મુજબ હવે ત્હારે ત્હારાં સાસુ સસરાની તાબેદારી ઉઠાવવી.

(૨) ત્હારાં લગ્ન થયા પછી ત્હારો પતિ ત્હારો એકલો માલિક છે. હમેશાં નમ્ર સ્વભાવ અને સભ્ય રીતભાત સમજજે. આનો સર્વોત્તમ ગુણ અડગ પતિભક્તિ છે.

(૩) ત્હારી સાસુથી હમેશાં મળતી રહેજે; હમેશાં ચહેરો હસમુખો રાખજે.

(૪) કદી ઈર્ષ્યા લાવતી ના; કારણ કે ઇર્ષ્યાથી તારા પતિની પ્રીતિ ત્હારાપરથી ખસી જશે.

(૫) વિવાદ યા વાતચિતમાં ત્હારા પતિનું કહેવું ખોટું હોય તો પણ ત્હારે મિજાજ ખોવો નહિ, ધૈર્ય રાખવું અને જ્યારે તે શાંત થાય ત્યારે તેની ભૂલ બાબત નમ્રતા સાથે વાત કરવી.

(૬) બહુબોલાં ન થવું; વચ્ચે ટકટક ન કરવું, ત્હારાં પડોશીઓની નિંદા કરીશ નહિ. અસત્ય ભાષણ કરીશ નહિ.

(૭) સ્હવારે વહેલી ઉઠજે. રાત્રીએ મોડી સૂજે; મદ્યપાન કરીશ નહિ. ૫૦ વર્ષનું ત્હારૂં વય ન થાય ત્યાં સુધી જાહેર મેળાવડા અને લોકોની ભીડમાં જતી ના.

(૮) કોઈ પણ જોશી પાસે ત્હારૂં ભાગ્ય નશીબ જોવડાવીશ નહિ.

(૯) ઘરનો કારભાર સારી રીતે ચલવજે-ઘરખટલાનો વહીવટ કરકસરથી કરજે.

(૧૦) જો કે હજુ તું યુવાન છે અને યુવાવસ્થામાં પરણી છે પણ ઘણા યુવાન મંડળોમાં જતી નહિ.

(૧૧) ઘણાં બપકાદાર તથા નવનવાં લુગડાંનો શોખ રાખીશ નહિ. હમેશાં સ્વચ્છ અને સમર્યાદ પહેરવેશ રાખજે.

(૧૨) ત્હારા પિતાની પ્રતિષ્ઠા અને દોલતની મગરૂરી કદી પણ ન રાખીશ. ત્હારો પિતા ઘણો ધનવાન હોય પણ તેનો કશો ઈસારો ત્હારા પતિનાં સંબંધીઓ આગળ કરીશ નહિ.

× × × × ×

**સ્વદેશમાં બનેલો માલ વાપરવાની હીલચાલઃ**—એક એવો સમય હતો કે આપણો દેશ હિન્દુસ્થાન હુન્નરકલા તથા ઉદ્યોગોમાં એટલો આગળ પડતો હતો કે દેશને જોઇતી વસ્તુઓ દેશમાં બનતી, તેટલું જ નહિ પરંતુ જગતના બીજા દેશો ઇજિપ્ત, અરબસ્તાન તુર્કસ્થાન, ઈંગ્લાંડ, ફ્રાન્સ, સ્પેન અને પોર્તુગાલમાં પણ જૂદો જૂદો માલ આ દેશથી જતો. આથી દેશના પૈસા દેશમાં જ રહેતા. તે ઉપરાંત પરદેશ માલ જવાથી પરદેશના પૈસા અત્રે ખેંચાઈ આવતા. આપણાં દેશી માલ વાપરવાની, દેશી માલને, દેશી કારીગરીને ઉત્તેજન આપવાની જોઇએ તેવી ઉલટ નહિ હોવાથી આપણા દેશના ઘણા ધંધા હુન્નર ભાગી પડયા છે અને નવા ધંધા હુન્નર ઉભા કરવા માટે લોકો તરફથી જોઇએ તેટલું લક્ષ અપાતું નથી. આથી નાની મોટી દરેક વસ્તુ માટે પરદેશપર, ઇંગ્લાંડ, અમેરિકા, ફ્રાન્સ જર્મનિ ઓસ્ટ્રિયા વગેરે દેશોપર આપણે આધાર રાખતા થયા છીએ અને આપણા કરોડો રૂપિઆ પરદેશ ખાતે દર વર્ષે ખેંચાઈ જઈ વર્ષ પ્રતિ વર્ષ આપણે નિર્ધન થતા જઈએ છીએ. આપણા દેશને જોઇતો કાપડ વગેરે દરેક માલ આપણા દેશમાં જ બને અને તેને દેશાભિમાની સ્ત્રીપુરૂષો તરફથી જોઇએ તેવું ઉત્તેજન મળે તો દેશનો પૈસો દેશમાંજ રહે અને લોકો ધનવાન થાય. ત્રીસ ચાળીશ વર્ષથી દેશી કારીગરીને, દેશી માલને ઉત્તેજન આપવા માટે, દેશની ઔદ્યોગિક સ્થિતિ સુધારવાને માટે કેટલાક છુટા પ્રયત્ન શરૂ થયા છે. પરંતુ બંગાળા ઇલાકાના બે ભાગ પાડવાની સરકારની હીલચાલ પછી આ પ્રયત્નો આખા દેશના લોકો તરફથી એક સાથે થવા લાગ્યા છે અને સ્ત્રીઓ પણ તેમાં ભાગ લે છે એ વિશેષ આનંદજનક અને આશાજનક છે. આ હીલચાલના સંબંધમાં પૂના ખાતે મળેલી સ્ત્રીસભામાં મિસિસ સરસ્વતીબાઈ ભાનુએ પ્રસ્તુત વિષય પર ઘણું બોધજનક અને રસિક ભાષણ આપ્યું હતું તેનો સાર નીચે મુજબ છેઃ—

પ્રિય બહિનીઓ, શ્રી ગણપતિ, શ્રી શંકર અને શ્રી અંબા માતાને નમસ્કાર કરી આ દેવતાઓ પાસે એમ માગું છું કે એ દેવતાઓ અમારૂં સૌભાગ્ય અખંડ રાખો. અમોને ઉત્તમ ગૃહણી, સારી માતા, સારી વહુ અને સારી સાસુ બનાવીને અમારા ઘરના માણસોને સુખી કરો, અમારા દાન ધર્મ વડે અમારી બહેનોને ઉપયોગી થઇએ અને ઇશ્વર અમારા ઉપર પ્રેમ રાખો.

આપણા દયાળુ રાજાએએ બૈરાંઓને શીખવવાને કેટલી બધી ખટપટ કરેલી છે. આગળ સ્ત્રીઓ કેળવણી લેતી ન હતી એ અમારૂં કહેવું નથી પણ હાલના જેટલી આગળ જોઈ નહોતી. માટે આપણે સુધરેલી હવે હલદી કંકુ શા માટે કરવાં નહી? આ-

પણ એકઠાં થઇએ અને રીતસર કામ કરીએ તો આપણાપરથી સંસારનો બોજો ઘણો ઓછો થાય. મારા વિચાર પ્રમાણે ફક્ત હલદી કંકુ લઈ જવા કરતાં આવી રીતે મળવાની કાંઈક રીત કાઢીએ તો આપણને કેટલો ફાયદો થાય અને તેથી આપણાં બાળકો સારાં થાય અને આપણો સંસાર પણ સારો થાય. આપણે સ્ત્રીઓ સુંદર પદાર્થ ઉપર મોહી પડી હઠ લઇએ છીએ. આગળ એક ઠેકાણે હું હલદી કંકુ લેવા ગઈ હતી અને ત્યાં બે ત્રણ સ્ત્રીઓની સુંદર હલકી ચુંદડીઓ જોઈ તે ચુંદડી હલકી સુતરની, ઉપર વેલ સાથે ભભકાદાર હોઈ મેં પણ બીજે દીવસે તેવી ચુંદડી ખરીદી તે દીવસના હર્ષનું પૂછવુંજ નહી. પણ આઠ દિવસમાં તે ચુંદડી ફાટી ગઇ અને આઠ દીવસ પછી વાંસડા ઉપર સુકવી હતી, તે ખેંચતાં ચરર કરતાં ફાટી ગઇ. મારા બે રૂપીયા ફોગટ ગયા. જો સોલાપુર ઘાટની લીધી હોત તો તેમ થાત નહીં. પણ આપણે વીલાયતી દેખાવનો, સુંદર પણ ટકાવમાં નબળો, માલ ખરીદીએ છીએ. આવો અનુભવ ઘેરઘેર થાય છે પણ અમુક વસ્તુ ખરાબ છે એમ સ્ત્રીને કહે કોણ? આવા મેળાવડામાં તેવી વાતો થાય તો કેટલું સારૂં!

આપણને ઉત્તમ વસ્તુઓ જોઇએ તો આપણા વણકરોને જણાવો. તેઓને ઉત્તેજન આપી તેઓનો માલ ખરીદો. પછી જુઓ કે આપણે માટે ઉત્તમ માલ તૈયાર થાય છે કે નહિ? માટે આજે આપણો નિશ્ચય કરવો જોઇએ કે આપણે વીલાયતી ચુંદડીઓ નહિ ખરીદીએ. આપણે સભ્ય સ્ત્રીઓએ તેવો માલ કદી પણ લેવો જોઇએ નહિ.

બીજી રીતે આપણે વીલાયતી રમકડાં, કાચના હાથી, ઘોડા, આગગાડી, કુસ્તી ખેલનારા પહેલવાન, વાજાં, વિગેરે પુષ્કળ જણસ ખરીદીએ છીએ. પણ ખરૂં પુછો તો આ કેટલા દીવસ ટકે છે? મારા પહેલા છોકરા વખતે એક પાટી (ટોપલો) ભરીને કાચનાં રમકડાં મેં આણ્યાં હતાં અને છોકરાંના હાથમાં આપ્યાં કે એ ચાર ફોડી નાંખ્યાં. તરતજ તાળા કુંચીમાં તે રમકડાં મુકી દીધાં, અને તેને બદલે લાકડાંનાં રમકડાં આણ્યાં તે હજુ સુધી ચાલે છે. આ લાકડાની ગાડી અને બળદને ફુટવાની ધાસ્તીજ નહી. તે દેશી રમકડાં સુન્દર હોતાં નથી તેમજ તેમના ઉપર રંગ પણ આવતો નથી એ ખરૂં છે પણ સુંદરતા માટે આપણે કેટલા પૈસા ખરચવા. આપણે પૈસા ખરચી કાચનાં રમકડાં અપાવીએ ને તે ફુટી જાય, આપણે ગુસ્સે થઇએ, અને બાળકો રડે અને બીજા હાથ ઉપર આપણા દેશના સુથારો પણ આપણા નામે રડે. નાનાં લાકડાનાં રમકડાં બનાવી ચાર પૈસા સુથારના છોકરા પેદા કરતા હતા તે ધંધો હવે શું નથી ડુબ્યો? સુંદર ગાડીઓ બનાવવાનું સુથારને કહીશું તો તે શા માટે નહી બનાવે.

માટે જે કાંઇ પૈસા તમારે નાંખવા હોય તે દેશી માલમાં નાંખવા એમ હું હાથ જોડી તમારી પાસે માંગુ છું. તેમજ આપણે હાલમાં છોકરાઓને હોસથી પોલકા ટોપી વીગેરે કરાવીએ છઇએ. આપણા જુના અંગરખા વીગેરે ગયાં પણ આ સઘળું કાપડ ક્યાંથી આવે છે? આપણા દેશની છાપેલીએ છીંટ આવે છે પણ આપણે તે તરફ લક્ષ ક્યાં આપીએ છીએ! મારા વીચાર પ્રમાણે આપણી સુંદરતાની કામના પ્રમાણે બજારમાં સ્વદેશી માલ મળી શકે છે. આપણા દેશી ધોબીએ ધોએલું કપડું આપણે મંદીરમાં પહેરતા નથી પણ સાત સમુદ્રની પેલી તરફ ખેળથી ભરેલો માલ આપણે ખુશીથી મંદીરમાં પહેરીને જઇએ છીએ.

---

સ્ત્રીઓથી જ લખાયેલો ખાસ અંક

# સુન્દરીસુબોધ

વર્ષ ૩ જું] ઈ. સ. ૧૯૦૫ જાન્યુઆરી—પોષ વિ. સં. ૧૯૬૨. [અંક ૫ મો.

## એક ભગિનીનાં આશીર્વચન

( હરિગીત. )

જે કાર્ય મ્હાન શિરે ધર્યું તે પાર પ્રભુજી પાડજો,
આશિષ દઈ આ આર્ય બ્હેનોને સદા સુધારજો;
પ્રતિ દિવસ વિભુ ચ્હડતી કરો શુભ "સુન્દરીસુબોધ" ની
આશા કરો પરિપૂર્ણ, ઓ દિનબન્ધુ ! 'બન્ધુસમાજ' ની

# વાર્તાલહરિ.



## ગૌરી.

( ગયા અંકથી ચાલુ. )

ગૌરી વિધવા થઈ છે, સાસુ પાસે છે. ક્યાં જાય ? તેનો પ્રિય શંકર આ દુનિ નથી. સાસુને વૈષ્ણવ પંથ હતો પણ કોણ જાણે ગૌરીને તે વૈભવી પંથ ઉપર બિલ ભાવ જ નહોતો. એટલામાં ઘનશ્યામલાલજી મહારાજ તે શહેરમાં પધાર્યા. ઘેર ઘેર રમણી થવા લાગી. ગૌરીની ધાર્મિક સાસુએ પણ પોતાને ઘેર પધરામણી કરી. આનાક અને રકઝક કરતાં પણ ગૌરીને જ આરતી કરવા ઉઠવું પડ્યું અને અનિચ્છાથી પણ ગળ વધવું પડ્યું. આરતી ઉતારવા લાગી અને મહારાજશ્રીએ ખીસામાંથી ફેશનીબલ યાળ કાઢી જોયું અને ગૌરી સામું જોયું. ગૌરી થરથરી ગઈ. વરસ પુરૂં થઈ રહેતાં લૌકિક રીવાજે પીયર આવી. ત્યાં તેને ખબર મળ્યા કે તે ઘનશ્યામલાલજી મહારાજ પણ બાબુલનાયના બાવાજીનો ભાઈ કોઈ લુચ્ચો મારવાડી ખોટું નામ ધરી ધાર્મિક લો ધુતી ગયો. ગૌરીને પિયરમાં નાની મા સિવાય કોઈ નહોતું. ત્યાં આવ્યા પછી માસીક રૂપીયાની ઉપજની મીલકત ગૌરીને મલી. ગૌરી કેટલીક વખત નાની માના ખોળામાં સુતી આકાશ તરફ જોતી, અને આવી જ સ્થીતિમાં એક વખત શંકર પાસે પણ હતી યાદ લાવી આંસુ પાડતી, કેટલીક વખત ડોશી પાસેથી ભાગવતનો સાર સાંભળતી, કેટ વખત દમયંતી ને દ્રૌપદીની સ્તુતી સાંભળતી, અને ક્વચીત શંકરની પ્રીય ચીજ સાર લઈ કેશવકૃતિ વગેરેમાંથી ભજન ગાતી. ડોશી પુત્રીને અનુમોદન આપતી. તોપણ કરની મુર્તિ પળ માટે પણ દ્રષ્ટીથી ખસતી જ નહિ. દેવમંદીરમાં પણ શંકરની મુર્તિનાં દર્શન થતાં.

એક દિવસ સાંજરે ગૌરી આંગણામાં બેઠી હતી. સામે સ્ટેશનનો રસ્તો નજરે પ હતો. એક વખત એ જ રસ્તેથી ઉમંગભર શંકર પાસે ગઈ હતી અને આશાવ ત્યાંથી જ પાછી આવી હતી, તે યાદ આવ્યું. હજાર વિચાર થયા અને લય પામ્યા. છે નજર આકાશ તરફ ગઈ. જોઈ રહી. અનિમિષ દ્રષ્ટિથી જોઈ જ રહી. બાલ ભાવથી રહી. અજાણ્યાં જોનારને તો તારાની ગણત્રી કરે છે કે શું ? એવો આભાસ થાય આતુર દ્રષ્ટીથી જોઇ રહી. છેવટ આળસ મરડી ઉંઘમાંથી ઊઠી હોય તેમ ઊભી થઈને એ "બસ એમજ કરવું "સિસ્ટર્સ"ના ધર્મ ઉત્તમ ને પરોપકારી છે. આજે જ કાગળ લખવે વિચાર દ્રઢ કરી મુંબાઇની એક મોટી કોલેજ કે જેનો પ્રોફેસર પાદરી હતો તેના પર તાની અભિલાષ માટે કાગળ લખ્યો. પરંતુ તેને જવાબ મલ્યો કે "તમારો વિચાર સા છે પણ હિંદુ ધર્મી હઈ સિસ્ટર્સને લાયક નથી. હા, જો હિંદુ ધર્મ છોડી ખ્રીસ્તિ

અવલંબન કરો તો હું તમારે માટે ભલામણ કરી શકું વગેરે." ગૌરી તદન નિરાશ થઇ ગઈ ને બોલી ઊઠી "ઠીક, હિંદુ ધર્મને લીધે નાલાયક? હશે, સર્વે છોડશે પરંતુ પ્રભુ છોડશે નહિ." એટલામાં તેની નાની મા આવી બેઠી. વાત પર વાત ચાલતાં ગૌરી બોલી "મારા દુઃખમય સંસારમાં જીવવાનું પ્રયોજનજ શું છે? હવે તો આપઘાતથી પણ મૃત્યુ જ ઉત્તમ લાગે છે." સંસારની અનુભવિયણ ડોશી ગૌરીના વાંસા પર હાથ ફેરવતી બોલી "દીકરી! મરવામાં તો કાંઇ મુશ્કીલ નથી પણ વિધવાને મરતાં પણ સુખ નથી; કારણ કે એવા અકસ્માત મૃત્યુથી દુનિયા તેનું કારણ અવળું જ કલ્પી કહે છે કે 'કોણ જાણે શું કાળું ધોળું કર્યું હશે કે મુઈ, 'અથવા આબરૂ જવા વખત આવ્યો એટલે મુઇ.' આવાં આવાં આળ ઓઢાડે છે. બેન વિધવાને માટે તો ઓશોજ માં", "વિધવાને માંટે જમને ત્યાં પણ જગ્યા નથી જ," ગૌરી બોલતી બોલતી રોઈ પડી. વાત પર વાત નીકળતાં વિધવાવસ્થાની અનુભવિયણ ડોશીથી અજાણતાં અરધું વાક્ય નીકળી ગયું, પણ ગૌરીની દશા કલ્પી સાવધ થઇ વાક્ય અધુરૂં જ રાખ્યું; અને વાક્યનો ભાવાર્થ સમજી જઇ તે વાક્ય ગૌરીએ જ પુરૂં કર્યું. ત્રીજે દીવસે ડોશીની અનુમતીથી નાનાં પાકીટ સાથે ગૌરી મુંબઈ જવા ઉપડી. મુંબાઇ જવાનું કારણ પોતાના દુઃખથી અનુભવી થઇ નિરાધાર બાલ-વિધવા માટે "વિધવાશ્રમ" બંધાવા તેની ઇચ્છા હતી. મુંબઇમાં પોતાનાં કેટલાંક ઓળખીતાં હતાં પણ કેટલોક વિચાર કરી ગૌરી વીશીમાં ઉતરી. મુંબઇના શેઠીયાઓ માટે ગૌરીને ઊંચો અભિપ્રાય હતો. વાલકેશ્વરમાં રહેતા એક ગૃહસ્થે સંબલપુરમાં ઇસ્પીતાલ બંધાવી હતી તેને અરજ કરતાં જવાબ મલ્યો કે "હાલમાં વાઇસરોયની પધરામણીમાં અમને ઘણું ખરચ થઇ ગયેલ હોવાથી તે પર ધ્યાન આપી શકતા નથી." મહાલક્ષ્મીના શેઠીયા પાસેથી પણ એવો જ નિરાશા ભરેલો જવાબ મલ્યો, અને વૃદ્ધ રામોશી પાસથી ખબર મલ્યા કે "હમણાં શેઠજી શેરીફ થવા મહેનત કરે છે. પાર્ટીની મંજુરી મલી ગઇ છે. 'અમુક ઇંગ્રેજ અધિકારીને ત્યાં મોટી કીંમતનો પ્યાનો તથા અમુક અધિકારીની મેમને હીરાની વીંટી ભેટ મોકલી છે." ઘણી જ નિરાશ થઇ ગઈ પણ ફરીથી વિચાર કર્યો કે "હશે આ કાંઈ મારા માટે નથી પરંતુ બાલ લગ્નના દુષ્ટ રીવાજથી કે પ્રારબ્ધાનુસારે મારી બ્હેનીઓ દુઃખ ભોગવે છે, તેને માટે છે. એવા વિચારથી ફરી કાલબાદેવી ઉપર રહેતા એક શેઠને ત્યાં અરજ કરી પણ એવો જવાબ મલ્યો કે "અમે તો વિધવાને પુનરલગ્ન કરી આશ્રય આપ્યો છે અને અમારા મિત્રો પણ તેવી રીતે આશ્રય આપવા તૈયાર છે." ગૌરી ક્રોધની કઠોર નજર કરીને ચાલી ગઈ. ત્રીજે જ દિવસે "છીપી ચાલીની આગ"માં તે શેઠનો ૩૦૦૦નો કપાસ બલી ગયો સાંભળ્યો. ઉદાસીથી પોતાને ઉતારે આવી. ટપાલ રસ્તે કાગળ મલ્યો. તેની નાનીનો હતો. કેટલીક બાબતની વાત લખ્યા પછી લખ્યું હતું કે "તમે મુંબઈ પુનરલગ્ન કરવા ગયાં છો એવું કેટલાક નીચ માણસો લઈ ચાલ્યાં છે. પણ અને તમારી ખાતરી છે પણ હવે જલદી આવો તો ઠીક વગેરે." બળતામાં ઘી હોમાયું, દઢ રાખેલું હૃદય પોચું પડી ગયું. રોઇ પડી. પૈસા ચુકવી ટ્રેનમાં બેઠી. વતન ઉતરી કોઈની પણ મદદ વિના જાત મહેનતથી કર્તવ્ય કરવાનું દઢ કર્યું.

શરૂઆતમાં ગૌરીએ આડોશી પાડોશી અને સગાં સંબંધી તેમજ સ્નેહીઓનાં બાલકને

વાર્તાઓ અને ગીતમાં બોધ આપવા માંડ્યો. તેમની લાયક કન્યાઓને પ્રસંગોપાત ગૃહશિક્ષણનું જ્ઞાન આપવા માંડ્યું. ભરતશીવણ શીખવવા માંડ્યું. વૃદ્ધ ડોશીઓ અને ગૃહીણીયો પાસે કથામાં વ્યવહારીક શિક્ષણના પ્રસંગો લાવી શિક્ષણ આપવા લાગી. અને મંદવાડ વખતે તેમની યોગ્ય સેવા કરવા લાગી.

+ + + +

ગૌરીને છેલ્લી વખત મલ્યાંને આજે આપણને છ એક મહીના થયા છે. હવે ગૌરીને ઘડીની પણ નવરાશ નથી. ચાર વાગે ઉઠી નિત્ય કર્મ કરી ઇશ્વરસ્મરણમાંથી સાત વાગે પરવારી, તરતજ દરદીની સંભાળ માટે ઇસ્પીતાલમાં જાય છે, ત્યાંથી નવ વાગે બાલાશ્રમમાં જઇ અનાથ બાલકની સંભાળ લે છે, ગામની અંદર રાજ્યતરફથી અનાથાશ્રમ હતુ, પણ યોગ્ય અધિકારીની દેખરેખ ન હોવાથી સંતોષકારક રીતે તેનો લાભ અનાથો લઈ શકતાં નહોતાં; તે પરથી અરજીદ્વારા રજા મેલવી દસથી અગીયારસુધી તેની સંભાળ માટે જાય છે. ૧૧ થી ૧૧ા ઘેર આવી નાહીને સાદો ખોરાક લે છે, એટલામાં તો ૧૨–૧૨ા થઇ સુવાથી કોઇ સલાહ મેલવવા, કોઇ દવા માટે, કોઇ શાંતિ માટે, તો કોઇ દિલાસા માટે એવાં દુઃખીને દરદી માણુસની ભરતી ગૌરીના આંગણામાં થતી. ગૌરી ગરીબ અનાથ વિધવા હતી, તેને ત્યાં ખુરશી કોચ નહોતાં. લીલા લીંબડાની છાયામાં સર્વ સાથે પોતે બેસતી ને યોગ્ય સલાહ દવા વગેરે આપતી. ત્યાર પછી એકાદ કલાક વેદાંતની કે તેવી ધર્મ વિષયની ચોપડીઓ વાંચતાં, એટલામાં ત્રણ થઇ જવાથી તેને ગામના અંદરનાં દુઃખી માણસોની બિમારીની અને નમાયાં બાલકની સંભાલ લેવા નીકળી જવું પડતું. ત્યાંથી પાંચ વાગે પરવારી કન્યાશાલામાં જતી. અઠવાડીયામાં ત્રણ કલાક ભરતને માટે અને ત્રણ કલાક યોગ્ય "બાપણુ" ને માટે ગોઠવેલ હતા. થોડાજ વખતમાં બાલાશ્રમનાં લાયક ઉમરનાં બાલકને સ્કુલમાં મોકલવાની ગોઠવણ કરી આપી. તે સિવાય શીળીના ડૉકટર બેદરકારીથી ગરીબ ને અજ્ઞાન સ્ત્રીનાં બાલકોને નબળા ને રોગી બાલકનો ચેપ લઇ શીળી કાઢે છે એવી વાત સાંભળવાથી તથા ખરી લાગવાથી શનીવાર બુધવારે તેને શીળીનો ડૉકટર શીળા કાઢતો ત્યાં હાજર રહેવું પડતું. તે સિવાય વખત મળ્યે કોઇ કોઇ વખત તે રાજનગરના માસીકમાં ઉપયોગી લેખ મોકલતી. થોડાજ વખતમાં આખા ગામમાં "ગૌરી બ્હેન" નામને લોક વંદવા માંડ્યું. એક રાત્રીએ ગૌરીએ વિચિત્ર કૌતકમય સ્વપ્નું જોયું કે—

પોતે મોતીબંદર ઉપરથી માતાપીતા સાથે હોડીમાં બેઠી હતી. હોડી ચાલવા માંડી. તોફાની પવન વાવા માંડ્યો. શંકરની હોડી દેખાણી. લાંબો હાથ કરી શંકરે ગૌરીને પોતાની હોડીમાં લીધી. હૃદય ઉપર રાખી. માતાપીતાની હોડી અકસ્માત બુડી ગઈ. ગૌરી શંકરનેજ આધારે સમુદ્ર તરવા લાગી. શંકર અકસ્માત ઊભો થયો અને બોલ્યો, "વ્હાલી! મહાન પીતાને મ્હારી જરૂર છે, મને બોલાવે છે, મારે વગર વિલંબે જવુંજ જોઇએ. મ્હારી ગેરહાજરીમાં આ સાગર કેવી રીતે તરી શકો છો ? તે જોવાનો સમય છે. હું ત્યાં તમારી રાહ જોઇશ." બોલતાંજ શંકર ઊભો થયો. ગૌરીએ દયામણે અવાજે રડતાંજ વિનતિ

કરી, "નાથ! પણ મને કોને આધારે મધ્ય સમુદ્રમાં મૂકો છો? મારી ભલામણ કોને કરો છો?" "ગૌરી!! તને!! તારી નિર્મળ બુદ્ધી, મારા તરફનો સ્નેહ, અને તારા સદ્‌ગુણને આધારે તને મુકું છું. તારી ભલામણ મહાન પિતાને અને તેનીજ કોઈ અકળ કળાથી સ્થાપીત થયેલી મારી બન્ધુસમાજને કરૂં છું." છેડો સરી ગયો. શંકર ચાલ્યો ગયો. સામે કાંઠે ઊભો રહ્યો. ત્યાંથી અને ગૌરીની હોડી હતી ત્યાંથી તે બંને વચ્ચે એક ઉજ્વળ પટો જણાયો. તે પટા ઉપર "**દિવ્ય પ્રેમની કેદી**" એટલા સુવર્ણ અક્ષર સ્પષ્ટ જણાવા લાગ્યા. ગૌરીની આસપાસ કેટલીક રેશમની ઝીણી દોરીયો બંધાઈ ગઈ. તેના ઉપર "પરોપકાર" "સતસંગ" "મનુષ્યકર્તવ્ય" "પ્રભુભક્તિ" વગેરે ઝીણા અક્ષર વંચાતા હતા. ધૈર્ય ધરી પતિઆજ્ઞા શીર ચડાવી ગૌરીએ—દિવ્ય પ્રેમના કેદીએ—પોતાની હોડી સાવધાનતાથી શંકર તરફ દ્રષ્ટી રાખી ચલાવવા માંડી. સાથીવાળાં પ્રવાસી જનો ઠગારા ખલાસીથી ભૂલ ખાઈ જઈ આડે રસ્તે હોડી લઈ જતાં, ત્યારે ગૌરી શંકર તરફજ પોતાની દ્રષ્ટી રાખી હોડી સપાટાબંધ ચલાવવા લાગી. તોપણ શંકર પાસે પહોંચતાં વિલંબ થયો. ગૌરીનાં નયનમાં વર્ષા રૂતુ જણાઈ, આંસુનો પ્રવાહ ચાલ્યો, પણ એટલામાં એક નવો બનાવ બન્યો. સમુદ્ર ઉપર આકાશમાંથી સુંદર પાંખોવાળું પક્ષીનું વૃંદ ઉતર્યું. સભા થઈ. વાદવિવાદ થયા. છેવટ પ્રવાસીયોને મદદ કરવાના ઉદ્દેશથી, સીધેજ રસ્તે લઈ જવાના ઉદ્દેશથી, પુસ્તકનો પૂલ બાંધવો અને "માસીક સુન્દરીસુબોધ" ની કમાનથી એ પૂલને ટેકો આપવો. એ ઠરાવ બહુ મતે પસાર થયો. સર્વ ઉડી ગયાં. એક કલાપીજ ઊભો રહ્યો. તેનો રસ્તો બીજાં પક્ષીથી ઉલટો હતો. શંકર પાસેથી કલાપી સભા માટેજ આવેલ હતો. ફરીથી તે ત્યાં જનાર હતો. તેણે ગૌરી તરફ વડીલ દ્રષ્ટીથી જોયું, માયાભરી દ્રષ્ટીથી જોયું. શંકર તરફ ઉડયો, પણ ઉડતાં ઉડતાં કેકારવ સંભળાવ્યો કે:—

"વ્હાલી બાબાં સહન કરવું એય છે એક લ્હાણું."

ગૌરીના મુખમાંથી રોતાં રોતાં પણ નીકળી ગયું,

"સંદેશો કહેજોરે ઓધવ શ્યામને."

ગૌરીનું બોલેલું કલાપીએ સાંભળ્યું હોય, તેમ આકાશમાં સ્થીર થયો. સંદેશો—વિયોગી દંપતીનો સંદેશો—લઈ જવાનું પરોપકારી કાર્ય કરવા ઉત્સાહી હોય તેમ લાગતાં ગૌરી ફરીથી બોલી

"મ્હા મહીને મૈત્રી તોડી મારી,
વ્હાલા મ્હારા ભર દરિયે વિસારી;
ન્હોતું તમને ઘટતું મોરારી,
ઓધવ મારી સ્તુતી જઈ કહેજો."

કલાપી ઉડી ગયો. શંકર પાસે સામે કાંઠે ઊભો રહ્યો. વાત કરવા લાગ્યો. ગૌરી દુરથીજ જોઈ રહી. ફરી શોકસાગર ભરાઈ રહેતાં નયન દ્વારા છલકાઈ ગયો. હંસ ને પોપટ પાસે આવ્યા. પોપટ ઉડતાંજ બોલ્યો કે—

"રહેવું તે ચહાવું બ્હેન સ્નેહમાં સમાવું."

તેને તેના મિત્ર હંસે ટેકો આપ્યો કે—

"વ્હાલી વ્હાલી બ્હેની છાંયો આવશે."

ગૌરીને વધારે હિંમત આવી. વધારે ઉત્સાહ ને બ્હેનતથી પોતાની હોડી ચલાવવા માંડી અને ગૌરી શંકરને મળવા આતુર થઇ. નહિ જેવું થોડુંજ આવરણ રહ્યું, ન રહ્યું. શંકરે ગૌરીને લેવા હાથ લંબાવ્યો, ગૌરીએ હાથ આપવા લંબાવ્યો. એ મળ્યાં તે મળ્યાં. "વ્હાલા નાથ" શબ્દ નીકળ્યા ન નીકળ્યા ને આંખ ઉઘડી ગઇ. અને—

સર્યાં સહીયર સ્વપ્નાં મ્હારાં સમણાં

ગાતી ગાતી અને શંકરની મુર્તિ હૃદયમાં ધારણ કરી પોતાના પવિત્ર અને પરોપકારી કાર્યમાં લાગી ગઇ. (સંપૂર્ણ.)

બ્હેન "નિશા."

---

# સુન્દર.

## એક સાંસારિક જીવન.

(એક વિદૂષી સન્નારી તરફથી મળેલી વાર્તા.)

સુંદર બુદ્ધિશાળી છોકરો હતો તે સાથે તે ઉદ્યોગી પણ હતો. તેના માબાપને તે એકનો એક હોવાથી તેમની ગુંજાસ પ્રમાણે તેને કેળવણી આપવાનો નિશ્ચય તેમણે કર્યો હતો તેઓ તેને હરેક પ્રકારની સગવડ કરી આપતાં તથા સુખમાં રાખતાં. આ સર્વેથી તેને ઘણો લાભ થયો અને તેણે અભ્યાસ સારી રીતે કરવા માંડયો. પંદર વર્ષનો થયો તે પહેલાં તેણે મેટ્રીક્યુલેશનની પરીક્ષા ઘણે ઉંચે નંબરે પસાર કીધી. તેના આ પાસ થવાના સમાચાર શહેરમાં સર્વ ઠેકાણે ફેલાયા અને પરણવા લાયક કન્યાઓવાળાં કુટુંબમાં એ હકીકતે વિશેષ અસર કરી. સુંદરની માને લાગ્યું કે હવે હું એકાદ વર્ષ જીવીશ, માટે છોકરાને પરણાવી તે સુખ લઇ લેવું. સુંદરના બાપે ઘણુંએ સમજાવ્યું અને કહ્યું કે લગ્ન વિદ્યાભ્યાસમાં વિઘ્નરૂપ થશે. પણ તેની સ્ત્રીની હઠ આગળ એ સર્વ નકામું ગયું. તેણે છોકરાને પોતાના પક્ષમાં લીધો અને છોકરાએ કોલેજમાં બાલલગ્ન ઉપર લખેલો નિબંધ વાંચી સંભળાવ્યો. પણ સર્વ પથર પર પાણી પેઠે વ્યર્થ ગયું. એક પછી એક કન્યાઓ તરફથી માગાં આવ્યાં અને આખરે એક બાર વર્ષની કન્યા વધારે પૈસો લઇ આવે એવી હતી તેની સાથે માએ વિવાહ નક્કી કર્યો. લગ્ન ધામધુમથી કરવામાં આવ્યાં. માને મનથી મોટો સંસારનો લહાવો હતો. અને છોકરાને મન તે ફંદાળા જેવું હતું અને તેને લીધે ઇનામના એક મેળાવડામાં તેને ગેરહાજર રહેવું પડયું હતું.

સુંદરની વહુનું નામ આનંદ હતું. આનંદ હજી નાની હોવાથી પીયર રહેતી હતી. કોઈ કોઈ વાર તેને સાસરે તેડતાં હતાં પણ તે વખતે તેના વરથી સંતાતાં રહેવાની એટલે 'શરમ' પાળવાની આજ્ઞા તેની સાસુ આપતી હતી. પણ જ્યારે સુંદર કોઈ વાર તેના સસરાને મળવાં જાય ત્યાં આનો બદલો વાળી લેતી. પરંતુ તેવો પ્રસંગ જવલેજ મળતો. તેવે પ્રસંગે, આનંદ તેના સામું જુએ, હસે તથા વાત પણ કરે. એ સર્વ પરથી તેની ખાતરી થઈ હતી કે તેનો પતિ દેખાવડો અને બુદ્ધિવાળો હતો. સાસરામાં સાસુના તાપ તળે કોઈ વાર પતિનાં દર્શન પણ ભાગ્યે જ થતાં. ટુંકામાં આનંદમાં પતિ માટે પ્રીતિના અંકુર ફુટવા લાગ્યા. હજી સુંદરના મનમાં તેવો ભાવ ઉત્પન્ન થયો નહોતો. તેને લીધે સસરા પોતાને આટલું બધું ગણે છે તથા વરસમાં બે ત્રણ વાર કાંઈ નવીન પ્રસંગો મળે છે એટલું જ તે વિચારતો.

એમ કરતાં બે વરસ વીતી ગયાં. સુંદરની પ્રીતિ હજી અભ્યાસ માટે તેવીને તેવી જ હતી. તેની માનો સ્નેહ હજુ તેવોને તેવો જ હતો. તથાપિ સુંદર સસરાને ત્યાંથી જ્યારે પાછો આવે ત્યારે સાસરીઆં તરફથી થએલી જે કાંઈ અસર હોય તે કહાડી નાંખવા તેને ઉપદેશ કરતી. તેના બાપનો અભિપ્રાય ન ગણકારે ત્યારે તે બિચારો કંટાળાથી ટરી હાએ હા કરતો. એટલામાં સુંદરે એફ. એ. ની પરીક્ષા પહેલે નંબરે પસાર કરી. આથી તેના સસરાને છોકરી સારે ઠેકાણે પડી એ જાણી હરખ થયો અને સુંદરને પોતાને ત્યાં એકાદ દહાડો આવી જવા કહેવડાવ્યું. સુંદરની માએ સાસુ તથા વહુની સાથે બહુ એકત્રતા ન રાખવાનો ઉપદેશ આપી પરાણે તેને જવા દીધો. આનંદ પોતાના પતિની સમક્ષ આવવા ચૂકી નહીં તથા એક નિમિષથી તેને નિરખવા લાગી. આવેલા સુંદરના મનમાં કોઈ દહાડો ન અનુભવેલો એવો ભાવ ઉત્પન્ન થયો. આનંદ પોતાની સ્ત્રી છે, પોતાના પ્રેમનું સ્થાન છે, એનું ભાન તેને પ્રથમ જ થયું. હજી પોતે વિદ્યાર્થી હતો તે છતાં આનંદનું મોહક લાવણ્ય તથા શુદ્ધ સાદા શણગારના આકર્ષણથી ખેંચાયો. આમ પરસ્પરની મોહીનીમાં હતાં તેટલામાં આવતી કાલનો ખેદ ભરેલો વિચાર સુંદરને આવ્યો. એ એક લાંબો નિસાસો નાંખી સુંદર પોતાના ઓરડામાં ચાલ્યો ગયો. કાલ થઈ અને સુંદરને પહેલી જ વાર લાગ્યું કે તે પોતાનું હૃદય પાછળ મુકીને જાય છે.

માણસનો ચ્હેરો તેના હૃદયના ભાવ દેખાડી આપે છે. તે પ્રમાણે સુંદરની ચતુર મા તેના વિચાર પામી ગઈ. આ વખતે સુંદરને જવા દેવા માટે તે પસ્તાવો કરવા લાગી અને બીજા બાર મહીના સુધી સ્ત્રીઓના મોહ પાશથી સુંદરને દૂર રાખવાનો પોતે ઠરાવ કર્યો. સુંદર આગળ બાપણો કરવા માંડ્યાં અને તેમાં તેની પત્ની તથા સાસુને વગોવવામાં બાકી રાખી નહીં. સુંદર બીચારો ધીરજથી તે સર્વ સાંખી રહેતો અને પોતાની પ્રેમમૂર્તિની ખાતર વધારે ધ્યાન દઈ અભ્યાસ કરવા લાગ્યો. કેમકે તેની મા કહ્યા કરતી કે વહુની મોહીનીમાં પડવાને લીધે એનો અભ્યાસ બગડીત અટકી પડવાનો છે.

વખત જતાં આનંદ પોતાને સાસરે આવી. પણ તેની સાસુએ એ પતિપત્ની જેમ

ટલામાં તેની માને કોલેરા થયો. એ મંદવાડમાં તેની ચાકરી તથા ઉઠબેઠ આનંદે ઘણી સારી રીતે કરી. તેને સારૂં થયું પણ હજી મંદવાડ બરોબર ગયો નથી કરીને આનંદને માથે કામનો વધારે ને વધારે બોજો તેની સાસુએ નાંખવા માંડયો. આનંદ નબળી તો પડી ગએલી હતી જ તેથી તેને પણ એ ઝેરી રોગ લાગ્યો. તેનાં માબાપે તેને સાજી થતા સુધી પોતાને ઘેર લઈ જવા ઘણું કહ્યું, પણ તેની સાસુએ પોતાનું એમાં અપમાન થાય છે ગણી એ માગણી તુચ્છકારી કહાડી. પોતે જાણે ઘણી તેની ચાકરી કરે છે એવું ડોળ રાખવા લાગી અને ખરૂં જોતાં તે કાંઈ કરતી નહોતી. સુંદર લાચાર હતો. તેના દુઃખમાં જાણે વધારો કરવાં હોય તેમ પ્રોવીન્શીઅલ સરવીસની પરીક્ષામાં તે પહેલો આવ્યો. આ ખબર તેણે પોતાની મરવા પડેલી પત્નીને કહી. એક ક્ષણ હર્ષ અને આશા તેના મુખ પર જણાયાં. પણ તેનો મંદવાડ મટે તેવો નહોતો. જ્યારે તેના અંતની ઘડી પાસે આવી ત્યારે તેણે સુંદરને કહ્યું "મારા નાથ! હું જાઉં છું. મારૂં મોત તમારી માને લીધે આવ્યું છે એ ખરૂં પણ તેનો ન્યાય ઇશ્વરને સોંપજો. જેણે આવા પુત્રરત્નને જન્મ આપ્યો છે તેનું અપમાન કરી મારા નામને ડાઘ લાગવા દેશો નહીં. મારે માટે શોક કરશો નહીં. આટલા થોડા વખતને માટે પણ આવા કેળવાયેલા તથા સ્નેહશીલ પતિ મળ્યા માટે મને ભાગ્યશાળી ગણજો. ઇશ્વર મને બીજા ભવમાં પણ એ જ પતિ આપો. તમે બીજી કન્યા સાથે લગ્ન કરી આ સર્વ પ્રેમ તેને અર્પણ કરજો. તે જરૂર સુખી થશે. તમારી હવેની સ્થિતિ તથા સાધનથી તમારી માની સહાયતાની તમારે જરૂર રહેશે નહિ. ઇશ્વર તમારૂં રક્ષણ કરો." એટલું બોલતામાં તેનો પ્રાણ ગયો. સુંદર ઘણા પછાડા મારશે અને રડારોળ કરી મૂકશે એમ ઘણાએ ધાર્યું હતું. પણ આંસુ પાડવા કરતાં ઘણું વધારે હતું. કેટલાકે ધાર્યું કે આપઘાત કરશે. પણ તેમ ન કરવાને તો તે પોતાની પ્રિય પત્ની સાથે વચનથી બંધાઈ ચૂક્યો હતો આનંદની ઉત્તર ક્રિયા એક પુતળા પેઠે તેણે કરી. બીજે દહાડે સવારે તેની મા રડતી કકળતી માલમ પડી કેમકે તેનો વ્હાલો પુત્ર જતો રહ્યો. ચારે તરફ તપાસ કરાવી પણ કાંઈ ભાળ લાગી નહીં. તેની માએ રડાપીટ કરવા માંડી અને પોતાને દોષ દેવા માંડયો પણ તેના પાડોસીઓએ તેની દયા ખાધી નહીં. ઉલટા તેઓ તેને મ્હોએ ચોખું કહેવા લાગ્યા કે વહુને દુઃખ દેવાનું આ ફળ ઇશ્વર તરફથી મળ્યું છે. અને આવા છોકરા અને વહુ બેના મરણના કારણરૂપ પોતે થવા પછી તો તેની જગાએ બીજું હોય તો કુવે પડે. એને જીવવું એવું અકારૂં લાગવા લાગ્યું કે ખરેખર તેણે પાસેના કુવામાં પડી પોતાનો અંત આણ્યો. સુંદરના બાપે આ સર્વ ધૈર્યથી સહન કર્યું. નસીબ આગળ આપણો ઉપાય નથી એમ માની તે સંતોષ પકડતો.

* * * * * * * * * * *

બાર વર્ષ વીતી ગયાં તે પછી તે ગામમાં એક સન્યાસી આવ્યો. તેની મુદ્રા બુદ્ધિમાન જણાતી તથાપિ તે ખિન્ન હતી. તેના વાળ નાની ઉમર છતાં ધોળા થઈ ગએલા હતા અને તેથી તેનો દેખાવ પૂજ્ય લાગતો. પોતાના જીવનની આગલી કથા બાબત તે કદી કાંઈ બોલતો નહિ, પણ શહેરમાં જે જાણીતા હતા તે સર્વે ખાતરીપૂર્વક કહેતા કે એ આનંદનો પતિ સુંદર હતો.

# ગૃહધર્મ.

## સ્ત્રીઓના સનાતન ધર્મ.

સ્ત્રીઓનો સનાતન ધર્મ એ વીષય લખવો એ મારા મનથી તો મોહું કાર્ય છે છતાં પ્રભુકૃપાથી તેની પ્રેરાવલી લખવા માંડું છું અને મારી અલ્પમતી અનુસાર જેણાવું છું. ધર્મ અને વીશેષ ધર્મ, તેમાં ધર્મ એ સાર્વજનીક પ્રશ્ન છે. વળી તેમાં પુરૂષના સામાન્ય ધર્મ અને સ્ત્રીઓના સામાન્ય ધર્મ એમાં ફેર છે. ધર્મમાં જુઠું ન બોલવું, ચોરી ન કરવી, અસત્ય સાક્ષી ન પુરવી, હીંસા ન કરવી, દયા, ક્ષમા, આદી જે સામાન્ય ધર્મ છે તે સાર્વજનીક સામાન્ય ધર્મ છે. પણ તેમજ સ્ત્રીઓનો સામાન્ય ધર્મ એ જુદોજ છે. તે કયો? અતિથીઆતિથ્ય, પતીસેવા, બાળરક્ષણ, ગૃહણીધર્મ, પતિવ્રતઅભીમાન અને પ્રસંગને ઓળખવો એ સાધારણ સામાન્ય ધર્મ સ્ત્રીઓને ખાસ પાળવાની અગત્ય છે. ઘાટ ઘડયા વીના સોનાની લગડી શોભતી નથી તેમ સદ્ગુણ રૂપી કારીગરી જ્યાંસુધી સ્ત્રી ઉપર દેખાતી નથી ત્યાં સુધી તે શોભતી નથી. સ્ત્રીએ પોતાનો સામાન્ય અને વિશેષ ધર્મ અવસ્ય જાણવોજ જોઇએ. કેટલીક સ્ત્રીઓ પોતાનાં બાળકોને કેમ ઉછેરવાં તે જાણતીજ નથી. હવે જાણતીજ નથી એમ કહેવાનું કારણ એજ કે જે રીતે પોતાનાં બાળક સદ્ગુણી થાય, નીરોગી થાય, પોતાના ઇષ્ટને ઓળખતાં શીખે અને દયા ક્ષમા એવા અમુલ્ય સદ્ગુણોનો જેનામાં પ્રચાર થવો જોઇએ એ રીતે ઉછેરતાં નથીજ જાણતી, અને તેથી બાળક મોટાં થતાં તેઓ સદ્ગુણ શું છે અને દુર્ગુણ શું છે તે પીછાણી શક્તી નથી. તેમાં કેટલાક કુછંદી થાય છે, કેટલાક જુગારી થાય છે, કેટલાક વેસ્યાલંપટ થાય છે અને કેટલાક દુર્ગુણમાં પોતાના અજ્ઞાનના પ્રભાવે સપડાઈ જાય છે, ત્યારે તેને આતી હર્ષથી ઉછેરનાર માતા બાપીને દોષ દઈ બેસી રહે છે; પણ પોતાનો દોષ દેખતી નથી કે મારૂં વાવેલું હું લણું છું અને મારા બીજને મેં આવુંજ જળ સીંચ્યું છે તેમાં બાપીનો દોષ શો! કરણઘેલાના નાટકમાં ભાગ્યદેવી કહે છે—

પુત્રીઓ વધુઓ તેઓને પણ યોગ્ય જ્ઞાન સંપાદન કરવા અડચણ કરતા થાય છે. કોઈ કહે છે દીકરીની જાતને ભણીને શું કરવું છે ? ક્યાં કમાવાને જવું છે ? વળી કોઇ કહે છે કલમ ઉપર કલમ ન ચડે ( એટલે ભણવાથી પોતાના જીવને હાની થાય ). આવી રીતે કેટલીક અડચણો કરી તેઓ પોતાની સંતતીને અજ્ઞાનનાંજ તીમીરમાં ગોથાં ખાતાં રાખે છે અને તેનાં કડવાં ફળ પોતે ચાખી આગળ તેઓને પણ ચખાડવા બાકી રાખતી નથી. ત્યારે દુર્દશા થતી ભારતભુમી શું કરે ! જે ખાણમાં હીરા છે તેને મુકી અન્ય જગ્યાએ કદી જન્માંતર સુધી ખોદયાજ કરે તો શું હીરા પ્રાપ્ત થાય ? કદી થાયજ નહી. વ્યર્થ શ્રમ કરી કાગડા કુતરા જેવો અવતાર પુરો થતાં કંઈ પણ મનુષ્ય દેહનું સારથક કર્યા શીવાય મરણને શરણ થઈ જાણે જનમ્યાજ નહોતા એમ થઈ જાય છે. ત્યારે મુળ આપણ સ્ત્રીઓને શું જાણવું કે આપણો સામાન્ય ધર્મ. અને તે જાણી તેને આચારમાં મુકવા પ્રયત્ન કરવો. જાણીને શું કરવું કે તેને દીનપ્રતીદીન વધારવા પ્રયત્ન કરી તે થાપણ ઠેકેકાણે મુકતા જવી અને તેનું વ્યાજ ખાવાની હોંશ રાખવી. જેમ આપણે રૂ. ૧૦૦૦) એક હજાર રૂપીઆ હોય છે અને તેને વધારવા આપણે કોઈ જાતનો શેર લેઈએ છીએ અથવા કોઇ ઠેકાણે અનામત રાખી તેના વ્યાજની ઇચ્છા રાખીએ છીએ અને તે વ્યાજ આવ્યે તેમાંથીજ નીરવાહ ચલાવી મુળ રકમને સાચવવા કાળજી રાખીએ છીએ, તેમજ સદ્દગુણ રૂપી ધન સંપાદન કરી તે સદ્દગુણ તેટલોજ રાખી મુકવાનો નથી, પણ તેનો ઉપયોગ કરી આપણા સહવાસી કુટંબી માણસોને ત્યાં થોડા વ્યાજે મુકવો ( તેમને સદ્દગુણી બનાવવા ), અને તેનું વ્યાજ ( તેમના તરફનો પ્યાર ) ખાવું અને મુળ રકમ જે પોતાનો સર્વોતમ સદ્દગુણ તેને કોઇ દીવસ હાની ન પહોંચે તેવી કાળજી રાખવી. તોજ સદ્દગુણનું વ્યાજ. સદ્દગુણથી મળી શાન્તી પમાય છે અને નાશમય જગતમાં આશ્ચમય કીર્તી મેળવવા ભાગ્યશાળી થવાય છે. ગુલાબના ફુલને હમેશાં કાંટા હોય છે. કેવડા હમેશાં ભુજંગોના (સાપના) પહેરામાં હોય છે. તેને લેવા જતાં આકેલપણું ગણીએ તો કાંતો કાંટા લાગે અને કદાચ ઝેરી ભુજંગોના ભોગ થઈ પડીએ. માટે તે કાઢવાને સાવધાનતા રાખી યુક્તીનાં મોજાં પહેરી કાઢીએ તોજ હાથમાં આવે, અને હાથમાં આવ્યા પછી પણ તે યોગ્ય રીતે વાપરીએ તો તે સદાકાળ ટકી રહે છે. જો કે ગુલાબનું ફુલ અને કેવડાનું પાન હમેશાં પ્રફુલીત રહેતાં નથી પણ તેનો યુક્તીથી અને મહેનતથી જ્યારે અર્ક કીંવા અતર કાઢીએ છીએ ત્યારે તે ગમે ત્યારે તેવીજ મધુર વાસ આપી આપણને શાન્ત કરે છે. તેમજ સદ્દગુણરૂપી ગુલાબની આસપાસ કષ્ટરૂપી કાંટા રહેલા છે, તેને શાન્તીરૂપી સાવધાનતા અને ઉત્સાહરૂપ યુક્તીનાં મોજાં પહેરીને કાઢીએ તો કષ્ટ વીના હાથમાં આવે છે. ત્યાર પછી તે સદ્દગુણરૂપી ગુલાબની સુગંધ કાયમ રાખવા મનમથનનો પ્રયોગ કરી તેનું અતર બનાવી હૃદયરૂપી શીશીમાં તે અતર ભરી રાખવું, કે જે ગમે ત્યારે આપણને તેની સુવાસથી આજુબાજુની દુર્ગુણીરૂપી દુર્ગંધ આવવાજ નહી દે. પ્રીય બહેનો, આવા કેટલાક દાખલા આપવાના હોય છે, પણ જેમ છાસમાંથી માખણ કાઢી તે છાસ ગમે તેને આપી દેઈએ તેમ આમાંથી માખણરૂપ તત્વ લઈ બીજું ભલે મુકી દેજો. આપણી સ્ત્રીજાતીને માટે આપણો આર્યબંધુ વર્ગ કેટલો શ્રમ ઉઠાવે છે તે આપણે લક્ષમાં લેવું જોઇએ. જડ જેવી વસ્તુ કે કમાડ, ખુરશી, ભીંત જેને અમે તે રંગ ચડાવી શકીએ છીએ અને તે

રંગ તે ધારણ કરે છે, તો આપણે શુદ્ધ ચેતન સાક્ષાત સ્વરૂપ, આપણને અનેક રથળેથી સદ્દગુણનો રંગ ચડાવવા પ્રયત્ન કરે છે, અને જો આપણે તે ધારણ ન કરીએ તો ખરેખર! આપણે જડ કરતાં પણ જડ છીએ એમ જાણવું. જે ધર્મ અને ફરજ આપણે પોતાનેજ જાણવા જોઇએ, અને તે જાણી અને તે પ્રમાણે વર્તી આપણા પુજ્યપતીને સુખના સાધનરૂપ થવું જોઇએ, તેને બદલે આપણને તે સર્વોત્તમ ધર્મ અને લાભ આપણી દયા જાણી આર્યજનો આપણને આગ્રહથી આપે છે, તો તેમનો ઉપકાર માની આપણે તે પુર્ણ હોંસથી અને શ્રધાથી ગૃહણ કરવોજ જોઇએ, કોઈ વખત આપણે સ્રીસ્વભાવને અનુસરી પુરૂષોના દોષ પ્રતી દૃષ્ટી કરીએ છીએ અને ત્યારે આપણને એમ લાગે છે કે શાસ્રોના ફરમાનને તાબે રહેવા શું પુરૂષો બંધાયલા નથી? આવા વીચાર આવતાં આપણા મનની સ્થીતી ઉચ્ચ થતી નથી, અને અન્યના દોષ જોવાનીજ ટેવ પડે છે. માટે બહેનો, આપણે તો આપણી એવી ઉચ્ચ સ્થીતી કરવી કે જાણે એક પણ દોષ કોઇનામાં છેજ નહી ક્ષમતા જેવો આદી ગુણ એકે નથી. પુરૂષો શું પગ નીચે સળગે અને લંકા બોલવા નહી જતા હોય? આપણા ઉદાર દીલથી આપણે તેવોજ ભાવ રાખવો. પુરૂષો શું નહી જાણતા હોય કે સુધરીને સુધારવું, અને નમીને નમાવવું? પુરૂષો શું નહી જાણતા હોય કે જે સર્વોત્તમ વ્રત "પત્નીવ્રત" કે જે મહાત્મા પ્રભુ શ્રીરામચંદ્રજીએ પાળ્યું હતું તેમ આપણે પણ પાળવાનું છે? પુરૂષો શું નહી જાણતા હોય કે "પતીવ્રત" તેવું જ "પત્નીવ્રત" છે? જાણતા હોવાજ જોઇએ. તેઓ તેમ વર્તતા હોવાજ જોઇએ. કારણ તેઓ તેમ વર્તીનેજ આપણને બોધ આપે છે, તેવોજ ભાવ રાખી આપણું અમુલ્ય શીયળ અને પતીવ્રત અને પત્નીધર્મ એ સર્વને અનુસરી મન, વચન, કર્મથી પવીત્ર રહી પોતાના ગૃહનેજ ઉત્તમ તપોવન સમજી તેમાં ઉગ્ર તપ "પતીવ્રત" તેનો આરંભ કરવો, અને બુદ્ધી ચળીત ન કરવી. કારણ કહ્યું છે કે **"સ્રીને અખંડ તપ એ પતીવ્રતજ** છે." એ શીવાય સ્રીને ઇચ્છીત ફળ કોઈ પણ જાતનું સાધન, દાન, ધર્મ, ક્રીયા, વીગેરે કંઈ જ નથી.

(અપૂર્ણ:)

સૌ. ત્રિભુવનતનયા.

---

## પતિવ્રત.

પ્રીય બ્હેનો,—

આ સંસારમાં સ્રીઓનો જન્મ શા માટે છે, અને એમનો મુખ્ય ધર્મ શું છે, આ દુનીયામાં સ્રીઓ કેવી રીતે ચાલે તો સુખી થાય, તે વિષે અત્રે જણાવવું યોગ્ય લાગે છે. તેથી જણાવું છું, કે આપણ સર્વ સ્રીઓએ સંપુર્ણ દુ:ખરૂપ દુષણોથી દુર રહી સુશોભીત કરનાર ઉત્તમ ભુષણરૂપ નીતિઓને ધારણ કરવી. તેમાં પતીવ્રત પાળવું એ આપણ સર્વે સ્રીઓનો મુખ્ય ધર્મ છે, આપણે વિવિધ ગ્રંથદ્વારા વાંચીએ તથા સાંભળીએ છીએ

તો 'સુકાબલો કરતાં' સ્હેજ જણાઈ આવશે કે પ્રાચીન આર્યાઓમાં અને હાલની સ્ત્રીઓમાં કેટલો તફાવત માલમ પડે છે. પ્રાચીન કાળમાં હાલની માફક જ્યાં ત્યાં સ્કુલો નહતી. તો પણ તે સ્ત્રીઓ હાલની સ્કુલમાં કેળવણી લીધેલી સ્ત્રીઓ કરતાં કેટલેક દરજ્જે ચડીયાતી હતી. તેઓ તો આપણે હાલ છીએ તેના કરતાં પોતાનો સ્વધર્મ તથા પત્નીધર્મ ઉત્તમ રીતે જાણતી હતી. ક્વચિત્તજ તે સ્ત્રીઓ પોતાના સ્વધર્મથી અજ્ઞાત એવી જોવામાં આવતી હતી. પોતાના પતિ તથા કુટુંબીઓના સંબંધને તે રૂડે પ્રકારે જાણતી હતી. તે વખતે પુરૂષો હાલની માફક નોકરી કરી પગારો લાવતા નહી. પરંતુ અનાયાસે જે કાંઈ પ્રાપ્ત થતું તેથી સંતોષને અનુભવતા હતા. વળી સ્ત્રીઓ પણ થોડે ઘણું કરી પોતાનું ઘર નભવતી હતી. પરંતુ હાલની સ્કુલોમાં કેળવાયલી સ્ત્રીઓની માફક પંદરના પગારમાં પચાસનું ખર્ચ કરી પતિને ખેદ આપતી નહતી. તેઓ તો પતિ એજ પોતાનું દૈવત સમજતી હતી. પોતાના પ્રાણનાથના વિષમ (કઠણ) વખતે સર્વસ્વ અર્પણ કરી દેવાની તેમની ઉદારતા પણ હતી. બ્હેનો રામાયણ વાંચનાર દરેક મનુષ્યને ખબર હશેજ કે મંદોદરીએ પોતાના પતિ રાવણને કેવાં અમુલ્ય બોધવચનો કહ્યાં હતાં. તેમ વળી દમયંતીએ દ્યુતના (જુગટું રમવાના) અવગુણો નળને કેવા સમજાવ્યા હતા. છતાં નળે ન ગણકારતાં દ્યુતમાં હારી રાજપાટ છોડી વનમાં જતી વેળા દમયંતીને પોતાને પીયર જવાનું કહ્યું, છતાં પતિપ્રાણા દમયંતી નળની સાથે જંગલમાં આથડી હરઘડી નળનુંજ રટણ કરતી હતી. નળમાં કળીનો પ્રવેશ થતાં નળે તેનો ત્યાગ કર્યો, તોપણ જંગલમાં એકલાં આથડતાં નળનેજ સોધતી હતી. અને છેવટે જ્યારે નળ બાહુકના રૂપમાં પ્રાપ્ત થયા ત્યારે પણ તેના ઉપર કેટલો પતિભાવ !! અહો ! ધન્ય છે દમયંતીની સ્વામીભક્તિને ! હાલની સ્કુલોમાં કેળવણી લીધેલી સ્ત્રીઓ તો પોતાનો સ્વધર્મ શું છે તે બીલકુલ સમજતી પણ નથી. તેઓ તો ફક્ત સારાં સારાં વસ્ત્રાલંકાર પહેરવામાંજ પોતાનો સ્વધર્મ તથા પત્નીધર્મ છે એવું સમજે છે. કદાપી પતિની સ્થીતિ ગરીબ હોય ને કાંઈ વસ્તુ ન હોય તો ઘણી સ્ત્રીઓ કંકાસ કરી પતિને કષ્ટ આપવા ચુકતી નથી. પરંતુ સુજ્ઞ સ્ત્રીઓએ વીચારવું જોઇયે કે જ્યાં સુધી આપણામાં સદ્ગુણરૂપી અલંકારની ખોટ હશે ત્યાં સુધી અન્ય અલંકાર શોભા આપવાના નથી. માટે સર્વ સ્ત્રીઓએ શીયળનોજ સણગાર સજવો. અને પોતાના પતિને ઇશ્વર તુલ્ય માનવા. અને તેમને નમ્ર અને મધુર વચન બોલી ખુશી રાખવા. પતિ ગમે તેવો દુરાચરણી હોય તો પણ આપણે તેમનો તિરસ્કાર કદી કરવો નહી. વળી પતિના દુઃખમાં ભાગીદાર થવું તે પણ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે. પતિવ્રતા સ્ત્રીએ કોઈ દીવસ પણ પતીથી દુર રહેવાની ઇચ્છા કરવી નહી. વળી પતિ જે વસ્તુને અપ્રિય ગણતા હોય તેનો પણ સુજ્ઞ સ્ત્રીએ ત્યાગ કરવો. હમેશાં પોતાના પ્રાણનાથની સેવામાં તંતપર રહી તેમનાં સુખ દુઃખમાં ભાગ કરવો તે આપણ સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય છે. વળી પતિ પાસે જતાં ભય કે લજ્જા રાખવાની જરૂર નથી પણ પતિ જ્યારે આજ્ઞા કરે ત્યારે પ્રીતીથી તેમની પાસે જવું અને વીનયથી બોલવું. તે જે કાંઈ કામ સોંપે તે ઉત્સાહથી કરવાની ટેવ રાખવી. ટુંકામાં એટલુંજ કહેવાનું કે પતિની મરજીને અનુસરીને ચાલવું. હમેશાં સદ્ગ્રંથોનું સેવન કરવું, કારણ. તેથી પતિ ઉપર પ્રેમ વધે અને તે સાથે આપણને જ્ઞાન પણ મળે. સતી અનુસુયા૭. તે અત્રીઋષીનાં પત્ની થાય. જ્યારે દુષ્કાળ પડયો અને તમામ નદીઓ સુકાઈ ગઈ ત્યારે ઋષી નવાણુ

વર્ષે સમાધીમાંથી ઉઠયા. અને પોતાની પત્ની અનુસુયા પાસે પાણી માગ્યું. ત્યારે તે સતી દેવી એક નિષ્ઠાથી પાણી લેવા ગયાં અને જ્યારે પાણી ન મળ્યું ત્યારે વ્યાકુળ ચિત્તે ગંગાજીની સ્તુતી કરતાં તે તેમના ઉપર કેવાં પ્રસન્ન થયાં! અહો ધન્ય છે આવી સતીઓને કે પતિના દુઃખમાં ભાગ લઈ પતિનુંજ શ્રેય ઇચ્છતી હતી. પ્રાચીન આર્યાઓ જ્યારે આવી સ્વધર્મ-પરાયણ હતી ત્યારે હાલની સુધરેલી કોમની સ્ત્રીઓ પતિ ઉપર હુકમ કરવાનું ચુકતી નથી. તેઓ તો એમ સમજે છે કે સારાં સારાં કપડાં પહેરી ફેસનેબલ થઈ ફરવું એજ આપણું સ્ત્રીઓનું કર્ત્તવ્ય છે. પરંતુ તેવું માનવું ઘણુંજ ભુલ ભરેલું છે. આપણે સારા ફેસનેબલ થઇને ફરીશું પણ જ્યાં સુધી આપણે પતિનું મન રંજન કરતાં શીખ્યાં નથી ત્યાં સુધી તે બધું વ્યર્થ છે. માટે સુજ્ઞ ભગીનીઓ, આપણે આપણો મુખ્ય ધર્મ શું છે તેનો વિચાર કરી ફક્ત પોતાના પતિનેજ પરમેશ્વર માની તેનીજ સેવા કરવી. અને હમેશાં સદ્‌ગ્રંથો વાંચી તેમાંથી સાર માત્ર ગૃહણ કરી તે પ્રમાણે વર્તી પતિનું મન પ્રસન્ન કરવું. આપણામાં ઉત્તમ જ્ઞાન તથા ગુણ હોય તો તેવાજ આપણી ઉછરતી પ્રજામાં પણ આવે, માટે હમેશાં આનંદમાં રહી પતિનું જ શ્રેય થાય તેવા વિચાર કરવા. વળી સુઘડતાઈ રાખવી એ પણ આપણી ફરજ છે માટે હમેશાં ઘર સ્વચ્છ રાખવું ઘરનાં તમામ સાહિત્ય ઠેકાણે રાખવાં કે તે જ્યારે જોઇએ ત્યારે ઉપયોગમાં આવે આપણે સારી સ્થીતિમાં હોઇયે અને ઘેર નોકર હોય તો પણ આપણે તેના ઉપર દેખરેખ રાખી ઘરની વ્યવસ્થા બરાબર રાખવી. કોઇને પણ કઠોર વચન કહેવાની ટેવ રાખવી નહી શાન્ત અને સહનશીલ થવું. દુઃખ પડે ત્યારે ગભરાવું નહી, સુખ અને દુઃખમાં પતિના સાથી થવું. અને વીચારવું કે શું કરૂં તો મારા પતિને સુખ થાય અને તે પ્રસન્ન રહે. સ્ત્રીઓને પતિ તેજ દેવ અને ગુરૂ પણ પતિજ છે. આપણે વ્રત જાપ વિગેરે કરીશું પણ આપણે જ્યાંસુધી આપણા પતિની મરજી સંપાદન કરીશું નહીં ત્યાં સુધી તે આપણને શુભ ફળ આપવાનાં નથી. પતિ ગમે તેવો મુર્ખ હોય અને આપણે વિદ્વાન તથા સુરૂપવાળાં હોઇયે તો પણ આ મારા પતિ મુર્ખ છે જાણી તેનનો તિરસ્કાર કરવો નહી પતિમાં દોષ હોય તો તે ન જાણે તેમ તે દોષ નાસ પામે તેવો યત્ન કરવો. પણ પતિના મનમાં એમ ન આવવું જોઇયે કે આ સ્ત્રી મ્હારૂં અપમાન કરે છે. સંસારમાં દરેક પ્રાણી સંપૂર્ણ ગુણવાન હોતું નથી. માટે કોઇના ઉપર ક્રોધ કરી તેને કઠોર વચન કહેવાં નહી. સાસુ સસરાઓ ને વડીલોને વંદન કરી તે-મનીજ સેવા ચાકરી કરવી. અને હમેશાં પતિનું પુંજન કરી જમવું. પતિ પરદેશ જાય ત્યારે તેમની છબીનું પણ પુંજન કરી જમવાનો નિયમ રાખવો. પતિવિયોગમાં કોઈ પણ પુરૂષ સાથે એકાંત બેસવું નહી. પર પુરૂષ સામી દૃષ્ટિ પણ કરવી નહી. તેમ સ્વતંત્ર થઈ પોતાની મરજી પ્રમાણે સારે બાજુ ફરવાની પણ ટેવ રાખવી નહી. આ સંસારમાં આ-પણે સ્ત્રીઓને પતિજ પરમેશ્વર છે. માટે જો પરમેશ્વરને પ્રસન્ન કરવા હોય અને સુખી થવું હોય તો આપણે આપણા પતિનુંજ ધ્યાન ભજન કરવું. અને જેમ બને તેમ પતિના સહવાસમાં વધારે રહી તેનીજ પ્રીતી સંપાદન કરવી આવશ્યક છે. માટે દરેક સ્ત્રીઓએ પતિવ્રત પાળવું એજ તેઓનું મુખ્ય કર્ત્તવ્ય છે. (અપૂર્ણ.)

સૌ. "સત્વમતિ"

# વિવિધ વિહાર.

## વિરાશના વખતનો ઉપયોગ

શશી—રૂખી કાકીય આજતો બળ્યું ઘરમાં મને તો કંઈ ગમ્યુંજ નહિ ત્યારે મને થયું કે બળ્યું ચાલ ત્યારે રૂખી કાકીને ઘેર જઉં. એમ કરીને આજતો આવી. શું કરૂં ત્યારે કહો.

રૂખી—સારૂં થયુંબા આવી તે. મને હમણાં થતુંતુંજ કે હમણાંની કેમ શશી જણાતી નથી ! કેમ હશે ! મારે શરીરે સારૂં નથી તે ખબર કહાડવા કે બોલવવા તો કોને મોકલું ! પણ આજતો જરૂર કોઈ ન હોતને તો તો હુંજ આવત. પણ તું આવી તે સારૂં થયું. મારે ફેરો ઉગર્યો. તારે શરીરે કેમ છે બા ? કેમ આમ થઈ ગઈ છું ?

શશી—ના મારે શરીરે તો સારૂં છે પણ હમણાંતો જાણો છો કની આળસમાંને આળસમાં રહી જાય છે. ને હમણાં તો અમારી પાડોશમાં પેલી મથુરીને ઘેર કોણ જાણે કેટલીયોએ ભરાય છે પણ ત્યાંએ નથી જતી. ત્યાં જઇને એ શું કરૂં એ બધાં તો વાતોના ગપાટામાં વખત કાઢે છે ને કુથલીયોનો તો પારજ નહિ. બળ્યું ત્યારે હું તો બાર વાગે પરવારીને નીરાંતે ઉંઘી જાઉં છું કે સાંજના પાંચ વહેલા વાગે. આજતો બળી મારી તો રસોઈજ બગડી ત્યારે મારો તો જીવ બહુ બળતો હતો. બળ્યું બધી રસોઈ તો સારી થઈ, ગલેફી કરતાં ન આવડી.

રૂખી—અલી ગલેફીમાં શું કરવાનું હતું જે તને ગલેફી ન આવડી ?

શશી—આજે મારી નણંદ આવ્યાંતાં તે કહેલું કે ગલેફી કરજે તેને ઠેકાણે મેંતો ખમણી નહિં છેકની ઘઉંચણાનો લોટ નાંખ્યો ને કેવો સારો મશાલો નાંખીને ધમધમાટ ભર્યાં કર્યાં એટલે તો જાણો છોને મારાં નણંદનીતો વાતજ શી ? એતો ઉખળ્યાં ને એતો બહુજ બોલ્યાં ત્યારે મારાથી ન રહેવાયું ત્યારે બોલી. જાણો છોકની કે હું તો ખોટું બોલતીજ નથી ને ખરેખરી વાત કહું છું. જે થયું હોય તે ખાઓ અમને તો તમારા જેવું ક્યાંથી રાંધતા આવડે ને હવે શીખીને શું કામ છે ? બહુ બોલી નકામો કંકાસ ન કરશો હું તો થાકી છું. પછી એ બોલતાં રહ્યાં.

રૂખી—જો તું ન બોલી હતતો કેવું સારૂં ? અમે તેમ છે પણ એતો મોટાં એમના સામું બોલાય તારાથી ? હજાર વીચાર કરીને બોલીએ. બહુ બોલીયે તેમાં સારૂં ન દેખાય.

શશી—વારૂ તમને કહીયે ત્યારે તમે પણ મને કહ્યા કરો છો ને મારો વાંક કહાડો છો. હવે તમને નહિ કહીયે પછી છે કંઈ ? હોય એમજ હોય.

રૂખી—અરે શશી ઘડીઘડીમાં છીંકતે છીંડું ન પાડીયે. આ તો બહુજ ખોટું. હું કહું છું એટલે તો હું ખોટી લાગું છું. પણ એવો સ્વભાવ રાખીયે કે દુશ્મનને પણ વહાલાં લાગીયે. જો એક વખત ભુલ પડે તો બીજી વખત ફરીમે એમાં શું મહિ? આ આપડી પાડોશમાં પેલી સરસતી તેને પુછજે એટલે બધી ખબર પડશે.

શશી—શું તમે મને કહો તો ખરાં શું થયું હતું જે? મને કહોતો ખરાં. (એટલામાં સરસ્વતી આવી.)

રૂખી—અલી શશીય જો આ પેલી સરસતી આવી. પુછ એને કે કેમ થયું હતું જે—

સરસ્વતી—કાકીજીય શું છે, મારે શું કહેવાનું છે?

રૂખી—અરે બીજું શું રસોઇનું. તને રસોઈ કરતાં શી રીતે આવડી એ વાત આને જણવી છે જે તું કહે આને. એને આજે ગલેફી કરતાં ન આવડી એટલે એ ચીડાઈ હતી ત્યારે હું કહું છું કે શાંત સ્વભાવ રાખવો ને ન આવડે તો પુછીને કરવું એમાં શરમ નહિ.

સરસ્વતી—હારતો મને તો મારી મા રોજ કહેતી પણ કહ્યું ન માનતી ને મારી ફીણી ને બધું આવડયું ને હું રહીતી. મારે સાસરે જ્યારે આવીને રસોઈ કરવાની માથે પડી ત્યારે આવડી. પહેલે દહાડે તો એટલું થયું, ગાળોનો વરસાદ મારે માથે વરસ્યો ને મનમાં તો એમ થયું કે જો ધરતી માગ આપે તો હું સમાઈ જાઉં પણ ગમે તેમ થયું પણ મારા સાસુએ પછીથી રોજ સવારમાં પોતાની સાથે નવડાવીને રાંધતા શીખવ્યું. લો બેન એવી દશા થઇતી. જો કે કહેતાં એ શરમ આવે પણ તમનેજ કહું છું.

શશી—હેં સરસતી બેન તમારો સ્વભાવ તો બહુ સારા. મને તો મારાં નણંદે કહ્યું, મેં તો સામા જવાબ દીધા ને હજી તો મનમાં થાય છે કે શું કરૂં. ખરે ગમ તો ખાતાં શીખવુંજ જોઇયે હોં. કહેવત છે કે ન બોલ્યામાં નવ ગુણ. પણ સાળું સ્વભાવ ખરાબ છે એટલે શું કરૂં. પણ રૂખી કાકી આજતો બોલી પણ હવે બોલુંતો જરૂર મને તમે મારજો ને ઠપકો દેજો.

સરસ્વતી—કાકીજીય હું તો કહેવા આવી છું કે હમારી પાડોશમાં પેલો લખમણ ખરો ને એને તમે ઓળખો કે નહિ વારૂ?

રૂખી—હા હા પેલી મોતીનો છોકરો; એ કે બીજો?

સરસ્વતી—હા એજ, તે લખમણ. આ બે મહિના ઉપર એના વીવાહ થયા ને હવે એની વહુ ઘેર આવે છે. પણ તમને શી વાત કહું કે એતો વહુ જબરી છે બા. સાસુ સસરાના સામું તો પાર વગર બોલે છે ને રોજ લડાઈ તો લાગે છે.

રૂખી—હેં હેં શું? કેહતો ખરી શું થયું તે? તું કહેવા આવી છું.

સરસ્વતી—હા. એ લખમણની વહુનું નામતો રતન છે. તે આજે સવારે રાંધ્યું હશે.

તે એના સંસરાયે અટારા આણ્યા ને તે તો એના વરને ખાવું નહિ હોય એટલે કહે છે કે આ કોને માટે કરવું છે? ખાનારનો ખાવાના નથી ને વળી ચાળા શા?

મોતી—બેશ બેશ હવે ખાનારવાળી. તને રાંધવાનુ કહ્યું ત્યારે રાંધવું. વળી બીજી શી પંચાત. અત્યારથી બાયલાવેડા શા.

રતન-ના નકામી મહેનત હું કરવાની નથી ને સમજ્યાંને? એવું એવું છતે અહિં ન પાલવે. તમે તમારાં સાસુને રોજ કનડતાં ને હવે મને દુઃખ તમારે દેવું હશે ખરૂંને? હા એતો હું તમારૂં કશું સાંભળું નહિ. સમજ્યાંને?

મોતી—વહુ, બહુ થયું હોં! લગાર નાનાં મોટાંની શરમ રાખો. બહુ બોલીયે નહિ.

રતન—બહુ સારૂં કર્યું. આવડાં મોટાં થયાંને ઘર માંડતાં તો આવડયુંએ નહિ ને બાયડાની મરજી સાચવતાંએ આવડી નહિ, ને મને શીખામણ દેવા આવ્યાં છે. જુઓ આ તમારા છૈયા કેવા છે? ગમે એવા છે પણ જુઓ કશું બોલે છે? એ પણ આવડવું જોઇએ. આતો શું બાઇને રળવું નહિ ને બાઇને દળવું નહિ

મોતી—તારાથી તારાં સાસુ સસરાને કહેવાય કેમ? સમજતી નથી કે બોલ બોલ કરે છે? તારો બાયડો તો બાયલો છે તે બાયડીના કહ્યામાં રહે છે. બધા એવા હશેને? તારે તો જાણે કોઇ છેજ નહિ. આ બાયડાની રજા લઇને જવું ને આવવું. તારે માથે કોઈ છે મોટું કે તારે કોઇની પરવા હોય? બહુ થયું, તમારૂં ડાપણુ જોયું; એવું જો તારામાં દળવાનું જોર હોય ને તારા બાયડામાં રળવાનુ જોર હોય તો રહો જુદાં, ને કરો તમારૂં પોપણુ. અમે રળ્યા વગર ને દળ્યા વગર ક્યાંથી ખવડાવતાં હઇશું જે? કેમ ઇચ્છાબા બોલતાં નથી?

ઇચ્છા—હાય હાય આ શું? આટલું બધું બોલતાં વહુ શરમાતી નથી? ઠીક, હવેની છોકરીયોતો કંઇ ઓરજ હોય છે. ને છોકરાઓએ પણ એવા કે માબાપ તો કાંઈ નહિં ને બાયડી બોલે તે સાચુ! હવેનો તો જમાનોજ ઓર છે.

રતન—બહુ સારૂં થયું જે. અમારા ઘરની તમારે શી પંચાત? અમે તમારા ઘરની વાતો કરવા આવીયે છીયેજે? અમારી વાતોમાં કોઇએ બોલવું નહિ.

ઇચ્છા—હા બા હા. હવે ઘરમાં જાઓ ને રાંધો ને સંપસંપીને રહો. નકામી લડવાડ ન કરો. હું તો અમસ્તીજ બોલી. વહુ ખોટું ન લગાડીશ. ને મોતી તુ પણ ન બોલીશ. ઘરમાં જાઓ. હોય, હવે તો વહુ કરે તે ખરૂં. વહુનું ઘર થયું. વહુ થયું? તારૂં ઉપરાણું લીધું, હવે છે કંઈ? (એમ કરીને ઘરમાં ગયાં.)

સરસ્વતી—કાકીજી, આ પ્રમાણે રોજ લડવાડ. હાય હાય બા, મારાથી તો લડવાડ સંભળાતીયે નથી. ને એ ડોશી તો એવી છે કે ઘડીકમાં આને કહે ને ઘડીકમાં આને કહે ને લડાઈ સળગાવે, ને કહેશે કે બળ્યું ગમત થશે. આવું છે. હવે તો જાઉં છું, પાણું મારે ઘેર રાંધવું છે અત્યારે.

રૂખી—હે બા સારૂં થયું. અત્યારે તું આવી તો દહાડો ગયો. મારૂં શરીર તો એવું રહેછે કે ખવાતું નથી ને કંઈ જવાતુંએ નથી. શું કરીએ? તને દેખું છું ને તારી મા સાંભરે છે. હશે બા તું જીવતી રહીશ તો તેનું તું નામ છે. પણ ઘડી ઘડી આવતી હોય તો દહાડો જાય. આજ તો તું આવી ને મારી શશીએ આવી; બે જણ આવ્યાં તો દહાડો પુરો થયો. હશે બા આટલાં છો ને જીવતાં રહો એટલે થયું. આટલાં મારી પાસે આવો છો; બીજું કોણ છે.

સરસ્વતી—હું જાઉં છું ત્યારે શશી બેન. આવો છો? આવવું હોય તો ચાલો.

શશી—રૂખી કાકી હું જાઉં છું હવે. રાત પડવા આવી છે; ને વળી આવીશ—ચાલ આ આવું છું.

રૂખી—હા બા, બે જણી આવજો હોં? વળી ઘડી ઘડી આવતાં હોય; તો દહાડો જાય. આવજો.

શશી ને સરસ્વતી બન્ને જાય છે.

શશી—સરસ્વતી બેન તમે આવ્યાં તે સારૂં થયું હોં! આજનો દહાડો ક્યાં ગયો તે જણાયો નહિ. ત્યારે તમારે ત્યાં લડવાડ સાંભળવાની મઝા પડતી હશે ખરૂં?

સરસ્વતી—હા મારે બહુ મઝા પડે છે. પણ પછી બહુ થાય કની એટલે પછી કંટાળીએ. આજે કંટાળીને આવી છું. જુઓ આ ઘરમાં હમેશાં લઢાઇ; ને આ પેલું મારૂં ઘર. લો ત્યારે હું જાઉં છું; કાલે જો તમે જાઓ તો મને બોલાવજો.

શશી—હા બોલાવીશ. બેન આવજો.

**સૌ. નલિની.**

---

# જાપાનની સુંદરીઓ.

પ્રાશાન્ત મહાસાગરમાં કંઇએક દ્વીપ મલીને જાપાન દેશ બનેલો છે. જાપાનનું રાજનગર ટોકીઓ નગર છે; સર્વ દ્વીપ મળી બનેલો તે દેશ આપણા દેશના મદ્રાસ ઇલાકાથી સહજસાજ મોટો છે. તેનો વિસ્તાર ૧૫૦૦૦૦ માઇલ છે. જાપાને કળાકૌશલ્યમાં, વ્યાપારવિદ્યામાં, સામાજીક સુધારણામાં, યુદ્ધકળા તેમજ સમુદ્રયાન વિદ્યામાં આશ્ચર્યકારક ઉન્નતિ કરી છે; આ સઘળી ઉન્નતિ તેણે માત્ર પચાસ કિંવા સાઠ વર્ષમાં કરી દીધી છે. આધુનીક સમયે એશીઆખંડમાં જાપાન મોહું શક્તિવંત મહારાજ્ય ગણાય છે. ત્યાં કળાકૌશલ્ય શીખવાને માટે આ દેશમાંથી પ્રતિવર્ષ કેટલાક યુવકો જવા લાગ્યા છે. ચમત્કારીક તો એ છે કે આંગ્લનિવાસીઓ (અંગ્રેજો) પણ ત્યાં યુદ્ધવિદ્યા શીખવાને જવા લાગ્યા છે.

જાપાનીઓનાં શરીરનો વર્ણ કંઇક પીળાશ રંગ પકડતો લાગે છે. તેમના બાલ કાળા અને સીધા હોય છે. દાઢીના બાલ બહુ વધતા નથી. ગાલની હાડકીઓ ઉંચકાઇ આવેલી હોય એવું માલમ પડે છે. જાપાનીઓ કદમાં ઠીંગણા હોય છે. પુરૂષોની અપેક્ષાએ

એ જાપાની લલનાઓ અધિક સ્વરૂપવતી હોય છે. તેમનો શરીરવર્ણ તદન ગૌર હોય છે. ગાલ કાંઇક લાલીભરેલા દશ્યમાન થાય છે. વદન નાનું અને સુંદર હોઇને શિરપરના કેશગુચ્છ તેઓ અત્યંત ખુબસુરતીથી બાંધે છે. કોકીલસમ તેમની મીઠી વાણી અને વાતચીત કરવાની રીત ખરેખર ચિત્તમાં લોભ ઉત્પંન કરનારી જ છે.

જાપાનીસો ઘણાંજ ઢીલાં કપડાં પહેરે છે. પરંતુ સ્ત્રીઓનાં વસ્ત્ર ચુસ્ત હોય છે. તે બદનો વેંડે ટાઇટ (તંગ) રાખવામાં આવેલ હોય છે. સ્ત્રિઓના ચણીઆની કસ ગુંઠણ સુધી લાંબી લટકતી રહે છે. એક ફુટ ભરીને પોહોળું કપડું કમરથી બાંધીને તેને તેઓ શરીરપર નાંખી લે છે, અને પાછળથી એક મોટી જેવી ગાંઠ મારી લે છે. તેના છેડા નિચેજ લટક્યા કરે છે. તેમનાં ઓઢવાનાં તેમજ પહેરવાના કપડાં એટલાં બધાં હોય છે કે ચાલતી વેળાએ જાપાની સુંદરીઓ જાણે આગળથી ઝુકી રહી હોય એવું દેખાય છે. તેઓ પોતાનાં બાલની ઘણી સેવા કરે છે, અને તેને વિધવિધ રીતિએ અલંકૃત કર્યા કરે છે. કોઇ કોઇના બાલ તો એટલા લાંબા હોય છે કે તે વધીને છેક પગ સુધીની ખબર લે છે. સ્ત્રિઓ બાલના ગુચ્છા વાળીને આગળથી ઉંચા કરી છે; અને પાછળથી તેમને બાંધે છે. અંબોડામાં તેઓ બહુધા પુષ્પ ગુંથી લે છે. ધનવાનોની સ્ત્રિઓ સુવર્ણની પીન વા સોય લગાવીને બાલોનો અંબોડો વાળે છે. કોઇ કોઇ પીન રત્નજડીત હોઇને બહુજ કીંમતી હોય છે. ત્યાં સ્ત્રિઓ પડદો કરતી નથી; પડદા સિવાયજ મોં અને શીર ખુલ્લું રાખીને પણ તેઓ બહાર નીકળે છે. એકવાર શણગાર કરેલા કેશકલાપ આઠ આઠ દશ દશ રોજ સુધી તેવાને તેવાજ રહે છે, વિખરાઇ જતા નથી. સ્ત્રીઓ રાત્રે ગરદનની નીચે એક લાકડાનો તકીઓ રાખીને સુઇ રહે છે. એ તકીઆની પાછળ બાલ લટક્યા કરે છે; આજ કારણસર તેની બનાવટ બગડી જતી નથી.

જાપાની લોકો સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી આપવાના અત્યંત પક્ષપાતી છે. તત્ર સ્ત્રીશિક્ષાનો પ્રચાર અતીશય છે. આ દેશમાં યદિ ૧૦૦ માં ૧ પુત્રી પાઠશાળામાં જતી હશે ત્યારે જાપાનમાં ૧૦૦ માંથી ૨૦ પુત્રીઓ પાઠશાળામાં શિક્ષણ લેતી હોય છે. ત્યાં સ્ત્રિઓમાં પણ અનેક સ્ત્રીઓ કેવી, ચિત્રકાર, અધ્યાપિકા, અને સમ્પાદિકા છે. હજારો ગ્રંથો સ્ત્રીરચીત છે. જેવી રીતે જાપાનમાં પુરૂષો સામાજીક સુધારણા કરવામાં સંકોચ કરતા નથી તેમજ સ્ત્રીઓ પણ લગાર સંકોચ ધરતી નથી. જે પુરાણી રીતીઓ હાનિકારક અથવા નિરર્થક હોય તેનો તેઓ તરતજ ત્યાગ કરે છે. નવી નવી અનુકૂળ રીતીઓનું તેઓ તત્કાળ ગ્રહણ કરી લે છે. જાપાનના મોટા પ્રતિષ્ઠિત પુરૂષો અને અધીકારીઓ પોતપોતાની સ્ત્રીઓની સાથે બહાર નીકળે છે, સભાઓમાં જાય છે, અને હરીવર્ષ (યુરપ) દેશ અથવા અમેરિકાખંડ વાળાઓ સાથે સપત્નિ મળે છે.

જાપાન યદ્યપિ હરિવર્ષનિવાસીની સભ્યતાની પ્રતિદીન નકલ કર્યા જાય છે, તથાપિ ત્યાંની સ્ત્રીઓ સ્વતંત્ર નથી. તેઓ પોતાના પતિનાં કુટુંબીઓનો અત્યંત આદરસત્કાર કરે છે. પતિને તો તેઓ સ્વામી તો શું પણ દેવતા તુલ્ય સમજે છે. આપણા દેશની માફક જાપાનમાં પણ સ્ત્રીઓને હરેક અવસ્થામાં અન્યને આધિન રહેવાની શાસ્ત્રાજ્ઞા છે. બાળ-

પણમાં તેઓ પોતાનાં માબાપની આજ્ઞામાં રહે છે. તેઓ પોતાના પતિની હૃદયથી સેવા કરે છે. પતિ જ્યારે ઘરથી બહાર જાય છે ત્યારે મસ્તક ઝુકાવીને તેને પ્રણામ કરે છે, અને ભોજન સમયે સદા તેની સમીપે જ ઉપસ્થિત રહે છે.

જાપાની છોકરાઓ જ્યારે ઘરથી કહીં બહાર જાય છે અથવા કહીંથી ઘરે આવે છે ત્યારે જતી તેમજ આવતી વેળાએ પોતાની માતા પાસેથી પ્રણામપૂર્વક આજ્ઞા માગે છે. જ્યારે માતા કહીં બહારથી ઘરે આવે છે ત્યારે સર્વ છોકરાં દ્વારપર આવીને શિર નમાવીને તેનું સ્વાગત-સન્માન કરે છે. અસ્તુ.

**શ્રીમતી કમળગૌરી.**

---

# પ્રભુભકિત.

( ગિરધારી રે વાત કહુ છું વિચારોઃ—એ રાગ. )

સુજ્ઞ સખીઓરે પ્રભુ ચરણે ચિત્ત ધરીયે, જેથી લક્ષચોર્યાસી ન ફરીયે;
કરી ભક્તિરે ભાવથી ઇશ્વને યજીયે, દુષ્ટ વાસના ઉરથી ત્યજીયે.
ખડગ ખઈરે ઉપદિષ્ટ મંત્રનું ગ્રહીને, હણો ષડરીદળ સુર થઇને.
ષડરીદળ ઉરથી વિદારોરે,
વ્હેતી વૃતિ હૃદય માંહી ઠારોરે;
જેથી આવે ભવદુઃખનો આરોરે.
શાન્ત થઇરે સ્વરૂપે વૃતિ ધરીયે, જેથી૦ ૧

આત્મસ્વરૂપેરે વૃતિને દઇયે ઠારી, મળે પદ વ્હેની અવિકારી:
નવ વિસરોરે શ્રી સદ્‌ગુરૂને ઉરથી, નિત્ય ભક્તિ કરી તનમનથી;
પ્રેમે પ્રભુના જાપને જાપોરે,
જેથી સમશે ત્રિવિધિ તાપોરે;
હૃદયે ભકિતની છાપ છાપોરે,
અષ્ટ પ્રહરરે પ્રભુનું ધ્યાનજ ધરીયે. જેથી૦ ૨

થઈ યાચક રે પ્રભુ પાસે વ્હેની યાચો, પામી જ્ઞાન હૃદયમાં રાચો,
પ્રભુ પ્રેમેરે ભક્તિ તમારી આપો, અમ અજ્ઞાન ઉરથી કાપો.
અમ અજ્ઞાન ઉરથી કાપોરે,
વિભુ હસ્ત અમ શીર્ષ સ્થાપોરે;
કરી સ્હાય અભયપદ આપોરે.
વિભુ રસનાએરે નામજ આપનું રટીયે. જેથી૦ ૩

અતિ અલ્પજ્ઞ રે છીએ અમે તો દેવા, દુઃખી થઇયે પામર જેવા;
કરી કરૂણા રે કષ્ટ અમારાં કાપો, પ્રભુ બાળ ગણીને સ્થાપો.

તમે તાત શીશુવત જાણોરે,
હૃદયે વરતાવો આપની આણોરે;
અમ દોષ હૃદયથી છાણોરે,
નિત્ય સદ્ગુરૂરે ધ્યાન આપનું ધરીયે. જેથી• ૪

સૌ. સત્યમતી.

---

# વિદ્યાકળા.

## દીવાળીના ખાવાનાની વીગત.

### ઘઉં તથા ઘીથી બનતું.

#### દેતરાં.

દેતરાં કરવાં હોય ત્યારે સફેત ઘઉને ધોઇને ત્હેને જરા તડકે વવડાવવા. ને પછી તેને ઝીણા દળાવવા. તે લોટને લુઘડેવતી ગાળવો એટલે મેંદો નીકળશે. એવો મેંદો બજારમાં પણ મળે છે. શેર મેંદો હોય ત્યારે અછેર ઘીથી મોણ દેવું. અને ત્હેને પુરીની કણકની પેઠે દુધથી બાંધવો. પછી પુરીના જેવડાંજ પણ જરા જાડાં વણવાં ને સ્હેજ પવનમાં વવડાવીને પછી ઘીમાં તળી નાખવાં. એ રીતે દેતરાંની વીગત.

#### શેવઇઓ.

શેવઇઓ પણ મેંદાનીજ થાય. ત્હેનો પણ ઉપર લખ્યા પ્રમાણે મેંદો કાઢવો દોઢ પાશેરીકુ ઘીનું મોણ દેવું. પછી સંચો હોય તો તે, નહી તો ચાળણી ઉપર કણક મુકીને ભાર દઈ ચાળવું એટલે તેની શેવઇઓ પડશે. તેને પણ પવનમાં વવડાવીને ઘીમાં તળી નાખવો. ને પછી ખાંડ નાખીને ખાવો.

#### સંજેરી ઘુઘરા.

સંજેરી ઘુઘરા મેંદાના ને રવાના થાય. ઘઉંનો રવો કઢાવવો ને તેમાં શેર રવો હોય ત્યારે શેર ખાંડ, પાશેર ખસખસ ને પાશેર સુકુ ટોપરૂં, એક જાયફળ ખમણીને નાખવું. તેમજ અડધો તોલો એળચી ખાંડવી. ટોપરાને ખમણીવતી ખમણવું. ખસખસ આખીજ વીણેલી રાખવી. ખાંડ શીવાય ઉપર લખેલી વસ્તુને ઘીમાં શેકવી. પાશેરેકને આશરેં ઘી તપેલામાં મુકીને બધું શેકવું. પછી થાળીમાં શેકાય એટલે ટાઢું પાડી દેવું, બહુ લાલ

ન કરવું. ટાઢુ પડે એટલે ઉપર લખ્યા પ્રમાણે શેર ઝીણી દળેલી ખાંડ તથા એળચી, જાયફળ ભેળવવાં. પછી શેર રવો હોય તો, પુણોશેર મેદો લેવો, ત્હેને પુરીના જેવું માણુ દેવું ને બાંધવું. પણ દુધથી પુરીની પેઠે ને પુરી જેવડી વણી તેમાં ચમચેવતી પેલો રવાનો જે ભુકો હોય તે મુકવો. તેને બે પડ વાળીને નખેવતી કાંગરી પાડવી ને નખે ન આવડે તો દક્ષણી લોકો શેણી રાખે છે તેણે વતી પાડવી. ઉપર પ્રમાણે ઘુઘરા થાય. પુરી બે વણી તેમાં રવો ભરી ગોળ ચારે બાજુએ કાંગરા પાડ્યા હોય તો ત્હેને સંજેરી કહેવાય.

## ચીરફુન્ટા.

ચીરકુન્ટા કરવાનો રીવાજ દક્ષણી લોકોમાં વધારે છે. એ રવાનાં થાય છે. શેર રવો હોય તો અછેર ઘીનું માણુ દઈ ત્હેને દુધથી બાંધવા. ખુબ ખાંડવા. ખાંડી ખાંડીને પાંદડી પડે ને મેદો બાંધ્યો હોય ને જેવી કણુક થાય એટલે આશરે મ્હોટાં લીંબુ જેવડો લુવો લેવો ને ચોખાના ઝીણા લોટથી ત્હેની પાતળી રોટલા જેવડી રોટલી વણવી. એવી ચાર રોટલી વણવી. પછી શેર રવો હોય તો અછેર ચોખાનો લોટ લેવો ને અછેર ઘી લઈ એને પાતળું રોટલી ઉપર ચોપડાય એવું કરવું. પછી જે વણેલી રોટલી હોય ત્હેના ઉપર પ્હેલી એક લઇને ચોપડવી. પછી બીજી મુકવી ને તેને પણ ચોપડવા. એવી રીતે ચારેને ચોપડવી. ને પછી અળવીનાં પાંદડાંના જેવા વીંટા કરીએ તેવા ચપટાએના વીંટા કરવા. ને પછી ત્હેના પતાસાં જેવડા કટકા કરી ઘીમાં તળી નાખવાં. ગળ્યાં કરવાં હોય તો તળ્યા પછી ખાંડ ભભરાવવી. એ રીતે ચીરકુન્ટાની રીત.

## ટોપરાની ઘારી.

લીલું નાળીએર હોય ત્હેને ઝીણી ટોપરાખમણીવતી ખમણવું. એક નાળીએરે અછેર ખાંડ લેવી. ને તેને જરા ઘી મુકીને શેકવું. લચકો થાય પુરણ જેવું એટલે હેઠળ ઉતારી થાળીમાં કાડી નાખવું. એમાં પણ એળચી અડધો તોલો ને અડધું જાયફળ નાખવું. તથા આશરે પાશેરેક માવો નાખવો. સુરતમાં ચણાનો લોટ થોડો શેકીને નાખે છે. જો નાખવો હોય તો તે નાખ્યા પછી મેદાને પુરી જેટલુ ઘીનું માણુ દઇ દુધેથી પુરીના જેવો બાંધવો ને પછી પુરી વણીને તેમાં પુરણ જે ટોપરાંનું કર્યું હોય તે મુકી જાડી જાડી વણી ઘીથી તળી નાંખવી. મ્હોટી કરવી હોય તો કણુકનો લુવો મ્હોટો લઈ મ્હોટી પુરી વણવી ને પુરણ પણ વધારે લેવું. એ રીતે ઘારી કરવી.

## અનારસાં.

અનારસાં ચોખાનાં થાય છે. શેર ચોખા લઈ તેને બે દીવસ પ્હેલાં પાણીમાં પલાળવાં. પછી ત્રીજે દહાડે તેને પવનમાં જરા વતહાવી ખાંડવા. ઝીણા ખાંડી તેમાં અછેર દીલો ગોળ નાંખવો. પછી કેળનું પાણી કે દુધવતી નરમ કરી પુરીના જેવડો લુવો લઈ હાથેવતી થાળીમાં પુરી જેવડી થાય પછી ત્હેના ઉપલા પડ ઉપર ખસખસ દાબવી ને તેને ઘીમાં તળવાં. ખસખસવાળું પડ ઉપર રાખવું. ને તેને ફેરવવાં નહી. લાલ થવા આવે એટલે કહાડી નાખવાં. એ રીતે અનારસાં કરવાં.

૪ થી હાર. ૧ ટાંકો ગુંથ્યા વગર જમણા હાથના સોયામાં લ્યો. ૧૪ ટાંકા સાદા ગુંથો. હારની છેડેના ૬ ટાંકા એમ ને એમ રહેવા દો. ગુંથણ ફેરવો.

૫ મી હાર. ૧ ટાંકો ગુંથ્યા વગર જમણા હાથના સોયામાં લ્યો. ૧૧ ટાંકા સાદા ગુંથો. હારની છેડેના ૬ ટાંકા ગુંથ્યા વગર રહેવા દો. ગુંથણ ફેરવો.

૬ ઠી હાર. ૧ ટાંકો ગુંથ્યા વગર જમણા હાથના સોયામાં લ્યો. ૮ ટાંકા સાદા ગુંથો. હારની છેડેના ૯ ટાંકા ગુંથ્યા વગર રહેવા દો. ગુંથણ ફેરવો.

૭ મી હાર. ૧ ટાંકો ગુંથ્યા વગરે જમણા હાથના સોયામાં લ્યો. ૫ ટાંકા સાદા ગુંથો હારની છેડેના ૯ ટાંકા ગુંથ્યા વગર રહેવા દો. ગુંથણ ફેરવો.

૮ મી હાર. ૧ ટાંકો ગુંથ્યા વગર જમણા હાથના સોયામાં લ્યો. ૨ ટાંકા સાદા ગુંથો. હારની છેડેના ૧૨ ટાંકા ગુંથ્યા વગર રહેવા દો. ગુંથણ ફેરવો.

૯ મી હાર. ૧ ટાંકો ગુંથ્યા વગર જમણા હાથના સોયામાં લ્યો. ૨ ટાંકા સાદા ગુંથો બાકીના બધા ટાંકા સાદા ગુંથી જાઓ.

૧૦ મી હાર. બધા ટાંકા સાદા ગુંથી જાઓ. આથી પટો પડશે. હવે ધોળુ ઉન સંધાડો અને ત્હેની બે હાર સાદી ગુંથી જાઓ. આ બે હારથી લીટી પડશે. પાછુ ખાખી ઉન સંધાડો, અને ઉપર બતાવેલી ૧૦ હારો ફરી ગુંથી જાઓ. આ પ્રમાણે દરેક પટાની વચમાં એક ધોળા ઉનથી લીટી પાડવી. એવા આઠ પટા અને આઠ લીટી પડે પછી ટાંકા બંધ કરો. આ દડાનો આકાર ગોળ કોથળી જેવો થશે ત્હેને અવળો કરી બરોબર ટાંકા મેળવી તેજ રંગના ઉનથી શીવી લ્યો અને ઉપરનો ખુણો ઉઘાડો રાખો. પછી સવળો કરી નાંખો અને ત્હેમાં રૂ બરોબર કઠણ અને ગોળ થાય તેમ બરી ઉપરનો ખુણો લીટી મેળવી શીવી લ્યો.

ઉપર બતાવેલા ઉનના રંગ સાધારણ રીતે બતાવેલા છે. બનાવનારે પોતાની પસંદગી પ્રમાણે ઉનના રંગ નાંખવા.

સૌ. સુબુદ્ધિ.

---

## પુરૂષો માટે ટોપી ગુંથવાની રીત.

આ ટોપી ઠંડીમાં અને મુસાફરીમાં બહુ ઉપયોગી છે. ગળા તથા કાનને ઢાંકીને ગરમી આપે છે. ગુંથવા માટે જોઇતી ચીજો. કાળુ, કથઈ અગર પોતાને મન પસંદ રંગનું ઉન લેવું, પણ બનતા સુધી મેલખાઉ હોય તો સારૂ. આશરે ચાર આઉંસ ઉન લેવું તથા લોખંડના સોયા નંબર ૧૩ ના લેવા. નંબર પ્રમાણેના સોયા નહોય તો સાધારણ ગલપટો વિગેરે ગુંથવાના સોયાથી પણ ગુંથાય છે.

# જ્ઞાનસુગન્ધ.

" સ્વરૂપની ભાવના સેવતાં વૃત્તિના ઉદ્‌ગાર. "

( નિજ સ્વરૂપે જેની વૃત્તિ શમી છે—એ લય. )

મન મારૂં જ્યારે જ્યાં ત્યાં સ્વરૂપ નિહાળે,
સ્વરૂપ નિહાળે ત્યારે અન્ય ન ભાળે—મન. ૧
રાગ દ્વેષાદિ ઉપજે નહીં જ્યાર હું સ્વરૂપે લીન,
આવે વિકટ પ્રસંગ તો પણ વૃત્તિ થાય ન ખિન્ન—મન. ૨
શાન્તિ, પ્રેમ, ઔદાર્ય પ્રકટે, નહિં ભય દુઃખ,
નિશદિન શાન્તિ હૃદયે વ્યાપે, સર્વત્ર ભાસતું સુખ—મન. ૩
સર્વ સ્થળમાં, સર્વ દૃષ્યે, જોઉં પદા ચૈતન્ય,
વિવર્ત સતસ્વરૂપે જણાતાં, લેખું મુજને અનન્ય—મન. ૪
સર્વ પ્રતિ સમભાવ સજ્યાથી, થાય નહીં કદી કલેશ,
ઉરમાં નિર્ભય થઇને વિચરૂં, શોક ન હૃદયે લેશ—મન. ૫
સ્વરૂપે વૃત્તિઓ શમાવી, જોઉં નૃહરિ સઉ ઠામ,
નૃહરિ પ્રભુથી અભિન્ન થઇને, થઈ રહું પૂર્ણ કામ—મન. ૬

એકાદશ સદુપદેશ શ્રેણી. પાનું ૪૩-૪૪. જે. દેવી.

---

## વિનતિ.

અમારા સુજ્ઞ બન્ધુ અને ભગિની લેખકોને વિનતિ છે કે તેઓએ પોતાના લેખ સારા અક્ષરથી, સ્હમજી શકાય તેવા અર્થવાળાં, અને કાગળની એક જ બાજુએ લખવા. નાપસંદ થયેલા લેખો પાછા મોકલવા બંધાતા નથી.

---

## સ્વીકાર.

નીચેના ગ્રંથો અમે ઉપકાર સાથે સ્વીકારીએ છીએ.

**લીલાવતી જીવનકલા** રા. રા. ગોવર્ધનરામ માધવરામ બી. એ. એલ. એલ. બી, કૃત.
**મુક્તસ્વરૂપ લલ્લુભાઇ ગોવર્ધનદાસની જગત લીલા.** કર્તા રા. રા ચંદુલાલ લલુભાઈ

---

*Registered No. B. 436.*

# સુન્દરી સુબોધ.

વર્ષ ૩ જું] ઈ. સ. ૧૯૦૬ ફેબ્રુઆરી—માઘ વિ. સં. ૧૯૬૨. [અંક ૬ ઠો.

## ज्ञानसुगन्ध.

---

### रसिकरमणी.

रजकणमांथी रत्न बनावे रसिक चतुर रमणी:
धन्य गृहिणी जे करे जीवननी सरल रहेणी करणी:
मनहर वशकरणी हसवती फरकरती हरिणी:
प्रणय-चेतने करे मदुली वीजळी समी उजळी:
रळे कणसलां रंक हृदय-माणि कइ रखडी रझळी:
स्पर्श थकी पंचामृत करती रसायणी रसिली:
जननी भगिनीनुं भान भुलावे अजय अमी झरणी:
हर न्हाने हैयाने हलवुं करे रमुजी रमणी:

ललितरवस्मिल.

---

# કાવ્યકુંજ.



## માતા અને બાળક.

### ૧ ચાંદાની માગણી.

માડીને મન હરખ ન માય,
બાળક ખેલે ખોળા માંહ્ય;
કુમળું બાળક વિમળું રમે,
મલકતી માડીને શું ગમે!

ગાતો ચાંદો રમતો ફરે,
બાળક સામે જોયા કરે;
ગાલે મધુરૂં બાળક હસે,
સ્મિત શું માડીને સુખ વસે!

"મા! મા! ચાંદાને બોલાવ,
"મુજશું રમવાને તેડાવ,
"તારલિયાં સંગે તે ભમે;
"મ્હારી સાથે શું નહિં રમે!

"જો, જો, મા ચાંદો શો હસે,
"સાંભળ્યું મ્હારૂં બોલ્યું હશે?"
કાલું કાલું બાળક વદે,
માડીમન ઊમળકા વધે.

"મા! મા! જોને ચાંદો વળી,
"મ્હારા સામું જુવે લળી!
"લે, લે, ચાંદા ઘુઘરો લે,
"આવને આપણ રમિયે બે.

" ધીમાં ધીમાં પગલાં ભરી,
" શું ચાંદો જાયે ઘર ભણી?
" હેં! મા, એનું ઘર કયાં હશે,
" શેનાથી એ રમતો હશે?

" મા! ચાંદો રાતે કયમ રમે?
" સૂર્ય-તાતથી શું તે ડરે?
" જયારે જયારે દા'ડે રમે,
" વ્હીલે મો'ડે કેવો રડે!

" માડી એને તું બોલાવ,
" મને ઘડી રમવાનો ભાવ, "
માતા ખોળે બાળક રમે,
ચુમતી માતાને શું ગમે!

૨.

માનો ચંદ્રમા.

ભાઈ! ચાંદલિયાનું કામ શું ત્હારે, ચાંદલિયો તૂં છે;
બાપુ! ચાંદલિયાનું કામશું મ્હારે ચાંદલિયો તૂં છે;
વ્યોમ-ચાંદલિયો વધતો ઘટતો ખાંડને ખૂંપણ વાળો;
નિર્મળ મ્હારો ચાંદલિયો તૂં રોજ વધે રઢિયાળો.
અજબ ચાંદલિયો તૂં છે. ભાઈ!-૦

નભ-ચાંદલિયો નીંદથી ઉઠતાં નયનાં રોષે રાખે;
રસિયો મ્હારો ચાંદલિયો તૂં મૂખે મલકતો જાગે.
મીઠો ચાંદલિયો તૂ છે. ભાઈ!-૦

રૂસણું હસણું વ્યોમ વાળાને, પંદર પંદર દીને,
વાંકુ વ્હાલા તને કો'દી પડે નહીં, સદાય સીધો દીઠે.
રૂડો ચાંદલિયો તૂ છે. ભાઈ!-૦

દીનમણિ કને દાન લઈ પેલો અવર આથે રાચે,
ચતુર ચપલ ચાંદલિયો તૂં, ત્હારે એવું નવ થાયે.
ખરો ચાંદલિયો તૂં છે. ભાઈ!-૦

વસન્તવિનોદી.
( શિશુમણ્ડળ )

# ગૃહધર્મ.

## સ્ત્રીઓના સનાતન ધર્મ.

( ગયા અંકથી ચાલુ. )

પતીવ્રત ધર્મનો પ્રભાવ કેટલો છે તેનો એક સાધારણ દાખલો મેં એક ઠેકાણે વાંચ્યો છે કે કોઈ ઋષી પુર્વે મહાન ઉગ્ર તપ આદરતા. તેનો પૂર્ણ પ્રભાવ થઈ રહેલો જાણી મમાપ્તી કરી, પણ તેને એમ લાગ્યું કે જોઉં મારા તપનો પ્રભાવ કેવો છે? હવે તે ઋષીનુ તપ એટલું સબળ થએલું કે નજર ઉંચી કરી જો ઉગ્ર દ્રષ્ટિથી કોઇ સામું જૂવે કે તે પ્રાણી બળીને ભસ્મ થઈ જાય. આવું તપ થએલું છતાં પોતાની ખાત્રી કરવા તે મહાન ઋષીએ પોતાની ખાત્રી કરવા ક્રોધ યુક્ત નેત્રથી જે વૃક્ષના નીચે બેઠા હતા તેના ઉપર દ્રષ્ટિ નાખી. તરતજ એક પોપટી કે જે ત્યાં પોતાનાં બચ્ચાં સાથે માળો બાંધી રહેલી હતી તે તમર ખાઇ ઋષીના પગ પાસે પડી અને બળી ભસ્મ થઈ. ગઈ ઋષીવર તો આ જોઇ ખેદ પામ્યા પણ બની ન બની કેમ થાય એટલે તેઓ તે ભુલી ગયા, અને ફરતાં ફરતાં અનેક સ્થળો અને દેશ દેશાવરો ફરી પોતાના આશ્રમે જવા નીકળ્યા. તેમાં રસ્તામાં જ્યાં અનુકુળ સ્થાન લાગે ત્યાં ભીક્ષા માગી ઉદર નીરવાહ કરતા, તેમ ફરતાં ફરતાં એક વખત એક સુપાત્ર બ્રાહ્મણને ત્યાં "ભીક્ષાંન દેહી" એમ કરી ઉભા રહ્યા. બ્રાહ્મણની સ્ત્રી પતીવ્રતા સાધવી હતી અને તેને પતીવ્રત શીવાય બીજી કંઇ ખબર નહોતી. પોતાના પતીને ઇષ્ટ દેવતા ગણીને હમેશાં તેની પુજા કરતી, ભોજન કરાવતી, અને અખંડ ભાવ તેનામાંજ રાખી પતીમયજ બની રહી હતી. હવે ઉપર જણાવેલા ઋષિ પોતાના ગૃહ પાસે આવી ભીક્ષા માગે છે ત્યારે તે સ્ત્રી પોતાના પતીને પ્રેમથી કરેલી સ્વાદદાર રસોઇ પ્રેમથી આગ્રહ પુર્વક પીરસતી હતી; ત્યારે તે કાર્ય મુકી પતીને ખોટી કરી અતીથીને દાન આપવા કેમ જવાય! કારણ તેમ કરવાથી પોતાના અખંડ તપમાં ન્યુનતા આવે. છેવટ નીશ્ચય કર્યો કે ભલે થોડીવાર ઉભા રહે, મારા પતી પ્રસાદ લઇ રહેશે એટલે ભીક્ષા આપીશ. આવા વીચારથી તે સ્ત્રી જ્યારે તેનો પતી યથારથીત ભોજન કરી રહ્યા ત્યારે તેને મુખવાસ વીગેરે આપી હાથમાં શક્તી અનુસાર અન્ન દાન આપવા જ્યાં ઋષી ઉભા હતા ત્યાં આવી. તપના બળે ગરવીષ્ટ થએલા તે ઋષિ ક્ષમતા ભુલી ગયા, અને પોતાને ઘણો સમય ખોટી રહેવું પડયું તે માટે રોમ રોમ ક્રોધ યુક્ત થઈ ગયા, અને એક પોપટીને બાળી જે પશ્ચાતાપ ઘડી પહેલાં કર્યો હતો તે ભુલી જઇ તેવાજ ક્રોધયુક્ત નેત્રથી તે સ્ત્રીના સામું જોઇ બોલ્યા 'અરે એ સ્ત્રી! મહાત્મા પુરૂષને ખોટી કર્યા માટે તને શ્રાપ આપીશ!' એવાં તેમના વચન સાંભળી જે પતીવ્રતના પ્રભાવથી દીપી નીકળી છે એવી એ સતી હાથ જોડી બોલી મહારાજ સાધુ જનને ક્રોધ ઘટતો નથી. આમ આટલો ક્રોધ કરી આવી ક્રોધીષ્ટ દ્રષ્ટીથી શા માટે મારા સામું જુઓ

છો? હું પેલી જંગલમાંની પામર પોપટી નથી કે તમારા નેત્રના તેજે બળી ભસ્મ થઇ જાઇશ. માટે ક્ષમતા સજો.' ઉપલી સ્ત્રીના શબ્દ સાંભળી ઋષી તો આશ્ચર્યને વિસ્મયતાથી તેના સામું જોઇ રહ્યા અને વીચાર્યું કે અરે મારા જન્મથી મેં આજ સુધી આવું મહાન ઉગ્રતપ કર્યું તો પણ આ શક્તી-કે જેથી બાઇએ મેં જંગલમાં બાળેલી પોપટીની વાત જાણી તેવી જાણવાની શક્તી-ન આવી ત્યારે મારૂં તપ તે મહાન તપકેમ ગણાય? આવો સંશય થતાં તેણે તે સ્ત્રીને પુછ્યું 'હે સતી સ્ત્રી મને કહે કે તેં કયું તપ કર્યું કે તને આવું જ્ઞાન પ્રાપ્ત થયું? તેં કયું દાન કર્યું કે તને આવી શક્તી પ્રાપ્ત થઈ? તેં કયું સાધન કર્યું કે તને જે મહાન મુનીવર ન જાણે તે જાણવાની કળા આવડી? હે સતી કૃપા કરી મને કહે.' આ સાંભળી તે સ્ત્રી બોલી મહારાજ અમો સ્ત્રી જાતિને માટે સતશાસ્ત્રોએ કયું તપ અને કયું સાધન સાધવા ફરમાવેલું છે એ શું આપ નથી જાણતા તે મને પુછો છો? ભલે તમારી ઇચ્છા મારા મુખથી જાણવાની છે તો હું કહુંછું કે આ દેહથી બીજું કોઈ પણ તપ કર્યું નથી પણ સ્ત્રીનું અખંડ તપ જે પતીવ્રત તે ગૃહણ કર્યું છે; વળી મેં કોઈ સાધના સાધી નથી પણ સ્ત્રીનું ભુષણ જે શીયળ તેને સાચવવાની સાધના સાધી છે; અને ક્રીયા કોઈ પણ કરી નથી પણ શાસ્ત્રની ફરમાવેલી પતીસેવા એજ ક્રીયા મારી દેહ પાસે મન વચન અને કર્મથી કરાવું છું. એ શીવાય બીજો ધર્મ બીજી સાધના અને બીજું તપ એ સર્વસ્વ હું જાણતી નથી, સમજતી નથી, અને ઓળખતી પણ નથી; અને મારા ઉપલા તપથીજ મને ત્રીકાળ જ્ઞાન પ્રાપ્ત થયું છે, અને તેના પ્રભાવે મેં તમોએ જંગલમાં બાળેલી પોપટીની વાત જાણી. મહારાજ ભીક્ષા લ્યો.' ઉપલા તે સતી સ્ત્રીના શબ્દ સાંભળી તે ઋષી દંડવતપ્રણામ કરી તે સ્ત્રીના ચરણમાં પડયા અને બોલ્યા કે 'હે કલ્યાણી, હે દેવી, આજે તેં મારૂં અભીમાન તોડયું. આટલા વર્ષ કરેલા તપનું ફળ આજેજ તેં પ્રત્યક્ષ કરી બતાવ્યું. હું તપ કરવા છતાં ગરવીષ્ટ બની સમજતો કે અમારા જેવું તપ કરનાર બીજું કોઇ નથી અને તેવું સામર્થ પણ અન્યમાં નથી. પણ આજે મારી ખાત્રી થાય છે કે પતીવ્રત તપ, જે આદરનારી સ્ત્રી મનુષ્ય તો શું પણ દેવાદીકને પણ વંદનીય છે, તે તપના બળ જેવું એકે તપમાં બળ નથી. માટે હે સાધવી! હે માતા! મારો અપરાધ ક્ષમા કર અને દયા દ્રષ્ટીથી મારા સામું જો; આવી રીતે તે મહાત્મા ફરી ફરી તે સતી સ્ત્રીના ચરણમાં પડી પોતાના અપરાધની ક્ષમા માગતા પોતાના મારગે ગયા, અને બ્રાહ્મણી સતી પોતાના કાર્યમાં નીમગ્ન થઇ. અહા! પતીવ્રતનો કેટલો પ્રભાવ. એ ઉપલી કથાથી સીદ્ધ થાય છે. માટે સ્ત્રીનો જે પતીવ્રત ધર્મ એ દરેક ખરી આર્ય બહેનોએ સમજી સદાચરણથી ચાલી પોતાનું સ્ત્રીતેજ પ્રકાશમાં મુકવા પ્રયત્નશીલ થવું. આપણે સ્ત્રી ખરાં, પણ જ્યારે આપણામાં સ્ત્રીત્વ આવે અને તેનો પ્રકાશ પાડીએ ત્યારે તે જન્મનું સાફલ્ય સમજવું. ખાવું, પીવું, પહેરવું, ઓઢવું, મહાલવું, ફરવું, હરવું, એ વીષયિક તુચ્છ વાસના જેમ બને તેમ પ્રતીદીન ઘટાડતા જવી અને જેનાથી આ જન્મ અને પરલોક વીશે પણ કીર્તી મળે તેવા ઉત્તમ સદ્ગુણો જ વધારવાની ખરી અંતઃકરણની વાસના રાખવી. અને તેવી વાસના રાખી તે મેળવવા પ્રયત્ન કરશું તો જરૂર તે શ્રી પરમાત્મા આપણી ઇચ્છા પાર પાડશે. અસ્તુ.

( સંપૂર્ણ. )

સૌ૦ ત્રિભુવનતનયા.

# ગૃહવ્યવસ્થા અને પ્રજાસુખ.

એક વિદ્વાન સન્મિત્ર તરફથી મળેલું.

( ડીસેમ્બરના અંકના ૮૧ મા પાનાથી ચાલુ. )

*અત્યારે હું ફક્ત આ દુનીઆંનીજ વાત કરૂંછું. આપણા સહવાસમાં આવનારાઓને શીખવવાના, મદદ કરવાના અને સારી અસર કરવાના જે જે પ્રસંગોનો આપણે લાભ ન લીધો હોય તે ઉપરથી આપણા ઉપર જે આક્ષેપ આવે છે તે વીશે અત્યારે વિવેચન નથી કરવાનું. તેમજ સર્વેથી વધારે અગત્યનો સવાલ—છોકરાંની માવજત–તે ઉપર પણ કશું કહેવાનું નથી. વચલા અને ઉચ્ચ વર્ગની સ્ત્રીઓમાંથી પોતાની સ્ત્રીનોકરો થોડા દીવસ રજા ઉપર જાય તો તેમના વગર અટકી પડે એવી કેટલી નીકળશે ? કેટલી સ્ત્રીઓને બચ્ચાંને નવડાવતાં આવડે છે ? અગર એકદમ માંદાં પડે તો શા ઈલાજ લેવા તે આવડે છે? માંદા માણસના ઓરડા ચોખ્ખા અને ખુલ્લી હવા અને અજવાળાવાળા રાખવા એ કેટલાં સમજે છે? આપણી કાલેજો અને નિશાળોમાં જઈ જોઇએ તો છોકરાઓનો દેખાવ જોઈ કોણ આશ્ચર્ય નહીં પામે ? તેમને હરીફાઈની રમતગમતમાં ભાગ લેતા જોઈ કઈ માતા મગરૂર થઈ શકશે? તેમાંના કેટલા હાંફતા નથી ? કેટલા વિકાસ પામેલી છાતીવાળા, ટટાર ઉભા રહેનારા અને ચસ્માં વગરના હોય છે?

નવરાશના વખતવાળી સ્ત્રીઓ શું કરે છે? તેમાંની વધારે શક્તિવાળી કોઈ કોઈ કમીટીઓમાં હોય છે; કેટલીક લખવાનું કામ કરે છે, અથવા તો એકાદી "કળા"નું કામ કરે છે. અને તેઓ ગર્વની સાથે કહે છે કે "ગૃહવ્યવસ્થાની માથાકુટ તેઓ કરી શકે નહીં." ઓછી શકિતવાળી સ્ત્રીઓ થોડું ઘણું વાંચે છે, જુજ સખાવતનું કામ માથે લે છે અથવા માંહોમાંહે મળી વખત ગાળે છે. મારા કહેવાનો ઉંધો અર્થ થાય એમ ન થવું જોઇએ. જેમનામાં ખરેખરી શક્તિ છે તેમને માટે મ્હારી ટીકાઓ નથી. કોઈ પણ સ્ત્રી ખરેખરી કોઈ બાબતમાં કળાવાન હોય અને તે કળા જનસમાજને ફાયદો કરનારી હોય તો બેશક તેણે તેમાં મચ્યા રહેવુંજ જોઇએ.—પરંતુ તે સાથે તેને કુટુંબની સંભાળ રાખવાની ફરજ ન હોય તોજ. જો કે તે એક મ્હોટા કવિની બરાબરી કરે એવી શકિતવાળી હોય છતાં–કુટુંબની વ્યવસ્થા એ તેની પ્રથમ ફરજ છે.

જે સ્ત્રીઓ સારૂં લખી શકે છે, રસમય કવિતા બનાવી શકે છે, સુંદર ચિત્રો કાઢી શકે છે, તેઓ પણ કબુલ કરે છે કે તેમની સ્વાભાવિક ફરજો વધારે અગત્યની છે અને પોતાની જીંદગીમાં પણ એવોજ આચાર રાખે છે.

---

*"ધી નાઈન્ટીન્થ સેન્ચરી એન્ડ આફ્ટર" નામના અંગ્રેજી માસિકના ૧૯૦૫ ના ઓગસ્ટના અંકમાં પ્રકટ થયેલા 'ક્લેરા જેકસન' નામની એક અંગ્રેજ વિદુષી સન્નારીના લેખ ઉપરથી. આમાં દર્શાવાયલા વિચારો અંગ્રેજ પ્રજાને લગતા છે.–લેખક.

કસરત કરવાના ફાયદા હું કબુલ કરૂંછું. તેથી શરીર સુધરે છે અને તંદુરસ્ત રહે છે. સ્ત્રીઓની બાબતમાં તો ઘણુંજ ફાયદાકારક છે—કારણ તે સિવાય તેઓ બેઠાંખાઉ થઇ જાય છે પરંતુ તે એક સાધન જ છે એટલું યાદ રાખવું જોઇએ. દરરોજ બે કલાક ખુલ્લી હવામાં ફરવા ફરવાનો મહાવરો રાખવામાં આવે તો તેથી ઘરના કામકાજમાં તેમજ છોકરાંની માવજતમાં બીલકુલ અડચણ આવવા સંભવ નથી.

કોઈ એક સરકારી નોકર, જો તે ચઢતા દરજ્જાનો મોટો અમલદાર ન હોય—અને દીવસનો અડધો ભાગ રમતો રમવામાં ગાળે તો કેટલા દીવસ નભી શકે? તેવીજ રીતે પુરૂષ કુટુંબ માટે મહેનત કરી ભરણપોષણનાં સાધન એકઠાં કરે અને સ્ત્રી રમતો રમવામાં વખત ગુમાવે તો આ સ્થિતિ કેટલા દિવસ ટકે?

સ્ત્રીઓ જો પોતાનાં કુટુંબોને સુખી કરવાની ઇચ્છા રાખે અને તે પ્રમાણે પ્રયત્ન કરે તો તેમનો વખત કયાં જાય છે તે ખબર પણ ન પડે.

સારી પત્ની અથવા સારી માતા થવું ઘણુંજ મુશ્કેલ છે. તે એટલું બધું કઠણ છે કે સ્ત્રીઓ ફક્ત તે જાણી શકે અને તેને માટે જોઇતો પ્રયત્ન કરે તો થોડી વીશીઓમાં દુનીઆં સ્વર્ગ સમાન થાય. આપણી આસપાસ સર્વ ઠેકાણે જે દુઃખ નજરે પડે છે તે ઉપર વિચાર કરતાં જણાશે કે તેનો ઘણો ભાગ સ્ત્રીઓના દુષ્ટ કૃત્ય ઉપર આધાર નથી રાખતો પરંતુ તેમના અત્યંત અજ્ઞાનનુંજ પરિણામ છે. તો પછી આ હાલતનો ઉપાય શો? ફક્ત એકજ છે. આપણી સ્ત્રીઓને શીખવવું જોઇએ કે ઘરવ્યવસ્થા રાખવી, છોકરાંને ઉચિત કેળવણી આપવી, એ એક બોજા રૂપ નથી, તેમની અધમતા સુચવતું નથી, પણ તેમનું પોતાનું કર્તવ્ય છે, અને તે કર્તવ્ય પૂર્ણ કરવાનું છે. તે કર્તવ્ય પૂર્ણ કર્યા સિવાય તેમને બીજાં કોઈ કામ કરવાનો (સભાઓમાં, કસરતશાળાઓમાં જવું, રમત ગમતોમાં ભાગ લેવો, સાહિત્યકળામાં મશગુલ થવું વગેરેનો) અવકાશજ નથી. સારી **ગૃહિણીએ** આ સઘળું તજી દેવું એમ કહેવાનો આશય નથી. આ બંને બાબતોમાં નિપુણતા મળવી સંભવે છે. પરંતુ ગૃહવ્યવસ્થાના વિષયને પ્રથમ સ્થાન અપાવું જોઇએ.

કોઈ એમ કહેશે કે મારૂં ઘર વ્યવસ્થિત છે. મારી બાબતમાં અમુક ધોરણ છે. તો મારો જવાબ એટલોજ છે કે તમારી પોતાની બાબદમાં જોઇએ તેવું હશે પણ સાધારણ રીતે એજ સમાજમાં એવું સામાન્ય ધોરણ છે કે શી રીતે? જો એવું હોય તો હાલ આટલાં બધાં લગ્નો નિષ્ફળ કેમ નિવડે છે? કુટુંબો સુખી કેમ નથી? સારા ચાકરો કેમ મળતા નથી; અને જે મળે તે સારા કેળવાયેલા કેમ નથી હોતા?

"માતા અને પુત્રીશિક્ષા"નો સવાલ—જો માતા પોતાની પુત્રીઓ ન્હાનપણથીજ પોતાની સાથે રાખી ઘરકામમાં કેળવે અને યોગ્ય શિક્ષણ આપે—તો ઘણોજ સહેલો થઇ શકે એવો છે. ઉમ્મર થઈ ગયા પછી તેમનું વર્તન સુધારવું અશક્ય છે. જે કામ તેને પાછળથી કરવાનું છે તે માતાએ બાળપણમાંજ શીખવવું જોઇએ.

એક સબળ પ્રજા થવા સારૂ તેના દરેક અવયવ તરફથી કેટલું કામ અને સ્વાર્પણની જરૂર છે! એક સાંચામાં અડધાં ચક્ર બરાબર ચાલે અને અડધાં બંધ રહે તો સાંચા કામ અટકી પડે તેવી રીતે સ્ત્રીઓ જો પોતાનું કર્તવ્ય ન કરે તો પુરૂષો પણ પોતાનું કર્તવ્ય શી રીતે બરાબર રીતે પૂર્ણ કરી શકે?

પુત્રીઓ સમજી શકે કે તેઓ માત્ર ભવિષ્યની પ્રજાની માતાઓ નથી પરંતુ પુરૂષોના દરરોજના કર્તવ્યની પેઠે તેમને પોતાનુ કર્તવ્ય પણ પૂર્ણ કરવાનું છે–એવું ધોરણ સ્ત્રીશિક્ષણનું બાંધવું જોઇએ.

ટુંકામાં એટલુંજ કહેવાનું છે કે–પ્રજા રોગગ્રસ્ત છે. દરેક માણસ નવું નવું ઔષધ બતાવે છે. અનુભવ બતાવે છે કે ઔષધ નિષ્ફળ થાય છે.

દરદીની બાબતમાં જેમ ફક્ત છેવટના બે રસ્તા–કરી અને શસ્ત્રક્રિયા–ઉઘાડા હોય છે તેમ આ વિષયમાં પણ છે. ઈશ્વર આપણને શસ્ત્રક્રિયાનો અનુભવ ન કરાવે એજ પ્રાર્થના છે. અને કરી પાળવા રૂપ સ્ત્રીશિક્ષણનું ધોરણ બદલવાને સામર્થ્ય આપે એ સવિનય માગણી છે.

(સંપૂર્ણ.)

——:o:——

# વાર્તાલહરી.



## 'ના, મ્હારે ત્હમારી દેવી નથી બનવું.*

આઠ વર્ષની ઉમરમાં મ્હારૂં લગ્ન થઈ ગયું હતું. મનપસંદ પતિ મેળવવા માટે છોકરીઓ ઘણું ખરૂં શિવનું પૂજન કરે છે. મ્હેં પણ કર્યું હતું. પરન્તુ પૂર્વજન્મના પાપથી મન માન્યો પતિ મળવા છતાં પણ મ્હને પુરૂં સુખ ન મળ્યું. ભગવાન ત્રિલોચને મ્હારા બન્ને લોચનો લઈ લીધાં. જીવનના અન્તકાલ સુધી મ્હારા સ્વામીને આંખભર જોવાનું સૌભાગ્ય ત્હેમણે મ્હને ન આપ્યું.

બાલ્યાવસ્થામાંથીજ મ્હારી અગ્નિપરીક્ષા આરંભ થઈ. સોળ વર્ષ પુરા થતાં ન થતામાં તો મ્હેં એક મરેલા બાળકને જન્મ આપ્યો. હું પોતે પણ મરતાં મરતાંજ બચી.

* રવીન્દ્રનાથ ટાગોરની એક વાર્તાનો અનુવાદ.

જેના કર્મમાં આખી જીંદગી દુઃખજ ભોગવવાનું લખાયલું છે તે મરે કયેમ? જે દીપક બળવાનોજ છે, ત્હેનું તેલ ખુટતું નથી. આખી રાત બળ્યા પછીજ ત્હેને શાન્તિ મળે છે.

હું બચી તો ગઈ, પરન્તુ શરીરની અશક્તિ માનસિક ક્લેશ અથવા તો બીજા કોઈ કારણોને લીધે મ્હારી આંખ્યમાં પીડા થવા લાગી.

મ્હારા પતિ એ સમયે દાક્તરના કામનો અભ્યાસ કરતા હતા. નવી વિદ્યાના ઉત્સાહને લીધે, ઉપાય કરવાનો પ્રસંગ મળેલો જોઈ તે ઘણા ખુશી થયા. એ પોતેજ મ્હારી ચિકિત્સા કરવા લાગ્યા.

દીએરજી પણ એજ વર્ષમાં વકીલાતની પરીક્ષા પાસ કરવાને માટે કોલેજમાં અભ્યાસ કરતા હતા. ત્હેમણે એક દિવસ આવીને મ્હારા પતિને કહ્યું "ત્હમે આ શું કરી રહ્યા છો? ભાભીની આંખ્યોનો નાશ કરવાનો ધંધો લઈ બેઠા છો!! કોઈ સારા દાક્તરને બોલાવીને બતાવો."

સ્વામીએ કહ્યું:—"કોઈ સારો દાકતર આવી નવો ઉપાય શો કરશે? દવાઓ તો બધી એની એ જાણીતીજ છેજને!"

દીએરજીએ કાંઇક નારાજ થઇને કહ્યું:—"ત્હારે તો ત્હમારામાં અને ત્હમારી કોલેજના પ્રીન્સીપાલ (અધ્યક્ષ) સાહેબમાં કાંઈ અન્તર નથી."

સ્વામી બોલ્યા:—"તું કાયદો ભણે છે. દાકતરના કામમાં શું સમજે? પરણીશ અને બૈરીની તરફથી મીલ્કતનો કોઈ મુકદમો લડીશ ત્હારે મ્હારી સલાહ પુછવા આવીશ કે?"

હું મનમાં વિચાર કરવા લાગી કે 'આ બન્ને એક બીજા સાથે લ્હડી મરશે. અને મારી જઇશ હું. બન્ને તરફથી મ્હારા ભોગ છે.' વળી વિચાર આવ્યો કે 'પિતાના ઘરમાંથી જ્હારે મ્હારૂં દાન કરવામાં આવ્યું છે, ત્હારે દીએરજીએ મ્હારે માટે આ તકરાર શું કામ કરવી? મ્હારૂં સુખ દુઃખ, રોગ આરોગ્ય, એ સર્વે પતિનાજ હાથમાં છે.'

એ દિવસે આ ન્હાની શી આંખ્યોની પીડાને માટે દીએરજી અને પતિની વચ્ચે ખટપટ થઈ ગઈ. મ્હારી આંખ્યોમાંથી પહેલાં પાણી ટપકયાં કરતું હતું. હવે ત્હેની ધારા વહેવા લાગી. ત્હેનું કારણ મ્હારા પતિ હતા કે દીએરજી એ વાતનો વિચાર કોઇએ ન કર્યો. વિચારવાની જરૂર પણ નહોતી.

મ્હારા પતિ કૉલેજમાં ગયા હતા તે વખતે દીએરજી એકાએક દાક્તરને બોલાવી લાવ્યા. દાક્તરે આંખ્ય તપાસીને કહ્યું કે જો બરોબર સંભાળીને કામ લેવામાં નહિ આવે તો પીડા વધી પડવાનો ડર છે. દવા લખી આપી દાક્તર સાહેબ ઘેર ગયા. દીએરજીએ દવા લાવવા નોકર મોકલ્યો.

દાક્તરના ગયા પછી મ્હેં દીએરજીને કહ્યું " ભાઈ હું ત્હમારે પગે પડીને કહું છું કે જે દવા ચાલી રહી છે ત્હેમાં ત્હમે હરકત ન કરશો."

ન્હાનપણથીજ હું દીએરજીથી બહુ બ્હીતી હતી. મ્હોં ઉઘાડીને આજ એટલી વાત કરી શકી એજ આશ્ચર્યની વાત થઈ. આટલું તો હું સારી રીતે સમજી ગઈ હતી કે તે મ્હારા પતિથી છુપાવીને દવા કરવા મ્હાય છે, તેથી અન્તમાં મ્હને હાનિને બદલે લાભ થવાની આશા નથી.

દીએરજી મ્હારી હઠ જોઈ આશ્ચર્ય પામ્યા. થોડો સમય શાન્તિથી વિચાર કરી બોલ્યાઃ—' ઠીક છે, હવેથી હું દાક્તરને નહિ બોલાવું. પરન્તુ જે દવા મંગાવી છે તે તો સારી રીતે અજમાવી જોજો." દવા આવ્યા પછી તે ચોપડવાની રીત મ્હને બરોબર સમજાવીને તે ચાલ્યા ગયા. પતિના કોલેજમાંથી પાછા આવતાં પહેલાંજ મ્હેં શીશી, ડબ્બી, તથા આંખ્યમાં દવા પાડવાની કાચની નળી વિગેરેને ઘણી સાવધાની સાથે પછાડીના કુવામાં ફેંકી દીધાં.

દીએરજીની જોડે તકરાર કર્યા પછી મ્હારા પતિ બમણા ઉત્સાહથી મ્હારી આંખ્યોની દવા કરવા લાગ્યા. સાંઝ સવાર દવા બદલવા લાગ્યા. આંખ્યો ઉપર પાટા બંધાવ્યાં, ચસ્મા પહેરાવ્યાં. દવાનાં ટપકાં પાડવામાં આવ્યાં, ભુકી ભભરાવી. દુર્ગન્ધિત માંછલીનું તેલ પીપીને મ્હારા પેટનાં આંતરડાંઓ પણ બહાર નીકળવા આવ્યાં, પરન્તુ આ બધું મ્હેં સહન કર્યું.

સ્વામી પુછતા " હવે આંખ્યોની શી હાલત છે?" હું કહેતી કે " હવે કાંઇક ઠીક છે." મ્હારા મનમાં પણ એમજ માનવાને પ્રયત્ન કરતી કે હું સાજી થતી જાઉં છું. જ્યારે આંખ્યમાંથી પાણી વધારે ટપકતું ત્યારે માનતી કે પાણી ટપકવું એ સારૂં ચિન્હ છે. જ્યારે ટપકવું બન્ધ થઈ જતું ત્યારે પણ એમજ વિચાર કરતી કે હવે તો આરામ થઈ જશે.
પરન્તુ થોડા દિવસમાં મ્હારાથી વધારે દુઃખ સહન ન થઈ શક્યું. આંખ્યોથી અસ્પષ્ટ દેખવા લાગી. માથાના દરદથી મ્હને ચેન પડતું નહતું. મ્હને લાગ્યું કે સ્વામી પણ હવે શરમાઈ ગયા છે. આટલા દિવસ પછી દાક્તરને કેવી રીતે બોલાવવો એનું એ બહાનું શોધવા લાગ્યા.

આ સ્થિતિ જોઈ મ્હેં એમને કહ્યું કેઃ—" દીએરજીનું કહ્યું માનવાની ખાતર દાક્તર બોલાવવામાં શી હાની છે! એ વાત ઉપરથી દીએરજી નાખુશ થઈ ગયા છે. તેથી મ્હને દુઃખ થાય છે. ઉપાયતો ત્હમેજ કરશો. પરન્તુ નામની ખાતર એક દાક્તર હોય તો ઠીક."

ત્હેમણે કહ્યુંઃ—" એ ઠીક કહ્યું " અને એજ દિવસે એક ગોરા દાક્તરને એ બોલાવી લાવ્યા. ત્હેમની વચ્ચે શી વાતચીત થઈ તે હું સમજી ન શકી પણ એટલું તો જણાયું કે સાહેબ મ્હારા પતિને ધીક્કારતા હતા. અને એ નીચું માથું રાખી મુંગે મ્હોંએ એ બધું સાંભળ્યા કરતા હતા.

દાક્તરના ગયા પછી મ્હેં સ્વામીનો હાથ પકડી કહ્યું:—"એ ઉદ્ધત ગોરાને ક્યહાંથી પકડી લાવ્યા? એક દેશી દાક્તરને બોલાવવાથીજ કામ ચાલત. એ મ્હારી આંખ્યોની પીડાને ત્હમારા કરતાં વધારે સારી રીત્યે કેવી રીત્યે જાણી શકશે?"

સ્વામી જરા શરમિંદા થઈ બોલ્યાઃ—"આંખ્યોમાં નસ્તર મુકાવવાની જરૂર આવી ગઈ છે."

મ્હેં કાંઇક ક્રોધનો ડોળ કરી કહ્યું "નસ્તરની જરૂર છે એ વાતને ત્હમે જાણી જોઇને છુપાવતા હતા? એ તો હું બહુ દિવસથી જાણુતી હતી. ત્હમે એમ જાણુતા હશો કે નસ્તર મુકાવવાની વાતથી હું ડરી જઇશ."

હવે ત્હેમનો સંકોચ જતો રહ્યો. ત્હેમણે કહ્યું:—"આંખમાં નસ્તર મુકાવવાની વાત સાંભળી ડર ન લાગે એવો પુરૂષોમાં પણ વીર કોણ છે?!"

મ્હેં મશ્કરીમાં કહ્યું:—"પુરૂષોનું વીરપણું-શરાતન તો સ્ત્રીઓનીજ પાસે છે."

સ્વામીએ તરત ગમ્ભીર જઈ એક નિ:શ્વાસ નાખી કહ્યું:—"એ ઠીક છે. પુરૂષોની કુળદેવી અહંકારજ છે."

મ્હેં ત્હેમની મલિનતાને તરતજ હવામાં ઉડાડી દઇને ઉત્તર આપ્યો "અહંકારમાં પણુ ત્હમે લોકો સ્ત્રીઓથી જીતો એમ છો કે? ત્યહાં પણ હમારોજ વિજય છે."

મ્હારા મંદવાડના દિવસોમાં દીએરજી એક વખત ફરીથી મ્હારી પાસે આવ્યા. મ્હેં એમને પાસે બોલાવી કહ્યું:—"ભાઈ, ત્હમારા દાક્તરની દવાથી આટલા દિવસ સુધી હું સારી હતી. પરન્તુ એક દિવસ ભુલથી ખાવાની દવાને આંખ્યમાં ચોપડી એથી હવે હું જન્મભરને માટે આંખ્ય ખોવા બેઠી છું. ત્હમારા ભાઈ કહે છે કે નસ્તર મુકાવવું પડશે."

દીએરજીએ કહ્યુ કે "હું ધારતો હતો કે ત્હમારા પતિનીજ દવા ચાલે છે. એટલા માટે ગુસ્સે થઇને તો હું ત્હમારી પાસે આવ્યો પણ નહીં." મ્હેં કહ્યું:—"છાની માની હું દાક્તરનીજ દવા ચોપડતી હતી પણ એમને મ્હેં એ વાત જાણવા દીધી નથી."

હાય! સ્ત્રીનો જન્મ લઇને કેટલું જુઠું બોલવું પડે છે! દીએરજીનો જીવ દુભવવો પણ મ્હને ગમતું નહતું, અને સ્વામીના યશમાં હરકત નહિ કરવાની પણ મ્હારી ઇચ્છા હતી. મા બની ખોળામાંના બાળકને સમજાવવું પડે છે. અને સ્ત્રી બની બાળકના પિતાને પણ સમજાવવા પડે છે. સ્ત્રીને આટલો છલ કરવાનું પ્રયોજન પડે છે.

મ્હારી આ યુક્તિનું ફળ તો એ મળ્યું કે આંધળી થતાં પહેલાં દીએરજી અને પતિની વચ્ચે સંપ થયલો મ્હેં જોયો. દીએરજીએ જાણ્યું કે છાનામાના દવા કરવાથી આ દશા થઈ. સ્વામી સમજ્યા કે ભાઇનું કહ્યુ માન્યું હોત તો સારૂં થાત. મનમાંને મનમાં

બન્ને જણ પસ્તાવા લાગ્યા. અને મનથીજ એક બીજાની ક્ષમા માગવા લાગ્યા. મ્હારા સ્વામી હવેથી ભાઇની સલાહ પુછવા લાગ્યા. અને દીએરજી પણ ઘણી નમ્રતાથી મ્હોટા ભાઇનું કહ્યું માનવા લાગ્યા.

એક દિવસ બન્નેની સંમતિથી અંગ્રેજ દાક્તરે આવી મ્હારી ડાબી આંખ્યમાં નસ્તર મુકયું. નિર્બળ આંખ્યથી તે ઘા સહન ન થયો. ત્હેની ક્ષીણ જ્યોતી અકસ્માત હોલવાઈ ગઈ. બંધ થઈ ગઈ. હવે તો બીજી આંખ્ય પણ થોડાક દિવસોમાં અન્ધકારમાં મળી ગઈ. બાલ્યાવસ્થામાં લગ્નને દિવસે પીઠી ચોળેલી જે કિશોર મૂર્તિ મ્હારી સ્હામે પહેલીજ વખત પ્રકાશિત થઈ હતી ત્હેના ઉપર જન્મ પર્યન્તને માટે પડદો પડી ગયો.

એક દિવસ મ્હારા સ્વામી મ્હારી પથારી આગળ આવી કહેવા લાગ્યા. " ત્હારી આગળ ખોટી બડાઇ નહિ કરૂં. ત્હારા નેત્રોનો નાશ મ્હેંજ કર્યો. "

હું જાણી ગઈ કે દુઃખથી ત્હેમનો કંઠ રૂંધાઇ ગયો છે અને આંખ્યો આંસુથી ભરાઇ ગઇ છે. મ્હેં મ્હારા બન્ને હાથમાં ત્હેમનો જમણો હાથ દબાવી કહ્યું. "એતો ઠીક કર્યું. ત્હમારી પોતાની વસ્તુ ત્હમે લઈ લીધી. કોઇ દાક્તરના ઉપાયથી હું આંધળી થઇ હોત તો મ્હને કેટલું બધું દુઃખ થાત ત્હેનો વિચાર કરો. બનવાકાળને કોઈ રોકી શકતું નથી. તો પછી મ્હારી આંખ્યોને કોણ બચાવી શકત ? મ્હારી આંખ્યો ત્હમારે હાથે ગઇ એ જ માત્ર મ્હને અન્ધાવસ્થામાં સુખ છે, દિલાસો છે. જ્યહારે પૂજાનાં કમળ ખુટી ગયાં ત્યહારે રામચન્દ્રજી પોતાનાં નેત્રકમળ ઉખેડીને દેવતાને ચ્હડાવતા હતા. મ્હેં પણ મ્હારી દૃષ્ટિ મ્હારા દેવતાને ચ્હડાવી દીધી ત્હમારી નજરમાં કોઈ સારી ચીજ આવે ત્યહારે મ્હને કહેજો. ત્હમારા નેત્રોનો પ્રસાદ જાણી હું ત્હેને પાસે રાખીશ." આટલી બધી વાતો હું કહી શકતી નહોતી. મ્હોંમાંથી આટલી બધી વાત એક સાથે નીકળે પણ ક્યેમ ? ઘણા દિવસ મ્હેં એ વાતો વિચારી રાખી હતી જ્યહારે કદાપિ ચિત્ત લીન થઇ જતું, ભક્તિનું તેજ ક્ષીણ થઈ જતું, જ્યહારે હું પોતાને દુઃખી અભાગિની સમજીને ક્લેશ કરતી, ત્યહારે હું પોતે મ્હારા મનને એ જ રીત્યે સમજાવ્યા કરતી. એ શાન્તિ, એ જ ભક્તિનો આશ્રય લઈ મ્હારા આત્માને એ દુઃખની અવસ્થામાં પણ ઉંચો કરવાને પ્રયત્ન કરતી. આજ કાંઇક કહીને, કાંઇક ચૂપ રહીને, કોઇપણ પ્રકારે મ્હેં મ્હારો ભાવ પતિને સમજાવી દીધો.

ત્હેમણે કહ્યું "મૂર્ખતાથી મ્હેં ત્હારૂં જે નુકશાન કર્યું છે તે તો લાવી શકાય એમ નથી. બનશે ત્યહાં સુધી, આંખ્યની ખોટ પુરી પાડવા, હું ત્હારી પાસે ને પાસે જ રહીશ.'

મ્હેં કહ્યું:—" એ વાત ઠીક નહિ. મ્હારે માટે ત્હમે ત્હમારા ઘરને આંધળાની ઈસ્પીતાલ બનાવો એવું કાંઇ હું કોઇ દિવસ બનવા દેઉં નહિ. ત્હમારે ફરીથી લગ્ન કરવું પડશે.'"

ફરીથી લગ્ન કરવું ઘણું આવશ્યક છે એમ વિસ્તાર પૂર્વક કહેતાં મ્હારૂં ગળું રૂંધાવા લાગ્યું. ઉધરસ ખાઇને ગળું સાફ કરીને આગળ બોલવા જતી હતી એટલામાં મ્હારા પતિ મ્હોટા વેગથી બોલી ઉઠયા "હું મૂઢ છું, હું અહંકારી છું, પરન્તુ હું નીચ નથી. મ્હેં

મ્હારે હાથે ત્હને આંધળી કરી, અને પછી હું જ ત્હને છોડી દઇને બીજીવાર પરણું તો, ઇશ્વરના સોગન ખાઇને કહું કે, બ્રહ્મહત્યા અને પિતૃહત્યાનું પાપ લાગે."

હું એમને શપથવાળી વાત બોલવા ન દેત. પરન્તુ આંસુ કંઠને રોકીને, હૃદયપર થઇને, બન્ને આંખ્યોમાંથી મ્હોટી ધારાઓમાં વ્હેતાં હતાં. એ રોકીને હું બોલી શકી નહિ. પતિની વાત સાંભળી આનંદથી વિવ્હલ બની, ઉશીકામાં મ્હો સંતાડી હું રોવા લાગી. હું આંધળી છું તોપણ એ મ્હારો ત્યાગ નહિ કરે, દુઃખિયાના દુઃખની માફક તે મ્હને પોતાના હૃદયમાં રાખશે એટલા સૌભાગ્યની મ્હને ઇચ્છા નહોતી પણ મન સદા પોતાના સ્વાર્થની જ ઇચ્છા રાખે છે.

જ્હારે અશ્રુની પહેલી ઝડી પૂરા વેગથી વરસી રહી, ત્હારે ત્હેમનું મુખ મ્હારા હૃદયની પાસે લાવી મ્હેં કહ્યું "આટલા ભયંકર શપથ શા માટે ? શું હું મારા સુખને માટે ત્હમને ફરીથી લગ્ન કરવાનું કહું છું ? શોકયની પાસે હું મ્હારૂં કામ કરાવત ? આંખ્યો ન હોવાથી હું પોતે ત્હમારૂં જે કામ ન કરી શકત, તે જ હું એની પાસે કરાવત."

સ્વામી બોલ્યાઃ—"કામ તો દાસી પણ કરી લે છે. મ્હારા કામને માટે દાસીની સાથે લગ્ન કરી ત્હેને દેવીની સાથે એકજ આસન ઉપર બેસાડી શકું ?" એમ કરી મ્હારૂં મ્હોં પકડી લલાટ ઉપર ત્હેમણે એક નિર્મળ ચુમ્બન કર્યું. એ ચુમ્બનથી જાણે મ્હારૂં ત્રીજું નેત્ર ઉઘડયું. એ જ ક્ષણે હું દેવીના આસન ઉપર આરૂઢ થઈ ગઇ. મ્હેં મનમાં વિચાર કર્યો કે આજ ઠીક છે. આંધળી હોવાથી બહારના સંસારની માલિક હું બની શકવાની નથી. હવે હું સંસારની પાર જઇ, દેવી બની, મ્હારા સ્વામીનું મંગળ ઇચ્છીશ. આ વાત જુઠી નથી. હું કપટમાં એવું નથી કહેતી. સંસારી સ્ત્રીઓમાં જે હલકાઈ, જે કપટતા છે ત્હેનો મ્હેં તેજ ક્ષણે ત્યાગ કર્યો. એ જ દિવસે, આખો દહાડો આત્માની ને મ્હારી વચ્ચે તકરાર ચાલી. આટલા ભારે શપથથી બંધાયા પછી પતિ બીજીવાર લગ્ન નહિ કરી શકે એ આનન્દે મ્હારા મનને પતિની સાથે બાંધી દીધું. હું ત્હેમની પાસેથી મનને કદાપિ છોડવી ન શકી.

મ્હારા પ્રેમી પતિ, દાસીઓને રોકીને મ્હારૂં બધું કામ પોતે જ કરવા લાગતા. આથી ન્હાની ન્હાની બાબતોમાં પણ પતિ ઉપર આધાર રાખવો પડતો. પરન્તુ મ્હારાથી શું થાય એમ હતું ? પતિ હમેશ પાસે છે એ જાણીને મ્હને ઘણું સુખ મળતું. આંખ્યોથી ત્હેમને જોઈ શકતી નહોતી તેથી ત્હેમને પાસે રાખવાની ઇચ્છા દિન પ્રતિદિન વધતી ગઇ. જો એ ઘણા વખત સુધી કામસર બહાર રહેતા તો મ્હને એમ લાગતું કે જાણે હું આકાશમાં લટકી રહી છું, જાણે હું કોઈ ચીજને પકડી જ શકતી નથી, મ્હેં મ્હારો આધાર ખોયો છે. પહેલાં જ્હારે પતિને કોલેજમાંથી આવતાં વાર લાગતી, ત્હારે ખડકીનું બારણું રહેજ ઉઘાડી જોયા કરતી. જે જગતમાં એ ફરતા, એ જગતને હું મ્હારા નેત્રો સાથે બાંધી રાખતી હતી. પણ હવે મ્હારૂં દૃષ્ટિરહિત શરીર એમની શોધ કરવા લાગ્યું. ત્હેમની સૃષ્ટિ મ્હારી સૃષ્ટિ સાથે જે પુલદ્વારા જોડાયલી હતી તે પુલ હવે તુટી

ગયો છે. હવે હેની અને મ્હારી વચ્ચે અપાર અન્ધકાર છે. હવે હું નિરૂપાય થઇ વ્યાકુલતાથી જોઉં છું કે પેલી પારથી મ્હારી પાસે એ ક્યારે આવી પહોંચશે એ જ કારણથી જો એ મ્હને છોડીને ક્ષણભર પણ કાંઇ બહાર જાય છે તો મ્હારૂં આખું આંધળું શરીર પણ હેમને ઉડીને પકડી લેવાની ઇચ્છા રાખે છે અને હાહાકાર કરીને હેમને બોલાવવા લાગે છે.

પરન્તુ આટલી અભિલાષા સારી હતી. એક તો મૂળથી જ પતિના ઉપર સ્ત્રીનો બોજો ઘણો હોય છે. તેમાં વળી અંધાવસ્થાનો ભારે બોજો પણ હેમના જ ઉપર નાંખવો એ ઘણું જ ખરાબ છે. મ્હારો આ વિશ્વવ્યાપક અન્ધકાર મ્હારે જ ઉઠાવવો જોઇએ. મ્હેં મનમાં નિશ્ચય કર્યો કે મ્હારી આ અનન્ત અંધતાથી પતિને મ્હારી સાથે બાંધી નહિ રાખું.

થોડાજ સમયમાં મ્હેં શબ્દ, ગન્ધ, સ્પર્શથી જરૂરી કામ શીખી લીધું. એટલે સુધી કે ઘરનું ઘણું ખરૂં કામ પહેલાં કરતાં પણ વધારે નિપૂણતાથી હું કરવા લાગી. હવે મ્હને અનુભવ થયો કે દૃષ્ટિ મનુષ્યને જેટલી સહાયતા આપે છે, તેટલી જ હેને દુષ્ટ બનાવે છે. જેટલું જોવું જોઇએ, જેટલું જોવાથી કામ સારૂં થાય છે, હેના કરતાં આંખ્ય વધારે જુએ છે. જ્યારે નેત્ર બધું કામ કરે છે ત્હારે કાન આળસુ બની જાય છે. જેટલું સાંભળવું જોઇએ હેના કરતાં એ થોડું સાંભળવા લાગે છે. ચંચળ નેત્રો ન હોવાથી હવે મ્હારી બીજી ઇન્દ્રિઓ પોતાનું કામ સારી રીત્યે કરવા લાગી.

હવે હું મ્હારા પતિને મ્હારૂં કામ કરવા દેતી નહોતી. અને પહેલાની માફક હું પોતે એમનું બધું કામ કરતી હતી.

સ્વામી કહેતા કે:—"તું મ્હને પ્રાયશ્ચિત કરતાં રોકી રહી છું." હું કહેતી કે "ત્હમારે પ્રાયશ્ચિત શું કામ કરવું જોઇએ તે હું સમજતી નથી. હું મ્હારા પાપનો ભાર શું કામ વધારૂં?"

એ ગમે તેમ કહે. પરન્તુ જ્યારે મ્હેં એમને આ પ્રમાણે રજા આપી દીધી ત્હારે હેમને આનંદ તો અવશ્ય થયો. આંધળી સ્ત્રીની જન્મ પર્યન્ત સેવા કરવી એ પુરૂષનું કામ નથી

મ્હારા સ્વામી દાક્તરની પરીક્ષામાં પાસ થઈ ગયા. હવે એ મ્હને પોતાના ગામમાં લાવ્યા. ગામમાં આવતાં મ્હને લાગ્યું કે જાણે હું માના ખોળામાં બેઠી છું. બાલ્યાવસ્થામાંથી જ મ્હને શહેરમાં મોકલવામાં આવી હતી. એ વાતને આજ એટલા બધા દિવસ થઈ ગયા હતા કે જન્મભૂમિ માત્ર મ્હારા હૃદયમાં છાયા જેવી જ હતી. જ્યારે આંખ્યો હતી, ત્હારે બધી ભાવનાઓને દૂર કરીને નગરની શોભા મ્હને ઘેરી લેતી હતી. જ્યારે આંખ્યો જતી રહી ત્હારે મ્હેં જાણ્યું કે નગર તો આંખ્યોને ફોસલાવનારી વસ્તુ છે. મનને તૃપ્ત કરવાની શક્તિ એમાં નથી. નેત્રાનો નાશ થતાં જ મ્હને બાલ્યાવસ્થાના ગામનું સ્મરણ, સંતાતા નક્ષત્રની જ્યોતિની માફક, મ્હારા મનમાં ચમકી ઉઠયું.

માર્ગશીર્ષ માસના અન્તમાં હમે હમારે ગામ ગયાં. નવો દેશ, ચારે તરફ કેવો

લાગતો હતો તે હું જોઈ શકી નહિ. પરન્તુ બાળપણના અનુભવે મ્હારા બધા અંગને ઘેરી લીધા. ઝાકળથી ભીંજાયલા, નવા વાવેતરવાળા, ખેતરનો પ્રાતઃકાળનો વાયુ, ત્હેમાંથી આવતી મીઠી સૌરભ, ખેડુતોના ગીત, એ સર્વ જ માત્ર નહિ પરન્તુ તુટેલી સડક ઉપર કડડડ કરી ચાલનારી બળદ ગાડીનો અવાજ પણ મ્હને આનંદ આપવા લાગ્યો. મ્હારી બાલ્યાવસ્થામાં જોયલી વાતો મ્હને પ્રત્યક્ષ થતી હોય એમ ચારે તરફ લાગવા લાગ્યું. સ્હવારથી તે સ્હાંજ સુધી જે ચીજો હું જોયા કરતી હતી તે બધી મ્હને પુનઃ દેખાવા લાગી.

એટલી વાત તો અવશ્ય માનવી પડે છે કે નગરોમાં રહેવાથી મનુષ્યોની બુદ્ધિમાં કેટલાક વિકાર થાય છે. ધર્મ, કર્મ, શ્રદ્ધા, ભક્તિ, કોઇ પણ વસ્તુમાં નિર્મળતા ને સરળતા નથી રહેતી. મ્હને યાદ છે કે આંધળી થયા પછી એક દિવસે મ્હારી પડોશણી એક બહેનપણીએ આવી મ્હને કહ્યું હતું કે "અલી ત્હને ક્રોધ નથી આવતો? હું તો એવા ધણીનું મ્હોં પણ ન જોઉં." મ્હેં ઉત્તર આપ્યો "બ્હેન! મ્હોં જોવું તો બંધ જ થઈ ગયું છે. એટલા માટે તો આંખ્યો ઉપર ક્રોધ આવે છે. સ્વામી ઉપર ક્રોધ કરવાથી શું થાય?' યોગ્ય સમયે એ દાક્તરને બોલાવવું ભુલી ગયા એટલા માટે લલિતા મ્હારા પતિના ઉપર ક્રોધ કરી રહી હતી. અને મ્હને પણ ગુસ્સે કરવા ધારતી હતી. મ્હેં એને સમજાવ્યું કે "સંસારમાં રહેવાથી, ઇચ્છા અથવા અનીચ્છાથી, જાણીજોઇને અથવા ભુલચુકથી, સુખ દુઃખ થયા જ કરે છે. પરન્તુ જો મનમાં ભક્તિ કાયમ રહે તો દુઃખમાં પણ શાન્તિ મળી શકે છે. નહિં તો, ક્રોધ, ધમકી, બકબક અને એવી વાતોમાં જ જીંદગી ગાળવી પડે છે. આંધળી થઈ છું એજ મ્હોટું દુઃખ છે તેમાં વળી સ્વામી ઉપર ક્રોધ કરી દુઃખનો બોજો શું કામ વધારૂં?"

મ્હારા મ્હોંમાંથી એવી વાતો સાંભળી લલિતા રીસાઇને, તીરસ્કારથી માથું હલાવી ચાલી ગઇ. પરન્તુ કહેતી વખત તો હું પણ જે મનમાં આવે તે કહી દઉં. ત્હેની વાતમાં વિષ જરૂર હતું, તે બીલકુલ નિષ્ફળ ન ગયું. લલિતાનો ક્રોધ મ્હારા મનમાં એક બે અંગારા નાંખી ગયો. મ્હેં ત્હેમને પગ તળે કચરી હોલવી નાંખ્યા. તો પણ ત્હેનાં એક બે ચિન્હ રહી જ ગયાં. એટલા જ માટે હું કહેતી હતી કે શહેરોમાં રહેવું ઘણું કઠણ છે. ત્હાં બુદ્ધિ, જોતજોતામાં પલટાઇ જાય છે.

ગામમાં આવીને શિવાલય વાળા બગીચાના મનોહર પુષ્પોની સુગન્ધથી મ્હારી આશા, મ્હારો વિશ્વાસ, ફરી બાલ્યાવસ્થાની માફક નવાં અને ઉજ્વલ થઈ ગયાં. મ્હારૂં હૃદય, મ્હારો સંસાર દેવતાની પ્રીતિથી પૂર્ણ થઈ ગયો. હું માથું નમાવી કહેવા લાગી, 'હે દેવ, ઠીક થયું કે મ્હારી આંખ્યો જતી રહી. ત્હમે તો મ્હારે માટે જ બન્યા છો. ત્હમે મ્હારે માટે બન્યા છો?! હા, હું ભુલી ગઈ, ત્હમે મ્હારા છો એ પણ જૂઠી વાત છે. હું ત્હમારી છું એટલું જ કહેવાનો મ્હને અધિકાર છે.' એક દિવસ મ્હારા દેવતા મ્હારૂં ગળું દાબીને મ્હારી પાસે એ જ કહેવરાવવા લાગ્યા. બીજું કોઇ પણ નહિ રહે. અધિકાર નથી. અધિકાર પોતાના જ ઉપર છે.

કેટલાક દિવસ સારી રીત્યે વ્યતીત થયા. મ્હારા પતિનો દાક્તરનો ધંધો પણ જામવા

લાગ્યો. હાથમાં કાંઇક પૈસા પણ આવ્યા. પરન્તુ ધન સારી વસ્તુ નથી. એથી જ મન બગડી જાય છે. જ્યારે મન રાજ્ય કરે છે ત્યારે તે પોતાના જ સુખ તરફ ધ્યાન રાખે છે. પરન્તુ જ્યારે ધન સુખ મેળવવાનો યત્ન કરે છે, ત્યારે મનને માટે બીજું કાંઈ કામ રહેતું નથી. મનનું માનેલું સુખ જ્યાં રહેતું હતું, ત્યાં પ્રથમ તો વિલાસની સામગ્રીઓ લાંબા પગ કરીને બેસી જાય છે. સુખને બદલે પછી એ વિલાસ સામગ્રીઓ જ મળે છે.

કોઈ ખાસ વાત કે ઘટનાનો હું ઉલ્લેખ નથી કરતી. પરન્તુ આંધળા માણસોને અનુભવ શક્તિ વધારે હોય છે તેથી, અથવા તો કોઇ બીજા જ કારણ ને લીધે, ધન વધતું જવાની સાથે મ્હારા પતિના સ્વભાવમાં ફેરફાર થતો હતો એ હું સારી રીતે સમજવા લાગી. તરુણ અવસ્થામાં અન્યાય, ધર્મ અધર્મ આદિ વિષયોનો સ્વામીને ઘણો વિચાર હતો. તે હવે દિન પરદિન ઓછો થવા લાગ્યો. પહેલાં એ કોઈ કોઇ દિવસ કહેતા તે મ્હને યાદ છે કે "હું દાક્તરનું કામ કેવલ છવિકાને માટે જ નથી શીખતો. એથી અનેક ગરીબ દુઃખીઓને ઉપકાર પણ કરી શકીશ." જે દાક્તરો મરવાની અણી ઉપર આવેલા દરિદ્ર દરદીના દ્વાર ઉપર આવી વગર પૈસે નાડી પણ નથી જોતા, એવાઓની વાત કરતી વખત તીરસ્કારથી મ્હારા પતિની વાત બંધ થઇ જતી હતી. હવે હું જાણી ગઈ કે એ દિવસો રહ્યા નથી પોતાના એકના એક છોકરાની પ્રાણરક્ષાને માટે એક સ્ત્રી ત્હેમને પગે પણ પડી હતી. પરન્તુ ત્હેમણે કાંઈ પરવા ન કરી. આખરે મ્હેં એમને મ્હારા ગળાના સોગન ખવરાવી ત્હેને ઘેર મોકલ્યા. એ ગયા તો ખરા, પણ ન ગયા જેવા. ખરા દીલથી કામ ન કર્યું. જ્યારે હમારી પાસે થોડું ધન હતું. ત્યારે પતિ પોતાની આંખ્યે શું જોતા હતા તે હું જાણું છું. પરન્તુ હવે તો બેન્કમાં રૂપીઆ બહુ જમે થઇ ગયા છે. એક વખત એક શેઠનો ગુમાસ્તો આવીને બે દિવસ સુધી એકાન્તમાં એમની સાથે કોણ જાણે શીએ વાતચીત કરી ગયો. શું કહી ગયો તે હું જાણતી નથી પરન્તુ ત્હેના ગયા પછી પતિ મ્હારી પાસે આવ્યા ત્યારે ઘણા હર્ષથી ત્હેમણે અનેક વાતો કહી. ત્હેમણે જણાવ્યું તો નહિ પરન્તુ મ્હારા અન્તઃકરણની સ્પર્શશક્તિથી હું સમજી ગઈ કે આજ એ કલંકને ચાંલ્લો કરી આવ્યા છે.

પતિને આંખ્યોથી જોવાનો મ્હને વિચ્છેદ થયો તે તો કાંઇજ નહિ. પરન્તુ જ્યારે હું વિચારૂં છું કે જ્યાં હું છું ત્યાં એ નથી ત્યારે મ્હારૂં હૃદય કલ્પી ઉઠે છે. હું આંધળી છું. સંસારના અજવાળા રહિત મ્હારા હૃદયમાં હું મ્હારી પહેલી અવસ્થાનો નવો પ્રેમ અને નવી ભક્તિ લઇને જ બેઠી છું. પરન્તુ મ્હારા પતિ એક છાયાદાર અને શીતલ પ્રદેશને છોડી ધન કમાવાની પંચાયતમાં સંસારમાં ક્યાંના ક્યાં સંતાઈ જાય છે. જેહેનાં ઉપર મ્હારો વિશ્વાસ છે, જ્હેને હું ધર્મ સમજું છું, જ્હેને હું સુખ સંપત્તિથી પણ અધિક ગણું છું, ત્હેને એ દૂરથી જ હસી કહાડીને કટાક્ષપાત કરે છે પરન્તુ એ વિચ્છેદ ઠીક નથી. પ્રથમાવસ્થામાં હમે બન્ને એક પથ ઉપર ચાલ્યાં હતાં. પરન્તુ હવે હમારા બન્નેના પથમાં કઇ જગ્યાએ ફેર પડયો છે—ચીલો ફંટાયો છે ત્હેનું મ્હને ભાન પણ નથી. ત્હેમને પણ એની ખબર નથી. આજ હમે પરસ્પર એટલે બધે દૂર જઈ પડયાં છીએ કે બુમો પાડી પોકાર કરવા છતાં પણ મ્હને એમનો પત્તો લાગતો નથી.

કોઈ કોઈ દિવસ હું વિચાર કરૂં છું કે આંધળી હોવાથી ન્હાની વાતોને પણ હું મ્હોટી માની લેઉં છું. જો નેત્ર હોત તો કદાચ સંસારની બધી વાતોને હું પણ બીજા લોકોની માફક જ દેખત.

મ્હારા પતિ મ્હને એક દિવસ એમ જ સમજાવી રહ્યા હતા. એ દિવસે, સ્હવારે એક વૃદ્ધ મુસલમાન ત્હેની છોકરીની દવાને માટે બોલાવવા મ્હારા પતિ પાસે આવ્યો. એ છોકરીને કોલેરાનો રોગ થયો હતો. એ શું કહેતો હતો એ હું છાનીમાની સાંભળતી હતી. ત્હેણે કહ્યું 'દાક્તર સાહેબ! હું બહુ ગરીબ છું. ત્હમે મ્હારૂં કામ કરો. અલ્લાહ ત્હમારા ઉપર ખુશી થશે. ત્હમારૂં ભલું કરશે.'

મ્હારા પતિએ ઉત્તર આપ્યો "અલ્લાહ ના કરવાથી મ્હારૂં પુરૂં થાય નહિ, મ્હારૂં કાંઈ રંધાય નહિ. તું શું કરીશ એ કહેને?" એ સાંભળીને જ હું વિચાર કરવા લાગી. 'ઇશ્વરે મ્હને આંધળી કરી ત્હેની સાથે ને સાથે જ બહેરી પણ શું કામ ન કરી દીધી?' તે મુસલમાન લાંબો દીર્ઘ નિઃશ્વાસ નાંખી 'યા અલ્લાહ' કરી ઉઠી ચાલતો થયો. મ્હેં તરત મ્હારા મેડાના પાછલા બારણેથી ત્હેને બોલાવીને કહ્યું "ડોકા, ત્હમારી છોકરીના પથ્યને માટે હું ત્હમને થોડુંક ખર્ચ આપું છું. મ્હારા પતિનું મંગળ ઇચ્છીને જાઓ અને આ પૈસામાંથી પડોશના હરિશ્ચન્દ્ર દાક્તરને બોલાવી જાઓ."

એ આખો દિવસ મ્હને અન્ન ન ભાવ્યું. સ્વામી બીજે પહોર ઉંઘમાંથી જાગી ઉઠી પૂછવા લાગ્યા "આજ તું કેમ દીલગીર દેખાય છે?" મ્હારા મ્હોંમાંથી ઉત્તર નીકળવા જતો હતો 'કંઈ નહિ એ તો;' પરન્તુ છલ કરવાનો સમય હવે રહ્યો નથી. મ્હેં સ્પષ્ટ કહી દીધું કે "ઘણી વખત હું ત્હમને આ વાત કરવા ધારતી હતી, પરંતુ કહેતાં મ્હારી જીભ ઉપડતી નહોતી. મ્હારા મનની વાત હું ત્હમને સમજાવી શકીશ કે નહિ તે તો હું નથી જાણતી પરન્તુ ત્હમે એટલું તો જરૂર સમજી શકો છો કે જેવી રીતે આપણે બન્નેએ સાથે મળીને જીવનયાત્રા શરૂ કરી હતી, તેવો વખત આજ નથી."

સ્વામીએ હસીને કહ્યું "ફેરફાર થવો, પરિવર્તન થવું એ તો જગતનો નિયમ છે." મ્હેં કહ્યું "રૂપીઆ, પૈસા, રૂપ, યૌવન એ બધાંમાં તો ફેરફાર થાય છે. પણ શું એવી પણ કોઈ વસ્તુ નથી કે જે સદા એક સરખી જ રહે?" મ્હારા પતિએ કાંઈક ગંભિરતાથી કહ્યું "જો! બીજી સ્ત્રીઓ ખરી વાતને લીધે દુઃખ માને છે. કોઇનો પતિ ધન નથી કમાતો, કોઇનો પતિ ત્હેના ઉપર પ્રેમ નથી રાખતો. પણ તું તો ત્હારૂં દુઃખ આકાશમાંથી ઉતારી લાવે છે." હું તરત સમજી ગઈ કે અન્ધતાએ મ્હારી આંખ્યોમાં એક પ્રકારનું અંજન લગાવીને મ્હને આ પરિવર્તનશીલ સંસારની બહાર ફેંકી દીધી છે. હું બીજી સ્ત્રીઓ જેવી નથી. મ્હારા પતિ મ્હારૂં કહ્યું સમજશે નહિ.

એવામાં મ્હારી એક ફોઇજી ત્હેમના ભત્રિજાને મળવા આવી. ત્હમે બંન્નેને જોઇને

એ તરત જ બોલી ઉઠી કે "વહુ, ત્હારા નશીબે ત્હેં ત્હારી, આંખ્યો ખોઇ છે. હવે એ તો કહે કે મ્હારો ભત્રિજો આંધળી સ્ત્રી સાથે ગૃહસ્થાશ્રમ કેટલો વખત નીભાવશે? ત્હેને તો હવે બીજી વખત પરણાવવો પડશે."

"ફોઇબા એ વાત ઠીક કહી; બધું કામ જલદી કરી નાંખો." એવું જો મ્હારા પતિએ કહ્યું હોત તો તો ફોઇબા રાજી રાજી થઇ જાત, અને બધી વાત ચોખ્ખી થઇ જાત. પરન્તુ નહિ. મ્હારા પતિએ એવું કહ્યું નહિ. એ કાંઇક લજ્જિત થઇને બોલ્યા: "હે! ત્હમે આ શું બોલો છો?!" ફોઇજીએ કહ્યું "કયેમ?! હું કાંઇ ગાંડી વાત તો નથી કહેતી ને? ઠીક, વહુ તું જ કહે." હું હસવા લાગી. મ્હેં કહ્યું:–"ફોઇબા, ત્હમે યોગ્ય માણસને જ પુછ્યું છે. જ્હેની ગાંઠ છોડવી હોય ત્હેની જ સમ્મતિ પુછવી જોઇએ." ફોઇજી બોલી ઉઠયાં. "હા એ તો ઠીક છે, હમણાં એ વાત પડતી મુકો. આપણે બે જણા પછીથી એ વાતની સં-તલસ કરીશું ભાઇ. પણ વહુ! હું ફરીથી કહું છું, શોકય તો આવશે જ. પણ તેમાં તો ત્હારી વડાઈ વધશે."

બે દિવસ પછી મ્હારા પતિએ મ્હારા દેખતાં જ ફોઇજીને પુછ્યું "ફોઇબા એ બી-ચારી આંખ્યોથી લાચાર છે. કોઇ માણસ આખો દિવસ ત્હેની પાસે રહી સેવા ચાકરી કરે તો હું નિશ્ચિન્ત થાઉં."

હું નવી નવી આંધળી થઇ એવામાં જો આ વાત કહી હોત તો તો મ્હારા સમ-જવામાં પણ આવત. પરન્તુ હવે આંખ્યો નહિ હોવાથી ઘરનું કામ શું બગડતું હતું તે હું સમજી નહિ. પરન્તુ મ્હેં કશુંએ ન કહ્યું. એ સમયે હું ચૂપ જ રહી. ફોઇજી કહેવા લાગી. "એની ક્યહાં ખોટ છે? મ્હારા જ ગામમાં અને મ્હારા જ સગામાં એક છોકરી છે. એ જેવી રૂપાળી છે તેવી જ સ્વભાવમાં પણ ગરીબ છે. જાણે લક્ષ્મીની જ મૂર્તિ છે. અત્યાર સુધી કોઇ સારૂં ઘર નહિ મલવાથી એ કુંવારી રહી છે. નહિ તો લગ્ન કરવા લાયક તો ક્યહારનીએ થઇ ગઇ છે. અને આપણે ત્યહાં ન્હાની છોકરીનું કામ નહિ. ત્હને જોઇને તો શેઠો ખુશીથી પરણાવશે."

મ્હારા પતિ ચોંકીને બોલી ઉઠયા "પરણવાની વાત કોણ કરે છે?" ફોઇજી કહેવા લાગ્યાં:—"વાહ વાહ, લગ્ન નહિ કરે તો કોઇ સારા ઘરની છોકરી એમને એમ ત્હારે ત્યહાં આવીને ઘર માંડશે."

વાત તો ઠીક કહી. મ્હારા પતિ કે હું એની વિરૂદ્ધ કાંઇ ન કહી શક્યાં.

મ્હારી આંખ્યો બંધ કરી અનન્ત અન્ધકારમાં એકલી ઉભી રહી. આકાશ તરફ મ્હોં કરી હું પોકારવા લાગી "હે ભગવાન, મ્હારા પતિની રક્ષા કરો."

આજ અરસામાં એક દિવસ સ્હવારમાં જ્યહારે હું પૂજા કરવા બ્હાર આવી ત્યહારે ફોઇજીએ મ્હને બોલાવીને કહ્યું:—"વહુ. જે છોકરીની વાત હું એ દિવસ કરતી હતી તે

છોકરીનો દાદો એને લઇને ગામ જતો હતોઃ મ્હેં બહુ જ વિનંતિ કરીને ચાર પાંચ દિવસ રહેવાનું કબુલ કરાવ્યું છે. ચમ્પા! આ ત્હારી બ્હેન થાય છે. ત્હેને પગે લાગ્ય."

બરોબર એ જ વખતે મ્હારા પતિ પણ એ તરફ આવી રહ્યા હતા. અપરિચિત સ્ત્રી–ચમ્પાને જોઇને શરમાઇને આઘા બેસવા જતા હતા. એટલામાં ફોઇબાએ બોલાવી કહ્યું:–"ભાઇ, દુર ક્યહાં જાય છે? અહિંઆ આવ્ય."

ફોઇબા બોલ્યાં:—"હું ત્હને એ દિવસે એની જ વાત કરતી હતી. એનું નામ ચમ્પા છે. ત્હેના દાદા એને લઇને પાસેના ગામમાં જતા હતા. મ્હને એમના જવાની ખબર પડવાથી મ્હેં રોકી રાખ્યા છે."

એ ક્યહારે આવી, એ ગામ શા કામે જાય છે, વિગેરે અનેક અનાવશ્યક વાતો પૂછી મ્હારા પતિ આશ્ચર્ય પ્રગટ કરવા લાગ્યા.

હું મનમાં વિચારવા લાગી કે જે કાંઈ થઈ રહ્યું છે તે તો હું સમજુ છું. પરન્તુ એમાં આટલું બધું કપટ કરવાનું શું પ્રયોજન હશે? જે કાંઈ કરવું હોય તે કરી નાંખો. પરન્તુ મ્હારી આગળ આ પંચાત શું કામ! મ્હને છેતરવાને માટે આવું આચરણ કરવાની શી જરૂર?!

ચમ્પાનો હાથ પકડી હું ત્હેને મ્હારા સુવાના ઓરડામાં લઈ ગઈ. ત્હેના મ્હોં પર હાથ ફેરવીને જોયું. મુખ તો સુન્દર જ હશે. વય પણ ચૌદ પંદરથી ઓછું નહિ હોય.

એ એકદમ ધાંટો પાડી મીઠા સ્વરથી બોલીઃ—"આ શું કરો છો?! મન્ત્ર ભણી મ્હારૂં ભૂત ઉતારો છો કે શું?"

ત્હેનું આ બોલવું મ્હને એટલું સરળ અને નિર્દોષ જણાયું કે તરત જ મ્હારા મનમાંથી કાળા વાદળનો એક પડદો દૂર થઈ ગયો. મ્હારો જમણો હાથ ત્હેના ગળામાં નાંખી મ્હેં કહ્યું:—'બહેન હું તો ત્હને જોઈ રહી છું.' અને એમ કહી ફરીથી હું ત્હેના કોમળ મ્હોં ઉપર મ્હારો હાથ ફેરવવા લાગી.

"જોઇ રહ્યાં છો?!!" એમ કહી તે પુનઃ હસવા લાગી અને બોલી "શું, હું ત્હમારી વાડીની ભાજી બાજી છું કે હાથ ફેરવીને જુઓ છો કે કેટલી વધી ગઇ?"

હવે મ્હને લાગ્યું કે હું આંધળી છું એ ચમ્પા જાણતી નથી. મ્હેં કહ્યું "બહેન, હું આંધળી છું. ત્હને આંખ્યોથી જોઇ શકતી નથી" મ્હારી વાત સાંભળીને ત્હેને ઘણું આશ્ચર્ય થયું. શાન્તિથી કેટલોક વખત સુધી એ કાંઇ વિચારવા લાગી. હું સારી રીત્યે સમજી ગઇ કે એ ત્હેના કુતુહલી અને નવાં મ્હોટાં નેત્રોથી મ્હારી દૃષ્ટિહીન આંખ્યો અને મ્હોંને ઘણા ધ્યાન પૂર્વક નીહાળી રહી છે. થોડાક સમય પછી એ બોલીઃ—"હા, એટલા માટે

ત્હમે કાકીને અહિંઆ બોલાવ્યાં છે. ખરૂં ને ?" મ્હેં કહ્યું "મ્હેં ફોઇજીને બોલાવ્યાં નથી એ તો એમની મેળે જ આવ્યાં છે."

ચમ્પા ફરીથી હસવા લાગી અને બોલી "ત્હારે તો ત્હમારા ઉપર કૃપા કરીને આવી છે. જો એમજ હશે તો એ દયામયી દેવી જલદી જતી રહેશે નહિ. પરન્તુ દાદાજી મ્હને અહિંઆ શું કામ લાવ્યા ?"

બરોબર એ જ વખતે ફોઇજી ત્હાં આવી પહોંચ્યાં. અત્યાર સુધી એ મ્હારા પતિની સાથે વાત કરી રહ્યાં હતાં. એમના ત્હાં આવતાં વાંત જ ચમ્પા બોલી ઉઠી "કાકી, હું તો હવે ઘેર જઇશ, હું ઘેર કેટલા દિવસમાં જવા પામીશ એ કહો."

ફોઇજી કહેવા લાગ્યા. "અલી આવે તો વાર થઈ નથી એટલામાં ઘેર જવાની ફીકર પડી છે! આવી ચંચળ છોકરી મ્હેં કોઇ દહાડો જોઇ નથી."

ચમ્પાઃ—"કાકી, મ્હને એમ લાગે છે કે ત્હમે તો અહિંથી ખસશો જ નહિ. ત્હમારૂં તો આ ઘર છે, મ્હાઓ એટલા દિવસ રહો. પણ હું તો નહિ રહું. પહેલેથી કહી દેઉં છું."

પછી મ્હારા હાથ પકડી ચમ્પાએ કહ્યું—"કયેમ બ્હેન, તું શું કહે છે ? હું તો ત્હમારા ઘરની નથી ને ?" હું એનો શો ઉત્તર આપું ? જ્યારે કાંઇ સૂજ ન પડી ત્યારે મ્હેં એને પાસે ખેંચી હૃદય સરસી ચાંપી. હું સમજી ગઈ કે ફોઇજી ગમે તેટલાં પ્રબળ હશે તો પણ ચમ્પાને સંભાળવાની શક્તિ ત્હેમનામાં નથી. ક્રોધ ન કરતાં એ ચમ્પાને ઉપર ઉપરથી પટાવવા લાગ્યાં. પરન્તુ ત્હેમના પટાંમણાંવેડાને ચમ્પાએ જરાયે ગણકાર્યા નહિ. ફોઇજીની બધી વાતો સાંભળીને એ ઉંડું હાસ્ય કરવા લાગી; વળી કાંઇ વિચાર કરી ફોઇજી બોલ્યાંઃ—"ઉઠ ચમ્પા, ત્હારે ન્હાવાનું મોડું થઇ જશે. ચાલ્ય, મ્હારી સાથે." ચમ્પાએ મ્હને કહ્યું "બ્હેન, આવો ત્હમે પણ મ્હારી સાથે ચાલો. આપણે બે જણ સાથે જ જઇશું." ફોઇજી લાચાર બની શાન્ત રહ્યાં. એ જાણતાં હતા કે વધારે ખેંચતાણ કરવાથી જીત તો ચમ્પાની જ થશે. મ્હારી આગળ હારવાથી નકામું પોતાનું પોકળ ખુલ્લું થઇ જશે.

(અપૂર્ણ.)

અનિલ.

---

# વર્તમાનરંગ

**વનિતાસુધારક ફન્ડઃ**—એ એક મ્હોટા આનન્દની વાત છે, આપણા દેશના ઉદયની શરૂઆત થવાનું શુભ ચિન્હ છે કે, હવે સામાજિક સુધારણામાં ભારતમહિલાઓએ પણ ભાગ લેવા માંડયો છે. સ્ત્રીનું હૃદય પુરુષ કરતાં વધારે સુકોમળ, વધારે પ્રેમાળ, વધારે લાગણીવાળું હોય છે અને આપણા ઘરસંસારના સુધારામાં એવાજ ગુણોની ખાસ જરૂર પડે છે. ચ્હડતી પડતી વચ્ચેનાં–વિજય પરાજય વચ્ચેનાં–લ્હડાઇનાં મેદાનોમાં ત્યાં ઘૂમવાનું નથી; બુદ્ધિ અને મનના મહાતરંગો આસમાન સુધી ઉછાળતા સંસારસાગરમાં ત્યાં વહાણ ચલાવવાનું નથી; પરન્તુ ન્હાની પવનની લ્હેરો જેમના એકત્ર થયેલા સમુદાયના ધુધવાટા અને તોફાન સમગ્ર વિશ્વને ધ્રુજાવી મૂકે છે, પાણીનાં ઝીણાં ઝીણાં ઝરણાં જેમનું એકઠું થયેલું પાણી દુનિયાંને ડુબાવી શકે છે, ત્હેમનું યોગ્ય પોષણ–ત્હેમનાં જીવન જગતને લાભદાયી થઇ પડે એવા પ્રકારનું શિક્ષણ તો સુન્દરીઓના ખોળામાંજ શરૂ થઈ, ત્હેમના ગૃહમન્દિરમાંજ પરિપાક પામે છે. સંપૂર્ણ કળામાં અને સુવાસમાં ખિલવાની ફુલની કળિયો જેવાં દુધમથી બાળક જેમના ઉપર ભવિષ્યની મ્હોટી ન્હાની સઘળી આશાઓનો આધાર છે ત્હેમની કેળવણીનો પ્રારંભ આપણી બ્હેનોનાજ હાથમાં છે; એટલે જ્યાં સુધી એમનાં મન વિકાસ પામેલાં નથી, આનન્દમાં નથી, ઉમંગ ભર્યાં નથી, ત્યાં સુધી બાળકોમાં તે તે ખાસ જરૂરના મહાન્ ગુણ પ્રકાશ પામે એ કેવળ અસંભવિતજ છે! એટલે જ્યાં જ્યાં સ્ત્રીઓના ઉત્કર્ષ માટે, ભલા માટે, ત્હેમની સુધારણા માટે શુભ પ્રયાસ થતા જોવામાં આવે ત્યાં ત્યાં અમારી તરફથી ત્હેમને ઉલ્લાસ અને પ્રસંશાથી વધાવી લેવામાં આવે એમાં શું આશ્ચર્ય?

હાલ જબલપુરમાં સન્નારીઓએ પોતાનીજ પ્રેરણા અને ઇચ્છાથી, પોતાનાથી ઓછી ભાગ્યશાળી સ્ત્રીઓને સહાય કરવાના હેતુથી **વનિતાસુધારક** ફન્ડ નામની એક સંસ્થા ઉઘાડી છે. પ્રમુખ અને મંત્રી તરીકે **શ્રીમતી સુમિત્રા** દેવી તથા **શ્રીમતી કૌસલ્યા** દેવીનાં નામ જોવામાં આવે છે અને ત્હેમાં સર્વે સભાસદ સ્ત્રીઓજ છે. આ ફન્ડના નીચે મુજબ હેતુ રાખવામાં આવેલા છેઃ—

૧. વનિતાસુધારો માટે ખાસ માસિક પ્રકટ કરવું.
૨. વનિતાવિદ્યાલય તથા વનિતાશ્રમ સ્થાપવાં.
૩. સ્ત્રીઉપયોગી પુસ્તકો અને દવા વ્હેંચવી.
૪. સ્ત્રીઓને સ્ત્રીઓ તથા વૃદ્ધ મહાત્માઓ દ્વારા શિક્ષણ આપવું.
૫. સ્ત્રીઓના વાર્ષિક મેળાવડા કરવા.
૬. નિરાધાર વિધવાઓ તથા સ્ત્રીઓને સહાય થવું.
૭. અનાથ કન્યાઓને કેળવણી તથા લગ્ન કરાવી આપવાની ગોઠવણ કરવી.

આ સઘળા ઉદ્દેશ ઘણા સ્તુત્ય છે અને સામાજિક સુધારણાનું પ્હેલું પગથિયું એજ છે. આ પત્રના પ્રથમ વર્ષની ભેટ તરીકે આપેલ **યોગિની અથવા સાધ્વીઓના**

"નર જાત સુખી હશે કદિ, કદિ મ્હાલતી સ્વચ્છન્દથી;"
"પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ.!"

એ વારંવાર અને જ્યાં ત્યાં દૃષ્ટિએ–કાને પડતા આપણા એક સાક્ષર મહાત્માના હૃદયમાંથી નીકળી ગયેલા ઉદ્‌ગારો હાલની હિન્દી સ્ત્રીઓની હાલતનું જે તદ્રૂપ વર્ણન કરે છે, ત્હેવાં અવર્ણનીય હૃદયતોફાનો અને જીવનતિમિરોમાં જીંદગી ગાળી કહાડતી "બિચારી હિન્દુની બાળા" ના જીવનમાં હૃદયમાં સુખ શાન્તિનું, પ્રકાશનું એકાદ કિરણ રેલાવવાને જે પ્રયત્નો થાય છે ત્હેને આપણે આપણા બનતા પ્રયત્નો કરી સહાય કરવી એના કરતાં વધારે મ્હોટો બીજો કયો ધર્મ છે ?

સુમન્ત, બન્ધુસમાજ.

---

# ચર્ચાપત્ર સંબંધી ખુલાસો.

અમારા ડીસેમ્બર માસના અંકમાં 'વિદ્યાકળા' ના વિષયમાં ગર્જના તથા વિજળી શી રીતે ઉત્પન્ન થાય છે તે વિષેના લેખના સંબંધમાં રા. રા. બિહારી નિચેનો ખુલાસો મોકલે છે તે તરફ અમે પ્રસ્તુત વિષયના લેખક રા. રા. સાકરલાલ મોતીલાલ વછરાજાની બી. એ. તથા વાંચક વર્ગનું ધ્યાન ખેંચીએ છીએ.

"વિજળીનો પ્રકાશ થાય ત્યારે જૂદી જૂદી વીજળીઓ (નેગેટીવ અને પોઝીટીવ) નો સંગમ થાય છે અને તે સંગમને સમયે પ્રકાશ નજરે પડે છે. જો કોઈ પણ ચીજની અંદર એ જાતમાંની કોઇપણ જાતની વિજળી હોય, અને બીજી જાતની વીજળીવાળી કોઇ પણ ચીજ તેની પાસે આવે પણ તેને અડોઅડ ન આવે, તો અવાજ અને પ્રકાશની સાથે તે બે વિજળીયો જોડાઈ જાય છે. સામાન્ય રીતે વાદળાંમાં પોઝીટીવ વિજળીનો પ્રવાહ રહેલો હોય છે, પણ ધુમસ જમીનને અડકવાથી જમીનની નેગીટીવ વિજળી ધુમસના વાદળાંમાં જાય છે, અને આથી કેટલીક વખત વાદળાં નેગેટીવ વિજળીથી પણ ભરાય છે. આવાં વિજળીથી ભરેલાં વાદળાં, (પછી તે વિજળી ગમે તે જાતની હોય) જમીનથી ૬૦૦૦ ફીટથી વધારે ઊંચાં નથી રહેતાં, એટલુંજ નહિ પણ કેટલીક વેળા છેક ૭૦૦ થી ૧૯૦૦ ફીટને અંતરે આવી જાય છે. જ્યારે આ પ્રમાણે થાય છે ત્યારે જમીનની વીજળી આકાશની વીજળી સાથે ભળી જાય છે અને આકાશની વીજળી પોઝીટીવ હોય તો પૃથ્વી તરફ ઉતરે છે તે દેખાવને વીજળીનું પડવું કહેવામાં આવે છે. પણ વાદળાં વાદળાંની વીજળીની શક્તિમાં ફેર હોય છે. જ્યારે આવાં તફાવતી શક્તિવાળાં વાદળાં પાસે પાસે આવી જાય છે ત્યારે પણ આકાશમાં વીજળીક પ્રકાશ થાય છે.

"આ પ્રકાશ થતી વખતે એક ટોટા જેવો અવાજ થાય છે. જે પ્રમાણમાં વીજળીનો જથ્થો તે પ્રમાણમાં અવાજ મોટો યા નાનો નિકળે છે. આ અવાજ પાસેથી સાંભળનારને ખરાબ લાગે છે પણ આઘે ઉભા રહી સાંભળનારને ગડગડાટ સંભળાય છે. આનું કારણ હવાના ઉપર તે વખત થતા દબાણને લીધે થતા વાતાવરણમાં થતી મોજારૂપ ગતી છે; ત્યારે કેટલાક તેનું કારણ આઘાત અને પ્રત્યાઘાત કહે છે."

—:—

# સમયતરંગ.

નેશનલ ઇન્ડીયન એસોસિએશનની મુંબાઇની બાનુઓની શાખાની મળેલી વાર્ષિક સભામાં એક એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે હીંદીઓનાં જાણીતાં હિતેચ્છુ મર્હુમ મિસ મેનીંગ જેણે મૃત્યુ વખતે આ શાખા માટે રૂ. ૧૫૦૦ ની ભેટ કરી છે, તેમની તે રકમ આપણી તરફથી રૂ.૨૦૦૦નો ઉમેરો કરી તે સઘળી રકમ તેમની યાદગીરીના ફંડ તરીકે અનામત રહેવા દેવી, અને તેના વ્યાજમાંથી વૈદકની છેવટની પરીક્ષામાં ચોકસ સરતોએ પાસ થનાર બાનુને સ્કોલરશીપ આપવી.

આયુર્વેદ વિદ્યાલયની છેલ્લી પરીક્ષામાં પસાર થયેલાં વિદ્યાર્થીઓને પદવી આપવા માટેના મેળાવડામાં વંચાયલા રીપોર્ટ ઉપરથી જણાય છે કે ૧૯૦૪–૦૫ ના વર્ષ દરમીયાન સાવિકા (સુયાણી) ની પરીક્ષામાં ત્રણું સ્ત્રીવિદ્યાર્થીઓ બેઠી હતી અને તે ત્રણે પાસ થઇ હતી. પરિચારિકા (માંદાંની સારવાર કરનાર—નર્સ) ની પદવી માટેની પરીક્ષામાં ૫ સ્ત્રીવિદ્યાર્થીઓ બેઠી હતી તેમાં ૪ સ્ત્રીઓ પાસ થઇ છે. (હાલ ચાલુ વર્ષમાં આ બન્ને વર્ગમાં મળી કુલે ૧૨, સ્ત્રી વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે.) આ બન્ને પદવી મેળવનાર સાત સન્નારીઓ સર્વે દક્ષિણી જાતની છે, અને તેમાંની ૬ સૌભાગ્યવતી છે, અને એકજ વિધવા છે.

મુંબાઇ યુનીવર્સીટીની ગયાના પ્હેલ વર્ષની મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પાસ થના મુસલમાન કોમમાંથી પ્હેલીજ સ્ત્રીને તે વ અપાયેલા ધન્યવાદ ઇનામ વગેરેથી ઉત્તેજી થઇ ગયા વર્ષની તેજ પરીક્ષામાં તે કોમ માંથી ત્રણ સ્ત્રીઓ ફતેહમંદ થઇ છે, અ તેમાંની એક ઊંચા નંબરે પાસ થવાથી સા મટાં ત્રણ ઇનામો જીતવાને ભાગ્યશાળી થઇ છે

અલીગઢમાં એંશીએક મુસલમાન સ્ત્રીઓએ ભેગી થઇ એક પ્રદર્શન ઉઘાડયું છે, તેમ ભોપાલના બેગમ સાહેબ, ઝંઝીરાનાં બેગમ સાહેબ, પટીયાલાનાં મહારાણી ઇત્યાદી મ્હોટી મ્હોટી સન્નારીઓએ પોતાના હાથની કારીગરીના ઉત્તમ નમુનાઓ મોકલ્યા છે.

દક્ષિણ હૈદરાબાદની નિજામ સરકાર તરફથી ખાસ સ્ત્રીઓ તથા બાલકો માટેન દવાખાના માટે રૂ. ૭ લાખ આપ્યા છે.

કચ્છ ભુજપુર ગામમાં હાલ ગઇ તારીખ ૨૬ મીથી એક પ્હેલીજ કન્યાશાળા ઉઘાડવામાં આવી છે, તથા તેમાં કેળવણીને લગતાં તમામ સાધનો કેટલાક ખાનગી ગૃહસ્થો તરફથી પુરાં પાડવામાં આવ્યાં છે. એ કન્યાશાળાનાં શિક્ષક તરીકે જાણીતા લેખક જીવરામ અજરામરની પુત્રી બાઇ હાંસબાઇ નીમાયાં છે.

Registered No. B. 436.

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી.)

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.

પુસ્તક. ૩ | પ્રકાશક, બન્ધુસમાજ. | ઈ. સ. ૧૯૦૬: માર્ચ.
અંક ૭ | | વિ.સં. ૧૯૬૨: ફાલ્ગુન

વિષયસૂચન.



વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ પોસ્ટેજ સુદ્ધાંત.

---

## લવાજમની પહોંચ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮૯ | (નં. ૫૨૨) | મ્હેરબાન યશવંતરાય વજેશંકર બી. એ | (વ. ૩) | મુંબાઈ | ૧-૪-૦ |
| ૯૦ | (નં. ૫૨૩) | રા. રાઈ ઇચ્છાશંકર કાલીનાથ | (વ. ૩) | મુંબાઇ | ૧-૪-૦ |
| ૯૧ | (નં. ૫૨૪) | રા. મણીલાલ શંકરજી બક્ષી. | (વ. ૩) | માંગરોળ | ૧-૪-૦ |
| ૯૨ | (નં. ૧૮) | રા. ચમનરાય હરરાવ | (વ. ૩) | અમદાવાદ | ૧-૪-૦ |
| ૯૩ | (નં. ૫૨૫) | રા. મગનલાલ કીરપારામ | (વ. ૩) | નડીઆદ | ૧-૪-૦ |
| ૯૪ | (નં. ૫૨૬) | શરીફ મામે મહમદ | (વ. ૩) | વેરાવળ | ૧-૪-૦ |
| ૯૫ | (નં. ૫૨૭) | રા. લક્ષ્મીલાલ કાનજી | (વ. ૩) | રાજકોટ | ૧-૪-૦ |
| ૯૬ | (નં. ૫૨૮) | રા. રાજપાળ રાઘવજી | (વ. ૩) | સાણંદ | ૧-૪-૦ |
| ૯૭ | (નં. ૫૨૯) | રા. ધીરજરામ નવલરામ | (વ. ૩) | સુરત | ૧-૪-૦ |
| ૯૮ | (નં. ૫૩ ) | રા. લક્ષ્મીલાલ કનકકાંતિ | (વ. ૩) | અમદાવાદ | ૧-૪-૦ |
| ૯૯ | (નં. ૧૪૯) | રા. રવજી ધરમશી રૂપા | (વ. ૩) | માંડવી | ૧-૪-૦ |
| ૧૦૦ | (નં. ૬૦) | શેઠ સાહેબ મુમકુલી એ. બાકરભાઇ | (વ. ૩) | મુબંઇ | ૧-૪-૦ |
| ૧૦૧ | (નં. ૫૩૧) | રા. રામપ્રસાદ જયકૃષ્ણ | (વ. ૩) | પાલણપુર | ૧-૪-૦ |
| ૧૦૨ | (નં. ૧૬૭) | રા. માણેકલાલ ગોપાલદાસ | (વ. ૩) | મહેમદાવાદ | ૧-૪-૦ |
| ૧૦૩ | (નં. ૩૪૨) | રા. જાની જેશંકર નથુરામ | (વ. ૩) | વિસનગર | ૧-૪-૦ |
| ૧૦૪ | (નં. ૫૩૨) | રા. આનંદરાવ હરિવલ્લભદાસ પંડિત | (વ. ૩) | નાગપુર | ૧-૪-૦ |
| ૧૦૫ | (નં. ૫૩૩) | રા. રમણિકલાલ ઉદેસિંહ | (વ. ૩) | જેતપુર | ૧-૪-૦ |
| ૧૦૬ | (નં. ૫૧૦) | રા. ડૉ. દેવજી જેઠાભાઇ | (વ. ૩) | કરાંચી | ૧-૪-૦ |
| ૧૦૭ | (નં. ૫૩૫) | શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જૈનપુસ્તકાલયના સેક્રે. | (વ. ૩) | પાટણ | ૧-૪-૦ |
| ૧૦૮ | (નં. ૧૬૩) | રા. બાજીરાવ રણછોડરાય દેસાઇ | (વ. ૩) | ગોધરા | ૧-૪-૦ |
| ૧૦૯ | (નં. ૩૯૮) | રા. શિવપ્રસાદ દલપતરામ પંડીત | (વ. ૩) | મેરઠ | ૧-૪-૦ |
| ૧૧૦ | (નં. ૫૩૦) | રા. ભવાનીદાસ નારણદાસ | (વ. ૩) | મુંબાઇ | ૧-૪-૦ |
| ૧૧૧ | (નં. ૫૩૭) | રા. રેવાશંકર અનુપચંદ | (વ. ૩) | રાજકોટ | ૧-૪-૦ |
| ૧૧૨ | (નં. ૫૩૮) | રા. મણીલાલ ગોકળભાઇ | (વ. ૩) | અમદાવાદ | ૧-૪-૦ |
| ૧૧૩ | (નં. ૫૩૯) | રા. પ્રેમજી વિરજી | (વ. ૩) | સીલી | ૧-૪-૦ |
| ૧૧૪ | (નં. ૫૪૦) | રા. મુકુંદરાય હરસુખરાય | (વ. ૩) | નડીઆદ | ૧-૪-૦ |
| ૧૧૫ | (નં. ૫૪૧) | રા. વિશ્રામ હરજી ઠક્કર | (વ. ૩) | સુમરારોહા | ૧-૪-૦ |
| ૧૧૬ | (નં. ૫૪૨) | રા. દીપચંદ દામોદરદાસ ગાંધી | (વ. ૩) | દીગતપાટ | ૧-૪-૦ |

# सुन्दरी सुबोध

વર્ષ ૩ જું] ઈ. સ. ૧૯૦૬ માર્ચ—ચૈત્ર વિ. સં. ૧૯૬૨. [અંક ૭ મો.

## ज्ञान सुगन्ध·



सुख कोने सर्व काळ प्होचेलुं छे ? ने दुःख कोने सर्व काळ प्होचेलुं छे ! सुख अने दुःख बेमांथी एक पण एकांत एटले एकज अंतवाळुं नथी पण सुख पछी दुःख ने दुःख पछी सुख एम वारा फेर दशा बदलायां करे छे, ते गाडीना चक्र एटले पइडानी नेमि एटले च्यारे पासनी गोळ कोर फर्यां करे छे, ने उपरनुं नीचे आवे छे ने नीचेनुं उपर आवे छे. एम संसारमां थयांज करे छे. * * * एक दिवस बहु सुख हतुं ते दुःख थयुं तेनुं सुख थवा वारो हजी आव्यो नथी ने ए * दुःखनी तुं भागीयण थइ तो * सुख थशे ते काळे तेमां तने प्रभु भागीयण करशे एवो काळ आवशे एम समजी त्हारे त्हारु धैर्य खोवुं नहीं. ते त्हारी संभाळ लेशेज. हुं तो एक अल्प मनुष्य छुं पण परमात्मानी नजर आगळथी तुं छेटी नथी, ते त्हारी संभाळ लेशे; माटे तेना उपर परम विश्वास राखी तेनी कृपा मेळवजे एटले सउ सारां

વાનાં થશે. આ અવતારમાં ત્હારે કષ્ટ જોવું પડે તે દૂર કરવાની પણ મ્હારામાં શક્તિ નથી, પણ પરમાત્મા તો આ અને આવતા સર્વ અવતારનાં દુઃખ દૂર કરવાને પણ સમર્થ છે. માટે માણસના બોલ ને માણસની કૃપા કે અકૃપા સામું ન જોતાં ત્હારો ધર્મ પાળજે કે ઈશ્વર ત્હને આ અને આવતા સર્વ અવતારમાં સુખ અને શાન્તિ આપે. * * * જે ઈશ્વરે તને વિદ્યા ને સદ્‌ગુણ મળવાનો અવકાશ આપ્યો તેજ ઈશ્વર, તને સુખ દુઃખ દેખાડી, ત્હાડ તડકો વેઠાવી, આખરે ત્હારો જન્મ સફળ કરશે. માટે સર્વ રીતે મનને સુખમાં રાખજે ને ઈશ્વર ઉપર વિશ્વાસ રાખી તેની કૃપાની આશા છોડીશ નહીં. જે ઈશ્વરનો વિશ્વાસ રાખે છે તેને ઈશ્વર વિસારતો નથી.

(સાક્ષરશ્રી ગોવર્દ્ધનરામના સ્વ. અ. સૌ. લીલાવતી ઉપરના પત્રમાંથી).

*     *     *     *     *

હું જાણું છું કે દુઃખ, ચિત્ત, જીવન, બધે ક્ષણમાત્ર છે. તે છતાં કોઈ દિવસ લાગી જાય છે. પરંતુ હું એમ કરીને મન વાળું છું કે ઈશ્વર જે કંઈ સારું અને ખોટું કરે છે તે આપણા સારા સારુંજ કરે છે. * * * જ્યારે મ્હોટા દેવ જેવા સુરજ સરખાને દુઃખ પડે છે ત્યારે આપણે કોણમાત્ર? વળી કહ્યું છે કે.

સુખ દુઃખ સરજ્યાં ઈશ્વરે દયા ધરીને એમ,
કડવાં મીઠાં ઔષધો પાય જનેતા જેમ.
દુઃખ દેવું પણ દેવનું દયા ભરેલું કામ,
અતિ દયાથી રોગીને દે છે વૈદ્યો ડામ.

અને હું તો એમજ જાણું છું કે ઈશ્વર જે કાંઈ કરે છે તે આપણા સારા માટેજ કરે છે.

(સ્વ. અ. સૌ. લીલાવતીના સા. શ્રી. ગોવર્દ્ધનરામ ઉપરના પત્રમાંથી.)

—લીલાવતી–જીવનકલા.

# કાવ્યકુંજ.

—:o:—

## ફુલડાંકટોરી.

ચન્દ્રીએ અમૃત મોકલ્યાં રે બ્હેન !
ફુલડાં કટોરી ગુંથી લાવ્યઃ
    જગમાલણી રે બ્હેન !
    અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન !

અંજલીમાં ચાર ચાર ચારણી રે બ્હેન !
અંજલીએ છૂદણાંના ડાઘ:
    જગમાલણી રે બ્હેન !
    અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન !

ઝીલું નહીં તો ઝરી જતું રે બ્હેન !
ઝીલું તો ઝરે દશ ધાર:
    જગમાલણી રે બ્હેન !
    અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન !

ફુલડાંમાં દેવની હથેલીઓ રે બ્હેન !
દેવની કટોરી ગુંથી લાવ્યઃ
    જગમાલણી રે બ્હેન !
    અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન !

ન્હાનાલાલ દ. કવિ.

---

## સતી સીમંતિનીને.

( મંદાક્રાન્તા છંદ. )

લલિત લહરી ધીમી ધીમી સુધીર સમીરની–
હસતી હસતી મીઠું મીઠું કહી ગઈ કે જરીઃ
રમતીલી જુએ પાછું, પાંખો વિશેષ પ્રસારતી;
કુદરત તણી સામગ્રીને વિશેષ ઉજાળતીઃ

૨

મયૂર પુલકે ને કોકિલા, ઉડે શુક સારિકા,
કઇ પુલડીયાં પંથે વેરે પવિત્ર પ્રયાણના;
મહીયર જતાં સીમંતિની સતી પ્રિય લાડલી-
પ્રિયજન તણી આંવી દીપે ઉડી મીઠી લાગણી,

૩

ઝુલતી ઝુલતી ધીરાં ધીરાં સતી ડગલાં ભરે,
પ્રિય-પ્રણયનાં મોતીડાંની વધામણીને નમે;
મુખ ન મલકે આંખો ઢાળે હસાવી હસે નહીં,
મનહર સખી સ્કંધે રતંબી કળાયલ ડોલતી.

૪

કુમળી કળીશી જે ગૌરીયે ધરી લીલી ઓઢણી,
પ્રણય-પગલે બાલા, સાથે હું, સપ્ત પદી ચડી;
નમણી નમણે જે મુગ્ધાની નમી મુખ-પાંદડી,
અજબ પુતળી એની એ આ સુહાય સીમંતિની.

૫

સ્વરૂપ જુજવે કલ્યાણી ! તું કરે મુજ સેવના,
સખિ સહચરી! ઓછી ઓછી છતાં યતી તું સદા;
અજબ સુરખી આંજે ત્હારી દુભાયલ દીનને,
ભગવતી સતી ! તુંથી પામું હું ઉન્નતિને પદે.

લલિતત્વરિમલ.

---

## પુત્રવતીને.

પ્રાણસમી સખિ પુત્રવતી

દેવમંદિરે અભ્યાગત થઇ, પામ્યાં પ્રસાદી અદ્ભુત અણુગણી,
મહી મૈયાનું અમૃત ફલ આ, ઉર સરસું અર્ધું સાચવવા;
બાલા મટી થઈ બાલકમાતા પુત્ર પતિને સ્હોડ સમાવા,
શાણી સતી ! તુજ શરણાગતને પ્રૌઢ થઇ તું હૈયા હુલાવા.

લિતાલયઃ લલિતત્વ[illegible]

---

# રમણી મણિમાલા.

## [1]સાવિત્રી.

‡प्रेयो मित्रं बन्धुता वा समग्रा
सर्वे कामाः शेवधिर्जीवितं वा ।
स्त्रीणां भर्ता* * *
* * * * *

भवभूति.

પૂર્વકાલે મદ્રદેશમાં અશ્વપતિ નામનો એક રાજા હતો. આ રાજા ધર્માત્મા, બ્રહ્મવિદ્, સત્યવાદી, જીતેન્દ્રિય હતો એટલું જ નહિ પણ પોતાની પ્રજાના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માનતો હતો. એના વૈભવમાં કાંઇ ખામી નહોતી, છતાં તેને સંતાન ન હોવાથી પ્રજા નિરંતર શોક કરતી હતી. અશ્વપતિ સંતાન પ્રાપ્તિને અર્થે તીવ્ર નિયમ પૂર્વક સાવિત્રી દેવીનું ચિંતન કરવા લાગ્યો. તે દેવીની કૃપાએ કેટલાક માસ પછી પટરાણીને ગર્ભ રહ્યો, અને યથોચિતકાલે એક પુત્રીરત્નનો જન્મ થયો. સાવિત્રીની કૃપાથી આ સંતાનની પ્રાપ્તિ થઈ હતી તેટલા માટે તેનું નામ સાવિત્રી આપવામાં આવ્યું. આ રાજકુંવરી લક્ષ્મીની માફક સૌંદર્યમાં વધતી ગઈ. એનું અમાનુષી રૂપ જોઇ સર્વ કોઈ એને દેવકન્યા લેખવા લાગ્યાં. આવી દેવકન્યાને વરવાને આપણે યોગ્ય નથી એમ રાજકુમારોને લાગવાથી યુવાવસ્થામાં આવેલી છતાં તેનું લગ્ન થયું નહિ. કન્યા ઉમર લાયક થઈ છતાં કોઇ વરવાને આવતું નથી એ જોઈ અશ્વપતિને બહુ ખેદ થયો. અને એક દિવસ પુત્રીને એકાન્તમાં બોલાવી કહેવા લાગ્યો—

"હે પુત્રી! તું લગ્નને લાયક થઈ છતાં તારૂં કોઇ માગું કરતું નથી, માટે ગુણ વિગેરેમાં તને ગમે એવો પતિ ખોળી તું ત્હેની સાથે લગ્ન કર".

પિતાની આજ્ઞા માથે ચઢાવી રથમાં બેશી સાવિત્રી સખીયોની સાથે નગર નગરીઓ અને આશ્રમોમાં ફરતી ફરતી છેવટે ઘેર આવી. સાવિત્રી આવી તે વેળા ભગવાન નારદ ઋષિ અશ્વપતિની સાથે કથાવિનોદ કરતા હતા. સાવિત્રીને આવતી જોઇ નારદ ઋષિએ અશ્વપતિને પૂછ્યું કે—"આ ત્હારી પુત્રી ક્યાં ગઈ હતી અને ક્યાંથી આવી? શું હજી સુધી ત્હેં આનું લગ્ન કર્યું નથી?"

અશ્વપતિ—"હે મહર્ષિ, એજ કાર્યને માટે તે વિદેશ ગઈ હતી, અને એણે શું કર્યું તે આપ સાંભળશો." પિતાની આજ્ઞાથી સાવિત્રીએ પોતાની હકીકત નીચે પ્રમાણે જણાવી.

---

૧. મહાભારત ઉપરથી. ‡ સ્ત્રીને પતિ એજ પ્રિય વસ્તુ છે, એજ મિત્ર છે, એજ સર્વે સગામાં સગો છે, એજ ઇપ્સિત વસ્તુ છે, એજ નિધિ છે અને એજ જીવિત છે.

"શાલ્વદેશમાં દ્યુમત્સેન નામના પૃથિવીપતિ છે. એ રાજા અંધ છે અને તેમ થવાથી તેને તથા તેના બાલપુત્રને રાજ્યમાંથી દુશ્મનોએ હાંકી કાઢયો છે. આ રાજર્ષિ મહાન્ અરણ્યમાં જઈ તપશ્ચર્યા કરે છે. દ્યુમત્સેનનો સત્યવાન્ નામનો પુત્ર જે એજ તપોવનમાં ઉછર્યો છે તે મને યોગ્ય હોવાથી હું તેની સાથે વરવા માગું છું"

સાવિત્રીનું આ વચન સાંભળી નારદ ઋષિને ખેદ થયો અને એકદમ બોલી ઉઠયા કે—"જો કે સત્યવાન્‌માં કોઇ પણ જાતનો દોષ નથી, છતાં સાવિત્રીએ તેને પસંદ કરવામાં ભૂલ કરી છે; સત્યવાન્‌માં એક દોષ એવો છે કે તે કોઈ પણ રીતે દૂર થાય એમ નથી. આજથી બરાબર એક વર્ષે સત્યવાન્‌નું મૃત્યુ થશે એજ દોષ છે."

ભગવાન નારદનું આ વચન સાંભળી અશ્વપતિ સાવિત્રીને કહેવા લાગ્યા કે "હે પુત્રિ, સત્યવાન્‌નું ટુંકું આયુષ છે માટે તું અન્ય ભર્તાને શોધી લે."

સાવિત્રી—"હે પિતાજી, એકજ વસ્તુનું દાન એકજ વખત થઈ શકે, તેમ કન્યાદાન પણ એકજ વખત થાય. જેને મ્હેં મનથી મ્હારો પતિ માન્યો તે પછી દીર્ઘાયુ હો વા અલ્પાયુ હો, દોષવાન્ હો વા દોષહીન હો તોપણ તેજ મારો પતિ. માટે હવે હું અન્યને નહિ વરૂં."

નારદ—"હે અશ્વપતિ, સાવિત્રીની વૃત્તિ પવિત્ર અને સ્થિર છે અને તેથી તેને સત્યવાન્‌ની સાથે લગ્ન કરવું યોગ્ય જ છે; માટે તું સુખેથી લગ્ન કર." આટલું બોલી તે પોતાને ધામ ગયા.

ત્યારબાદ અશ્વપતિ વિવાહની સર્વ સામગ્રી લઇ દ્યુમત્સેનના આશ્રમે ગયો અને સ્નેહપૂર્વક દ્યુમત્સેનને કહ્યું કે—"હે રાજર્ષિ, આપના પુત્રને માટે મ્હારી કન્યાનો સ્વીકાર કરો."

દ્યુમત્સેન—"હે પવિત્ર રાજન્, અમે રાજ્યથી ભ્રષ્ટ થઇ અરણ્યમાં વાસ કરીયે છીએ. તો પછી ત્હારી સુકોમલ કન્યા વનવાસના ક્લેશ કેમ સહન કરી શકશે? આટલા માટે તું એને યોગ્ય અન્ય રાજકુંવર ખોળી લે." પણ આખરે અશ્વપતિના ઘણા આગ્રહથી દ્યુમત્સેને હા પાડી અને વિધિ પૂર્વક સત્યવાન્‌ની સાથે સાવિત્રીનાં લગ્ન કરવામાં આવ્યાં. સત્યવાન્ આવી પવિત્ર અને ગુણવાન્ ભાર્યા મળી તેથી આનંદ માનવા લાગ્યો. અને સાવિત્રી પણ ઇચ્છિત વરને પરણી સંતુષ્ટ થઈ. પિતાના ગયા પછી સાવિત્રીએ પિતાએ વસ્ત્રાલંકાર આપ્યાં છતાં તેનો ત્યાગ કરી તપોવનને યોગ્ય વસ્ત્ર રાખવા માંડયાં. પિયરના વૈભવથી છલકાઈ ન જતાં પતિનું ઘર એજ આપણું ઘર ને પતિની સ્થિતિ તેજ આપણી સ્થિતિ એમ માની તે સાદા વસ્ત્રે દિવસ નિર્ગમન કરવા લાગી. સેવાથી પોતાના પતિને સંતુષ્ટ કર્યા એટલું જ નહિ પણ પતિનાં માતપિતા તેજ મ્હારાં માતપિતા છે એમ માની તેમને પણ સેવાથી સંતુષ્ટ કર્યાં.

(અપૂર્ણ.)

સુબન્ધુ, બન્ધુસમાજ.

ક્ષય કર્યો. સીતાએ પણ જ્યારથી રામનો વિયોગ થયો ત્યારથી અહાર નીદ્રાનો ત્યાગ કરી પોતાના પતિ રામનું જ રટણ કર્યા કરતાં હતાં. રામે રાવણને મારીને પછી હનુમાનજીને અશોક વનમાં જ્યાં સીતા હતાં ત્યાં ખબર કહેવાને મોકલ્યો. હનુમાને સીતાને રામ આવ્યા ના તથા રાવણને માર્યાના સમાચાર કહ્યા ત્યારે સીતા રામને મળવાને માટે કેટલાં આતુર થઇ ગયાં! જ્યારે સીતાને રામની પાસે લાવવામાં આવ્યાં ત્યારે લોકાપવાદ ન નડે માટે સીતાએ અગ્નિ દીવ્ય કર્યો. અને પોતે પતિવ્રતા છે એવી ખાત્રી કરી આપી. અહો પોતાના પતિને માટે કેટલું કષ્ટ સહન કરી વિયોગને માટે વનવાસ ગયાં! અગ્નિ દીવ્ય કરી પવિત્ર થયેલાં સીતાને માટે પણ જ્યારે રામે જનવાયકા અપવાદ ભરેલી સાંભળી ત્યારે પણ પોતાની પત્ની સગર્ભા છતાં રામે ત્યાગ કર્યો. તો પણ પતિમાં પ્રેમ વાળાં સીતાએ રામના ઉપરનો જે પોતાનો પ્રેમ તે લેશ પણ ઓછો ન કરતાં રામનાં જ નામ જપતાં હતાં. અહો ધન્ય છે સીતાને કે આટલું કષ્ટ વેઠયું તો પણ, વળી સગર્ભા સ્થીતિમાં પતિએ ત્યાગ કર્યો તો પણ, તેમનો પતિ ઉપરનો પ્રેમ ન્યુન ન થતાં વૃદ્ધીને જ પામતો હતો. આર્ય ભગિનીઓ અને બન્ધુઓ, જ્યારે તમે આવો ખરો પ્રેમ સમજશો ત્યારે જ ખરાં સુખ ભોગવશો. માટે સુખની ઇચ્છાવાળાં દરેક સ્ત્રી પુરૂષે શાસ્ત્રાનુસાર ચાલવું. સ્ત્રીઓએ તો સમજવું જોઇયે કે જ્યારથી આપણા માતા પીતાએ આપણને પતિને અર્પણ કર્યાંછે ત્યારથી જ આપણે તો પતિની પ્રસન્નતા મેળવવી એ જ ખરૂં કર્તવ્ય છે. આપણે પ્રતિજ્ઞા કરેલી છે કે પ્રાણ જતાં પર્યંત પણ પતિની ઇચ્છાને અધીન થઇશ. માટે તે વચનનું સ્મરણ કરી પતિના કાર્યમાં ઉત્સાહ રાખી તે જે કાર્ય કહે તે કરવું. ઘણી દુષ્ટ સ્ત્રીઓ આપણા જોવામાં આવે છે તે પતિને સુખ આપવાને બદલે સારાં સારાં લુગડાં પ્હેરી ત્હેને દેવાના કષ્ટમાં નાંખે છે. વળી સારાં સારાં ખાન પાનાદીક પોતે ખાઈ પોતાના જ શરીરને પોષે છે. વળી કર્મ સંયોગે જો કદાપી પુત્ર પુત્રી રૂપ પ્રજા હોય છે તો તેમાં મસગુલ થઈ જાય છે, અને બીચારા પતિને એક ગુલામ જેવો ગણે છે. પતિ નોકરી ઉપરથી કંટાળીને શાન્તી લેવા ઘેર આવે તે વખતે તે નીચ સ્ત્રી પોતાના ઘર કામનાં રોદણાં રડવા બેસે છે, અને કહે છે કે "ઘરમાં અમુક વસ્તુ નથી માટે મારે તે વિના ચાલશે નહી. તમે તો સવારના ગયા હતા તે ઘરમાં અત્યારે આવ્યા એટલે તમારે કાંઈ ત્હેની જરૂર છે? પણ હું આખો દીવસ ઘરમાં રહું છું તેથી મારે તો તે વસ્તુનો વારંવાર ખપ પડે અને તે વગર મારે ચાલે નહી. વળી ફલાણી સ્ત્રી ચાકર રાખી કામ કરાવે છે. તો હું શું કાંઇ તમારા ઘરની નોકર છું કે હાથે કામ કરૂં? હવે મ્હારાથી બનતુ નથી, માટે તમારે પાલવે તો ચાકર રાખો નહી તો તમારી મરજી પ્રમાણે કરો; પણ હવે હું કામ કરીશ નહી". આ વીગેરે અનેક વચનથી પતિને કંટાળો આપે છે. પરંતુ તેવી સ્ત્રીઓએ સમજવું જોઇયે કે જેમ મ્હારા પતિ નોકરી કરી પગાર લાવે છે, તેમ મારે પણ આ ગૃહકાર્ય કરવાનું છે. ઇશ્વરે સ્ત્રીઓને ઉત્પન્ન શાને માટે કરેલી છે? તેણે સમજવું જોઇયે કે અમારો સ્ત્રીઓનો મુખ્ય ધર્મ શું છે. અને મારે મારા પતિને કેવી રીતે પ્રસન્ન કરવા, હું શું કરૂં તો તેમનુ શ્રેય થાય, વિગેરે વિચારો પોતાના મન સાથે કરવા. કદાપી વિચાર શક્તિ ઓછી હોય તો સદ્ગ્રંથો વાંચી તેમાંથી પણ સાર ગ્રહણ કરી તે પ્રમાણે ચાલવું. આપણા સ્ત્રીઓનો ધર્મ તો પતિભક્તિ કરવી તથા પતિના સુખ દુઃખમાં ભાગ કરવો એજ છે. અને પતી પત્ની રૂપે

દેખાતાં જે આ શરીર ભીન્ન છે તે હૃદયથી જ્યારે એક કરશો અને પતિના હૃદયમાં જે વિચાર સ્ફુર્યો હોય તે જ વિચાર જાણી તમે તે પ્રમાણે વરતશો તો જ સુખી થશો. કદાપી પતિના ઉપર કાંઇ કષ્ટ આવી પડે તો તેથી ન ગભરાતાં પતિને ધૈર્ય આપવું. જેવી રીતે દુઃખમાં ધૈર્ય રાખી આપણે ગભરાવું નહિ, તેવી જ રીતે સુખમાં પણ બહુ હર્ષઘેલું થવું નહિ. આપણે ગમે તેવાં ગૃહસ્થ હોઇયે તો પણ આપણી પ્રજાને ગૃહકામ શીખવવું બહુ જરૂરનું છે. પુત્રી હોય તો તેને તો અવસ્ય ભણવાની સાથે ગૃહ કામની પણ કેળવણી આપવી. કારણ આપણે શ્રીમંત હોઇયે અને પુત્રીનાં સાસરીયાંની સ્થીતિ ગરીબ હોય તે વખતે જો પુત્રીને સાસરે કામ કરવું પડે તો તેને ઘણું કઠીન પડે છે. માટે જો પહેલેથી ટેવ પાડી હોય તો પછી ત્હેને તે કામ કરવું સ્હેલું થઇ પડે છે. માટે દરેક સુજ્ઞ માતાએ તો પોતાની પુત્રીને પ્રથમ જ ગૃહ કામ શીખવવું. વળી ઘણી જગાયે જોવામાં આવે છે કે પુત્રના કરતાં પુત્રી ઉપર દેખરેખ ઓછી હોય છે, તેથી તે બીચારીને કાંઇ પણ શીખવવામાં આવતું નથી. એવી અવિચારી માના દોષથી બીચારી રંક પુત્રીનો સંસાર નકામો થાય છે. કદાપી પુત્રની વહુ પણ જો એવી પ્રાપ્ત થઇ તો તેના ઉપર તેઓ જુલમ ગુજારે છે તથા ત્હેને પણ ન કહેવાનાં વચનો કહે છે. માટે આર્ય ભગીનિઓ તમે ઉત્તમ કેળવણી લઇ તમારા સંસારમા પ્રેમ વૃક્ષ રોપો કે તમારી પ્રજા પણ ત્હેનાં સારાં ફળ ભોગવે, અને તમે પણ આ દુનીયામાં પતીવ્રતાનાં દ્રષ્ટાંતમાં દ્રષ્ટાંત રૂપે દાખલ થાવ. માટે હમેશાં પતિ ભક્તિ કરી પતિને જ પ્રસન્ન રાખવા. પતિ ભક્તિ કરવી એ કાંઇ પતિનો સ્વાર્થ નથી, એમાં તો આપણે સ્ત્રીઓનો જ સ્વાર્થ સમાયલો છે. વળી પતિ આપણે માટે કેટલું કષ્ટ સહન કરી આપણે જોઇતા વૈભવી પદાર્થો લાવી આપે છે, તથા આપણું જન્મ પર્યંત પોષણ કરે છે. વળી આપણા માતા પિતાને ઘેર જે સ્વતંત્રતા નથી ભોગવી તે સ્વતંત્રતા આપણે પતિને ઘેર છુટથી ભોગવીએ છીએ. પતિના દ્રવ્યાદીક પદાર્થો વાપરતાં પણ આપણે સંકોચ ધરવો પડતો નથી. આવા પતિના આપણા ઉપર અનહદ ઉપકારો થાય છે તેનો બદલો આપણે અબળા જાતિ વાળવાને શક્તિવાન નથી. પતિ જ્યારે આપણા સુખને માટે આટલું કરે છે તો પછી આપણે તેમની સેવા કરવી એ કાંઇ આપણે આપણા ધર્મ કરતાં વધારે કરતાં નથી. માટે મન વાણી અને કર્મે કરી પતિની જ સેવા કરીશું તો આ લોકમાં યશને પામી અંતે મોક્ષને પામીશું. માટે સર્વ સ્ત્રીઓએ પતિવ્રત પાળવું એ જ કર્ત્તવ્ય છે. અસ્તુ.

(સંપુર્ણ.)

સૌ. સત્વમતી.

---

# વિવિધ વિહાર.

## સખી! સદ્‌ગુણો અંતર ધરી, આનન્દમય જીવન કરો.

(સ્રીલેખ.)

(હરિગીત.)

ઓ આર્ય બ્હેનો ઉર થકી, કુસંપ ક્લેશો પરહરો,
મદ, ક્રોધને આળસ ગણો સહુ દુર્ગુણો-દુખનો ઝરો;
વાણી અસભ્ય ત્યાગીને પતિભક્તિમાં લીન થઈ રહો,
સખી! સદ્‌ગુણો અંતર ધરી આનંદમય જીવન કરો. ૧

દ્રષ્ટાંત ઈપ જીવન જુનો, અત્રિ રૂષિનાં પતિનનું,
મૂકાવીયું અભિમાન બ્રહ્મા-વિષ્ણુ-ને શિવજીતણું;
શુભ નામ અનસૂયાનું નિત્ય નિરંતરે સ્મરતાં રહો,
સખી! સદ્‌ગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૨

શુભ જનકતનયા પ્રીતથી પતિ સંગ વનમાં જઈ વશી,
દારૂણ દુઃખ અરણ્યનાં, તે ધૈર્યથી ધારી રહી;
શ્રી રામ મુખથી નામ જપતાં, અસુરભય કીધો પરો,
સખી! સદ્‌ગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૩

રાણી સતી દમયંતી, જેની કીર્તિ જગમાં ઝળહળે;
તજી એકલી નિર્જન વને, નળરાય ચાલ્યો કળીકળે;
વળી હાર કેરૂં આળ આવ્યું. સત્ય સંગી પ્રભુ થયો,
સખી! સદ્‌ગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૪

સતી સાધવી જે દ્રૌપદિ, દુર્યોધને દુઃખી કરી,
ભર સભા મહિ ચીર તાણ્યાં; દુષ્ટ નવ લાજ્યો જરી;
પતિભક્તિમાં એ લીન સતીને સ્હાય શ્રી નરહરી થયો,
સખી! સદ્‌ગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૫

વિખ્યાત સતી સાવિત્રી, રાણી સત્યવાનની જે હતી,
વૈભવ પિતા ઘરનો તજી, આજ્ઞા પતિની પાળતી;
વનમાં પતિ નિજ મૃત થતાં, યમ પાસથીય મુકાવીયો,
સખીઓ! સદ્‌ગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૬

શાન્તિ, ક્ષમા ને સત્યતા, વિનય, વિવેક ન વિસરો,
પતિ સાથ સર્વ કુટુમ્બને, આનંદથી રંજન કરો;
નિજ ધર્મ ઉર ધારી રહી, પ્રભુભક્તિમાંહી દૃઢ બનો,
સખીઓ! સદ્‌ગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૭

સુખરૂપ શુભ જીવન કરી, પ્રિયનાથને સુખી કરી,
સ્ત્રી જાતીનું કલ્યાણ કરી, આશિષ લેજો દેશની;
દ્રષ્ટાંત રૂપ જીવન કરીને, અમર કીર્તિ મેળવો,
સખીઓ! સદ્‌ગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૮

સૌ. મનોરમા.

---

# પત્રપુષ્પાંજલિ.

—:o:—

## બે બોલ.

( લેખક—વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળા. )

સ્વદેશ ભગિની અને સ્વદેશબંધુગણ !

આ લઘુ લેખ બે ઘડીના મનરંજન માટે કાલ્પનિક સૃષ્ટિમાંથી કોઈ જોડી કાઢેલી વાર્તા નથી, પણ અક્ષરશઃ સત્ય હોઈ અંતઃપ્રદેશની ઉર્મિઓનું કેવલ પ્રતિબિંબ છે, તે પ્રસિદ્ધિમાં મુકવાનો હેતુ પણ આત્મપ્રશંસાનો નથી પરંતુ આર્યાવર્તના સુશિક્ષિત સ્ત્રી પુરૂષો યથાવકાશે તે વાંચી વિચારી અને મનન કરી હંસક્ષીર ન્યાયથી તેમાં જો કાંઈ અનુકરણીય તથા સારરૂપ ભાસે તો ગ્રહણ કરી કૃતાર્થ થાય એજ આશય છે. સ્વર્ગસ્થ પત્ની સરખી સન્નારીઓનો સમુહ આ દેશમાં અધિકાધિક અવતરી પતિ પત્નીના ધર્મનો પ્રસાર કરે તથા એ સદ્‌ગુણોનું બીજ પોતાના પુત્ર પુત્રીઓમાં પણ આરોપે એજ આ લેખકની એષણા છે! *

લી૦ આપનો દેશબંધુ!

મુંબઈ. ૧૯૬૨.

"લાલ-તનય."

---

*ઈશ્વરી ઇચ્છા હશે તો આ લઘુ લેખનું અવલોકન અથવા વિશેષ વિવેચન કોઇ સમર્થ વિદ્વાનની કલમથી લખાઇ તેની ઉપયોગિતામાં વધારો કરશે એવી આશા રાખવી છેકજ નિષ્ફલ નથી. "લાલ-તનય"

## वंदे मातरम्

## "વૈકુંઠવાસિની સતી પ્રતિ અંતરિક્ષ માર્ગે પ્રેમપત્ર"

કર્મભૂમિકાની પતિપરાયણ રમણી!

તારા અલૌકિક સદ્દગુણોનું, તારી ધર્મપરાયણતાનું, સ્ત્રીજાતિને શોભાવે એવા તારા પ્રત્યેક કાયિક–વાચિક ને માનસિક કર્મનું, તારા દિવ્યને ઉજ્વલ સ્વરૂપનું, તારા નિર્દોષ સ્મિતનું, વયોવૃદ્ધથી પણ વધારે એવી તારી શાંતિનું, તારી અપ્રતિમ સહનશીલતાનું, દીન જન પ્રતિની તારી મમતાનું, પ્રાણથી પણ પતિને વહાલો ગણનારા તારા મુદ્રા લેખનું, સંકટ સમયમાં રહેનારી તથા પુરૂષને પણ વિસ્મય પમાડનારી તારી સબુરીનું અને ઈશ્વિર પ્રત્યેની તારી શુદ્ધ તથા સાત્વિક ભક્તિનું સ્મરણ કરી આજે આ કલમમાંથી ઉતરતા સત્ય વિચારો તથા અંતઃકરણમાં સ્ફુરતી સદિચ્છાઓ તું ઉર્દ્વ–સુરલોક–માંથી દિવ્ય ચક્ષુએ નિરખે છે, તેમજ દિવ્ય કાનથી શ્રવણ કરે છે એવો દ્રઢ વિશ્વાસ રાખી મારા કર્તવ્યનો હું આરંભ કરૂં છું.

પ્રથમતો આપણો વિયોગ શા કારણસર અકસ્માત થઈ ગયો હશે તે ઘણા ઘણા પ્રયત્ન કરવા છતાં હું યથાર્થ સમજી શકતો નથી. આપણી વર્તમાન જીવનયાત્રા વિશ્વના અસંખ્યાત દુરાચારી જંતુઓના પ્રમાણમાં જ્યારે વધારે નિર્દોષ, નિરૂપદ્રવી ને નિષ્કલંક હતી, ત્યારે આ કોઇ પુર્વ જન્મના મહાન પાતકનું ઘોર ફલ હોય એમ માન્યા વિના બીજું ગત્યંતર નથી. શું ગત જન્મમાં હું આટલો બધો પાપી હઈશ? બેશક એમજ હોવું જોઈએ.

આપણો સંયોગ પણ જેવી આશ્ચર્યજનક રીતે થયો, તેવીજ આશ્ચર્યજનક રીતે વિયોગ થયો પ્રત્યક્ષ અનુભવ્યો! એક કુલીન ને સુખી કુટુંબનું લાડકવાયું ફરજંદ તું ક્યાં, અને એક કુલીન તોય માતપિતા વિનાનો, પરાશ્રયી, શારિરિક સુખ વિનાનો, આપ્તવર્ગ વિનાનો, વિદ્યાના સંપૂર્ણ સંસ્કાર વિનાનો, તથા સાવ નિર્ધન એવો પરગૃહે વસી ઉદર નિર્વાહ કરતો હું ક્યાં? તારા જેવું રમણી રત્ન ઉપલા સંજોગોમાં મને પ્રાપ્ત થવું સંભવેજ કેમ? છતાં એ સત્ય થયું. ઈશ્વિરી સુત્રથી કરીને હું તારા સમાગમમાં આવ્યો, તારા પુનિત ચરણથી મારૂં ઘર પવિત્ર અને પ્રકાશિત થયું. બાલ્યાવસ્થામાં જનક જનનીના નિર્વાણ પછીનાં ૧૦ વર્ષ જે સકત હાડમારીમાં ગુજાર્યાં તે કાલ હું સાવ ભૂલી ગયો. તારાં શુભાચરણોએ એ દુઃખના ડુંગર અલોપ થયા. તું આવતાંજ શ્રી મહાલક્ષ્મી તથા શ્રી મહા સરસ્વતીને સાથેજ લેતી આવી;–એટલે કે દુનિયામાં હું કોઇ કોટયાધીશ બની ગયો, અથવા સમર્થ સાક્ષર લેખે પંકાયો એમ નહી, પણ મારી સ્થિતિ અને બુદ્ધિમાં તું આવવા પછી પ્રતિદિન વધારોજ થતો ગયો. અલ્પવય, દ્રવ્યબલ

જોવામાં આવે છે. આ મુશ્કેલી બને તેટલી રીતે દૂર કરવી જોઇએ. ખોરાક તરીકે ઝીણા પદાર્થની જરૂર હોય છે, તેટલા માટે દુધમાં થોડીક મલાઈ ઉમેરવી જોઇએ, અથવા તો દહાડામાં એકવાર બદામનું તેલ દુધમાં ઉમેરવું જોઇએ. એક વરસથી વધારેની ઉમ્મરનાં છોકરાંઓને વખતો વખત ફળ ખાવા આપવામાં આવે તો તે ઘણાં ફાયદાકારક છે. દરરોજ છોકરાંને ઠંડા પાણીથી નવડાવીને ખુબ ઘસીને શરીર લુછી નાંખવું જોઇએ, અને પેટ પણ મસળવું જોઇએ. મસળતી વખતે હથેળીને ગરમ કરીને ઉપર તેલ ચોપડવું; પછી પેડુના નીચલા ભાગને ધીમેથી મસળવું; પછી પાંસળીના છેડાની જમણી બાજુએ હલકા દબાણથી હથેળીને દાબવી. આ રીતે મસળવાનું આસરે દશ મીનીટ સુધી ચાલુ રાખવું. કોઇ વખતે આંતરડાંમાં ચમચી ભરીને ગ્લીસેરાઈન ઉતારવું પણ ઉપયોગી છે. છતાં લાંબા વખતની કબજીઅત માટે 'એનીમા' (પીચકારી) વધારે સારી છે.

**ખુશ મિજાજને લીધે શરીરને થતો લાભ**—આનન્દી સ્વભાવ પુરૂષ કે સ્ત્રીને મળેલી ઉત્તમમાં ઉત્તમ કુદરતી બક્ષીસ છે. ખુશ મીજાજ એ બીજી દોલત કરતાં વધારે કીમતી છે. આનન્દી સ્વભાવવાળું માણસ જ્યાં જાય ત્યાં તેને સારો આદર સતકાર મળે છે, તેને ઓળખાણ કરાવવાની જરૂર પડતી નથી, તેમજ તેની હાજરી અને વાતચિત સર્વને ખુશ કરે છે. તેથી ઉલટું સુમડા અને ઉદાસી સ્વભાવવાળાની સોબત કોઇને ગમતી નથી તેમ તેની વાતચિત કોઇને ગમ્મત આપતી નથી. પરંતુ આ ઉપરાંત ખુશ મિજાજ વગરનાં માણસોને તંદુરસ્તીની બાબતમાં પણ ઘણું ખમવું પડે છે. ખુશમીજાજ તંદુરસ્તીને વધારે છે. ઉદાસી સ્વભાવવાળા કરતાં આનન્દી સ્વભાવવાળાં જલદીથી સાજાં થાય છે એવો દાક્તરોનો પણ અભિપ્રાય છે. જે કુટુંબોમાં છોકરાંને માબાપો ખુશમિજાજમાં રહેતાં શીખવે છે, તે છોકરાંઓ ઘણું ખરૂં મજબુત બાંધાનાં થાય છે. જે કુટુંબોમાં માબાપ પોતેજ ઉદાસી અને રડતા સ્વભાવનાં હોય તેવા કુટુંબોમાં છોકરાં શારીરિક તેમજ માનસિક બળ વગરનાં થાય તેમાં જરા પણ નવાઇ જેવું નથી.

**સુવાનાં કપડાંની સ્વચ્છતા**—સુવાના ઓરડાને સ્હવારમાં ઉઠીને તરતજ ચારે બાજુથી ખુલ્લો કરી દેવો જોઇએ, કે જેથી ઓરડાના દરેક ખુણામાં હવા સહેલાઇથી જઇ શકે. ખુલી હવામાં સઘળું સ્વચ્છ કરવાનો અજબ જેવો ગુણ છે. ઘણા વિચારશીળ પુરૂષો, જેઓ હમેશાં દરેક ચીજ તાજી અને સ્વચ્છ રાખવા માટે ઘણી સંભાળ રાખે છે, તેવા પુરૂષો રાતનાં સુવાનાં સઘળાં કપડાં દિવસે ચોખ્ખી હવામાં ખુલ્લાં રાખી મુકે છે; તેમજ સવારમાં ગોદડાંને પહોળાં કરી બારી આગળ હવા ખાતાં રાખે છે, કે જેથી તેમાં રાત્રી દરમીયાન જે કાંઈ ઝેરી જંતુઓ દાખલ થયા હોય તે સઘળા નાશ પામે છે.

**ગરમ રેતીની કોથળીઓનો વધારે સુખકર શેક**—કપડાંની પોટલીઓનો અથવા ગરમ પાણીની શીશીઓનો શેક ઘણીકવાર કરવામાં આવે છે, પણ ગરમ કરેલી રેતીની કોથળી એના કરતાં વધારે સારી રીતે ઉપયોગી થઈ પડે છે. એવી કોથળીઓ

વડે કરવામાં આવતો શેક બીજા શેકથી જુદા પ્રકારનો છે, અને તે બનાવવાની રીત પણ ઘણી સહેલી અને સરળ છે. પ્રથમ સારી ચોખ્ખી ઝીણી રેત લેવી અને તેને પુરે પુરી સુકાવી નાંખવી. એ પ્રમાણે સાફ કર્યા પછી આઠેક ચોરસ ઇંચની ફલાલીનની એક કોથળીમાં તેને ભરીને સફાઇથી તેનું મ્હોડું બંધ કરી દેવું કે જેથી અંદરથી રેતી બહાર નીકળી આવે નહીં. આ પ્રમાણે તૈયાર થયેલી કોથળી ઉપર એક સુતરાઉ કપડાનું પડ ચ્હડાવવું, અને તે પછી તેને ગરમ કરી તે વડે તેનો શેક કરવો. રેતીમાં રહેલી ગરમી લાંબા વખત સુધી ટકી રહે છે, અને દરદીઓ તે શેક કાંઈ પણ અગવડ અગર ઈજા સિવાય સહેલાઈથી ખમી શકે છે.

ઠંડા પાણીનો ઝેર ચુસવાનો ગુણ—ઠંડા પાણીના ઘણા ગુણોમાં ઝેરી હવા ચુસી લેવાના ગુણથી ઘણા થોડા માણસો માહીતગાર હશે. પાણી જેમ વધારે ઠંડુ થતું જાય છે, તેમ પાણીનો આ ગુણ સબળ થતો જાય છે. તેથી સુવાના બંધ ઓરડામાં સાધારણ કદનું પાણીનું માટલું આખી રાત ઉઘાડું રાખવામાં આવ્યું હોય તો તે જલદીથી તે ઓરડાની ઝેરી હવા ચુસી લે છે, ને પીવાના વપરાશ માટે તદ્દન અયોગ્ય થઇ જાય છે. આથી આગલી રાતનું વાશી પાણી ગળ્યા છતાં પીવામાં બાધ સમજનાર હિંદુઓનો મત સત્ય ઠરે છે.

ત્ર્યંબક.

---

# વાર્તાલહરી.

## "ના, મ્હારે તમારી દેવી નથી બનવું."

(ગયા અંકથી ચાલુ.)

ચમ્પાએ મ્હને પુછયું:—"ત્હમારે છોકરૂં કયેમ નથી?" મ્હેં જરાક શરમાઇને કહ્યું:—"તે હું શું જાણું? ભગવાન જાણે." ચમ્પા બોલી—"એનું કાંઇ કારણ તો જરૂર હશે." મ્હેં કહ્યું, "એ પણ અન્તર્યામી ઇશ્વર જ જાણે." બાલિકાએ પ્રમાણના રૂપમાં દલીલ કરી કહ્યું:—"જુઓ ને, કાકી આટલી બધી કુટિલતાભરી છે, માટે ત્હેમને છોકરૂં નથી થયું." પાપ પુણ્ય અને સુખ દુઃખ વિગેરેનું તત્વ હું પોતે જ નહોતી જાણતી તો પછી હું એને શું સમજાવું? કેવલ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી મનમાં જ હું બોલી. "તુ જ જાણે." ચમ્પા તરત મ્હને વળગીને કહેવા લાગી "અરે, મ્હારી વાત સાંભળીને ત્હમે નિઃશ્વાસ નાંખો છો? મ્હારી વાત ઉપર કોઇએ ધ્યાન આપે છે!"

મ્હને હવે ખબર પડી કે મ્હારા પતિના ધંધામાં હવે ખલેલ પડવા લાગી છે. દૂરથી કોઇ તેડવા આવે છે તો એ જતા જ નથી. પાસેનું કોઇ બોલાવવા આવે છે તો ઉતાવળથી કામ કરી જલદી પાછા આવે છે. પહેલાં જ્યારે કામમાંથી ફુરસદ મળતી ત્હારે

બપોરે ભોજન અને નિંદ્રાને માટે જ એ અન્દર આવતા હતા. હવે ફૈઇજી પણ એમને ઘડી ઘડી બોલાવવા લાગ્યાં. એ પણ વગર કામે ત્હેમની ખબર કહાડવા આવતા. ફૈઇજી જ્હારે ઘાંટો પાડીને બોલાવતાં કે "ચમ્પા, મ્હારો પાન સોપારીનો વાટવો લાવ્યતો," ત્હારેજ હું સમજી જતી કે મ્હારા પતિ પણ ત્હેમની પાસે છે.

પહેલાં એક બે દિવસ તો ચમ્પાએ ત્હેમનું કહ્યું માન્યું. પછી તો ફૈઇજી બોલાવી બોલાવીને ઘાંટો બેસાડી નાંખતાં તો પણ ચમ્પા પોતાની જગ્યાથી ઉઠતી નહિ. ફૈઇજી બુમ મારતાં 'ચમ્પા ચમ્પા' પણ એ તો બહુ ભયભીત થઇ મ્હારા દેહને વળગી રહેતી. એક પ્રકારની શંકા અને વિષાદ ત્હેને ઘેરી લેતી. ત્હાર પછી ભુલથી પણ એ કદાપિ મ્હને મ્હારા પતિની વાત નહોતી પૂછતી.

એટલામાં એક દિવસ દિયેરજી મ્હને જોવા આવ્યા. હું જાણતી હતી કે ત્હેમની દૃષ્ટિ બહુ તીક્ષ્ણ છે. કઇ તરફનો પવન વાઇ રહ્યો છે એ વાત ત્હેમનાથી છાની નહોતી રહી શકતી. દીએરજી ઘણા સુક્ષ્મ વિચાર વાળા હતા. એક તલમાત્ર અન્યાય પણ ત્હેમનાથી સહન થઇ શકતો નહતો. ત્હેમની જ સ્હામે મ્હારા પતિને અપરાધીની માફક ઉભું રહેવું પડશે એ જ મ્હને મ્હોટી બ્હીક હતી. મ્હેં અસાધારણ પ્રફુલ્લતાથી બધી વાતનો ઢાંકપીછોડો કર્યો. ઘણી નવી વાતો બનાવીને, ગપાટા મારીને ત્હેમની આંખ્યમાં ધુળ નાંખવાનો હું પ્રયત્ન કરવા લાગી. પરન્તુ એ કામ મ્હારે માટે અસમ્ભવિત હતું. તેથી પકડાઇ જવાનો સંદેહ વધારે રહેતો. પરન્તુ સદ્‌ભાગ્યે દીએરજી વધારે દિવસ રહ્યા નહિ. મ્હારા પતિ એટલી બધી અસ્થિરતા બતાવવા લાગ્યા કે દીએરજી ત્હેમનો ભાવ સ્પષ્ટ જાણી ગયા. દીએરજી એ બધું જોઇને અને સાંભળીને ચાલ્યા ગયા. જતી વખત ત્હેમણે પોતાનો ધ્રુજતો સ્નેહભર્યો હાથ મ્હારા સિર ઉપર ઘણા વખત સુધી રાખ્યો. મનમાં ને મનમાં એકાગ્ર ચિત્ત થઇ કોણ જાણે શો આશિર્વાદ દીધો તે તો મ્હને ખબર ન પડી. પરન્તુ ત્હેમના નેત્રોમાંથી આંસુ વહેવા લાગ્યાં હતાં. કારણ કે બે એક ટપકાં મ્હારા શિર ઉપર પણ પડ્યાં હતાં.

મ્હને યાદ છે કે, એક દિવસ સન્ધ્યાકાળે મેળો થઈ રહ્યા પછી બધા લોકો પોતપોતાને ઘેર પાછા જતા હતા. દૂરથી મેઘને લઇને આંધી આવી તેથી ભીંજાયલી માટીથી સુગન્ધિત વાયુએ આકાશને ભર્યું હતું. મ્હારા સુવાના ઓરડામાં, જ્હાં સુધી હું એકલી રહેતી ત્હાં સુધી, દીવો સળગાવવામાં નહોતો આવતો, કે રખેને મ્હારાં કપડાં દીવાની જ્યોતને અડકવાથી કોઈ દુર્ઘટના થઈ જાય. હું એ નિર્જન અન્ધારી ઓરડીમાં ભૂમીપર બેસીને, બે હાથ જોડી મ્હારા અનન્ત અન્ધ જગતના જગદીશ્વરને બોલાવતી હતી અને કહેતી હતી કે 'હે પ્રભુ! મ્હારી દયાનો અનુભવ જ્હારે થતો નથી, ત્હારો અભિપ્રાય જ્હારે સમજાતો નથી ત્હારે આ અનાથ વિદીર્ણ હૃદયરૂપી નાવને બન્ને હાથોથી છાતીમાં દબાવી બેસું છું. પ્રભુ, હવે મ્હારી કેટલી પરીક્ષા કરશો! મ્હારી શક્તિજ કેટલી છે?' એમ કહેતાં કહેતાં આંસુ આવી ગયાં. પલંગને માથું ટેકવી હું રોવા લાગી. આખો

દિવસ ઘર સંસારનું કામ કરૂં છું. છાયાની માફક ચમ્પા સાથેને સાથેજ રહે છે. હૃદયની અંદર જે આંસુ ભરાઈ જાય છે ત્હેને વહેવરાવવાનો સમય મળતો નથી. આજ એકાન્ત મળવાથી છાતી ખોલીને મ્હેં ધરાઇને નિરાંતે રોઈ લીધું, એજ વખતે પલંગ જરા હાલ્યો. કોઈ મનુષ્યના પગ હાલતા જણાયા. તરતજ ચમ્પા આવીને મ્હારે ગળે બાઝી પડી. વગર બોલે ચાલ્યે ત્હેના પાલવથી મ્હારાં આંસુ લ્હોવા લાગી. સન્ધ્યાકાળ પહેલાંજ કાંઇક વિચાર કરીને એ મ્હારા પલંગમાં આવીને સુઈ રહી હતી ત્હેની મ્હને ખબરજ નહોતી. ત્હેણે મ્હને કાંઈ પુછ્યું નહિ. મ્હેં કાંઈ કહ્યું પણ નહિ. ધીમે ધીમે એ ત્હેનો શીતલ હાથ મ્હારા લલાટ ઉપર ફેરવતી રહી. તેથી કઈ વખતે મેઘ ગર્જના અને મુસળધાર વર્ષાદની સાથે આંધી આવી તે મ્હને ખબર પડી નહિ. પરન્તુ ઘણાક દિવસો પછી એક કોમળ શાન્તિ આવી મ્હારા બળતા હૃદયને શીતળ કરવા લાગી.

બીજે દિવસે ચમ્પા ફોઇજીને કહેવા લાગી. "કાકી, ત્હમે ઘેર આવતાં હો તો ચાલો. નહિ તો હું તો એક બીજરમાનીવાને સાથે લઇને જઈશ." ફોઇજીએ કહ્યું:—"શી ઉતાવળ પડી છે? કાલ હું પણ ઘેર આવીશ. જો ચમ્પા, બાઈ ત્હારે માટે એ કેવી સરસ મોતીની વાળી લાવ્યો છે!" ફોઇજીએ વાળી ઘણા ગર્વ પૂર્વક ચમ્પાના હાથમાં મુકી. ચમ્પાએ ઉત્તર વાળ્યોઃ—"કાકી, જુઓ હું કેવું સરસ નીશાન તાકી જાણું છું!" એમ કહી તરતજ બારણામાંથી ઘરની બહાર પાસેના તળાવમાં વાળી ફેંકી દીધી. ફોઇજીના હૃદયમાં ક્રોધ, દુઃખ અને વિસ્મય વ્યાપી રહ્યા. એ મ્હારો હાથ પકડી વારંવાર કહેવા લાગ્યાં "વહુ, ન્હાનપણની વાત મ્હારા ભત્રિજાને સંભારે તો મ્હારા ગળાના સોગંદ." મ્હેં કહ્યું:—"મ્હારે શું કામ કહેવું પડે? હું કદાપિ એ વાત નહિ સભારૂં."

બીજે દિવસે જતી વખત ચમ્પા મ્હને બાઝી પડી કહેવા લાગી. "બહેન, મ્હને ભુલીશ નહિ." વારંવાર ત્હેના મુખારવિન્દ ઉપર હાથ ફેરવી મ્હેં કહ્યું "બહેન, આંધળાં માણસો કોઈ વાત ભુલતાં નથી. મ્હને તો કોઈ બીજી વસ્તુનો આધારજ નથી. મનમાંને મનમાં ગુમાઇને બેશી રહેવાનુ છે." એમ કહી મ્હેં ત્હેના લલાટ ઉપર ચુમ્બન કર્યું; ત્હેના કેશો ઉપર મ્હારાં આંસુની ધારા વહેવા લાગી.

ચમ્પાના ગયા પછી મ્હને પૃથ્વી સુની લાગવા લાગી. ત્હેના આવવાથી મ્હારા પ્રાણમાં જે સુગન્ધ, સૌન્દર્ય, કોમળ તરુણતા અને ઉજ્વલતા ભરાયાં હતાં તે ત્હેની સાથેજ જતાં રહ્યાં. આધારને માટે મ્હેં ચારે તરફ હાથ ફેલાવ્યો, પણ હાય! કાંઇ ન મળ્યું. મ્હારા પતિ આવીને હર્ષ પ્રકટ કરવા લાગ્યા કે "હાશ એ લોકોના જવાથી બહુ સારૂં થયું. હવે કામકાજને માટે ફુરસદ મળશે." ધીક્કાર છે મ્હારા જીવનને! મ્હારે માટે આટલી બધી ચતુરાઈ! હું શું સત્યથી બીહું છું!!! હું શું કોઈ ચોરનો ભય માનું છું!! મ્હારા પતિને શું ખબર નહિ હોય કે જ્યારે મ્હેં મ્હારાં નેત્રો આપી દીધાં તે વખતેજ મ્હેં સર્વ સુખને તિલાંજલી આપી દીધી હતી!!

અસાર સુધીમાં મ્હારી અને પતિની વચ્ચે મ્હારી અન્ધતાનુંજ અન્તર હતું. આજથી એક બીજું વ્યવધાન થઈ ગયું. મ્હારા પતિ અસાર લગી ભુલથી પણ કોઈ દિવસ

મ્હારી આગળ ચમ્પાનું નામ લેતા નહોતા. જાણે કે ત્હેમને માટે ચમ્પા સંસારમાંથી સંપૂર્ણ લુપ્ત થઈ ગઈ છે. પરન્તુ પત્રદ્વારાએ ત્હેના સમાચાર હમેશ મેળવતા હતા એ હું બરોબર જાણી ગઈ હતી. મ્હારા પતિનું હૃદય જ્યારે પ્રફુલ્લ થતું ત્હારે તરત હું પણ ત્હેનો અનુભવ કરતી. કયે દિવસે એમને સમાચાર મળ્યા છે કે કયે દિવસે નથી મળ્યા એ વાત મ્હારાથી છાની રહી શકતી નહિ. મ્હારા અન્ધકારમય હૃદયમાં જે ઉન્મત્ત, સ્વેચ્છાચારી, સુન્દર, પણ ન્હાનો પ્રકાશિત તારો ઉદય પામ્યો હતો ત્હેની ખબર મેળવવાને, ત્હેની કાયા આલોચવાને માટે મ્હારો પ્રાણ પણ તૃપાતુર રહેતો; પરન્તુ મ્હારા પતિ આગળ હું કદાપિ ચમ્પાનું નામ લઈ શકતી નહિ. હમારી બેની વચ્ચે વાક્ય અને વેદનાથી પરિપૂર્ણ આ મૂકભાવ એટલા રૂપમાં વિરાજવા લાગ્યો કે કેટલાક દિવસો એમજ વીતી ગયા. એક દિવસ દાસી આવીને બોલી:—"બાઈજી, આજ બહાર શેની તૈયારીઓ થઈ રહી છે? દાક્તર સાહેબ બહાર જાય છે." શા કામની પેરવીઓ ચાલી રહી છે એ તો મ્હેં પણ જાણી લીધું હતું. મ્હારા ભાગ્યરૂપી આકાશમાં આંધીના પહેલાંની નિસ્તબ્ધતા, અને ત્હેના અન્તમાં પ્રલયનો ભાગ્યોતુટયો મેઘ આવી એકઠો થયો હતો. સંહારકારી શિવ સુખે મ્હોંએ આંગળીના ઇશારાથી પોતાની સઘળી પ્રલયશક્તિને મ્હારા ઉપર એકઠી કરી રહ્યા હતા. એ બધુ મ્હેં જાણી લીધું હતું. તોપણ દાસીને મ્હેં કહ્યું, "મ્હને તો એ વાતની કાંઈ ખબર નથી." બીજો પ્રશ્ન કરવાનું સાહસ નહિ કરતાં ઉંડો નિશ્વાસ નાંખી એ ત્હાંથી ચાલી ગઇ.

મોડી રાત ગયા પછી મ્હારા સ્વામી પાસે આવી કહેવા લાગ્યા. "ઘણે દૂરની એક જગ્યાથી મ્હને બોલાવ્યો છે. કાલ સ્હવારે હું મુસાફરીએ નીકળીશ. સંભવ છે કે બે ત્રણ દિવસનો વિલંબ પણ થઈ જાય." શય્યામાંથી ઉઠી મ્હેં કહ્યું "જુઠું શું કામ બોલો છો?"

મ્હારા પતિ ગુંજતા ગુંજતા અસ્પષ્ટ સ્વરે બોલ્યા "મ્હેં શું જુઠું કહ્યું?" હું બોલી, "તમે લગ્ન કરવા જાઓ છો."

એ ચુપ રહ્યા. હું પણ ચુપાચુપ ઉભી રહી. કેટલોક વખત સુધી ઓરડામાં કોઈ પણ પ્રકારનો શબ્દ ન થયો. આખરે મ્હેં પુછ્યું "કાંઇ તો ઉત્તર દો. કહો હું પરણવા જાઉં છું." ત્હેમણે પ્રતિધ્વની માફક ઉત્તર આપ્યો "હા, હું પરણવા જાઉ છું." મ્હેં કહ્યું "ના, તમે નહિ જઇ શકો. હું તમને આ મહા આપત્તિમાંથી, આ મહાપાપમાંથી બચાવીશ. જો મ્હારાથી એટલું પણ ન બન્યું તો હું સ્ત્રી શા કામની?!! મ્હેં આટલાં શિવપૂજન શું કામ કર્યું છે?!"

વળી થોડા સમય સુધી શૂન્ય શાન્તિ છવાઈ રહી. ભૂમિ ઉપર પડી જઇ મ્હારા પતિના ચરણોને વળગી પડી મ્હેં કહ્યુ "મ્હેં તમારો શો અપરાધ કર્યો છે? બીજી સ્ત્રી કરવાનું તમારે શું પ્રયોજન છે? મ્હારા ગળાના સોગંદ, તમે સત્ય કહો."

મ્હારા પતિ ધીમે સ્વરે કહેવા લાગ્યા. "હું સત્ય કહું છું: હું ત્હારાથી બહુ ડરું છું. ત્હારી અન્ધતાએ ત્હને એક અનન્ત આવરણમાં ઢાંકી રાખી છે. ત્હાં મ્હારો પ્રવેશ અસમ્ભવિત છે. ધમકાવી શકું, ક્રોધ કરી શકું, આદર કરી શકું, ઘરેણાં અલંકારો ઘડાવી શકું, એવી એક રમણીનું મ્હારે પ્રયોજન છે."

"મ્હારૂં હૃદય ચીરીને જુઓ, હું પણ એક એવી જ સાધારણ નારી છું. મ્હારે મનથી તો હું નવ વિવાહિતા બાલિકા જ છું. હું વિશ્વાસ કરવા ચાહું છું. અવલમ્બન કરવાની ઇચ્છા રાખું છું. ત્હમારી પૂજા કરવા ધારૂં છું. ત્હમે મ્હારૂં અપમાન કરી, મ્હને દુઃસહ જોઇને મ્હને ત્હમારાથી મ્હોટી ન સમજશો. સર્વ વિષયોમાં મ્હને આપના ચરણની રજ થઇને જ પડી રહેવા દો."

મ્હેં શું કહ્યું હતું ત્હેનું મ્હને સ્મરણ નથી. શું વધતો જતો સમુદ્ર પોતાની ગર્જનાને સંભાળી શકે છે? મ્હને એટલું કહેલું યાદ છે કે "જો હું સતી છું, જો પતિમાં મ્હારી પ્રીતિ છે, તો ભગવાન જ સાક્ષી છે. વ્હાલા, ત્હમારા ધર્મશપથનું ઉલ્લંઘન ત્હમે કોઈ રીતે કરી શકવાના નથી. એ મહાપાપની પહેલાં કાંતો હું વિધવા થઈ જાઉંશ અથવા તો ચમ્પા જ બચવા નહિ પામે." એટલું કહી હું પડી ગઇ. મ્હને મૂર્છા આવી ગઈ.

જ્યહારે મ્હને ફરીથી ચેતના આવી ગઈ ત્હારે મળસકું થવા આવ્યું હતું. પક્ષીઓએ હજુ બોલવું શરૂ કર્યું નહોતું. પરન્તુ મ્હારા પતિ ચાલ્યા ગયા હતા.

હું ઉઠીને ઘરના મંદિરમાં ગઈ. બારણાં બંધ કરી હું અંદર પૂજા કરવા બેઠી. આખો દિવસ બહાર ન નીકળી. સન્ધ્યાકાળે આંધી આવી તેથી ઘર ધ્રુજવા લાગ્યું. મ્હારા હૃદયમાં પણ આંધી આવી હતી. પરન્તુ હું તો એમજ કહેતી હતી કે "હે સદાશિવ! મ્હારા પતિની આ વખતે રક્ષા કરજો. ત્હેમને આ મહાપાપમાંથી બચાવજો. મ્હારા નશીબમાં તો ગમે તેમ થાય પરન્તુ ત્હેમની પાસે પાપ ન કરાવીશ." રાત વીતી ગઈ. તે પછીના બીજે દિવસે મ્હેં પણ આસન છોડ્યું. આ અનિદ્રા અને અનાહારની સ્થિતિમાં મ્હારામાં બલ ક્યહાંથી આવ્યું તે હું જાણતી નથી. મૂર્તિની આગળ હું પણ મૂર્તિ બની બેસી રહી.

સન્ધ્યાકાળના સમયે બહારથી બારણાંને કોઈ ધક્કા મારવા લાગ્યું. અને આખરે દ્વારને તોડીને અંદર આવ્યું. હું એ વખતે પુનઃ અચેતન થઈ પડી ગઇ.

જ્યહારે મ્હારી મૂર્છા બન્ધ થઇ ત્યહારે કોઇએ મ્હને બહેન કહી બોલાવી. મ્હેં જોયું તો ચમ્પા મ્હારા ખોળામાં બેઠી છે. માથું હલાવતાં મ્હને ત્હેનું લગ્નનું નવું વસ્ત્ર મ્હને અડકી ગયું. હાય! જગદીશ્વર, મ્હારી વિનતિ ત્હેં ન સાંભળી?! મ્હારા સ્વામીનું પતન થઇ જ ગયું?!

ચમ્પાએ માથું નમાવી કહ્યું "બહેન, ત્હમારી આશિષ લેવા આવી છું."

સાંભળતાં જ હું ગભરાઈ ગઈ. એક પળ સ્તબ્ધ રહ્યા પછી જવાબ આપ્યો "બહેન, ત્હને આશિર્વાદ શું કામ ન આપું? ત્હારો શો અપરાધ છે?"

ચમ્પા ત્હેના મધુર સ્વરથી હાસ્ય કરી બોલી "અપરાધ!! ત્હમે લગ્ન કર્યું તેમાં તો કાંઈ અપરાધ નહિ અને મ્હારૂં લગ્ન થતાંમાં જ અપરાધ થઇ ગયો!"

હું પણ ચમ્પાને બાઝી પડી અને મનમાંને મનમાં કહેવા લાગી, "જગદીશ, ત્હારી પ્રવંચનાનો અન્ત ક્યહાં છે?! ઠીક, જે ઘા લાગ્યો છે તે મ્હારા શિર ઉપર જ લાગ્યો છે. હું મ્હારા હૃદયમાં, જ્યહાં મ્હારો ધર્મ અને વિશ્વાસ નિવાસ કરે છે ત્યહાં ઘા નહિ લાગવા દઉં. જેવી હતી તેવી જ હું બની રહીશ." ચમ્પાએ મ્હારે પગે પડી, પગની રજ ત્હેના

માથા ઉપર મુકી. મ્હેં કહ્યું "ત્હારૂં સૌભાગ્ય ચિરંજીવ રહો. તું જીવન પર્યન્ત સુખ ભોગવતી રહેજે, બહેન."

એટલામાં કોઈ ત્હાં આવી સ્નેહથી બોલાવવા લાગ્યું "ભાભી"

શબ્દ સાંભળતાં જ ચમ્પા લાજ કહાડી દૂર જઈ બેઠી. એ અવાજ દીએરજીનો હતો. હું ઉઠીને ત્હેમને પગે પડી.

ચમ્પાને મ્હારે ગળે બઝાડી મ્હેં કહ્યું "ચમ્પા, દીએરજીને જોઇને તું દૂર કેમ જતી રહી? એમની લાજ હોતી હશે કે?"

ત્હેણે મ્હારા કાનમાં કહ્યું "દીએરજી શેના, હવે તો બહેન એ ત્હારા બનેવી થયા."

દીએરજી પણ હસવા લાગ્યા, ત્હારે હું બધો મર્મ સમજી ગઇ. અત્યાર સુધી હું જાણતી હતી કે દીએરજીએ તો પ્રતિજ્ઞા લીધી છે કે હું કદાપિ પરણીશ નહિ.

સાસુજી તો મ્હારે હતાં નહિ. તેથી કોઇ સમજાવી પટાવીને દીએરજીને પરણાવી દે એમ હતું નહિ. લોકો કહેતા હતા કે દીએરજી ઉંચેઉંચ રીતભાતના માણસ છે. કોઈની સાથે ત્હેમનો મત મળતો નહિ. પરન્તુ આજ મ્હેં જ એમનું લગ્ન કરાવ્યું. મ્હને બચાવી લેવાને માટે દીએરજીએ પરોપકારાર્થે જન્મ પર્યન્ત બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા તોડી નાંખી. હે જગદીશ્વર! તું ઘણો સમર્થ છે. મ્હારા બન્ને નેત્રોમાંથી જલપ્રવાહ વહેવા લાગ્યો. ઉપકારના અશ્રુનો સ્રોત રોકવો વડીબરને માટે કઠિન થઈ પડ્યું. દીએરજીએ ધીમેથી મ્હારા શિર ઉપર ત્હેમનો સુકોમળ હાથ મૂક્યો. ચમ્પા મ્હને વળગી પડીને હસવા લાગી.

રાતે નીદ્રા ન આવી. ગભરાતી ગભરાતી હું પતિની રાહ જોવા લાગી. લજ્જા અને નિરાશાને એ કેવી રીતે સહન કરશે એનો હું વિચાર કરતી હતી.

મોડી રાતે ધીમે ધીમે દ્વાર ઉઘડ્યાં, હું ચોંકી ઉઠી. મ્હારા પતિના પગનો અવાજ સાંભળ્યો. મ્હારૂં કાળજું ઘણા વેગથી ઉછળવા લાગ્યું.

મ્હારી પાસે આવી મ્હારા હાથ પકડી એ કહેવા લાગ્યા 'ભાઇએ આજ મ્હને બચાવ્યો છે. ક્ષણ માત્રના મોહમાં પડી હું અધોગતિના માર્ગે જતો હતો. જ્યારે હું અહિંઆથી નીકળ્યો, ત્હારે મ્હારા હૃદય ઉપર કેટલો મ્હારો અંખસાર વધ્યો હતો તે અન્તર્યામી ભગવાન જ જાણે છે. પરન્તુ ચમ્પાના ગામ આગળ પહોંચતાં જ મ્હેં સાંભળ્યું કે એક દિવસ પહેલાં જ ચમ્પાનું લગ્ન ભાઈ સાથે થઈ ગયું હતું. મ્હને કેટલી બધી શરમ આવી. પણ સાથે આનંદ પણ કેટલો થયો એ હું વર્ણવી નથી શકતો. હવે મ્હને નિશ્ચય થયો કે ત્હને છોડવાથી મ્હને કદાપિ સુખ મળવાનું નથી. વ્હાલી, હું સદાને માટે હું ત્હારો છું. તું જ મ્હારી દેવી છે."

મ્હેં મન્દ હાસ્ય કરી કહ્યું "ના, વ્હાલા, **મ્હારે ત્હમારી દેવી નથી બનવું.** હું ત્હમારી સાધારણ સ્ત્રી બનીને જ રહીશ. એમાં જ મ્હને સન્તોષ અને સુખ છે." પતિએ કહ્યું "મ્હારી એક વિનતિ ત્હારે પણ માનવી પડશે. દેવતા કહી હવે તું મ્હને વધારે લજ્જિત ન કરીશ."

બીજે દિવસે વાજાં નગારાંથી મ્હોલ્લો ગાજી ઉઠ્યો. બધા લોકો આનન્દ માનવા લાગ્યા. હમારે ત્હાં મ્હોલ્લામાં ધામધુમ મચી રહી. પરન્તુ બીચારા મ્હારા પતિની દુર્ગતિ વધી પડી. ચમ્પા પ્રસંગ મળતાં નવી નવી રીતે જેઠને છેડતી હતી—મશ્કરી કરતી હતી.

પરિહાસ થવાના ભયથી જ્હાં સુધી એ હમારા ઘરમાં રહી ત્હાં સુધી ત્હેમને ઘરમાં આવવું પણ કઠિન થઈ પડ્યું. પરન્તુ બીજા કોઇએ ભુલથી પણ, એ ક્યહાં ગયા હતા ત્હેનો ઉલ્લેખ ન કર્યો.

દીએરજી હમારી સાથે થોડા દિવસ અપૂર્વ આનંદમાં ગાળી વકીલાત કરવા પત્ની સાથે પરદેશ ગયા. ત્હેમનો સ્વાર્થત્યાગ, અસાધારણ ઉપકારવૃત્તિ, મ્હારાથી કદી પણ વીસરાય એમ નથી. ભાભીને મારે સ્વભગિનીવત્ લાગણી ધરાવનારા દીએરો સર્વત્ર થશે ત્ય્હારે જ ભારતવર્ષની સંયુક્ત કુટુમ્બ પદ્ધતિ સુખકર થશે.

( સંપૂર્ણ. )

અનિલ.

---

# વિ.વિધવિહાર.

## સ્ત્રીલેખ.

### કેળવાએલી સ્ત્રીઓની તંદુરસ્તી.

#### ૧ નાજુકાઈ કે નબળાઇ?

ઈનું જોર સ્ત્રીજાતીમાં અને તેમાં પણ વિશેષે કરીને કેળવાયેલી, નસારાર ન પહરના વસનારી બ્હેનીઓમાં વધારે જોવામાં આવે છે.

કેટલીક બ્હેનો રૂપિઆભારની રોટલી અને રૂપિઆભાર ભાતથીજ ધરાઈ રહી પોતાને નાજુક માને છે, અને કેટલીક પાંચ વાગે પાશેર દૂધ પીધા પછી રાત્રીએ જમવાની રૂચી ન રહેનાર અબળા પોતાને નાજુક ગણે છે. કેટલીક નાત કે મેલાવડામાં થોડું જમી પોતાની નાજુકાઈ બતાવે છે, ત્યારે કેટલીક દેખાદેખીથી પણ ઉપર પ્રમાણે કરતાં શીખે છે. કેટલીક એવે વખતે શરમથી ભૂખી રહી બીજાની સાથે પોતાની પ્રકૃતિ પણ બગાડે છે. કેટલીક ઓછું ચાલી શકવામાંજ નાજુકાઇ સમજે છે, અને સરખે સરખીમાં અભીમાનથી બોલે છે કે મારાથી તો સ્ટેશન સુધી ચલાયજ નહિ. અમે કાંઈ ચાલેલાં છઇએ? કેટલીક જેમ ઓછો બોજો ઉચકી શકાય એમાંજ પોતાને નાજુક માને છે; દસશેર અથાણાની બરણી એમનાથી આઘી પાછી ફેરવી શકાતી નથી. અને વરસનાં બાંળકને કેડપર લઇ તેમનાથી બહાર જઇ શકાતું નથી.

સુજ્ઞ બ્હેનીઓએ વીચારવું જોઇએ કે આવી ખોટી નાજુકાઈથી લાભને બદલે નુકશાન વધારે છે. આવી ખોટી નાજુકાઇને તો નબળાઈ નામ વધારે શોભે છે. થોડુંજ જમી શકાય એ તો આપણી પાચન શક્તીની કમતાકાત બતાવે છે. દરેક જણે શરીરને સારી રીતે પોષણ મળે એટલો ખોરાક લેવોજ જોઇએ. વજન ન ઉપડી શકવું એ તો

કમતાકાતજ સાબીત કરે છે. પહેલેથીજ કાંઈ સ્ત્રીઓની પ્રકૃતિ આટલી બધી નબળી હોતી નથી, પણ ધીમે ધીમે પોતાનીજ અજ્ઞાનતાથી પોતાનું શરીર બગાડે છે. એટલેથીજ અટકતું નથી પણ પોતાની પ્રકૃતિ નબળી હઈ, પોતાનાથી ઉત્પન્ન થતાં બાળકો કુદરતી રીતેજ નબળાં બાંધાનાં થાય છે. એવાં બાળકો મોટી ઉમરે જનસમાજમાં પોતાની ફરજ જોઇએ તેવી સારી રીતે બજાવી શકતાં નથી. વળી માતાની ખોટી નાજુકાઈ બાળક પણ શીખે છે. અને પોતાની ભૂલનો ભોગ પોતે તેમજ નિર્દોષ બાળક પણ થઈ પડે છે. માતાની ભૂલ અજ્ઞાનતા અને બેદરકારીથી બાળકમાં આવેલા દુર્ગુણોથી બનતાં પાપકર્મનો હિસ્સો થોડો ઘણો પણ માતાને શીર આવે છેજ.

પ્રાચીન આર્ય રમણીઓનાં ચરિત્ર પરથી માલુમ પડે છે કે, તેમને આવો ખોટી નાજુકાઇનો ચેપ લાગેલો નહોતો. ઔરંગઝેબ જેવા બહાદુર બાદશાહની ફોજ હરાવનાર ચાંદબીબી, અને ઇંગ્રેજ સરકારનાં લશ્કરને થરથરાવી દેનાર ઝાંસીની શુરવીર રાણી લક્ષ્મીબાઈ; આજના જેવી નબળી અને માંદલી ન જ હોવી જોઇએ. શિયલ રક્ષણાર્થે લાંબી મજલો કરી મલેચ્છ સુબાના હાથમાંથી છટકી જનાર સરદારબા અને બાલકુમાર વનરાજને લઈ જંગલમાં વસતી રાણી રૂપસુંદરીનો દાખલો લેવા યોગ્ય છે. આગળની આપણી આર્ય બ્હેનીઓ આજની ખોટી નાજુકાઇને પસંદ કરતી નહિ અને તેથીજ તેનાં બાલકો વિદ્વાન શૌર્યવાન ને પરાક્રમી થતાં.

ઉપર કહેલી ખોટી નાજુકાઇને ખરી નાજુકાઈ તરીકે કોઈ વિચારશીલ પુરૂષ માની શકેજ નહિ. ટાઢું, ઉતરી ગયેલું, કાચું, બળી ગયેલું વગેરે અવગુણકારી ચીજનો અનાદાર વાજબી ને ફાયદાકારક છે. પરંતુ ખાસ ખોટી નાજુકાઈ બતાવા ખાતરજ શરીરના પોષણ કરતાં ઓછું જમી શરીર બગાડવું તે ખોટું છે. પારકું દુઃખ જોઈ તેને માટે અંતઃકરણમાં દયા ઉત્પન્ન થવી, અજ્ઞાની બ્હેનીઓની દુર્દશા જોઇ મનની અંદર લાગણી થઈ તે ટાળવા સ્ફુરણા થવી, દેશનો પૈસો પરદેશમાં ઘસડાઈ જતો જોઈ સ્વદેશી માલનેજ ઉત્તેજન આપવા પ્રબળ ઇચ્છા થાય, અને વળી તે પ્રમાણે વર્તન થાય એ લાગણી મનની નાજુકાઈ તરીકે ગણી શકાય.

ખોટી નાજુકાઇથી થતા ગેરલાભ સમજી તેનો ત્યાગ કરવો જોઇએ, અને તન કરતાં મનને નાજુક રાખવા કાળજી રાખવી. નાનાં બાલક અને વહુ દીકરીઓમાં ખોટી નાજુકાઈ ન આવે તે પર ખાસ દેખરેખ રાખવી તે સારી ગૃહીણીની ફરજ છે. ખોટી નાજુકાઇ અને કુદરતી નાજુકાઈમાં ઘણોજ તફાવત છે. જ્યારે ખોટી નાજુકાઇવાળી અબળા પોતાનું શરીર પણ મુશ્કેલીથી જાળવી શકે છે, ત્યારે એવી નાજુકાઈથી અજાણ ખેડુત અબળા કેડમાં બાલક લઈ બે ગાઉ દુર ખેતરમાંથી ઘાસનો ભારો લઇ સપાટાબંધ વગર થાકે ચાલી આવે છે. વધારે બાબત બાજુપર રાખીએ તો પણ પોતાનું શરીર તંદુરસ્ત રહે અને પોતાનાં બાલકો બલવાન પેદા થાય એટલે સુધી ખોટી નાજુકાઈ આપણે છોડી દેવીજ જોઇએ. આવી લેભાગુ અવગુણકારી "ફેશનો"થી અજ્ઞાન બ્હેનીઓને બચાવવી તે સુજ્ઞ બ્હેનીઓ અને બન્ધુઓની ખાસ ફરજ છે.

નિશા.

# સ્વાગત મન્દિર.

મુક્તસ્વરૂપ લલુભાઈ ગોવર્ધનદાસની જગત લીલા:—સદરહુ પુસ્તક અમને કર્તા તરફથી અભિપ્રાય અર્થે મલ્યું છે. સ્વર્ગસ્થ લલુભાઈનું જીવન ઘણુંજ ઉન્નત હતું.-સાધારણ કુટુંબમાં જન્મવા છતાં, એમણે મહાન પદ મેળવ્યું હતું. નોકરીયાત વર્ગના માણસોને એમનું જીવન ઘણુંજ અનુકરણીય છે. ચારે પુરૂષાર્થ ધર્મ-અર્થ-કામ અને મોક્ષ સર્વની એમને પ્રાપ્તિ થઈ હતી.

शैलेशैले न माणिक्यं, मौक्तिकं न गजेगजेतेની માફક એવા મહાન્ પુરૂષો વિરલજ હોય છે. સંસારની સર્વ ફરજ બજાવતાં છતાં, એમની ચિત્તવૃત્તિ પરમાત્મામાં હતી એ એમના જીવનનું મહાન ઉત્તમ લક્ષણ હતું. અધિકાર મળ્યા છતાં નિરભિમાનતા, લક્ષ્મી મળ્યા છતાં સાદાઈ તથા સત્સંગ અને જ્ઞાન સંપાદન કરવાની વૃત્તિ આદિ મહાન્ ગુણ આ સદ્‌ગૃહસ્થમાં મૂર્તિમાન્ હતા.

નાસિકમાં આનન્દભુવનમાં એમણે જે જીવન ગાળ્યું છે તે ભલભલા સન્યાસીને પણ અનુકરણીય છે. જનક રાજા દુનિયામાં રહ્યા છતાં, જીવન્મુક્ત જેમ કહેવાયા છે, તેમજ સ્વર્ગસ્થ લલ્લુભાઈ દુનિયામાં રહ્યા છતાં સંસારની વાસનાથી વિરક્ત હતા. આવા પિતાનું જીવન' લખવા માટે રા. ચંદુલાલને અમે ધન્યવાદ આપીએ છીએ. આપણા ગુજરાતી સાહિત્યમાં જીવનચરિત બહુજ થોડાં લખાય છે. આથી ઘણાક મહાન પુરૂષો જન્મી મરણ પામે છે, તે વિષે પાછળની દુનીયાં કાંઇ જાણી શકતી નથી. જે પ્રયાસ-શ્રમથી એમણે જીવનચરિત લખ્યું છે, તેમાં તેમણે "પિતાનું શ્રાદ્ધ" યોગ્ય રીતેજ કર્યું છે. અને ખરૂં શ્રાદ્ધ કાંઇક આવી રીતિનુંજ હોવું જોઇએ. સગાં સંબંધીને મિષ્ટાન્ન જમાડી શ્રાદ્ધ કરવામાંજ માત્ર પુત્રફરજ સમાયલી નથી આ પુસ્તક વાંચી મનન કરવા જેવું છે.

# સમયતરંગ.

**સ્ત્રીઓને ઈનામ**—જૂદા જૂદા ઉત્તમ નિબંધો લખવા માટે નેશનલ ઈંડિયન એસોસિએશનની બાનુઓની શાખા તરફથી સ્ત્રીઓને નીચે મુજબ ઈનામ નામદાર ગવર્નર લૉર્ડ લેમિંગ્ટનના હાથથી આપવામાં આવ્યાં છે. **રામાયણ બાબત:**—મિસ આયમાય પેસ્તનજી પાવરી. **ઘરનું સુખ કેવી રીતે વધારવું:**—મિસ રતનબાઈ ર. કોલાહ, મિસ ગુલબાઇ સો. પારકોલ અને તહેમીના પે. પાવરી. **જાહેર જીંદગીમાં સ્ત્રીઓનો ભાગ:**—મિસ હમાબાઇ ર. કોલાહ. **પત્ની કેળવાયલી હોય તો સંસાર સુખમાં વધારો કેવી રીતે** થાય છે અને સામાજિક સુધારણાને તેથી કેવી મદદ મળે છે:—વિજકોરબાઇ વિઠ્ઠલદાસ મહેતા અને મિસ મહેરબાઇ ધ. વા-

ડીઆ. ગર્ભવંતી સ્ત્રીની સંભાળઃ મિસ દીનબાઇ એદલજી લાકડાવાળા. છોકરીઓની શાળામાં કેળવણી સંબંધી કયી પદ્ધતિ દાખલ કરવાથી તે લોકપ્રિય થાયઃ- બાઈ લાધીબાઈ મોરારજી.

બાનુઓ માટે અલાયદી ગોઠવણઃ- મુંબાઇ ટ્રામવેમાં સ્ત્રીઓ માટે જૂદી ગોઠવણુ રાખવાના સવાલ વિષે મુંબાઇની મ્યુનિસિપલ કોરપોરેશન વિચાર ચલાવે છે.

વાઘણનો શિકાર—મિસિસ ઓડોનલ નામની એક બહાદૂર અંગ્રેજ સ્ત્રીએ ઇડર શહેર નજીકના ડુંગરનાં એક ઘણી વિકાલ વાઘણનો શિકાર કર્યો છે.

બુઢ્ઢાનું બાલિકા સાથે સગપણઃ— ગોંડળના એક વણિકે પોતાની ૭ વર્ષની કન્યાનું સગપણ પૈસાની લાલચથી ૬૦ વર્ષના બુઢ્ઢા સાથે કર્યાની ખબર ગોંડળ વણિક મહાજનને કાને જતાં મહાજને બન્ને પક્ષને ન્યાત બહાર મૂકવાની ધમકી આપવાથી સુભાગ્યે તે સગપણ રદ કરવામાં આવ્યું છે.

સ્કોલરશિપની યોજના—નેશનલ ઇંડિયન એસોસિએશનની મુંબાઈની બાનુઓની શાખા ઓનારિબલ મિસ મેનિંગે આપેલા સો પૌંડમાં રૂ. ૨૦૦૦ નો ઉમેરો કરી તેના વ્યાજમાંથી આ દસની મેડિસીન (વૈદક) ની છેવટની પરીક્ષામાં જે બાનુ ઉમેદવાર ચોકસ શરતોથી પાસ થાય તેને એક સ્કોલરશિપ આપવાનો સદરહુ શાખાએ ઠરાવ કર્યો છે.

ઇંગ્લાંડ જશે—એક પારસી બાનુ ડૉ. ડોશીબાઈ રૂસ્તમજી કાવસજી પટેલ એલ. એમ. એન્ડ એસ, લંડનની એમ. ડી. ની પરીક્ષાનો અભ્યાસ કરવા માટે ઇંગ્લાંડ જનાર છે.

---

# ગ્રાહકોને વિનંતિ.

આ માસના અંક સાથે અમે અમારા બીજા વર્ષના લવાજમ ભરનારા ગ્રાહકોને તે વર્ષની ભેટ ખાતે "ગીતમાળા" તથા "મંગલાષ્ટક" મોકલી આપ્યાં છે. તે વર્ષના (લવાજમ ભરી ચૂકેલા) જે ગ્રાહકોને તે બે પુસ્તકો મળ્યાં ન હોય તેમણે અમને તાકીદે જણાવવા કૃપા કરવી. લાંબો વખત વીતા પછી તે ન મળ્યા બાબતની ફરીયાદ ઉપર અમે ધ્યાન આપી શકીશું નહીં.

ત્રીજા વર્ષ ખાતેની ભેટ તરીકે "કપિંજલા" નામની એક સાંસારિક વાર્તા હાલમાં તૈયાર થાય છે

ગ્રાહકોને ગઈ તથા ચાલુ સાલનું લવાજમ સત્વર મોકલી આપવા વિનંતિ કરવામાં આવે છે. જેમનાં લવાજમ આવી પ્હોંચ્યાં નહી હોય તેમના ઉપર એપ્રીલ માસનો અંક વી. પી. થી મોકલવામાં આવશે; કોઈ ગ્રાહકને તેમાં વાંધો હોય તો તે, તથા કેટલીક મુદતમાં તે લવાજમ મોકલી શકશે તે વેળાસર જણાવવું.

Registered No. B. 436

# સુન્દરી સુબોધ

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી.)

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.

પુસ્તક. ૩ | પ્રકાશક, | ઈ. સ. ૧૯૦૬: એપ્રિલ.
અંક ૮ | બન્ધુસમાજ. | વિ.સં. ૧૯૬૨: વૈશાખ.

વિષયસૂચન.

# સુન્દરી સુબોધ

વર્ષ ૩ જું] ઈ. સ. ૧૯૦૬ એપ્રીલ—વૈશાખ વિ. સં. ૧૯૬૨. [અંક ૮ મો.


"भारतभगिनी" पत्रिकानां संपादिकानो पत्र.

## एक वहिनकी प्रार्थना ॥

मेरे देशभ्राताओ!

इस समय भारतवर्षमें चारों तरफ स्वदेश वस्तु प्रचार की धूम मच रही है कोई किसी भी भाषा का समाचार पत्र इस प्रकार का नहीं है जिस में इस वात की चरचा न हो। भारतवर्षके बड़े २ नगरों में पुरुषों की बहुत सभाएं हुई हैं जिन के वृत्तान्तोंको पढ़ २ कर हृदय प्रफुल्लित होता है और हरएक देशहितकारीका चित यह ही चाहता है कि हमारे देश में बहुत जल्दी स्वदेशी चीजों का प्रचार हो जाना चाहिये, किन्तु मैं जब देखती हूं कि बड़े २ देश हितैषियों, बड़े २ व्याख्यान दाताओं, बड़े २ देशके लिये बलिदान हो जाने की धूम मचाने वालोंके घरोंमें अभी तक वही चांदनी चौक है जो इस जोश से पहिले था। मैं उन लोगों से प्रश्न करती हूं कि हे मेरे देश हितैषी भ्राताओ! क्या आप के बड़े २ व्याख्यानों का कोई प्रभाव सब से पहले आप परभी पड़ता है कि नहीं ? मेरी सम्मति में कुछ नहीं पड़ता क्योंकि मैं देखती हूं कि जितना बल आप लोग

बोलने में खर्च करते हैं उसका सावां हिस्सा भी काम करने में नहीं लगाते इसका दृष्टान्त साफ है कि बड़े २ व्याख्यान दाताओं और बड़े २ देश हितैषियों की स्त्रियें विद्या का एक अक्षर तक नहीं जानतीं। उन विचारियों को कुछ भी पता नहीं है कि हमारे लिये क्या कुछ कर्तव्य हैं और क्या कुछ दुःखदाई है, वे नहीं जानतीं कि हमारा देश और स्वदेशी पदार्थों का प्रचार किस का नाम है, वे नहीं जानतीं कि हमारा धर्म्म व हमारी जाति कौन है, वे नहीं जानतीं कि सन्तान का वैद्यक शास्त्र की आज्ञा के अनुसार उत्पन्न करना तथा उनकी पालना करनी कैसे होती है, वे नहीं जानतीं कि हम अपनी सन्तानको विद्वान् बलवान् देशभक्त धर्म्मभक्त जातिभक्त कैसे बनाएं। इन बड़ी २ बातों के बिना वे विचारी छोटी २ गृहस्थ के चलाने वाली बातों को भी नहीं जानतीं जिनके न जानने के कारण प्रतिदिन भारतवर्ष में अनेक प्रकार के अनर्थ होरहे हैं जिनको देख व सुनकर रोना आता है, दिल फटता है !!!

भाइयो! आप की स्त्रीजाति में ये न्यूनताएं क्यों हैं? मै तो इस में आप लोगों का ही स्वार्थ समझती हूं। अगर आप का दोष न होता तो जो बुरी हालत इस समय आप के घरों की है वह देखने मे न आती। किन्तु शोक इस बात का है कि आप लोग अपने घरों की पहले सुध न लेते हुए अपनी स्त्रीजाती को अपने साथ २ न जगाते हुए एक पैये की गाड़ी द्वारा आग बढ़ना चाहते हैं जो कभी नहीं बढ़ सकोगे। अगर आप अपने देश धर्म्म व जाति की उन्नति करना चाहते हैं तो सब से पहले अपनी स्त्रीजाति की सुध लो अपनी स्त्रीजाति को साथ २ उठाओ, बिना इस के जागने के आप अपना व अपनी जाति का तथा अपने धर्म्म व अपने देश का कुछ भी सुधार नहीं कर सकोगे॥

भाइयों! मै १७ वर्षसे अपनी देशबहिनोंको जगानेके लिये घरका २०००) खर्च करके स्त्रीशिक्षाकी "भारतभगिनीपत्रिका" चला रही हूं। इसकी आमदनीमेंसे एक पैसा नहीं लिया जाता। अगर अपनी कन्याओं, बहिनों, माताओं, व स्त्रियोंको अपने साथ २ चलानेकी इच्छा है तो मेरी इस पत्रिकाका एक नमूना पं० हेमराजवैद्य लुहारीमण्डी लाहौर से मुफ्त मंगाकर देखें॥

"भारतभगिनी" कार्यालय.
**लाहोर (पंजाब).**

# વર્તમાનરંગ.

[આ માસિકની જીંદગીમાં એક નવું સ્વરૂપ દાખલ થાય છે. પાક્ષિક, માસિક અને ત્રિમાસિક પત્રોમાં આવતા **સ્ત્રીઓને ઉપયોગી સામાયિક સાહિત્યનું વાચન** અને જ્ઞાન અમારા વાંચનારને જેટલું બની શકે તેટલું પૂરૂં પાડવું, એજ આ યોજનાનો હેતુ છે: પ્રભુ! તે પાર પાડો!]

ગયા માસમાં અમને બદલામાં મળેલાં પત્રોમાં નીચેના વિભાગ કરી શકાય તેમ છે.

| **૧. સ્ત્રીઓ માટેનાં-** | **૨. વૈદક અને વિદ્યાકળાનાં-** | **૩. ભાષા સાહિત્યનાં-** |
|---|---|---|
| સ્ત્રીબોધ. | વૈદ્યકલ્પતરૂ. | વસન્ત. |
| ભારતભગિની. | | બુદ્ધિપ્રકાશ. |
| | | ગુજરાત શાળાપત્ર. |
| | | કેળવણી. |

| **૪. ધાર્મિક—** | **૫. વિવિધ—** | |
|---|---|---|
| | કોહીનૂર-લક્ષ્મી. | હિદાયતુલ મોઅેમેનીન. |
| આર્ય ધર્મ પ્રકાશ. | ભારતજીવન. | ત્રિમાસિક. |
| આત્માનન્દ પત્રિકા. | તરંગ. | Theosophic Gleaner. |
| જૈન ધર્મ પ્રકાશ. | પ્રેમ. | Progress. |
| | વૈશ્યપત્રિકા. | |

જગો અમારી પાસે ઘણી ટૂંકી હોવાથી આમાંથી જૂદા જૂદા વિભાગ લઈ બબ્બે ત્રણ ત્રણ મહિને ઉપર દર્શાવેલી યોજના પૂરી કરી શકાશે; હાલને માટે તો વાંચનારને આટલેથીજ સંતોષ માનવા વિનંતિ છે, આગળ ઉપર સાધન અને અનુકૂળતા વધ્યેથી ત્હેનો બનતો ઉપાય યોજવામાં આવશે.

સ્ત્રીબોધ. બ્હેન શિરીન કે. કાબ્રાજી તરફથી સ્ત્રીઓ માટે જ પ્રકટ થતું માસિક; મુંબાઇ. ડિસેમ્બર ૧૯૦૫.

કવિ કાઉપરે પોતાની માતાની યાદમાં દોરેલું ચિત્રઃ ભાષાંતર કરનાર, શિરીનબાઈ રૂસ્તમજી.

આ ચિત્ર સુન્દર છે. કાઉપર કવિ સર્વાંશે ગૃહદેવીનો પૂજારી હતો અને ત્હેની પ્રીતિભરી લાગણીઓનું તે પરિણામ છે. તે કરૂણભાવ અને રડતા દિલથી કહે છે કે,–

"આહ! તેજ તારા હોઠો! તેજ તારૂં હસતું મોં કે જે મારાં બચપણ વેળાએ મને પટાવી લેવા માટે તને રાખવું પડતું! આહ! હજી હું તે જોઉં છું, તો જો કે આજે તે હસતા હોઠોમાંથી વાચા ગુમ થઈ છે......પણ મને તો......એમજ લાગે છે કે જો તારા એજ હસતા હોઠોમાં વાચા હતે તો આજે બી તું મને એમજ કહેતે કે 'દીલગીર ના થા, મારા બેટા, ખુદા તારી મુશકેલી આસાન કરશે.'"

આ ઉપરાંત નીચેના લેખ પણ વાંચવા લાયક છે:

શાહનામાની સુન્દરીઓ—સિકંદરની માતાનું જીવનચરિત્ર (અપૂર્ણ છે). બચ્ચાંના શોખ ખિલવવા જોઇએ—ન્હાનકડી સુબોધક વાર્તા. જોન કર્વન—જીવનચરિત્ર. દોસ્ત કે દુષ્મન—ચાલુ વાર્તા. ત્રેમ્બલનો ખજાનો—સંપૂર્ણ વાર્તા.

બાનુ અધિપતિ તરફથી ચલાવવામાં આવતું આપણી ભાષામાં આ એકજ પત્ર છે; ઇંગ્રેજીનાં અનુકરણમાં પારસી જીંદગીને સારી રીતે ઉપજાવવામાં આવે છે.

* * * *

**ભારતભગિની:** સંપાદિકા, શ્રીમતી હરદેવી, મિ. રોશનલાલનાં ધર્મપત્ની; લાહોર. સ્ત્રીઓ માટે જ—હિન્દી ભાષામાં પ્રકટ થતું પાક્ષિક;—૧૫ મી ફેબ્રુઆરી અને ૧ લી માર્ચ ૧૯૦૯.

ધર્મોપદેશ. "હરેક પ્રકારનું સુખ ધર્મથી મળે છે; ધર્મનો કદિ પણ ત્યાગ ન કરવો." એ તૈત્તિરીય સંહિતાના વાકયને ઉદ્દેશીને લેખ લખાયલો છે. ત્હેમાં આગળ જતાં લખે છે કે. "સાધારણ રીતે સોમાંથી પચાસેક બ્હેનો એવું કામ કરે છે કે જેને તેઓ ધર્મ તરીકે માને છે પણ ખરૂં જોતાં તે ધર્મ નથી. હજારોમાંથી એકાદ બ્હેનજ એવી મળી આવે છે કે જે શાસ્ત્રસિદ્ધ ધર્મપરાયણ હોય. યાત્રાએ જવું, તીર્થમાં સ્નાન કરવું, વ્રત કરવાં, કથા સાંભળવી–એવું એવું તો ઘણી બ્હેનો કરે છે અને ત્હેમનામાં થોડા-વધારે ધર્મનું દર્શન થતું નથી એમ કહેવાનો હેતુ નથી. પણ ખરો ધર્મ તો એ જ છે કે કાંઈ પણ ફળની આશા વિના, પૂર્ણ શ્રદ્ધાથી, મનુ મહારાજે લખેલા નિયમો પાળી ધર્મ સેવન કરવું: (મનુના દસ સિદ્ધાંતો:- ધૃતિ–ધીરજ; ક્ષમા–દયા; દમ–મનોવૃત્તિઓનુ દમન–રોકવી તે; અસ્તેય–પારકાનું કાંઈ લેવું નહિ તે; શૌચ–પવિત્રતા; ઇન્દ્રિયનિગ્રહ–ઇન્દ્રિયો વશ રાખવી તે; ધી–બુદ્ધિ: વિદ્યા–શાસ્ત્રકળાનો અભ્યાસ; સત્ય–સાચું; અક્રોધ–ગુસ્સો કરવો નહિં તે, શાંતિ.) જો આ પ્રમાણે વર્તીને જે ધર્મ પાળી શકતી હોય ત્હેવી બ્હેનોને ન ગણીએ તો પણ ભારતમાં હજુ કેટલી બધી ભગિનીઓ છે કે જેમને માટે કહેવું પડે કે, બ્હેનો! ત્હમારું ધર્મ જેવી મહત્વની બાબત ઉપર ઘણું જ થોડું લક્ષ છે."

આપણે કેવી રીતે જીવી શકીશું? આ લેખમાં પવિત્રતા રાખવા સ્ત્રીઓને ઘણો આગ્રહ કરવામાં આવ્યો છે; અને ત્હેની સાથે સમજાવવામાં આવ્યું છે કે: "ત્હમે મન વાણી અને કર્મથી પવિત્ર થાઓ અને બાળકોને પણ ત્હેવાં જ બનાવો. વળી સંતાનને વિદ્યા ભણાવો, હુન્નરકળામાં પ્રવીણ કરો, ત્હેમનાં ચિત્તોમાં શુભ સંસ્કારને સ્થાનક આપો, કે જેથી કદિ ગુલામગીરી કરવા વૃત્તિ ન કરે અને પોતાના પુરુષાર્થથી જ પોષણનાં સાધન પ્રાપ્ત કરી જીંદગીમાં વિજયવાન થાય. ત્હમને એવાં સંતાન ત્યારે જ પ્રાપ્ત થશે કે જ્યારે ત્હમે પ્રભુની ભક્તિ કરશો, પાપથી ડરશો, પતિની સેવા કરશો, અને રીતિનીતિ અનુસાર ચાલશો.

મળેલાં (ચર્ચા) પત્રો એક પંડિતા લખે છે કે: "એ આનન્દની વાત છે કે હાલ સકલ ભારતવાસીઓનું લક્ષ સ્ત્રીકેળવણી તરફ જ વળવા માંડયું છે: આર્ય સમાજ અને સનાતન ધર્મ મંડલ વચ્ચે અનેક મત ભેદ છે છતાં આ બાબતમાં તો બંનેનું ધ્યાન એક જ છે એ આદરણીય છે." માધવ-

ક્ષાસ રુમ્ર લખે છે કે 'સ્ત્રીઓને ન ભણાવ્યાથી ત્હેમને એક્લીને હાનિ નથીઃ દેશનાં બાળકો, જેમના ઉપર દેશોદયની આશા છે, ત્હેમને પણ ભારે નુકશાન છે. કારણ સંતાન શૂરવીર અને ગુણવાળાં થાય ત્હેનું મૂલ માતા છે.'

વિવિધ સમાચાર.

ઈ. સ. ૧૯૦૧ ના સેન્સસ રિપોર્ટ ઉપરથી આખા હિન્દુસ્થાનની વિધવાઓના આંકડા આપતાં સંપાદિકાજી ખરેખરા હૃદયદ્રાવથી બોલી ઉઠે છે કે, "જે દેશમાં અહોરાત્ર અફ્સોસી એ ચાલી રહી છે કે દર પાંચ સ્ત્રીઓમાં એક સ્ત્રી વિધવા છે, ત્યાં કોઈ રીતની ઉન્નતિ થાય કિંવા શાંતિ રહી શકે એ કદિ પણ બની શકે?"

| | સમસ્ત વિધવાઓની સંખ્યા. | હિંન્દુ વિધવાઓની સંખ્યા. |
|---|---|---|
| એક વર્ષની અંદર. | ૧૦૬૪ | ૮૫૯ |
| ૧ થી ૨ વર્ષની અંદર. | ૧૨૧૭ | ૧૦૩૯ |
| ૨ „ ૩ „ „ | ૨૨૭૧ | ૧૮૬૬ |
| ૩ „ ૪ „ „ | ૪૫૧૩ | ૩૭૦૦ |
| ૪ „ ૫ „ „ | ૧૦૮૨૨ | ૮૧૮૨ |
| ૫ „ ૧૦ „ „ | ૯૫૭૫૮ | ૭૮૪૦૭ |
| ૧૦ „ ૧૫ „ „ | ૨૭૫૮૬૨ | ૨૨૭૩૬૭ |
| ૧૫ „ ૨૦ „ „ | આ આંકડા આપેલા જણાતા નથી. | |
| ૨૦ „ ૨૫ „ „ | ૯૩૮૭૨૫ | ૭૩૨૩૪૫ |
| ૨૫ „ ૩૦ „ „ | આ આંકડા આપેલા જણાતા નથી. | |
| ૩૦ „ ૪૦ „ „ | ૪૩૩૫૮૫૨ | ૩૩૭૧૨૬૧ |
| ૪૦ „ ૫૦ „ „ | ૬૧૩૪૫૩૩ | ૪૬૩૭૧૧૪ |
| ૫૦ „ ૬૦ „ „ | ૫૬૩૮૦૮૬ | ૪૨૮૧૭૧૫ |
| ૬૦ વર્ષની ઉપર— | ૬૫૯૬૮૩૯ | ૪૮૬૪૩૧૭ |
| ભારતખંડમાં સ્ત્રીઓની વસ્તી. | | |
| ૧૪૩૯૫૬૪૪૭ | ૨૫૮૯૧૯૩૫ | ૯૭૩૮૪૬૮ |

અહિં એક સૂચના કરવી આવશ્યક છે કે–કદિ બાલિકાઓનાં લગ્ન દશ વર્ષ પછી કરવાના, હાલમાં લગભગ સર્વાનુમતિથી સ્વીકારાયેલા, વિચારને અનુસરીને લગ્ન કરવામાં આવે તો એક લાખ કરતાં પણ વધુ બાળકીઓને વૈધવ્યનાં મહાન કષ્ટમાંથી બચાવી શકાય. આશા છે કે જે વિચારભૂમિકામાં સુધારક અને ઉદ્ધારક, પ્રાચીન અને નવીન સર્વ એકમત છે, તેનો સ્વીકાર કરવામાં અમારા હિન્દી બન્ધુઓ હવે વધારે વખત, અને ત્હેને લીધે ત્હેમની બાળકીઓના સુખનો વધારે ભોગ, નહીં આપે.

તા. ૧૫ ફેબ્રુઆરી વાળા અંકમાં બીજા વિષયો પૈકી–કોરિયાની સ્ત્રીઓ, સદ્વર્તન, અને મ્હારી બ્હેનોના ગુણ, વગેરે લખાણ પણ વાંચવા લાયક છે.

સ્વદેશી બ્હેનોને શિખામણ.

આ ગર્ભવતી સ્ત્રીઓને માટે ખાસ શિખામણનો લેખ 'પ્રાચીન વૈદકનાં શાસ્ત્રો ઉપરથી યોજાયલો લાગે છે: ૧ સ્ત્રીએ શરીરને ગરમ રાખવું અને શરદીમાં બહુ ન રૂહેવું. ૨ બાળક ઉદરમાં ફરતું બંધ થઇ જાય, સ્ત્રીના શરીરનો રંગ પીળો અગર કાળો થઇ જાય, શ્વાસ લેવા જાય તો મડદાના જેવી દુર્ગન્ધ આવે અને શળ થાય, તો જાણવું કે બાળક અંદર મરી ગયું છે. ૩. માતાને મનમાં ઘણી ચિન્તા રૂહે અથવા કાંઈ પેટ સાથે અથડાય કિંવા શરીરનો અંદરનો વ્યાધિ હોય તો બાળક મરી જાય છે. ૪. જો દસ માસ ઉપરાંત વખત થાય ને બાળકનો જન્મ ન થાય તો ગર્ભિણી સ્ત્રી પાસે અનાજ ખંડાવવું, ઓરડામાં ગાર કરાવવી, અથવા એવી કોઈ પ્રકારની ઉદરને કસરત થાય એવી ક્રિયા કરાવવાથી પ્રસવ વ્હેલો થશે. ૫. વાયુથી ગર્ભ સુકાઇ જતો હોય ત્યારે દૂધ વગેરે પૌષ્ટિક પદાર્થો સ્ત્રીને આપવા. વગેરે."

તા. ૧ માર્ચ વાળા અંકમાં બીજા ખાસ ધ્યાન આપવા લાયક વિષયો પૈકી:-ઇશ્વર પ્રાર્થના (સંપાદનીય લેખ), ધર્મ ઉપદેશ, વન્દેમાતરમ્ (કવિતા), વીરપૂજા (પૃથુરાજ અને તારાબાઇની ઐતિહાસિક જીવનકથા–અપૂર્ણ છે), ગૃહસ્થ શી રીતે સુખી થઇ શકે, બાલચિકિત્સા, જાલંધર કન્યા મહાવિદ્યાલય (વિશે નોંધ), અને પ્રાપ્ત પત્ર–છે.

સ્ત્રીઓ માટે સ્ત્રી તરફથી ચલાવવામાં આવતું ઉત્તમ (પખવાડિક) પત્ર ખરેખરી પ્રસંશાને યોગ્ય છે: સ્ત્રીનું હૃદય સર્વદા ધર્મ ભક્તિમાન જ હોય છે અને જ્યાં ત્યાં ઝળહળી રહી છે. ઘણી જ જૂજ કિંમતે આવું સારૂં પત્ર પોતાની વાંચનારી બ્હેનોના હાથમાં મૂકી, સંપાદિકા દેશની એક ઉત્તમ સેવા નિ:સંશય બજાવે છે.

* * *

વૈદકલ્પતરૂ. વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી તરફથી પ્રકટ થતું, વૈદક વિષયોજ ચર્ચતું માસિક; અમદાવાદ જાન્યુઆરી, ૧૯૦૬.

વૈદ્ય કોણ?–કુદરત.

"કુદરતી વૈદરાજ આપણાં શરીરની અંદરનાં સંચય થતાં મેલ-પાપને ધોવા માટે 'વિશ્વમાં સૌથી મોટા જ દરદો મોકલે છે. આ દરદો પ્રથમ તો આપણને દુ:ખદાયક આફત જેવાં લાગે છે, પણ પરિણામે એ દરદો આપણું કલ્યાણ કરે છે.

આપણાં શરીરમાં જે દરદો ઉત્પન્ન થાય છે તે, જો કે આપણાં કૃત્યો-ભૂલ ચૂક–નું પરિણામ છે તો પણ આપણાં કૃત્યોના પરિણામ રૂપ દરદો આપણને અવસ્ય થવાં જોઇએ; અને દરદો થાય તેમાં જ આપણું સુખ સમાયલું છે...શરીરમાં કોઇ કારણથી ઝેર દાખલ થયું તે ઝેર કાઢવું જોઇએ. આપણાં શરીરોમાં વારંવાર જે નુકશાનકાર તત્વો દાખલ થાય છે, તેને કૃપાળુ કુદરત વારંવાર કાઢી નાંખે છે....આપણને તાવ આવે છે તે શું છે?...શરીરમાં અજીર્ણ અથવા એવો બીજો દોષ એકઠો થયો હોય છે તેને કાઢી નાંખવાની જે ક્રિયા થાય છે તેનું નામ તાવ છે...કુદરત આપણા સુખને માટે દરદો મોકલે છે ત્યારે વૈદ્યો અને અને દાક્તરોએ એ દરદો દૂર કરવાના ઉપાયો શા માટે કરવા જોઇએ?...આપણા કુદરતી વૈદરાજ જે હેતુથી કામ કરે છે તે લક્ષમાં રાખીને આપણા વૈદ્યો અને દાક્તરો વૈદુ કરે ત્યાં સુધી તેઓ કુદરતના સ્વાભાવિક રાહ ઉપર ચાલે છે એમ કહી શકાય."

"શું દરદો આપણા સુખ માટે આવે છે?"—આ વિષયમાં પણ ઉપરની જ બાબતની ચર્ચા કરવામાં આવી છે. "પ્રમેહ ચિકિત્સા" અને "જીભ ઉપરથી રોગની પરીક્ષા" એ વિષયો વધારે શાસ્ત્રીય હોવા છતાં જનસમૂહને સમજાવવાને સારો પ્રયત્ન કરવામાં આવ્યોછે.

સાધારણ દરદો બાબત સલાહ અને ઉપચાર.

"મસાને જલદ મલમોથી એકદમ કાઢી નાંખવા કરતાં શાંતિકારક ખોરાક અને સૌમ્ય મલમોથી તેને શાંત કરવા એ વધારે ઉત્તમ ઉપચાર છે. દેશી વૈદક ઉપચારોમાં "કાસી સાધ" નામના તેલ તથા ઘીની અને ખાવામાં હરડેનું સેવન કરવાની "અનુભવી" સલાહ આપેછે. તીક્ષ્ણ અજીર્ણ તથા જુના અતિસારમાં છાશનો ઉપયોગ કરવાની 'તંત્રી' અને ક્ષય રોગમાં સ્ત્રીના ધાવણથી દરદીનું પોષણ કરવાની 'બ્રિટિશ મેડિકલ જરનલ' પત્ર ભલામણ કરે છે. આ ઉપરાંત "આરોગ્યરક્ષક સૂચનાઓ," પાળવા લાયક નિત્ય નિયમો," "વૈદક અનુભવ, શોધ અને સમાચાર" "ઘરવૈદ," ફક્ત પાણીથી જ રોગ મટાડવાની ડૉ. કુન્હેની નવી વૈદ્ય વિદ્યા"—એ વિષયો પણ વાંચવા લાયક છે. આવા પ્રકારનું આપણી ભાષામાં એકજ માસિક હોઈ ઘણું ઉપયોગી અને પ્રત્યેક ઘરમાં રાખવા લાયક છે.

**સુમન્ત, બન્ધુસમાજ.**

---

# રમણીમણિમાલા.

## સાવિત્રી.

(ગયા અંકથી ચાલુ.)

આમ દિવસ પછી દિવસ જવા માંડ્યા અને સત્યવાનનો મૃત્યુકાલ પાસે આવતો ગયો. મૃત્યુને ચાર દિવસ રહ્યા એટલે સાવિત્રીએ ત્રણ રાત્રી ઉત્કટ વ્રત કરવા માંડ્યું અને રાત્રી દિવસ વ્રતમાં તલ્લીન રહી. આવા નિશ્ચય પૂર્વક કરેલા દૃઢ વ્રતથી વિસ્મય પામી દ્યુમત્સેને સાવિત્રીને શરીરને કષ્ટ ન આપવા બહુ સમજાવી પણ તેણે એટલો જ ઉત્તર આપ્યો કે "હે તાત આપ મ્હારે માટે દુઃખી ન થશો. હું વ્રત પૂરૂં કરીશ. જે કાર્યને અર્થે આ વ્રત આરંભ્યુ છે તે જ તેનું કારણ છે." જે દિવસે સત્યવાનનું મૃત્યુ થવાનું હતું તે દિવસે પ્રાતઃકાલમાં ઉઠી સાવિત્રીએ અગ્નિની પૂજા કરી અને સાસુ સસરા તેમજ વિપ્રની પૂજા કરી 'અખંડ સૌભાગ્ય રહે' એવી આશીષ લીધી. જ્યારે દ્યુમત્સેને તેને વ્રત પુરૂ થવાથી ભોજન કરવા આગ્રહ કર્યો ત્યારે સાયંકાળે ભોજન કરીશ એમ ઉત્તર આપ્યો. આ સમયે સત્યવાન કુહાડી લઇ અરણ્યમાં લાકડાં કાપવા જતો હતો તે જોઇ સાવિત્રીએ તેની સાથે પોતાને લઇ જવા આગ્રહ કર્યો. પરન્તુ જ્યારે તેમ ન કરવા તેણે બહુ પ્રયત્ન કર્યા ને સમજી નહિ ત્યારે બોલ્યો—ત્હારે મ્હારી સાથે આવવું જ હોય તો મ્હારે વાંધો નથી પણ મ્હારા પિતા માતાની રજા વિના હું સાથે લઇને નહિ જાઉં. સામાન્ય સ્ત્રીની

માટેક આ શબ્દથી પતિ ઉપર ખોટું ન લગાડતાં, સાસુ સસરા કોણ છે એવો હલકો વિચાર ન લાવતાં તે ઉત્સાહ અને આનંદભર વડિલ પાસે ગઈ અને "વનસૌંદર્ય જોવાની ઇચ્છા થઈ છે માટે આપ આજ્ઞા આપો તો એમની સાથે જાઊં" એમ વિનયસર રજા લઈ પતિની સાથે વનમાં ગઈ. પતિપત્ની પવિત્ર નદિઓ, પર્વતો અને ફલ પુષ્પોથી પરિચિત તરૂવૃન્દો જોતાં જોતાં વનની અંદર ફરવા લાગ્યાં. ત્યારબાદ સત્યવાને લાકડાં કાપ્યાં. એના શ્રમથી થોડીકવારે તેનું માથું દુખવા લાગ્યું અને સાવિત્રી પાસે જઇ કહેવા લાગ્યો કે "પ્રિય? આજ હું કાંઇ અસ્વસ્થ છું ને ઉભા રહેવાતું નથી ને સુવાની ઇચ્છા થાય છે." આટલું સાંભળતાં જ પતિપરાયણી સાવિત્રીએ નીચે બેસી ખોળામાં માથું રાખી પતિને સુવાડયા.

પતિનું મૃત્યુ થવાનું છે તે જાણતી હતી છતાં, તેના અંતઃકરણમાં ચિંતા હતી છતાં, બ્હારથી તેના પતિને જરા પણ ખેદ જણાવા દીધો નહોતો, એટલું જ નહિ પણ તેના પતિની આગળ મૃત્યુની વાત કોઇ દિવસ પણ કાઢી નહોતી. પતિ ઉંઘી ગયો એટલે થોડી વારમાં સત્યવાનની પાસે રાતા વસ્ત્ર વાળો, હાથ જોડીને ઉભેલો, તેજસ્વી, પાશ લઇ ઉભેલો, ભયંકર પુરૂષને જોયો. તેને જોઇ સાવિત્રી બોલી—આપના વેશથી આપ કોઈ દેવ હો એમ લાગે છે. આપ કોણ છો ને શું લેવા આવ્યા છો તે જણાવશો."

'હું યમ છું અને ક્ષીણાયુ સત્યવાનનો પ્રાણ લેવા આવ્યો છું' એટલું બોલી તેના શરીરમાંથી અંગુઠા જેવડો પુરૂષ જોરથી કાઢી દક્ષિણ બાજુએ ચાલવા માંડયું. દુઃખ પીડિત સાવિત્રી તેની પાછળ પાછળ આવતી જોઇ યમ રાજાએ કહ્યું કે—હે સાવિત્રી, તું હવે પાછી ફર અને તેની જે ક્રીયા કરવાની હોય તે કર. જેટલે સુધી ત્હારે આવવું જોઇએ તેટલે સુધી તુ આવી છે.

**સાવિત્રી**—હે દેવ, જે સ્થળે આપ મ્હારા પતિને લઇ જાઓ છો અને જે સ્થળે પોતે જાય છે તેજ સ્થળે મ્હારે જવું જોઇએ અને એજ મ્હારો સનાતન ધર્મ છે. વિદ્વાન્ પુરૂષો કહી ગયા છે કે સાત પગલા સાથે ચાલવાથી મૈત્રી થાય છે અને તે પ્રમાણે આપણી મિત્રતા થઇ છે તો આપ આટલું મ્હારૂં કહેવું સાંભળશો. મૂર્ખ માણસો ધર્મ કે પરિશ્રમ કાંઇ કરતા નથી એટલા માટે જ ધર્મને ડાહ્યા પુરૂષોએ પ્રથમ પદ આપ્યું છે. અને મ્હારો ધર્મ 'જ્યાં પતિ ત્યાં સ્ત્રી' એમ માનું છું તો પછી આપ મને પાછા ફરવાનું કહો છો એ કેવળ ખોટું છે.

**યમ**—હે પુત્રી, ત્હારી બોલવાની ખુબીથી, ત્હારા ઉત્તમ આશયથી ત્હારા ઉપર હું તુષ્ટમાન થયો છું માટે સત્યવાનના જીવિત શીવાય જે કાંઈ માગવું હોય તે બેલાશંક માગ.

**સાવિત્રી**—મારા સસરા રાજ્યભ્રષ્ટ થઈ વનમાં રહે છે અને આંખે અંધ છે તેમને આપની કૃપા હોય તો અક્ષિયુક્ત કરો.

**યમ**—હે પુત્રી ત્હારી ઇચ્છા પ્રમાણે થશે, અને હવે તું નાહક શ્રમ ન લે અને પાછી ફર.

**સાવિત્રી—મ્હારા પતિ મ્હારી સાથે છે પછી શ્રમ શો?** જ્યાં મ્હારા પતિ ત્યાં હું, માટે જ્યાં આપ મ્હારા પતિને લઇ જશો ત્યાં હું આવીશ. વિશેષ હે દેવ, આટલું

સાંભળો. સાધુ પુરૂષની સહેજ પણ સંગત ઘણી ઇચ્છવા લાયક હોય છે તો પછી તેમની મૈત્રીનું તો શું પૂછવું. સજ્જનનો સમાગમ અફળ જતો જ નથી તેટલા માટે નિરંતર તેમનો સમાગમ રાખવો જોઇએ.

**યમ**—મનોહર-ડાહપણ યુક્ત અને હિતકારક વચન સાંભળી હું ખુશી થયો છું માટે સત્યવાનના જીવ શિવાય બીજું કોઇ વરદાન માગ.

**સાવિત્રી**—હે પિતા-મ્હારા બુદ્ધિમાન સસરા જે રાજ્યપાટ ગુમાવી બેઠા છે તેમને ફરીને રાજ્યયુક્ત કરો એટલું જ નહિ, પણ તે ભવિષ્યમાં પોતાના ધર્મથી વિરૂદ્ધ આચરણ ન કરે એમ કરી આપો.

**યમ**—એ રાજા અલ્પ સમયમાં પોતાનું રાજ્ય મેળવશે અને સ્વધર્મથી ભ્રષ્ટ નહિ થાય. હે પુત્રિ ત્હારી ઇચ્છા પરિપૂર્ણ થઇ છે માટે શ્રમ વેઠી લીધા વિના પાછી ફર.

**સાવિત્રી**—હે દેવ આપે સર્વ પ્રજાને નિયમમાં રાખી છે અને તેમ કરી તેમને આપ દોરો છો અને તેટલા માટેજ આપ યમ કહેવાઓ છો. આપ મ્હારૂં કહેલું સાંભળશો—મન વચન કે કર્મથી કોઇ પણ પ્રાણી ઉપર દ્રોહ ન કરવો, સર્વના ઉપર અનુગ્રહ કરવો અને દાન કરવું એ સાધુ પુરૂષનો સનાતન ધર્મ ગણાય છે.

**યમ**—જેમ તૃષાર્તને પાણી ઇષ્ટ હોય છે તેવું આ ત્હારૂ વાક્ય છે. જો કાંઇ શુભની ઇચ્છા હોય તો સત્યવાનના જીવ શિવાય અન્ય વરદાન માગ.

**સાવિત્રી**—આપ તુષ્ટમાન થયા હો તો મ્હારા પિતા જેમને એક પણ પુત્ર નથી તેમને કુલવર્ધક સો પુત્ર થાઓ એવું વરદાન આપશો.

**યમ**—હે કલ્યાણી ત્હારા પિતાને ત્હારી ઇચ્છા મુજબ તેજસ્વી સો પુત્ર થશે. હવે ત્હારૂં કાર્ય થયું અને તું ઘણે દૂર આવી છે માટે હવે તું ઘેર જા.

**સાવિત્રી**—મ્હારા પતિ મારી પાસે છે પછી મ્હને કાંઇ દૂર લાગતુંજ નથી. મ્હારૂં મન આથી પણ દૂર જાય છે. આપ જતાં જતાં મ્હારૂં આટલું સાંભળતા જાઓ. આપ વિવસ્વાનના પ્રતાપવાન પુત્ર છો. આપ તેટલા માટે વૈવસ્વત કહેવાઓ છો અને આપે સમધર્મથી સર્વ પ્રજાને રંજીત કરી છે અને તેજ કારણે આપનું ધર્મરાજ્ય કહેવાય છે.

જેટલો વિશ્વાસ પોતાને માટે હોતો નથી તેટલો સજ્જન પુરૂષને માટે હોય છે આટલાજ કારણથી સર્વે કોઇ સજ્જન તરફ વિશેષ પ્રીતિ રાખે છે.

**યમ**—હે સાધ્વી સ્ત્રી, જે ઉત્તમ વચન આજ તેં કહ્યું છે તે મ્હેં બીજે સાંભળ્યું નહોતું. હું ત્હારા ઉપર પ્રસન્ન છું માટે આના જીવિત સીવાય ચોથું વરદાન માગ અને નિરાંતે પાછી ફર.

**સાવિત્રી**—હે પિતા, આપ મ્હારા ઉપર પ્રસન્ન હો તો હું એટલુંજ માગુંછું કે સત્યવાનથી મ્હને બલવાન્ અને પવિત્ર સો પુત્ર આપો.

**યમ**—હે અબળે, ત્હને તું માગે છે એવા પ્રીતિકર પુત્ર થશે. હવે નાહક પરિશ્રમ કર્યા વિના ઘર તરફ વળ.

**સાવિત્રી**—સાધુ પુરૂષની હમેશાં ધર્મવૃત્તિજ હોય છે. સાધુ પુરૂષો કોઇને હેરાન થવા દેતા નથી તેમ કરતા નથી. તેમનો સમાગમ અફલ જતો નથી અને તેમની તરફથી કોઇને ભય હોતો નથી. એટલુંજ નહિ પણ સાધુ પુરૂષ ઉપકારના બદલાની ઇચ્છા રાખતા નથી.

**યમ**—જેમ જેમ તું અર્થવાન, ધર્મયુક્ત, મનોનુકુલ બોલે છે તેમ તેમ મારી ત્હારાપર પ્રીતિ વધતી જાય છે. માટે હે પતિવ્રતે તું પાંચમું વરદાન માગ.

**સાવિત્રી**—પતિ વિનાના સુખની મ્હને ઇચ્છા નથી.
પતિ વિનાના દિવસોની મ્હને પરવા નથી.
પતિ વિનાની લક્ષ્મી મ્હારે જોઇતી નથી અને
પતિ વિના મ્હારે જીવવું નથી.

હે પિતા હમણાંજ તમે કહ્યું છે કે મ્હને સો પુત્ર થશે; હવે જો મારા પતિનું જીવિત ન આવે તો પતિને નિચું જોવાનુ થાય માટે આપ કૃપા કરી સત્યવાનને સજીવ કરો કે આપનું વચન ફળે.

**યમ**—હે પવિત્ર સ્ત્રી, ત્હારો પતિ જીવશે એટલુંજ નહિ પણ દીર્ઘાયુ થઈ ચારસો વર્ષ રાજ્ય કરશે.

થોડીવારે સત્યવાન જાણે ઉંઘમાંથી ઉઠયો હોય એમ જાગ્રત થયો અને મોડી રાત્રી થઇ જવાથી ત્વરાથી સાવિત્રી સાથ પોતાના આશ્રમ તરફ ગયો.

આશ્રમમાં દ્યુમત્સેનના નેત્ર ખુલવાથી આશ્ચર્ય પામી પત્ની સહીત પુત્ર અને પુત્રવધુની રાહ જોતો બેઠો હતો. ઋષિઓના આગ્રહથી સાવિત્રીએ સર્વ ઇતિહાસ કહ્યો. તેજ રાત્રીયે શાલ્વ રાજ્યના સચિવો આવ્યા અને દ્યુમત્સેનને રાજ્યગાદી લેવા આગ્રહ પૂર્વક લઈ ગયા. સત્યવાનને યુવરાજ કર્યો અને તેનાથી સાવિત્રીને સો પુત્ર થયા. આમ અશ્વપતિને સો પુત્ર થયા. આવી રીતે જગતવંદનીય સાવિત્રીની પતિભક્તિ અને ધર્મવૃત્તિના પ્રભાવે તેને ન લાગ્યું વનનું દુઃખ કે ન લાગ્યું પતિની દરિદ્રતાનું કષ્ટ, જે મૃત્યુને મ્હોટા મ્હોટા તપસ્વીયો ક્ષણ માત્ર પણ અટકાવી શક્યા નથી તે મૃત્યુને પવિત્ર સાવિત્રીએ દૃઢ પતિવ્રતના પ્રભાવે દૂર ખસેડયું, એટલુંજ નહિ પણ યમરાજને ભક્તિવશ કરી શકી. આવી પવિત્ર સતીના યશોગાન વટસાવિત્રીના વ્રત સમયે હજી પણ આર્ય સ્ત્રીયો આર્યાવર્તના એક છેડાથી બીજા છેડા સુધી દર વર્ષે ગાય છે, અને બાળલગ્ન, કુટુંબકલહ, દરિદ્રતામાં રીબાતાં છતાં પતિ એજ પોતાનો પ્રભુ માની ગાંડી ઘેલી હિંદુ અબલાઓ પોતાનાં પતિનું પૂજન કરે છે.

સુબન્ધુ, બન્ધુસમાજ.

---

# પત્રપુષ્પાંજલિ.

## બે બોલ.

(લેખક—વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળા.)

(ગયા અંકથી ચાલુ.)

પ૭ ની સાલમાં મ્હારી કેવી શોચનીય દશા?! તેનું વર્ણન કરવા આ કલમ સમર્થ નથી. શું આવા દુઃખ રૂપી સાગરમાંથી તું જેવા ગુણી નાવિક વિના કોઇપણ રીતે આમ આબાદ તરી શકાય ખરૂં? તારી મક્કમ સારવાર શિવાય હું ભાગ્યે જ બચી શકત એ એક નિઃશંક વાર્તા છે. આવા અસાધ્ય રોગમાંથી ઉગારી તારા સૌભાગ્યરક્ષકનું રક્ષણ કરવા અર્થે તેં જે જે ભગીરથ પ્રયત્નો કર્યા છે તે અવર્ણનીય છે! "તમે વહેમ કાઢી નાંખો, તમારો મંદવાડ એવો કાંઈ ગંભીર નથી, સુખ દુઃખના ચાર દાહા હોય, એમાં શાણા પુરૂષે ગભરાઈ હિમ્મત હારવી નહિં, કાલ સવારે મટી જશે. તમને ઉંઘ નથી આવતી તો લ્યો હું પંખો કરૂં; હું પાસે બેઠી છું, મારા દેહમાં પ્રાણ છે ત્યાં લગી હું તમને ઉની આંચ નહીં આવવા દઉં. પૈસા સંબંધી કાંઈ ફિકર કરશો નહિં, મારો દાગીનો છે તેનો વિનિયોગ હું તમારી તબીયત સુધારવામાં ખુશાથી કરીશ. જીવતાં હઇશું તો ઘણાએ દાગીના મળશે, નહિંતર એ ઓછા પહેરીશું, તે વિના પણ ચલવીશ; મારો કુંકુમનો ચાંલ્લો કાયમ રહે એ મારે મન બહુ છે. આપણે ડાકોરજી જઇશું, શ્રી રણછોડરાયની ઝાંખી કરીશું, તમને મટયા વિના હું દુધ નહિ ખાઉં. ચાલો આપણે દેશ જઇએ: ત્યાં હવા ફેર થશે. રાજવઇદની દવા રામબાણ ગણાય છે. ત્યાં જવાથી તમારી તબીઅત સુધરશે, મારાં માબાપ ત્યાં છે, એટલે આપણને કાંઈ વાતે અડચણ નહી આવવા દે." ઈત્યાદિ વચનામૃત પાઇને મારા અસ્વસ્થ મનનું તેં જે સાંત્વન કર્યું છે અને બોલ્યા પ્રમાણે સર્વ કરી દેખાડયું છે તેનો ખ્યાલ કરતાં મને શોક યુક્ત ગર્વ થાય છે. તેં મારી સેવા ચાકરી પરિપૂર્ણ રીતે બલ્કે વધારે પડતી કરી છે; તેં તારા સ્ત્રીધનમાંથી એક રકમ મારા જીવન માટે ખરચી નાંખી છે, દેશમાં તેડી જઇ તેંજ મને બચાવ્યો છે; તારો વડીલ તથા આપ્તવર્ગ તું ધારતી હતી એવોજ સાચ્ચો નીવડયો છે; બાધા આખડીઓ રાખી તે મારે માટે, શંકરને સેવ્યા તે મારે માટે, દોરા ચિઠ્ઠી કરવા તરફ ક્વચિત દોરાઈ તે મારે માટે, જોશી જતીને ખોળ્યા તે મારે માટે, ભૂદેવોને સંતોષ્યા તે મારે માટે, શ્રીનાથદ્વારા જવાની પ્રતિજ્ઞા લીધી તે મારે માટે, દુધ તજ્યું તે મારે માટે, અહોરાત્ર ઉજાગરા કર્યા તે મારે માટે, મલ મૂત્ર જેવી ગંદી ચીજો ઉસેડી તે મારે માટે અને જે કાંઇ કર્યું તે સર્વ મારા પ્રાણ બચાવવા માટેજઃ—ટુંકમાં તારૂં જીવન માત્ર મારેજ માટે હતું, તારા પ્રત્યેક વિચાર તારા પ્રત્યેક આચાર અને તારી દરેક ચેષ્ટા મારેજ માટે હતી.

"તું કેવલ હુંમય બની રહી હતી." કોઇને પ્રશ્ન પુછતાં તું એમજ કહેતી કે આનું શરીર ક્યારે સુધરશે? તારે પોતાને માટે તું તદન નિઃસ્વાર્થ હતી, તારા સુખ દુઃખોનું પર્યવસાન તેં મારામાંજ કરી દીધું હતું. પાતિવ્રતની સેહેલી કુંચી, મોક્ષનો સરલ માર્ગ, આર્ય નારીની વાસ્તવિક મહત્તા તું ખરેખરી રીતે સમજી ચુકેલી હતી. મારે માટે તારામાં લેશ પણ ભિન્નભાવ નહતો, તારૂં ચિત્ત પારદર્શક ને નિર્મલ હતું, તારા હાથમાં બરકત હતી, તારૂં હૃદય ઉદાર હતું, અપંગોની તને દાઝ હતી, આપ્તવર્ગ પ્રતિ સ્નેહ દ્રષ્ટિથી તું નિહાળતી, તારી જ્યેષ્ટ ભગિની માટે તું ચિંતાતુર રેહેતી, તારી કનિષ્ટ ભગિની લઘુ વયમાં જે વૈધવ્ય દશા વેઠે છે તેથી તને દયા ઉપજતી, સનાતન આર્ય ધર્મ તરફ તારો ભક્તિભાવ હતો. ધર્મ-નીતિ-તથા સદાચારનાં પુસ્તકો નવરાશની વેળાએ તું મારી કને વંચાવતી અને શાંત ચિતે તેનું મનન કરતી; વિચારોને એવી રીતે સંસ્કારી બનાવતી એટલુંજ નહીં, પણ તેને આચારમાં ઉતારતી. સ્રીવર્ગને તું એક દ્રષ્ટાન્ત રૂપ હતી. સન્નારી કેમ થવાય છે, ઉત્તમ ગૃહિણી કેમ બનાય છે, અને આ મૃત્યુ લોકમાં સારી સુવાસ મેલી શ્રી શેષશાયીના સદનમાં વાસ કરવાનો અધિકાર કેમ પ્રાપ્ત કરી શકાય છે, તે તેં અત્યુત્તમ રીતે બતાવી આપેલું છે.

મારૂં શરીર સુધારી દેશથી પાછા ફરતાં આપણે મુંબઈના કિનારાપર ઉતરી આપણે ઘેર આવવા જ્યારે અશ્વરથમાં આરૂઢ થયા, તે સમયની તારી મુખમુદ્રા કેવી પ્રફુલિત હતી? જાણે કોઈ મહાન શત્રુને મારી હઠાવી વિજયધ્વજ ફરકાવતા આવતા હોઇએ, જાણે અખુટ ભંડાર હાથ લાગ્યો હોય, જાણે સોનાનો સુરજ ઉગ્યો હોય, અને જાણે પ્રજાને "સ્વરાજ્યનો હક" મળ્યો હોય એવી તું સુપ્રસન્નવદના લાગતી હતી! અહીંથી દેશ જતાં કાલ કેવી ઉગશે, તેની ખબર નહતી. પણ "શ્રી શંકરે મારી લાજ રાખી અને અંતે મને જય અપાવ્યો, જેથી આજે હું હસ્તે મોઢે મારે ઘેર જાઉંછું" એ તારો માર્ગમાં સાંભળેલા ઉદ્દગારોનો પ્રતિઘોષ હજી પણ કર્ણ પ્રદેશમાં અથડાય છે. મારા પ્રતિ તારો કેવો ઉજ્વલ ભાવ હતો, ઇશ્વરપર તને કેવી આસ્થા હતી, અને તારા નારીધર્મમાં તું કેવી નિષ્ણાત હતી તે સાબીત કરવાને માટે તારાં ઉપલાં વાક્યો એ એકજ પુરાવો બસ છે.

ઇશ્વિરી લીલા કેવી અગાધ છે? મને બચાવી લઈ તારૂં સૌભાગ્ય અખંડિત રાખવાની તને ઇચ્છા હતી તે પરિપુર્ણ થઇ. ધણીને કાંધે ચઢી સતી સ્રી સોવાસણના રૂપમાં જાય છે તે આ અવનિમાં ધન્ય છે એમ તારૂં માનવું હતું. વાંઝિયામ્હેણું ટાળવા તથા વંશની વૃદ્ધિ કરવા તને સંતાનની અભિલાષા હતી. એ તારી સઘળી ઇચ્છાઓ તારી નજરે પુરી થઈ. તેં મારા જીર્ણ બની ગએલા શરીરને આરોગ્ય દિશા દેખાડી. ઇશ્વિરે સારો દિવસ દેખાડી વાંઝિયા મ્હેણું ટાળ્યું. એક કન્યારત્નની બક્ષિસ-તારી યાદગીરી-તારૂં પ્રતિબિંબ તેં મને અર્પણ કર્યું. પણ એ બધું શાને ભોગે? તારા અમુલ્ય પ્રાણનો!! હા! એ વિચાર આવતાં મારૂં તન કંપે છે! આટલું સ્વાત્માર્પણ કરવાની અંતે તને ફરજ પડી તેથી મને અતિ ખેદ ઉપજે છે! તેં મારે માટે જે જે કીધું તેના

પ્રમાણમાં હું કાંઇજ કરી શક્યો નથી. પ્રસુતિ સમયની ભય ભરેલી સ્થિતિ તેં તારા સંતાન માટે સહન કીધી, મારો પ્રાણ જતો હોય તો ભલે પણ મારૂં બાલક કોઇ પણ રીતે બચે એ તારી મનકામનાને અર્થે જોખમ ભરેલો પ્રયોગ તેં થવા દીધો એથી અધિક શિશુ પ્રત્યેનો તારો સ્નેહ શી રીતે વ્યક્ત થઇ શકે એમ હતું ?

આવા દારૂણ પ્રસંગમાંથી અંતે તેં કન્યાનું મુખ જોયું! કાંઇક અંશે એને પયપાન કરાવ્યું! સેજ સાજ રમાડી, પણ સઘળું સ્વપ્નવત્! તારા મનની વાતો મનમાંજ સમાઇ! તારી ઉચ્ચ ભાવનાઓ દબાઈ ગઇ. મારૂં ભાગ્ય મંદ બન્યું! તારી સુધરવા લાગેલી પ્રકૃતિ અચાનક ને અકારણ બગડી! માણુસ જાતથી જે કાંઇ બની શકે તે સર્વ ઉપાયો યથાશક્તિ અને યથામતિ અજમાવ્યા; પરંતુ દુર્ભાગ્યના પ્રબલથી તે અફલ થતા ગયા! તારી હાલત ગંભીર થઇ પડી. તારે માટે અંતકાલના વસ્ત્ર મારે શોધવાનો વારો આવ્યો! અશ્રુપૂર્ણ નેત્રથી તે કાઢવાં!! પરંતુ તને શોક ન જણાવ્યો. ધર્મ ધ્યાનનું પુછતાં તેં સ્વમુખે જે કહ્યું તે કરવામાં આવ્યું. તું અંતરમાં ચેતી ગઈ કે બચવું કઠિન છે!

સંવત્ ૧૯૬૦ ના ચૈત્ર વદિ ૭ ને ગુરૂવારની પ્રભાત! હા! તે કેવો બિહામણો દિવસ! મારૂં અર્ધાંગ હરણ કરતો એ સમય કેવા ક્રૂર! જાણે બંગ ભંગનોજ દિવસ હોવની શું!!! ધાવણા બાળકને હળફળતું મેલી તેની જનનીના પ્રાણ લેનાર કાલ કેવો નિષ્ઠુર! રાંક ઝુંપડીનું રાનહ રીતે પર્ણકુટીનો વિધ્વંસ કરનાર હે નિર્દયકાલ! તારા હૃદયનો શું દયાનો અંશ પણ નહતો? ભગવાન સહસ્રરશ્મી સૂર્ય નારાયણ ઉદયાચલપર ચઢતા હતા તે સમયે તારા શુભ સંસ્કારને લીધે તને "શ્રીમદ્ ભગવદ્ ગીતા" શ્રવણ કરવાની ઇચ્છા થઈ-કેમકે પરમ પવિત્ર ગીતાનું તું પોતે નિત્ય પઠન કરતી હતી. તેં મને પાસે બેસાડી "શ્રી વિશ્વરૂપ દર્શન યોગ"નો ૧૧ મો અધ્યાય સંપૂર્ણ સાંભળી લીધો. મનમાં ઇશ્વર સ્મરણ કરતી તું હવે પરલોક પ્રતિ પ્રયાણ કરવા લાગી. તારાં ગાત્રો શિથિલ થવા લાગ્યાં, વહાલી પુત્રીને તારી સમીપ લાવતાં માતૃ વાત્સલ્યના પ્રભાવથી "છેવટની" ધાવણની શેરો છુટી! વાત અણીપર આવવાથી તારા સજીવ શરીરને તારા નિકટ સંબંધી જનોની મદદથી નીચે લઈ જઈ ગૌશાળાની પવિત્ર ભૂમિપર મેલ્યું! જ્યાં જોત જોતામાં તે પંચ ભૂતનું પુતળું-એ સુખનું આગર, એ શાંતિનું સરોવર, નિર્જીવ, લુપ્તપ્રાય-શુષ્ક-ચૈતન્ય રહિત બની ગયું! આ અવનિમાંથી હંમેશને માટે તે-શરીર-નષ્ટ થઇ ગયું! જે હવે ત્રિભુવનમાં શોધ્યું જડે એમ નથી. તારી ઐહિક આત્મજ્યોતિ હોલવાઈ તે સ્વસ્વરૂપમાં લીન થઈ!!!

થયું! મુળથીજ જડ એવો જે દેહ તે ચૈતન્યનો વિયોગ થતાં કાષ્ઠવત્ થયો! જ્ઞાતિજનો એકત્ર થયા, તારી વૃદ્ધ માતપિતાના દુઃખનો હવે પાર ન રહ્યો! કાકા કાકી પણ એટલાજ દુઃખી થયા! તારી બન્ને બેહેનો શોક નિમગ્ન બની! બાલકી-નિર્દોષ બાલકી બિચારી આમ તેમ જોવા લાગી, અને તારો વડીલ બંધુ તથા હું એ બે મિત્રો તો કેવલ દિઙ્મૂઢજ થઈ બેઠા!! "જીવને શ્વાસ તણી સગાઇ" એ વચન સત્ય ઠર્યું. સીતાપતિનું સ્મરણ કરતાં તારી સ્મશાન યાત્રા કીધી! જે દેહને આઠ આઠ વર્ષથી પાળ્યો, પોષ્યો, અન્ન વસ્ત્રથી યથાશક્તિ સંતોષ્યો, જે લગાર અસ્વસ્થ થતાં હું કાવરો બાવરો

બનતો, જેને જોયા વિના ક્ષણ પણ શાંતિ વળતી નહી, જેના વિના ભોજન ભાવતું નહીં, અને વિખુટા પડવા ગમતું નહી, તે અમુલ્ય અને સુકોમલ કાયા ઉપર હાથે કરીને અંગાર મેલ્યો !!! સંસાર! સંસાર!! માયા ! પ્રારબ્ધ! તુ શા શા ખેલ ખેલાવે છે? કેવા કેવા રંગ બતાવે છે ? આ હાથે શાં શાં કામો કરાવે છે? જેને મારૂં સર્વસ્વ ગણતો તે પ્રાણથી પણ વહાલી પત્નિના તનપર અગ્નિદાહ દીધો શું!

દુઃખમાં ધીરજ, શાંતિ, સહનશીલતા, અને ઇશ્વરઇચ્છાને આધિન થવાની ટેવ એ સર્વની કસોટી અંતકાલના સમયમાં પણ તેં કેવી આપી! અવસાન સરખા વિકટ પ્રસંગે ભલભલા વેદાન્તિઓ, સમર્થ સાક્ષરો, અને વિશાલ બુદ્ધિવાળા નરો પણ ભાન ભુલી જઈ મૃગજલ સરખો છતાં સત્ય ભાસતો જે આ અસાર સંસાર તેમાં લપટાઇ જાય છે! આશાતૃષ્ણામાં, મારાતારામાં, પુત્રકલત્રમાં, ઘરબારમાં, અન્નવસ્ત્રમાં, રાચરચીલામાં માયાની મોહજાળમાં ફસી પડે છે! અને પ્રયાણકાળે કરવાનું સત્ય જે ઇશ્વર-સ્મરણ તથા અવિનાશી આત્માનું કલ્યાણ એ તો છેક જ ભુલી જાય છે. જ્યારે ઘણાખરાની આ સ્થિતિ છે ત્યારે તું કેવી સુજ્ઞ કે, ઉપલી સર્વ મિથ્યા ઉપાધિને સર્પ જેમ કાંચળીને તજે અને કાચબો જેમ પોતાનું શરીર સમેટી લે તેમ ગીતાના અધ્યયનના પ્રભાવથી તથા અંતના શ્રવણથી અને પુર્વ જન્મના સારા સંસ્કારથી એ સર્વમાંથી ચિત્તને ખેંચી લેઇ શાંતિને સ્વિકારી ઇશ્વરમાં જ મનને પરોવ્યું હતું. તારે સ્થાને તારા જેવા સંજોગમાં કોઇ અન્ય સ્ત્રી આવી દશા જોઇને કલ્પાંત કરી મેલે! પણ તેં શોક દર્શાવવા અશ્રુનું એક બીંદુ સરખું પાડ્યું નથી! તારી સદ્‌ગતી થવામાં સુતિકાદોષને અંગે કાંઇ વ્યત્યય આવે એમ મૂર્ખ જનો સિવાય બીજું કોણ કહેવાની હિમ્મત કરી શકે? શું સ્ત્રિઓને પતિ-સેવા મોક્ષ દાતા છે એ શાસ્ત્રીય સિદ્ધાન્ત ખોટો થાય? કદી નહી. જેણે આખું જીવન માનનીય રીતે સ્વામીસેવામાં વ્યતિત કીધું, જેણે ઇશ્વરભક્તિમાં પોતાનો કાળ ગુજાર્યો, જેણે પોતાના પતિનું ચરણોદક અંતકાળે શ્રદ્ધાથી પીધું તેને વળી અસદ્‌ગતિ કેવી? હું તો ખાત્રીથી માનું છું કે, એ પ્રાણને લઇ જવા યમદુતો તો શું પણ પ્રત્યક્ષ યમરાજ સમર્થ નથી! એજ સત્ય છે હું એજ જોઉ છું. અને તે એ કે, વૈકુંઠ લોકમાં ભગવાન મહા-વિષ્ણુ શેષનાગપર પોઢ્યા છે, ગરૂડજી ઉભા છે, નારદ તુંબર ગાન કરે છે, અપ્સરાઓ નૃત્ય કરે છે, સુરનર મુનીવર શ્રી શેષશાયીનું સ્તવન કરી રહ્યા છે, દ્વારમાં જયન્વિજય ઉભેલા છે, શ્રી લક્ષ્મીજી ચરણ ચાંપે છે એવા શ્રી લક્ષ્મી નારાયણ ઉપર તું દિવ્ય સ્વરૂપ ધારણ કરી ચમર ઢોળે છે!!! તથાસ્તુ.

હવે આથી વિશેષ શું લખું? એક આધુનિક કવીરાજની ઉક્તિમાં લખીએ તો.

હીરો આવ્યો તો હાથમાં, હાર્યો છું હે હરિ!
ક્રોટી ઉપાય કર્યા છતાં, મળશે ન તે ફરી!!

( કેશવકૃતિ. )

લી૦ તારો, " વિયોગી કાન્ત "

મુંબઈ–કોટ મીન્ટરોડ નં. ૯૭
તા. ૪-૧-૧૯૦૬

} વિઠુલદાસ લાલદાસ રોહાવાલા.

# વિવિધવિહાર.

## ના બેસો રડવા.

હૃદય-કમળ શોકે કરમાશે,
પાંખલડી સૌ પીંખી જાશે,
સ્વર્ગ મૃત્યુ પાતાળે ના છે
તૂટીની બુટ્ટી.
"બની' વાતલડી "નહીં બનવાની"
પ્રભુગૌરવતા નહીં ફરવાની,
રડી રડી આંખલડી રોવાની,
યાદ તે આણે.
ગત-ભૂત પિંજર ફુંકી બાળો,
વર્તમાન સામેથી ઝાલો,
ભવિષ્યપે' અમીનયનાં ઢાળો,
રંગમાં રહીને.
જીવનયુદ્ધનો જંગ મચ્યો જ્યાં,
નિરાશ આદિ શત્રુ ઘૂમે જ્યાં,
કાયર બનીને કરમાયે ક્યાં
આવશે આરો ?
શસ્ત્રઘાવ વાગ્યો તેથી શું,
ડોક લચાવીને રડવાનું ?
મન-બળ ઓષધ પાસે ના શું
સૌખ્યને કાજે ?
હૃદય અને મન બળના જોરે,
ભવ્ય દિવ્ય ઇંદ્રાસન ડોલે,
શોક-તિમિર શું તે ના તોડે,
વીજને વેગે ?
કીર્ત્યાલય શુભ ઊભું કરવા,
આશ-ઉમળકા શું ના ધરવા ?
વ્હીલા બનો ના બેસો રડવા,
ભૂત સંભારી.

ભૂત-સ્મૃતિ-શોક-કીડાને જોરે,
અન્ય કાર્ય પર લક્ષ ન દોડે,
વપુ જઈ બેસે મૃત્યુખોળે,
બુદ્ધિ ભરમાયે.

શોક-ધ્વંસનો જંગ મચાવી,
ક્ષણ એકમાં એ પટકાવી,
અમર દોર શુભ આશની ઝાલી,
સ્નેહથી દોડો.

જીવન પૃથુલ જનનું સંભારો,
ઉચ્ચ મનનથી હૃદય ઉજાળો,
નીતિ, ટેક, શુભ મનમાં આણો,
અંતમાં યશ છે.

વસન્ત-વિનોદી.

( શિશુમણ્ડળ )

બીજુ પ—
એમ મૂર્ખ જનો ૨
સેવા મોક્ષ દાતા છે એ ૨
માનનીય રીતે સ્વામીસેવામાં
જેણે પોતાના પતિનું ચરણોદક ૨
ખાત્રીથી માનું છું કે, એ પ્રાણને લ
નથી! એજ સત્ય છે હું એજ જોઉં,
વિષ્ણુ શેષનાગપર પોઢયા છે, ગરૂડજી
નૃત્ય કરે છે, સુરનર મુનીવર શ્રી શેષ
ઉભેલા છે, શ્રી લક્ષ્મીજી ચરણ ચાંપે છે
ધારણ કરી ચમર ઢોળે છે ! ! ! તથાસ્તુ

## રેવા કુટવાનો ચાલ.

### આલેખ.

( મળેલું. )

આજ કાંઇ ઘણે દહાડે દેખાયાં.
રસોઇ કરી બપોરે ઘડીક ઘરમાં કાંઇ વીણીએ ઝુડીએ,
ચહા મુકવાનો વખત થાય ને પાંચ વાગે એટલે
રસોઇનો વખત થાય. બસ્યો આ શિયાળાનો
વખત મળતો નથી તો તારા સરખીને ઘેર

હવે આથી વિશેષ શું લખું? એક
હીરો આવ્યો તો હાયમ. કે તમારે એકલાંને ! પણ તમને ઘર છોડીને
કોટી ઉપાય કર્યા છતાં, મ
પે સાસુ છે એટલે શી ફીકર હોય. ઘરમાં
હીતમાં કોઇ મરી જાય તોએ તારે કાંઇ
મુંબઈ-કોટ મીન્ટરોડ નં. ૮૭ તા. ૪-૧-૧૯૦૬ } (જાય એટલે તારે છુટી પડવાનું. પણ
બંધીમાં ના જાયતો સગાં શા ખપનાં!
——ઉઠમણામાં આવું બેચાર જણે કહ્યું.

લીલાવતી—બ્હેન હું તો સદાય નાનીજ છું, કેમકે આપણામાં છોકરાં વગરની તે નાની એમ ગણાય છે કેની. વળી ખરૂં પૂછાવો તો સાસુ જાય છે માટે કૂટવા નથી જતી એમ નથી પણ મને તો એ ચાલજ ગમતો નથી, અને મને આવડવાનું પણ નથી.

કંચન—લીલા તું તો હજી એવીને એવી રહી. કૂટવાનું ગમે કે ન ગમે પણ નાતનો રિવાજ પડયો તે ગયા વગર કેમ ચાલે? અણચાલે પણ કૂટયા વગર છુટકો નથી થતો. પણ આવું મારે મ્હોએ કહ્યું તે તો ઠીક, બાકી બીજાંને કહે તો કેહેશે છકી ગઈ છે છકી.

લીલાવતી—લોકો બલેને ગમે તે કહે. તમને એ ચાલ પસંદતો નથીજ પણ લોક વાત કરે તે બીકે બધે જાઓછો અને હું જવાની ના કહુંછું એ એમાં શું તમને યોગ્ય લાગે છે?

કંચન—જોને બ્હેન એ નાત જાતની વાતોમાં યોગ્યને અયોગ્ય, ખરૂં ને ખોટું, ફાયદાકારક કે નુકશાન કારક એવી બાબતો કાંઇ ખપમાં ન આવે. સહુસાથને જગન્નાથ. બધાં કરે તેથી જુદે મારગે કાંઈ આપણાથી જવાય? તુ તો હજી નાદાન છે.

લીલાવતી—તમારા જેવાંજ પોચાં બધાં હોય એટલે કાંઇ થવાનું નહીં. આપણા રીવાજ સો શું પણ પચાસ વરસ ઉપર હતા તે નથી પણ કેટલા બદલાયેલા છે? ઘરડાંઓ ઘણીએવાર કહે છે કે આ જુની આંખે નવાં કૌતક છે તે શું બતાવે છે? એજકે ચાલતા મારગથી જૂદે મારગે કોઇ કોઈ ગયેલા અને તે સારૂં લાગવાથી બીજા પણ પાછળ દોરાએલા. એતો કાંઇ વાત નવી કોઈ શરૂ કરે એટલે સહુ એમ કહેજ કે એમ કેમ કરાય.

કંચન—એતો બધુંએ ખરૂં પણ એનો રસ્તો શો?

લીલાવતી—એજ કે કૂટવા પોતે જવું નહીં અને ન કરે નારાયણને પોતાને ત્યાં કાંઈ માઠો બનાવ બને ત્યારે કૂટવાનું રાખવું નહિં. આપેલાં ઢબુકાકી આવે, કૂટવાનાં સરદાર અને જયાં હોય તાં હાજર. એમને આપણી વાત નહીં રૂચે.

કંચન—આવો ઢબુકાકી, તમે આ તરફ કયાંથી?

ઢબુકાકી—હું તો જયાશંકર ભાઇને ત્યાં કૂટવા જતી હતી. જરા મોડું થઈ ગયું છે. કેમ અલી કંચન, તારે આવવું નથી કે શું? આ લીલાને તો આપણે કહેતાંજ નથી. કાંઈ ઠેકાણે જવુંજ નહીં એટલે નિરાંત.

લીલાવતી—બેસો કાકી બેસો, હજી તો બહુવાર છે. પથાણું બાર મહીના સુધી રહેવાનુ છે. તમે ગભરાઓછો શું કામ?

કંચન—હા. બળ્યું બાર મહીના લગી હાજરી ભરવાની છે. અમારે સંબંધ કર્યા એટલે કાંઇ છુટાશે!

લીલાવતી—જુઓ તમને ઘરમાંથી કામ મુકીને બહાર મલવા જવાની તો નવરાશ નથી અને પથાણે બાર મહીના શીરીતે જશો? પણ આપણાં બૈરાંને કૂટવાનું મલ્યું કે તૈયાર; હજાર કામ મુકીને દોડશે. રાંધવાનું, પીસવાનું, ગમે તે પડતું મુકીને જવાશે. આ

હમણાં કંચન બહેન તમારો ચંદુ કેટલો બધો માંદો હતો તેને એવો મુકીને આજ જતાં હતાં. એના બાપ બિચારા ઘણાએ અકળાય, એમને બાપડાને એ છોકરાની ઉઠવેઠ કરવી પડતી હતી.

ડશુકાકી—ત્યારે કૂટવા એ ન જાયતો શું એનો માંદો જાય? જો વાત લાવી છે તે. સંસાર છે તે છોકરૂં કોઈ માંદું સાજું એમતો રોજ ચાલ્યું જાય, અને ઘર કામે રોજનું થયું. તે માટે સગાં સંબંધીનો વહેવાર તોડી નાંખવો?

લીલાવતી—મેં એમ કયાં કહ્યું કે એમના વર કૂટવા જાય અથવા એમ પણ કોણ કહે છે કે સગાં સંબંધીનો વહેવાર તોડવો? તમેતો અવળાં આઝો છો. સગાં સંબંધીમાં દુઃખ પડે તો બેશક તેમને ત્યાં જવું આવવું, તેમને દિલાસો દેવો, દુઃખમાં ભાગ લેવો, તેમનો વખત જાય તેવી વાત ચિત કરવી; એ બધું ખરૂં છે, પણ કૂટવાથી શો ફાયદો છે એ મને સમજાવશો?

કંચન—હવે તો આપણે અહીં તો ઘણાં ખરાં બાપડાં કહે છે કે આમાં શું હાંસલ થાય છે? પણ કોની મગદુર કે મનના વિચાર પ્રમાણે ચાલી શકે?

ડશુકાકી—બેસો બેસો ચાવલીઓ. એવાં એવાં ભાષણ કરવાનાં તમારા ધણીને સોંપો. એમાં વળી ફાયદો કેવો ને વગર ફાયદો કેવો! આપણે બૈરાં માણસને એવી તકરાર શી કરવી?

લીલાવતી—ધણીઓ તો બાપડા ભાષણ કરીને થાકયા પણ ધણીઆણીઓ માને ત્યારેને? તમારા જેવાં ચોડાં બાદ કરતાં બધાંને રોવા કૂટવાનું કંટાળા ભરેલું લાગે છે. જેના ઘરનું માણસ જાય તેના તો પુરા ભોગ છે. મનને કલ્પાંત થાય તેમાંથી જરા મન શાંત થવા આવે કે બહારનાં આવીને કકાસ કરાવે. બાયડાઓ કૂટતા નથી તેથી શું તેમને ઓછી લાગણી થાય છે? કાંઈ નહિ. આતો એક ગધેડાનું પૂછડું ઝાલ્યું તે ઝાલ્યું. આપણી ઠાવકીગવરીઓ ને વરણાગીલક્ષ્મીઓ ભાયડાઓને જોઈને બીજે વખતે બરોબર માથે ઠીક ઓઢ્યું છે કે નહિં તે તપાસવા કદી ચૂકે નહીં, તે બધી ચકલે ને રસ્તા વચ્ચે હજારો લોક જોતા હોય ત્યાં નિર્લજ થઈ ઉઘાડી છાતીએ કૂટે છે એમાં શી શોભા જણાય છે! બિચારા પુરૂષો શરમાઈ આડું જુવે છે.

કંચન—અરે કાઠીઆવાડમાં તો લુગડાનો ઉપરનો તમામ છેડો કહાડી કેડે બાંધી કૂટવાનો ચાલ છે તે તું જાણે છે?

લીલાવતી—હા, અમસ્તાં ગજ ગજનો ઘુમટો કાઢી ફરે અને કૂટવાનું આવે ત્યારે બાયડી જાતનું સ્વભાવિક શરમાળપણું પણ ક્માંનું કયાં જતું રહે છે.

ડશુકાકી—ત્યારે શું માણસ મરી જાય તેને કૂતરા બીલાડાં પેઠે કાઢી નાંખવું?

લીલાવતી—જુઓને કાકી, આપણા હિંદુલોકોમાં, અરે બધા હિંદુઓમાં પણ નહિં ફક્ત આપણા ગુજરાતીઓમાંજ, કૂટવાનો ચાલ છે. ત્યારે દુનીઆના બીજા બધા લોકને તેમનાં માણસ મરી જાય ત્યારે નહિં કાંઈ લાગતું હોય? વળી દુઃખનાં તે કાંઈ શિંગડાં ઊગતાં હશે? કૂટે તોજ માણસને માણસમાં ગણ્યું કહેવાય? આ તમારી જ વાત કહો. તમે

નાનપણથી દુખીઆરાં છો. તમારે દુઃખ પડ્યું ત્યારે કેટલો વખત કૂટવાનું રાખ્યું હતું? વરસ કે બે વરસ. પછી શું તમારૂં દુઃખ મટી ગયું? તમારે ત્યાં કૂટણું બંધ થયું એટલે તમારૂં દુઃખ પૂરૂં થયું? એતો જન્મારા સુધીનું દુઃખ છે, થોડા દહાડા કૂટો કે ન કૂટો તેમાં કાંઈ ફેર પડતો નથી.

કંચન—લીલા એટલું તો ખરૂં કે આપણા બૈરાંને કાંઈ બીજે ઠેકાણે મળવા હળવાનો રિવાજ નહિં તેથી કેટલીક વાર બેસમણાંમાં ગામગપાટા જાણવા, લોકનાં છોકરાંના વિવાહ હળવા મળવાના સમાચાર સાંભળવા, છોકરાઓની પરીક્ષાનાં પરિણામ અને તેમની માવરોની ફુલ એ બધું એક જોવાલાયક થાય છે. પૂછી જો દણુકાકીને.

દણુકાકી—ના બા હુંતો મારે કાંઇ બોલવાની નથી. અમે તો હવે ઘયડાં થયાં એટલે અમારી તો અક્કલ ગઈ, ને બધી તમારામાં આવી.

કંચન—જુઓ કાકી એમ માઠું લગાડો તો અમારા સમ. આતો વાત ઉપરથી વાત નીકળતાં કૂટવાનો ચાલ નઠારો છે એ બાબત નીકળી. અમે અણસમજુ કહેવાઇએ અને તમે વડીલ ને અનુભવી તે તમારી અમે તો સલાહ લઈએ.

લીલાવતી—એટલા માટેજ પૂછીએ છીએ કે કૂટવાના ચાલમાં કાંઇ સારૂં એવું તમને લાગતું હોય તો સમજાવો. બાકી મારી સમજણમાં તો એમાં એક પણ લાભ જણાતો નથી અને નુકશાન જુઓ તો ઘણાં છે. કલેશ થાય છે, શરીરને હાની થાય છે, વખત નિરૂપયોગી જાય છે, ઢોંગ શીખાય છે, ઘર, બાર, છોકરાં છૈયાં એ બધાંની એટલો વખત સંભાળ લેવાતી નથી, અને દુઃખ ઉપર ડાહામ દીધા બરોબર થાય છે.

કંચન—અમારા જેવાં ઘણાંને એમજ લાગે છે પણ કોઈની હિમત ચાલતી નથી.

દણુકાકી—આ તમે પૂછોછો ને સમ ખાઓછો ત્યારે જવાબ દઉછું કે એમાં ફાયદો છે એમતો મારાથી કેમ કહેવાય, પણ એમ કે જે બધાંએ કરે છે તે શું ગાંડાં હશે? આપણે તો એટલું સમજીએ કે પંચ કહે તે પરમેશ્વર, જવાદે બા એ તમારાં ડાહેલાંનો પાર નહિં આવે. ( જાય છે. )

કંચન—લો જતાં એ, હુંતો છેક મોડી જઈશ કે જરા વારમાં પાછાં આવાય. એમને તો પુષ્કળ રસ છે. કૂટવાનો તે દોહવા દો.

લીલાવતી—આજતો તું મારૂં કહ્યું માનીને ના જઈશ. મને લાગે છે કે જે બાબત નકામી છે, જેમાં કાંઈ ફાયદો નથી અને ઉલટી હાની છે તેવી બાબતની નિરર્થકતા વિષે ખાતરી હોવા છતાં આપણે એ છોડી નથી શકતાં એ કેવી મનની નબળાઈ કહેવાય? પુરૂષોમાંતો સોએસો જણ કૂટવાના ચાલની વિરૂદ્ધ છે. બૈરાંઓમાં પણ કેટલાંક જે સમજુ છે તે એ નકામું છે એમ જાણે છે તો હવે આપણે બૈરાંએજ એ રિવાજ કાઢવાનો પ્રયત્ન કરવો જોઈએ. આપણેજ તે બંધ કરવો જોઈએ. પુરૂષોતો આપણને ના કહે પણ આપણે તેમનું કહ્યું માનીએ નહી ત્યારે તેઓ શું કરે? આપણે ડહાપણ તો કરીએ કે ધણીના કહ્યા વિરૂદ્ધ ડગલું કેમ ભરાય પણ જ્યાં આપણા રિવાજો આવે ત્યાં આપણે વાઘ ને તે બિચારા બકરી.

કંચન—લીલા તારી વાત મને ઠીક લાગે છે. કૂટવાનું એ આપણે છે અને બંધ કરીએ તોપણ આપણેજ કરી શકીએ. કેટલેક ઠેકાણે હવે ઘરડું મરી જાય ત્યારે કૂટતાં નથી.

લીલાવતી—જેટલું ન કૂટવાનું થાય તેટલો એમાં લાભ, બાકી એમ કરવાંમાં તો એવું જણાય છે કે ઘરડાંનું દુઃખ ઓછું માટે કૂટવાની જરૂર નહીં અને જુવાનનું મરણ વધારે કારી માટે કૂટવા લાયક! પણ એ વિચાર ભૂલ ભરેલો છે. ફારસ સરખા કૂટવા ન કૂટવા જોડે મનની સ્વાભાવિક લાગણીને કાંઇ સંબંધ નથી. માણસ મરી જાય ત્યારે દરેક જણને તેના સ્વાર્થ, સંબંધ અને માયા પ્રમાણે દુઃખ થયા વગર રહેજ નહીં એ ઇશ્વરી નિયમ છે. લ્યો ચાલો ઘરમાં આવો. પેલું કોણ આવે છે? તમારા બનેવી જેવું લાગે છે. આવ્યાં છો ત્યારે આપણે સહુ સાથે ચહા પીએ, પછી ઘેર જજો.

---

# સમયતરંગ.

**પાટણમાં મળેલી જૈન કોન્ફરન્સ**—ગયા ફેબ્રુઆરી માસના અંતમાં પાટણ શેહેરમાં મળેલી ચોથી જૈન *કોન્ફરન્સમાં સ્ત્રીવર્ગ સાથે સંબંધ ધરાવતા નીચે પ્રમાણેના વિચારો તથા ઠરાવો પ્રકટ થયા હતા.

**સ્ત્રીકેળવણી.**

આવકાર દેનારી કમીટીના પ્રમુખ મી. પુનમચંદ કરમચંદ કોટાવાળાએ પોતાના ભાષણમાં જણાવ્યું હતું કેઃ—"બંધુઓ, આપણાં બાળકોને કેળવણી આપણી તરફથી જ મળવી જોઇએ, અને તેમજ ઉત્તમ કેળવણી મળી શકે તેટલા સારૂ સ્ત્રીકેળવણીના ખાસ જરૂર છે. ઇતિહાસ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે જે સમયે સ્ત્રીઓ શુદ્ધ કેળવણી પામે છે તે જ સમય તે દેશનો જાહોજલાલીનો હોય છે......પાટણના પૂર્ણ ભાગ્યોદયના સમયમાં પણ સ્ત્રીઓ ધાર્મિક, વ્યવહારિક તથા નૈતિક કેળવણી લેતી તેનો એકજ દાખલો હું આપું છું. જે વખતે અજીતદેવ સુરીએ ધર્મવિવાદ કરી વિજય મેળવ્યો હતો, તે વખતે સભામાં મધ્યસ્થ તરીકે સિદ્ધરાજ મહારાજનાં માતુશ્રી મીનળદેવી બીરાજ્યાં હતાં. તેમણે રાજ્ય ચલાવવામાં પણ નિપુણતા જણાવી હતી. આવી ઉંચ કેળવણી પામેલી સ્ત્રીઓના દાખલા તે વખતના ઇતિહાસમાંથી ઘણા મળી આવશે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે જેમ એક હાથે તાળી પડે નહીં, તેમ દેશની આબાદાની એકલા પુરૂષોથી થઈ શકે નહિં."........

કોન્ફરન્સના પ્રમુખ શેઠ વીરચંદ દીપચંદ સી. આઇ. ઈ. એ પોતાના ભાષણમાં આ

---

* કોઇપણ ન્યાત, જાત અથવા વર્ગના સામાન્ય હિત સંબંધી વિચાર કરવા માટે તે ન્યાત જાત અથવા વર્ગના ગામેગામ વસતા લોકોએ પોતપોતાના ગામમાંથી પસંદ કરી મોકલેલા સદ્ગૃહસ્થોનું મળેલું મંડળ તેને કોન્ફરન્સ કહે છે.

વિષે જણાવ્યું હતું કે:—કોઇપણ પ્રજાના ખરા ઉદયનો આધાર તેની ઉધરતી પ્રજાને સુધારવા ઉપર રહે છે, અને તે ઉધરતી પ્રજાના ભવિષ્યનું સ્વરૂપ તેને ઉછેરનાર માતાના હાથમાં રહેલું હોય છે. માતા પોતાના બાળક ઉપર શાંતવૃત્તિ, નિસ્પૃહતા, પ્રેમાળપણું, વાત્સલ્યભાવ વગેરે ઉમદા ગુણોની છાપ પાડી શકે છે; અને ભવિષ્યના ઉત્તમ વર્તનના મૂળતત્વોનું આરોપણ પણ માતાથી જ થાય છે. નાની વયમાં પડેલી છાપ જીંદગીનો ભાગ બની રહે છે, અને જો કેળવણી પામેલી માતા હોય તો તેની પ્રજામાં ઉંચા ગુણો સ્વાભાવિક રીતે જ આવી જાય છે. જે લાભ આપણે લાખો રૂપીઆ ખરચીને શિક્ષકોના હાથથી આપી શકવાના નથી તેવા અનેક લાભો સંસ્કારી માતા પોતાના બાળકને શરૂઆતથી જ આપી શકે છે, એ નિર્વિવાદ છે. આપણાં શાસ્ત્રોનું અવલોકન કરીશું તો પ્રથમથી જ સ્ત્રીકેળવણીની જરૂરીઆત સ્વીકારાયેલી માલમ પડશે...બન્ધુઓ, એક ઈંગ્રેજ વિદ્વાન તો એટલે સુધી કહે છે કે 'એક બાબતની ખાતરી રાખજો કે જ્યાંસુધી આર્યાવર્તની સન્નારીઓ વધારે બહોળી, વધારે સ્વતંત્ર, અને વધારે સંપૂર્ણ જીંદગી ભોગવતી થશે નહીં ત્યાંસુધી ભારતવર્ષની મહત્તા પછી પ્રાપ્ત થશે નહીં. કારણ કે ભારતવર્ષના ભવિષ્યની ઉન્નતિનો મ્હોટો આધાર તેની સ્ત્રીઓ ઉપરજ છે. પત્ની જ પોતાના પતિને કાં તો ઉન્નતિની પ્રેરણા કરે છે, કે અધોગતિમાં દાબી રાખે છે. માતાજ બાળકના ભવિષ્યને કાં તો સુધારે છે કે બગાડે છે.' આ પ્રમાણે હોવાથી આપણો મુખ્ય પ્રયાસ સ્ત્રીઓને કેળવવાનો હોઈ શકે અને હોવો જોઇએ. આ કેળવણી આપીને સ્ત્રીઓને ગ્રેજ્યુએટ બનાવવાનો આપણો હેતુ નથી; પરંતુ તે સંસ્કારી બાળા, સુશીલ પુત્રી, માયાળુ કુટુંબવત્સલ વૃદ્ધા, ગૃહવ્યવહારમાં કુશળ ગૃહિણી, બાળકોને ઉત્તમ સંસ્કારી બનાવનારી, અને પોતાના સ્વામીને સલાહ આપવા યોગ્ય બને, તેવી જાતની કેળવણી આપવાની આપણે જરૂર છે. તેઓ ગૃહસંસાર બરાબર ચલાવી પુરૂષોને બોજારૂપ નહીં થઇ પડતાં મદદગાર બને તેવી થવી જોઇએ, અને આપણી કેળવણી મુખ્યત્વે કરીને આ ધોરણ ઉપર જ હોવી જોઇએ. આપણા ગૃહસંસાર ઉપયોગી થાય તેવું તમામ જાતનું વ્યવહારિક જ્ઞાન—જેમકે શીવણ, ભરત, ગુંથણ, ગણિત, વાંચન લેખન બરાબર આવડે તેવું અપાવું જોઇએ. તેમજ આરોગ્યતા, સ્વચ્છતા, સુઘડતા, વગેરે વિષયોમાં પણ તેમને પુરતું જ્ઞાન મળવું જોઇએ...ગૃહસ્થો, પુરૂષો કરતાં સ્ત્રીઓમાં દ્દઢતાનો ગુણ વિશેષ જોવામાં આવે છે. તેઓના મન ઉપર ઠસેલી વાતો કહાડી નાંખવા ઘણાં વખતનો ભોગ આપવો પડે છે. વળી તેમની ખરી કે ખોટી શ્રદ્ધા પુરૂષો કરતાં અતિશય હોય છે, તેથી તેમને વ્યવહારિક જ્ઞાનની સાથે જ ધાર્મિક જ્ઞાન પણ અપાવું જોઇએ; તેમજ આપણા કેટલાક રીવાજોને હાનિકાર પણ સમજાવવાં જોઇએ. જે દુષ્ટ રીવાજો માટે આપણે પોકાર કરીએ છીએ અને જેને નિર્મૂળ કરવા મથીએ છીએ તેઓ માંહેનો એકપણ એવો નથી કે સ્ત્રીના હિત સાથે સીધી અથવા આડકતરી રીતે સંબંધ ધરાવતો ન હોય. ત્યારે તે રીવાજોને જડમૂળથી કાઢવા માટે આપણે બધા ભેગા થઇને વર્ષોના વર્ષો સુધી મોટાં અને લાંબાં ભાષણો આપી ઠરાવ કરીશું તો પણ તેની જડ નીકળવાની નથી. પરંતુ તેના ગુણદોષોનું ભાન આપણા સ્ત્રીવર્ગને પોતાની જાતે થઈ શકે તેવી સ્થિતિમાં આપણે મુકીશું ત્યારેજ આ રીવાજો તદ્દન નીકળે એમ સંભવિત છે. તે રીવાજોની અધમતા, દુષ્ટતા, અને તેવાજ બીજા દોષો સ્ત્રીઓ પોતાની મેળે જોઈ

શકશે, ત્યારેજ તેઓ હિંમતથી તેમની સામે થશે, અને આપણને કાંઇ પણ વધારે મહેનત આપ્યા સિવાય તેઓ જાતેજ તેવા રીવાજો બંધ કરશે. જ્યારે આ રીવાજો બંધ થશે અને સ્ત્રી સુશીલ ભાર્યા તરીકે સિદ્ધ થશે ત્યારે આપણો સંસાર આપોઆપ સુધરી જશે, અને આપણે જે હેતુથી આ મોટા ખરચો કરીએ છીએ અને દૂરના દેશોથી એકઠા મળીએ છીએ તે હેતુઓ આપોઆપ બર આવશે...ગૃહસ્થો, કેળવણીનો વિષય બહુ મહત્વનો છે. પુત્ર અને પુત્રીના ભવિષ્યનો આધાર તેને અપાયલી કેળવણી ઉપર રહેલો છે, તેથી તેને કઇ લાઇન ઉપર મુકવાનું છે તેનો પ્રથમથી વિચાર કરીને જ કેળવણીની શરૂઆત કરવી...પુત્રીઓ કેળવણી લઈ તેમને માટે બંધાયલી સારી આશાઓ પ્રમાણે ધૈર્યવાન, શાંત, નીતિમાન અને વિવેકી બને તેમજ તેમની સાત્વિકતા વધે તેવા ધોરણની કેળવણી ઉપર જ લક્ષ આપો...સ્ત્રીકેળવણી માટે સતીઓનાં ચરિત્રો, ધર્મનાં ઉદાહરણો, અને મહાન ભાવનાઓવાળાં પુસ્તકો આપણામાંના વિદ્વાન બંધુઓની એક કમીટીએ ભેગા થઇ તૈયાર કરવાં જોઇએ, અને જે જે પાઠશાળાઓ, કન્યાશાળાઓ અને સ્કુલો આપણી દેખરેખ નીચે ચાલતી હોય તેમાં ફરજીયાત દાખલ કરવા પ્રયત્ન કરવો જોઇએ."......

ત્યારબાદ કોન્ફરન્સનું કામ આગળ ચાલતાં ધાર્મિક અને વ્યાવહારિકકેળવણી વધારવા બાબત મુકાયેલા ઠરાવને ટેકો આપતાં મી. સાંકળચંદ નારણજી બી. એ. એલ. એલ. બી. એ સ્ત્રીકેળવણી ઉપર ઘણું સારૂં વિવેચન કર્યું હતું. સ્ત્રીઓ માત્ર ઘરનું કામકાજ કરનારી હોવાથી-તેમને કમાવા જવાનું ન હોવાથી—તેમને કેળવણીની કાંઇ જરૂર નથી એવી દલીલ આણનારને જવાબ આપતાં તેમણે કહ્યું હતું કે "અરે સાહેબો, સ્ત્રીઓ ઢોર નથી, પણ મનુષ્ય છે, પુરૂષોની માતા છે, તમારી અર્ધાંગના છે, તમારી પૂર્ણાંગના છે; તમારો આ સંસારમાં, સંપત્તિ આપત્તિમાં, સુખ દુઃખમાં, સોબતી છે, જોડીયો છે. સંસાર રૂપી ગાડીના બે ચક્રોમાં એક પુરૂષ છે અને એક સ્ત્રી છે...ભાઇસાહેબ બારીસ્ટર થયા, ઈંજનેર થયા અને બાઇબાહેબ અજ્ઞાન, અણસમજુ, વ્હેમી હોય તો ઘરસંસાર કેવો ખરાબ થાય છે તેનો એકદમ ખ્યાલ થવો બહુ મુશ્કેલ નથી...કેળવણીની કિંમત કેવળ પૈસામાં કરવી એ મૂર્ખાઈ છે. તાત્વિક દૃષ્ટિએ જોતાં કેળવણીથી મનને જે આનંદ શાંતિ તથા સુખ મળે છે તે અમૂલ્ય છે...પુરૂષોના કરતાં સ્ત્રીઓના હાથમાં એક મહત્વનું કાર્ય છે જેથી તેઓની કેળવણીની ખાસ જરૂર છે. બાળકો ઉછેરવાનું કામ સ્ત્રીઓના હાથમાં છે. જે બાળકો પુરૂષો થવાના છે, જે બાળકો શહેરના અને દેશના અગ્રેસરો થવાના છે, જે બાળકોપર દેશની સમૃદ્ધિનો તથા ધર્મની ઉન્નતિનો આધાર છે, તે બાળકોને તમે જો અજ્ઞાન, અણસમજુ, અદેખી, કુસંપી, અને આપમતલબી માતાઓના હાથમાં મુકશો તો તમારા બાળકો, તમારા અગ્રેસરો પણ તેવાજ થશે. એક ગ્રંથકાર કહે છે કે—તમારો દીકરો ગુલામના હાથમાં ઉછેરવા આપો, અને પરિણામે તમે એક ગુલામના બે ગુલામ બનાવશો." પોતાની માતા તરફથી મળેલા શિક્ષણને લીધે થઇ ગયેલા મહાન પુરૂષોનાં ઇતિહાસમાંથી કેટલાંક દ્રષ્ટાંતો આપી તથા જૈનધર્મ પણ આ અનેક વિદુષી સ્ત્રીઓનાં જીવનો વર્ણવી સ્ત્રીકેળવણીને માટે આજ્ઞા આપે છે એમ સ્પષ્ટ સમજાવી આ જ ભાષણકર્તાએ એક બીજી વિરૂદ્ધ દલીલનો જવાબ આપ્યો કે "બીજી દલીલ એવી આવે છે કે કેળવણીથી સ્ત્રીઓ સ્વચ્છંદી અવિવેકી બને છે, અને અનીતિને રસ્તે ચડે છે. આ દલીલ

તદ્દન પોકળ છે. બીન કેળવાયલી સ્ત્રીઓ પણ શું સ્વચ્છંદી નથી હોતી! તેમાં કેળવણી યા જ્ઞાનનો દોષ નથી, પાત્રનો દોષ છે. કોક 'ભણેલી-અર્ધજ્ઞાની-(સ્વચ્છંદી થઈ એટલે ખરી રીતે કેળવાયલી કહેવાય નહીં તેવી-) સ્ત્રીઓ ખરાબ નીવડી તે ઉપરથી દરેક સ્ત્રીને કેળવણીથી બેનશીબ રાખવી એ આપણી નીચતા, સ્વાર્થતા, લુચ્ચાઈ છે." સ્ત્રીકેળવણી કેવી હોવી જોઇએ તે વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે "સ્ત્રીઓને કેળવણી કેવા પ્રકારની આપવી તે સવાલ ઘણોજ અગત્યનો છે. તેઓને બારીસ્ટર કે એમ. એ. થવાની કાંઈ જરૂર નથી. કોલેજમાં જઈ માથાફોડ કરવાની જરૂર નથી. તેમને ગૃહિણી બનવા લાયક કેળવણીની જરૂર છે. તેઓની કેળવણીમાં ધાર્મિક કેળવણીને પ્રાધાન્ય આપવું કે જેથી તેઓની નીતિ શ્રેષ્ટ અને સંગીન થાય, તથા મન મ્હોટું અને ઉદાર બને, અને પોતાનાં બાળકોને નીતિના ઉંચા નિયમો સમજાવી શકે. વ્યવહારિક કેળવણીમાં વાંચન લેખન હિસાબ વગેરેના સામાન્ય જ્ઞાન ઉપરાંત શીવવા ભરવા ગુંથવાનું તથા બાળકો ઉછેરવા તથા ઘર ચલાવવા સંબંધી કેળવણી આપવી જોઈએ. અને તે હેતુ પાર પાડવા માટે દરેક મોટા શેહેરમાં આપણી દેખરેખ નીચે જૈન કન્યાશાળાઓ સ્થાપવી અનેતેમાં આવા ધોરણ ઉપર ધાર્મિક તથા વ્યવહારિક કેળવણી આપવી."

**સાંસારિક હાનિકારક રીવાજો.** આ કોન્ફરન્સે તેરમો ઠરાવ નીચેના હાનિકારક રીવાજો દૂર કરવા કર્યો હતોઃ—

(૧) બાળલગ્ન, (૨) વૃદ્ધવિવાહ, (૩) કન્યાવિક્રય, (૪) અનેક સ્ત્રી સાથે લગ્ન, (૫) મૃત્યુ પાછળ જમણ, (૬) મૃત્યુ પાછળ શોકક્રિયા, રડવા કુટવા તથા શોકો પાળવાનો રીવાજ.

* * * * * *

**મોરબીમાં મળેલી સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ.**—ગયા ફેબ્રુઆરી માસના અંતમાં એક બીજી જૈનોના અમુક વર્ગની કોન્ફરન્સ મોરબીમાં મળી હતી તેમાં સ્ત્રીવર્ગ સાથે સંબંધ ધરાવતા નીચે પ્રમાણે વિચારો તથા ઠરાવો થયા હતાઃ—

**સાંસારિક હાનિકારક રીવાજો.**

આરંભમાં પ્રમુખ અજમેરવાળા રાયશેઠ **ચાંદમલજીએ** પોતાના ભાષણમાં ઠેકઠેકાણે જૈન કન્યાશાળાઓ સ્થાપવાની ભલામણ કર્યા પછી આગળ વધતાં કેટલા દુષ્ટ સાંસારિક રીવાજો દૂર કરવા અસરકારક શબ્દોમાં સલાહ આપી હતી. બાળલગ્નથી થતા નીચે પ્રમાણેના મુખ્ય પાંચ ગેરલાભ તેમણે જણાવ્યા હતા. (૧) બાળક વરકન્યા વિવાહનો આનંદ સમજતાં નથી. (૨) શારીરિક અવસ્થા પાકી થયા વિના સંસારના વ્યવહારમાં પડવાથી બન્નેના શરીરનું પરાક્રમ ઘટી જાય છે, જેથી પાછલી અવસ્થામાં કમજોરીને લીધે અનેક રોગ ઉત્પન્ન થાય છે. (૩) તેથી સંતાન દુર્બળ થાય છે, અને તે દુર્બળતા તેમને જીંદગી સુધી કષ્ટદાયક રહે છે. (૪) બાળવિવાહથી વિદ્યા અને જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકતી નથી. (૫) કદાચ વિષમ કાળથી બાલ્યાવસ્થામાં વરનું મૃત્યુ થાય તો તે ઉત્તમ કુલની કન્યાને શાં શાં દુઃખ ભોગવવાં પડે છે તે તેજ જાણે છે. કન્યાવિક્રયના દુષ્ટ રીવાજથી નિર્દય માબાપોને હાથે નિરપરાધી કન્યાને ખમવું પડતું દુઃખ અસરકારક રીતે જણાવ્યું હતું; તેમજ **વૃદ્ધ પુરૂષોના વિવાહ,**

અનેક સ્ત્રી સાથે લગ્ન રોવું કુટવું, તથા ફટાણાં ગાવાં, ઈ૦ નિર્લજ રીવાજો નિ[illegible] આ સર્વને વિનંતિ કરી હતી....ત્યાર પછી કોન્ફરન્સમાં પણ આ સર્વ હાનિકારક રીવાજો જૈન કોમમાંથી કાઢી નાંખવાના ઠરાવો પસાર થયા હતા. એટલુંજ નહીં પણ ત્યાં હાજર થયેલાંમાંથી ઘણાક જૈનોએ કન્યાવિક્રય નહીં કરવા ઉપાશ્રયમાં [illegible] લીધી હતી.

*   *   *   *   *   +

**જૈન મહિલાપરિષદ્**—પાટણ શહેરમાં ચોથી જૈન કોન્ફરન્સનું કામ પુરૂં થયા પછી ત્યાં આશરે ૧૨૦૦ જૈન સન્નારીઓનો એક મ્હોટો સમારંભ મળ્યો હતો. તેમાં જૈનોની ઉન્નતિ કરવામાં અગ્રેસર ગણાતા મી. પુનમચંદ ઠદ્દાનાં માતુશ્રી બાઇ રાજકુંવર બાઇને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું. તેમણે જૈનસ્ત્રીઓમાં ભરાઇ પેઠેલા સાંસારિક હાનિકારક રીવાજોના વહેમ દુર કરવા વિનંતિ કરી હતી. તેમાં ભાષણ થતાં બે ત્રણ સન્નારીઓએ રડવા કુટવાના ફટાણાના વગેરેના રીવાજોના સંબંધમાં સ્ત્રીઓએ બાધા લેવી જોઇએ એમ સુચના કરવાથી કેટલીક સ્ત્રીઓ ત્યાં જ તત્પર થઇ ગઇ હતી, અને ગેલેરીમાં બેઠેલા મુની મહારાજોની સમક્ષ તેમણે તેવી બાધા લીધી પણ હતી. ત્યાર પછી આ જૈન મહિલાપરિષદ્નું પ્રમુખ સેક્રેટરી વગેરે અધીકારીઓ નીમી બંધારણ બાંધવાના તથા હવે પછી જૈન કોન્ફરન્સ જ્યાં મળે ત્યાં આ પરિષદ્ પણ મેળવવાના તથા બીજા કેટલાક ઠરાવો કરી આ સમારંભ વિસર્જન થયો હતો.

---

## સ્વીકાર.

નીચેના પુસ્તકો, માસિકો, અને પત્રો અમે ઉપકાર સાથે સ્વિકાર કરીએ છીએ. અને બનતી અનુકૂળતાએ અવલોકન કરીશું. પુસ્તક—શંકર ચરિત્ર, સુન્દર સુબોધ ગીતસંગ્રહ, શ્રી સત્યનારાયણ કથા અને સ્તવન, વ્યાયામ કળા શાસ્ત્ર, પરણીને સાસરે જતી પુત્રીને માની શીખામણ, સંસારયાત્રા, વસન્તોત્સવ, વિલાસીકા, જૈન બોર્ડીંગનો રિપોર્ટ,

માસિકો—આત્માનંદ પ્રકાશ, પ્રેમ, જૈનોદય,

પાક્ષિક—ગુજરાત,

સપ્તાહિક—અરજદાર.

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

(પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી.)

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.


પુસ્તક. ૩ | પ્રકાશક, | ઈ. સ. ૧૯૦૬ઃ મે.

અંક ૯ | બન્ધુસમાજ. | વિ.સં. ૧૯૬૨ઃ વૈશાખ.


વિષયસૂચન.




વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ પોસ્ટેજ સુદ્ધાંત.

## લવાજમની પહોંચ.

૧૩૭ (નં. ૩૬૦) રા. પુરૂષોત્તમ ગોવિંદદાસ (વ. ૨–૩) ડહાણું ૨—૮—૦
૧૩૮ (નં. ૩૪૮) રા. ધનજી ખેતસી (વ. ૩ ) મુંબાઈ ૧—૪—૦
૧૩૯ (નં. ૩૫૬) રા. રંગીલદાસ નરભેરામ (વ. ૩) મુંબાઇ ૧—૪—૦
૧૪૦ (નં. ૩૦૩) રા. માર્તંડરાય રતનલાલ (વ ૨-૩) કાલોલ. ૨—૮—૦
૧૪૧ (નં. ૨૬૦) રા. નટવરલાલ ત્રંબકલાલ (વ. ૩) વિરમગામ ૧—૪—૦
૧૪૨ (નં. ૧૫૪) રા. રતનલાલ ત્રંબકલાલ (વ. ૩) અમદાવાદ ૧—૪—૦
૧૪૩ (નં. ૯૬) રા. પોપટલાલ ઝવેરીલાલ (વ. ૩) નડીઆદ ૧—૪—૦
૧૪૪ (નં. ૧૦૦) રા. માનશંકર હીરોરદાસ (વ ૨-૩) રાજકોટ ૨—૮—૦
૧૪૫ (નં. ૩૯૧) રા. કર્ણુલાલ નટવરલાલ (વ. ૩) ખારાઘોડા ૧—૪—૦
૧૪૬ (નં. ૭૪) રા. વિષ્ણુલાલ નટવરલાલ (વ. ૩ જુનાગઢ ૧—૪—૦
૧૪૭ (નં. ૫૫૩) રા. લાલદાસ નાનાભાઇ (વ ૩) ચિંચણ ૧—૪—૦
૧૪૮ (નં. ૫૫૪) મિસ. કમળાબાઇ (વ. ૩) ચિંચણ ૧—૪—૦
૧૪૯ (નં. ૫૫૫) મીસીસ ગોદાવરીબાઈ (વ. ૩) ચિંચણ ૧—૪—૦
૧૫૦ (નં. ૨૭૪) સૌ. મનવંતબા (વ. ૩) મુંબાઈ ૧—૪—૦
૧૫૧ (નં. ૮૭) સૌ. દિવાળીબા (વ. ૩) વડોદરા ૧—૪—૦
૧૫૨ (નં. ૨૫૦) રા મણીલાલ ડાહ્યાભાઈ નાણાવટી (વ. ૩) મુંબાઇ ૧—૪—૦
૧૫૩ (નં. ૯૩) બાઇ પરસન કુંવર (વ. ૩) મુંબાઈ ૧—૪—૦
૧૫૪ (નં. ૩૪૦) શેઠ મંછારામ બાળગોવિંદ (વ. ૩) મુંબાઇ ૧—૪—૦
૧૫૫ (નં. ૩૬) રતનબાઈ લાલજી વિરજી (વ. ૩) મુંબાઈ ૧—૪—૦
૧૫૬ (નં. ૯૫) ડોક્ટર મનતરાય મદનરાય (વ. ૩) સુરત ૧—૪—૦
૧૫૭ (નં. ૪૩૦) રા. વામનરાય સોમનારાયણ (વ. ૩) વડોદરા ૧—૪—૦
૧૫૮ (નં. ૨૯૭) રા. સારાભાઇ વ્હાલાભાઈ (વ. ૩) વડોદરા ૧—૪—૦
૧૫૯ (નં. ૧૨૬) રા. ખોજા મામદભાઇ ખાદુભાઈ (વ. ૩) મુંબાઈ ૧—૪—૦
૧૬૦ (નં. ૪૯) રા ઠક્કર નારણજી ઉગરસી (વ. ૩) મુંબાઇ ૧—૪—૦
૧૬૧ (નં. ૩૪૭) રા. વૈદ્યરાજ નૃસિંહપ્રસાદ ગીરજાશંકર(વ. ૩) અમરેલી ૧—૪—૦
૧૬૨ (નં. ૧૫૬) મીસીસ રતીલાલ નરોતમદાસ (વ. ૩) અમરેલી ૧—૪—૦
૧૬૩ (નં. ૧૦૯) રા. મુરારજી નરોત્તમદાસ (વ. ૩) મુંબાઇ ૧—૪—૦
૧૬૪ (નં. ૨૯૫) રા. નરોત્તમદાસ ભાણજી (વ. ૩) મુંબાઇ ૧—૪—૦
૧૬૫ (નં. ૪૧૫) રા. રેવાશંકર જગજીવન (વ. ૩) મુંબાઇ ૧—૪—૦
૧૬૬ (નં. ૧૭૪) રા. જીવણદાસ પ્રભુદાસ (વ. ૩) મુંબાઇ ૧—૪—૦
૧૬૭ (નં. ૧૬૧) બ્હેન જયકુંવર માણેકબાઇ (વ. ૩) મુંબાઇ ૧—૪—૦
૧૬૮ (નં. ૨૨૭) રા. કરશનદાસ પિતામ્બરદાસ (વ. ૩) મુંબાઇ ૧—૪—૦
૧૬૯ (નં. ૫૫૬) રા. વિઠ્ઠલદાસ નારણદાસ (વ. ૩) મુંબાઇ ૧—૪—૦
૧૭૦ (નં. ૨૨૮) રા. લક્ષ્મીદાસ દેવચંદ દામાણી (વ. ૩) મુંબાઈ ૧—૪—૦
૧૭૧ (નં. ૩૭૯) સૌ. જેકુંવરબાઇ (વ. ૩) ઘાટકુપર ૧—૪—૦

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વૈરથ થાય, શરીરે બલવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુકત-સ્વતંત્ર થાય ને તે મુકતતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારેઃ—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશકય છે."

વર્ષ ૩ જું] ઈ. સ. ૧૯૦૬ મે—વૈશાખ વિ. સં. ૧૯૬૨. [અંક ૯ મો.


## ज्ञानसुगन्ध.

स्मितभरी सहचरी निरंतर कार्य—धुरंधर बनशे,
अंतरनां के हेत अनेरां उर छलोछल भरशे,
त्यारे अमी झरशे; शांतिमां दुःखडां शमशे.

सभात मोडां जातभोगथी परहितमां परवरशे,
अडग धैर्य ने शौर्यभर्यां संतान हिन्दमां सरशे,
त्यारे देवो अवतरशे, विरला नरवीर तरवरशे.

पोतानां प्रिय देशीजननां दुःख परस्पर धरशे,
जन्मभूमिनां भोळां भांडु भेळां हळशे मळशे,
त्यारे प्रभुता संचरशे, स्वर्गसम सुन्दर हिन्द थशे.

हिन्दजनो अर्णव घूघवशे ने ब्रह्मांड नचवशे,
डगमगता डुंगर डोल्वशे, रंगराग रेलवशेः
एवुं ऐक्य थशेः एवी लक्ति लीला खीलशे.

ललित ( कामाजीस्मृति ).

# કાવ્યકુંજ.

## પતિપરાયણી.

( અનુષ્ટુપ્. )

આનંદે આવીને બેઠી, બાલા આરામ-આસને
વાર્તા વિવિધ ત્યાં ચાલી, પિતાને જનની સહે. ૧

આલપન્તા નભે જોયું, મુખ નિસ્તેજ તો થયું,
રહી વાર્તા અધૂરી ત્યાં, નયને જળ આવીયું. ૨

ખેદ, ને, સ્નેહની મૂર્તિ, વિચારોદધિમાં પડી;
કરે યત્ન થવા શાન્ત ગાનનૌકા વિશે ચ્હડી. ૩

( સીતાના મહિનાનો રાગ. )

" ભ્રાત ચન્દ્ર કરાવ્યું ત્હેં ભાન આજે મુજ ધર્મનું,
અને પ્રેમે કર્યું મિત્રકાર્યે, થઈ ઉપકૃત હું.
જવ કરતી આનંદે હું વાત, ચંદ્રિકા* આવી ઊભી.
સ્નેહે શાન્તિ પ્રસારી ચિત્ત, કહે મુજને હસી. ૧

' સખિ કુમુદિનિ ! જો નભમાંહ્ય કુમુદબન્ધુ† વિલસે,
થાને શાન્ત પૂછીને પ્રશ્ન વ્હાલા મ્હારા કાન્તને. '
દિસે વિદ્યુત્ શક્તિ દિવ્ય ખરે ત્હારા નામમાં,
જેથી કર્યું પડન્તા આઘાત થયો મૃદુ ચિત્તમાં. ૨

સ્નેહસરિતા હ્રદયભૂમિમાંહ્ય વેગે વહન્તી દિસે,
ચિત્ત વ્યસ્ત થતાં ભૂલી ભાન પામી હું સંમોહને;
ચળકન્ત અતિ રત્નો જેમ નિર્ઝર-નિર્મળ વારીમાં,
ત્યમ હ્રદયે રમન્ત કુમુદ કરે સ્નાન સ્નેહમાં. ૩

આપ્યું પ્રેમે હ્રદયનું દાન કુમુદ ત્હેં ઉત્સંગમાં,
થાય ચિત્ત આનંદિત મુજ ક્ષણુ એ સંભારતાં;
પણ વિયોગનું દુઃખ ગાઢ બાળે મમ દેહને,
સ્નેહબદ્ધ હું પ્રાણુ આધાર થાળી શાન્ત અશ્રુએ. " ૪

( શિખરિણી. )

" વિલાસન્તો વ્હાલા ! નભહૃદયમાં ચંદ્ર રૂડલો,
છુપાતાં અભ્રે§ તે અવર જન દષ્ટિ ન પડતો;
ભલે લોકો કે'તાં પ્રિય સખી નભે ચંદ્રજ તજ્યો,
તજાયે ના ત્યાગ્યો પ્રિય જન કહિ સ્નેહભર જો. " ૧

" સખિ ચંદ્રિકા હે ! તુજ પતિ સહે માહરી દશા
ઉલેખી કે'જે તું પ્રિયકુમુદને શાન્ત કરવા. "
અહો વ્હાલા મ્હારા **કુમુદિની** ઝુરે છે તમ વિના
હવે × × × × × × ×

( અનુષ્ટુપ્ )

ચિત્તમાં ધમતો શોક, પિતા ને જનની કને,
પ્રેમપીડિત એ બાલા કાઢી ના શકતી ખરે. ૧

લવન્તી નાથનું નામ, અશ્રુભીના કપોલ બે,
સહસા ભૂલીને ભાન, પડી એ બંધલોચને. ૨

મુગ્ધાનો મેન મુખેન્દુ છવાતાં વૃત્તિવાદળે,
ખેદના, સ્નેહના ભાવો, હુલાતા રમતા દિસે. ૩

" હે ! કુમુદ તું મ્હારો " વદન્તી ઝબકી ઉઠી,
પડન્તાં જનની દષ્ટે, લજ્જાથી સ્તબ્ધ તે બની. ૪

**સુબન્ધુ.**

---

§ વાદળાંમાં.

# વૈદ્યકળા.

## હોજરીનું ભાષણ.

ભાષણ શરૂ થતા પેહેલાં સભાના પ્રમુખે શ્રોતાજનોને હોજરીની ઓળખાણ કરાવતાં નીચેના શબ્દો કહ્યા હતા.

" સજ્જનો,

જે બહેનીબાઇને આજે આપ સર્વે સાંભળવા અત્રે એકઠા મળ્યા છો તેઓને અત્યાર સુધી આપણે બધા જડવત્ લેખતા હતા. અને એવી જડવત્ ગણાતી વસ્તુ આજ ભાષણ કરવા ખડી થાય એ વીસમી સદીનો એક અદ્દભૂત ચમત્કારજ ગણાવો જોઇએ. પરન્તુ આ યુગના વિજ્ઞાનશાસ્ત્રના પ્રભાવે શું આપણને આશ્ચર્યચકિત નથી કરી મેલ્યા ! ફોનોગ્રાફની જડ પેટીઓ ગાયન ગાય છે, ભાષણ કરે છે, વાતો કરે છે. પડદાઓ ઉપરનાં જડ ચિત્રો રૂશીઆ જાપાનની લડાઇ કરી દેખાડે છે, દીલ્હી દરબારનો ભપકાબંધ દેખાવ ભજવી બતાવે છે અને અનેક તરેહનાં જીવતા માણસના જેવાં કાર્યો કરી બતાવે છે. આમ છે તો આજના ભાષણથી નવાઇ પામવાનું આપણને કંઇજ કારણ નથી.

આજના ભાષણકારને આપ સર્વે પેટના નામથી ઓળખો છો. પણ એમનું ખરૂં નામ હોજરી છે. ચાવ્યા પછી ગળે ઉતારેલા ખોરાકને પોતાના કબજામાં લઇ એમાં પાચનક્રિયાના કેટલાક રસ મેળવી રગડો કરીને તેઓ એ ખોરાકને આંતરડા તરફ મોકલે છે. અને આ રીતે આપણાં દિવ્ય શરીરનું પોષણ કરનારાં અવયવોમાં હોજરી પેહેલા દરજ્જાનું અને ઘણુંજ અગત્યનું કાર્ય બજાવી આપણા ઉપર અહોનિશ મહાન્ ઉપકાર કર્યા જાય છે. હોજરી પોતે અત્યારે પોતાની હકીકત કેહેવાને એટલાં આતુર જણાય છે કે આથી વધારે બોલવાની મ્હને ઇચ્છા થતી નથી. માત્ર આટલુંજ કહીને ભાષણકારને એમનું ભાષણ શરૂ કરવાની વિનંતી કરૂં છું ને આશા રાખું છું કે આપ સર્વે એક ધ્યાનથી સાંભળશો. "

હવે હોજરી બોલવા ઉઠી, અને શરૂઆતમાં પ્રમુખનો તથા શ્રોતાજનોનો થોડાક શબ્દોમાં ઉપકાર માનીને તરતજ પોતાના વિષય ઉપર આવતાં બોલી કેઃ—

" સદ્ગૃહસ્થો અને સન્નારીઓ,

જ્યારે એક વખત આપે મ્હને બોલવાનો પ્રસંગ કરી આપ્યો છે ત્યારે તો અમને બધી હોજરીઓને ત્હમારી તરફથી કેવી કેવી રીતે દુઃખી કરવામાં આવે છે તેજ બધી વાત સવિસ્તર કેહેવાની રજા લઉં છું. અમારામાંથી લગભગ અડધા ભાગને પેટ પુરતું ખાવાનું પેદા કરી શકાય એટલું એ કામ મળતું નથી. તો બાકીના અડધા ભાગને તેમનાથી પોહોચીએ ના વળાય એટલું બધું કામ મળે છે. આ રીતે અમારો લગભગ

આખો વર્ગ જીંદગીની શરૂઆતથી તે તેના અન્ત સુધી અનેક તરેહની પીડાઓ ભોગવે છે. તેમ છતાં જે અરધો ભાગ બની શકે તેના કરતાં એ ઓછું કામ મળવાથી હેરાન છે તેઓના સંબંધમાં આ સ્થળે વિશેષ વિવેચન કરવું એ મ્હને બરાબર લાગતું નથી; કારણ કે એમાં એ હોટેલીઓના માલીકનો ઝાઝો દોષ નથી પરન્તુ ઘણે ભાગે એ દોષ તેમના નશીબનો હોય છે. વળી એ કંઈક દરજ્જે ભૂખમરો વેઠનારી અમારી બેનો બીજી અનેક જાતની જે પીડાઓ અમારે ભોગવવી પડે છે તેમાંથી પણ મુક્ત હોવાથી એક રીતે કંઈક આરામ પણ ભોગવી શકે છે.

પરન્તુ અમારે આખી મનુષ્ય જાત સ્હામે જે મ્હોટી ફરીઆદ છે તે અતીશય કામ બોજાથી અમે કચડી મરીએ છીએ એ સંબંધમાં છે. કારણ કે આ દુઃખ અમને જાણી જોઇને દેવામાં આવે છે, અને એ અટકાવવાનો ઈલાજ પણ અમારા માલીકોના હાથમાં હોવા છતાં તેઓ એ સંબંધમાં કંઈ પણ કરતા નથી. વળી અજાયબી જેવું એ છે કે વધારે ખાઇને અમને જે જે દુઃખ તેઓ આપે છે, અને પરિણામે જ્યારે એ દુઃખનું ફળ એમને ભોગવવું પડે છે ત્યારે એ ભૂલ પોતાની જ છે એ સાદી વાત પોતે કબુલ સુદ્ધાં કરતા નથી; એટલું જ નહીં પણ બચાવમાં એવાં એવાં બ્હાનાં પોતાની હુશીઆરીથી ગોઠવી કહાડે છે કે તે સાંભળીને પણ બે ઘડી દીંગ થઈ જવાય.

એક મ્હારા ઓળખીતા સદ્‌ગૃહસ્થ છે. તેઓ સાહેબ જ્યારે જ્યારે જ્ઞાતિભોજન હોય છે ત્યારે મિષ્ટાન્ન ખુબ અડાવે છે, અને એના અતીશય ભારથી તરફડવા માંડે છે ત્યારે 'કઢી શી ઠ્હેજતદાર બની હતી! એ પીધી અને તે ઉપર ઠંડુ પાણી આવ્યું તેનો એક પ્યાલો પીધો તેથી આ બધું થયું' એવું કહે છે; કોઈવાર 'રસાણીએ મ્હને બહુ આગ્રહ કરીને નાને ના કેહેતો રહ્યો ને લાડુ નાખ્યો;' વળી 'સાળુ બટાકાનું શાક બહુ ખવાઈ ગયું'; ઝરીનાં ભજીઆં, ને ગરમાગરમ પીરસાયાં એટલે સુમાર જ ના રહ્યો.' એવાં એવાં હજારો વાક્યો એઓ સાહેબને મ્હોડે સાંભળવામાં આવ્યાં છે. એમને હું પુછુંછું કે 'એ સ્વાદીષ્ટ કઢી' જરા ઓછી પીધી હોત, ને પાણી જરા રહીને ઢોળ્યું હોત તો ના ચાલત? એને તો ત્હમે નાને ના કેહેતા રહ્યા પણ બહુ આગ્રહ કરીને લાડુ નાખ્યો, પન્અણ આંગળી વતી કોળીયા કરી મોંમાં નાખી, ચાવી ને ગળે ઉતારનાર તો આપજ કની?

'સાળુ બટાકાનું શાક!' શાકને શું કામ ગાળ દો છો? આપની લાલચુડી જીભને જ દોને! 'ભજીઆં' ગરમાગરમ પીરસાયાં એટલે સુમાર જ ના રહ્યો!' તો મેહેરબાન સાહેબ! પીરસનારે બિચારાએ પીરસ્યાં એમાં એનો વાંક? સુમાર રાખીને જરા મોંમાં ઓર્યા કર્યું હોત તો ભાણામાંથી કૂદીને તો તે મ્હોંમાં ના પેસી જાત?

ટુંકામાં વાત એટલી જ છે કે આખી મનુષ્ય જાત એક આહારની બાબતમાં જેટલી બેદરકાર બનીને મોહમાં અન્ધ થયેલી છે તેટલી બીજા કશામાં હોય એમ લાગતું નથી.

મ્હારા જાણવામાં એવા કેટલાએ દાખલા છે કે જેઓ અકરાંતીઆવેડાથી મરવા જેવા માંદા પડેલા છતાં તેમના સમજવામાં ખરેખાત એમ જ હોય છે કે પુરૂ પેટ ભરીને ખાધું નહીં તેથી આ રોગ થયેલો. અને એમ ધારીને એમનો એ રોગ મટાડવા

મારે પાછું ખાવા માંડેલું, તે એટલે સુધી કે એમનો એ રોગ મટવાને બદલે એટલો વધ્યો કે છેવટે તેઓની છેક જ નિર્માલ્ય સ્થિતિ થઈ પડી.

પ્રભુએ જ્યારે શરીર બનાવ્યાં ત્યારે અમારી અને મનુષ્યોની વચમાં હાલમાં છે તેનાં કરતાં કંઈ વધારે સારો સંબંધ કરી આપ્યો હોત તો બહુ સારૂ થાત. કારણ કે એમની અમારા સંબંધી આવી આવી અજ્ઞાનતાથી અમને ઘણી જ વ્હીડ ચડે છે. તમે લોકો હજી સુધી ખાવા પીવાની બાબતમાં કેવા કેવા નિયમ પાળવાની જરૂર છે તે સંબંધમાં કંઈ જ જાણતાં નથી. ના ખાવાનું ખાવછો, ખાવાનું ખાતાં નથી અને તેમાંએ કોઈ કોઈ વખત તો અમારી તરફ એવો એવો ખોરાક ધક્કેલોછો કે જે આવતાની સાથે જ જાણે વિકાળ લાગે છે. અથવા પાછળ તે એટલો એટલો અડચણ કર્તા થઈ પડે છે કે પ્રભુ તોબા! અમારા સાજા માંદાની પણ ત્હમને દરકાર નથી. સાજાં સારાં હોઇએ ત્યારે પણ પરાણે પચાવી શકાય એવા ખોરાકને ત્હમે અમારી અશક્ત હાલતમાં પણ મોકલ્યો કરો છો. આવી વખતે તો ત્હમારે હલકો કે નરમ ખોરાક મોકલવો ઘટે, તેને બદલે આ તો મિષ્ટાન્ન કે મશાલાદાર ખોરાક મોકલીને અમને નાહક થકવી ને બાળી મૂકો છો.

અમે જ્યારે બળવાન કે તન્દુરસ્તીની હાલતમાં હોઇયે છીએ ત્યારે પણ ઘણીવાર તો ત્હમારા મોકલેલા ખોરાકની વ્યવસ્થા કરવા માટે અમારે એટલી બધી દોડધામ અને ગરબડાટ થઇ જાય છે કે તેનો તો ત્હમને ખ્યાલ સરખોએ નહીં હોય! કોઈવાર ત્હમે હુશુહુશુ એવી રીતે ખાવછો કે ઇશ્વિરે દાંત આપ્યા છતાં ત્હમે એમનો પણ પુરો ઉપયોગ કરતાં નથી! આવે પ્રસગે અમારી હાલત કેવી દયાપાત્ર થઈ પડતી હશે તેનો કોઈ વખતે ત્હમને વિચાર સરખોએ આવે છે?

અરધા ચાવેલા અને અરધા આખા, એવા ખોરાકને અમે શું કરીએ? અમને દાંત હોત તો એટલું અમે ચાવી લેત. પણ એમ નહીં હોવાથી એવા ખોરાકને ઓગાળવામાં અમારા બધા રસ ઝરાવી દેવા પડે છે, અને અમારાથી બને છે એટએટલું જોર કરીને એ ખોરાકના ઉપર દબાણ ચલાવીએ છીએ. છતાં આખરે લાચારીથી અમારે ઘણે ભાગે એવોને એવો જ ખોરાક આંતરડા તરફ ધક્કેલી દેવો પડે છે. અમે જાણીએ છીએ કે એથી આંતરડાંને ઘણું દુઃખ પડશે પણ કરીએ શું? અમારો બીજો શો ઇલાજ?

જો પ્રસંગોપાત અમને માત્ર જરા જરા અમારા માલીકોને સૂચના કરવાનું સાધન હોત ને, તો જે નિમકહલાલીથી અમે હમેશાં સેવા બજાવ્યાં જઇએ છીએ તે જ પ્રમાણે આવી આવી બાબતોમાં પણ વારંવાર એવી સૂચનાઓ કર્યાં કરત કે આ બધી અણુસરજી પીડાઓમાંથી અમને અને અમારા માલીકોને બન્નેને બચાવી લેત!

ચાલીસ વર્ષથી હું હોજરીનું કામ કરૂં છું અને આ લાંબા સમય દર્મીઆન નિમકહલાલીથી અને નિયમિતપણું સાચવીને મ્હેં યથાશક્તિ મ્હારી ફરજ બજાવીછે. છતાં મ્હારો શેઠ હમેશાં મ્હારી તરફ ઘણી જ બેદરકારીથી વર્તે છે. કંઈ કરતાં એ એવા શેઠ સાથે પણ મ્હારે સારાસારીથી નભે એમ સમજીને સાધારણ શક્તિ અને બળ વાળી કોઈ પણ હોજરીના કરતાં હું વધારે સારી રીતે કામ કર્યાં જાઉં છું, અને અત્યાર સુધીમાં કોઇ દિ-

વસ મ્હારા દુઃખની વરાળ સરખીએ બ્હાર કહાડી નથી. તેમ છતાં ખરી વાત કહ્યા સિવાય હવે ચાલે એવું નથી કે ઘણાં ખરાં માણસોની માફક એ પણ ખાવા પીવામાં પોતાના સ્વાદના સુખ ઉપર જ નજર રાખે છે અને એક ઘડી પણ મ્હારે ગરીબને એ બધો ભાર નીચે મોકલવામાં કેટલું જોખમ અને દુઃખ વેઠવું પડે છે એનો વિચાર સરખો એ કરતો નથી. આખાં ૪૦ વર્ષોમાંનો એક દિવસ પણ એ મિતાહારના નિયમ તોડયા વગર રહ્યો હોય એવું મ્હને સાંભરતું નથી.

અરે, એક પણ ભોજન એવું મ્હને નથી સાંભરતુ કે જેની ચીજો જેટલી જોઇએ તેટલી હોય, કે જેનો ભાર જોઇએ તેનાથી વધારે ના હોય. આથી કરીને મ્હારૂં આખું જીવન કંટાળામાં અને દુઃખમાં ગયું છે. સ્હવારથી તે સ્હાંજ, અને સ્હાંજથી તે આખી રાત મ્હારા વૈતરામાંથી મ્હને કોઇ છોડવનાર નથી. આખા ૨૪ કલાકમાંથી ૧ કલાક તો શું પણ એક પળ પણ હું સ્વતંત્ર છું એવું કહી શકાય એમ નથી. મ્હારી ખરી કસોટીનો સમય વાળુ પછી શરૂ થાય છે. મ્હને તો ઘણા વખતથી ટેવ પડી ગઇ છે એટલે હવે ત્રાસ નથી છુટતો પણ એ જ. દેખાવ જો મ્હારા શેઠને બતાવવામાં આવે તો હું સોગન ખાઇને કહું છું કે એ જોતાં જ મૂર્છા ખાઇને નીચે પડે. દરેક પ્રસંગે ગુલામની માફક કામ કરનાર મ્હારો મિત્ર જઠરરસ ત્હેને હું બોલાવું કે તરત હાજર, અને અમે બન્ને જણાં વાળુ વખતે અમારી તરફ ધકેલેલા ગંજાવર બોજાને ઠેકાણે પાડવા એટલાં હોંશથી કામે લાગીએ છીએ કે જાણે દુનિઆમાં મહાન આનન્દદાયક કામ જ અમારૂં હોય.

એ કામ પૂરૂં કરતાં લગભગ આખી રાત નીકળી જાય છે અને પછીથી થાકયાંપાકયાં છેક પાછલી રાત્રે જરા આરામ લેવાનું મન કરીએ છીએ કે ભોગ લાગ્યા! અમારા શેઠ વ્હેલા ઉઠનારા છે. અને ઉઠીને પ્હેલું જ કામ ઝાપટવાનું કરે છે. કોઇ વાર દળ તો કોઇ વાર મગજ, કોઇવાર ધારી તો કોઇવાર વસાણાના ગુંદરપાક કે મેથીપાક કે પથરાપાક એવા એવા અનેક જાતના ભારે શલ જેવા થર અમારે નશીબે હડશેલે છે. બીજી હોજરીઓની તો મ્હને બરાબર આ બાબતમાં ખબર નથી પણ મ્હને તો જરાએ ઉંઘવા વારો નથી. કાચી ઉંઘમાંથી કે પેહેલી જ ઉંઘમાંથી આ રીતે મ્હને ઉઠાડતાં મ્હારા શેઠને જરાએ અરેકાર કોઇ દિવસ પણ થયો હોય એવું મ્હને યાદ નથી.

ત્હમારામાંથી જ કોઇને આવું દુઃખ પડતું હોય તો કેવું થાય એનો જરા વિચાર કરો. આખો દિવસ અને રાત મહેનત કર્યા પછી થાકયાંપાકયાં જરા આરામ લેવા જઇએ કે ઢંઢોળીને મ્હેં ઉપર કહ્યું તે પ્રમાણે ઉઠાડીને પાછાકામ કરાવે. એ ભારે ખોરાકને પાછો દબાવી રસમાં ભીંજવીને આંતરડા તરફ મોકલ્યો ન મોકલ્યો ને બપોરના ભોજનનો વખત થયો જ છે. પ્રભુએ જો અમને, અમારો મૂર્ખ શેઠ અવિચારીપણે મ્હોંમાં ઓર ઓર કર્યાં જાય છે તે વખતે ઝડપ દઇને તેનો હાથ પકડી રાખવાની શક્તિ આપી હોત તો બહુ સારૂં થાત. એટલું બળ જો અમારામાં હોત ને, તો જે જુલમનો વરસાદ અમારી ઉપર અને પોતાને હાથે શેઠ પોતાના ઉપર વરસાવે છે તે અટકાવત.

મ્હારાં હાલનાં દુઃખ જો કે આવી જાતનાં છે ખરાં, પણ મ્હારી આખી જીંદગીમાં કોઇ પણ વખતે મ્હને આથી ઓછાં દુઃખ પડયાં હોય એવું બન્યું નથી. અને ભવિષ્યમાં

વિજ્ઞાન—હાજ. તો. ઑકસીજન આપણા પ્રાણ બચાવે છે. અને એકલો ઑકસીજન ઘણો તેજ હોવાથી નાઇટ્રોજન તે મોળો પાડે છે. કાર્બોનિક ઍસિડ ગૅસ ઝાડને બહુ કામનો છે, અને વરાળ જો હવામાં ન હોત તો હવા એટલી બધી સુકી લાગત કે આપણાથી તે ખમી શકાત નહિ

ઉત્સુક—આ સિવાય બીજા કામમાં હવા આવતી હશે?

વિજ્ઞાન—હા. હવા છે તેથી તો આપણો અવાજ બીજા સાંભળી શકે છે. જો આકાશ એટલે કે ખુલ્લી જગામાં હવા ન હોય તો એક ઠેકાણેથી બોલેલુ બીજે સંભળાય જ નહિ મતલબ કે હવા અવાજ લઇ જનારૂં એક સાધન છે. વળી અનેક પ્રકારનાં રજકણો હવામાં ઉડયા જ કરે છે તે રજકણો વારંવાર દૂર લઇ જનાર પણ તે પોતે જ છે.

ઉત્સુક—હવામાં આપણે રજકણો દેખી તો નથી શકતા?

વિજ્ઞાન—પણ જાણી શકીએ છીએ. આસપાસની સુગંધ કે દુર્ગંધ આપણને જણાય છે તે શા વડે જાણીએ છીએ!

ઉત્સુક—હા, એ તો બરાબર સમજાઇ ગયું; પવનની સાથે તેનાં રજકણો ઉડે છે તેથી. પણ, કાકા, કેટલીક વખત પવન બહુ જ હોય છે અને કેટલીક વખત હવા જાણે સ્થિર હોય એવું લાગે છે એ કેમ થતું હશે?

વિજ્ઞાન—જૂદી જૂદી જાતના પવનો શાથી થાય છે તે જાણવાને બે સિદ્ધાંતો ધ્યાનમાં રાખવાના છે; એક તો એ કે પૃથ્વીના જૂદા જૂદા ભાગ ઉપર સૂર્યનો પ્રકાશ ઘણો ઓછો વત્તો પડે છે. તેથી સર્વ પ્રદેશો ઉપર સરખી ગરમી પડતી નથી; બીજું એ કે સૂર્યની ગરમી પૃથ્વી અને પાણી સર્વને લાગે છે, પણ પૃથ્વીને પાણી કરતાં ગરમ થવાને પણ વાર લાગે છે અને ઠંડી પડતાં પણ વાર લાગે છે.

ઉત્સુક—પવનની વાતમાં આ ગરમીની વાત કયાં લાગુ પડે?

વિજ્ઞાન—તું ધીરજ રાખ, હું તને તેજ સમજાવું છું કે પવન, પૃથ્વીની ઉપર ઓછી વત્તી ગરમી પડવાથી થાય છે. તે આવી રીતે થાય છે. પવન અને પાણીમાંથી ગરમી એકદમ પસાર થઇ બીજે છેડે પહોંચી શકતી નથી. જેમ એક લોઢાના સળીયાને એક છેડે તપાવીએ તો બીજા છેડા સુધી ગરમી પહોંચી જાય તેમ પવન અને પાણીમાં થતું નથી.

ઉત્સુક—એમ કેમ? ત્યારે પાણી ઉનું કેમ થાય છે? જો પાણીમાંથી ગરમી ઉંચે ન જતી હોય તો બધું પાણી કેમ ઉનું થાય?

વિજ્ઞાન—પાણીની ઉપર બળતું કરીશ તો પાણી ઉનું નહિ થાય. પાણી તેમજ હવા બન્નેમાં એક નિયમ લાગુ પડે છે; તે એ કે ગરમી લાગવાથી તેઓ હલકાં અને પાતળાં થાય છે. તેથી હલકો થએલો ભાગ ઉપર ચડે અને ઠંડો ભાગ ભારે હોવાથી નીચે આવે. એમ વખતો વખત થયા જ કરે; તેથી સઘળું ઉનું થઇ જાય. એ જો તારે

પ્રયોગથી જોવું હોય તો એક કાચના પ્યાલામાં પાણી ભરી તેમાં ગળીનો કટકો નાખવો. તેથી નીચેનું પાણી આસમાની થશે; પછી તેને તાપ ઉપર ધરી રાખીએ તો તે ગરમીથી જ હલકું થએલ આસમાની પાણી ઉપર આવશે અને ઉપરનું ઠંડું પાણી નીચે જશે. તેવી જ રીતે હવામાં પણ પૃથ્વી ઉપરના મધ્ય ભાગમાં ગરમી સખત પડે છે તેથી ત્યાંની હવા ગરમ થાય છે, અને ઉંચે ચડી જાય છે: તેની જગાએ ઉત્તર અને દક્ષિણ તરફના ભાગોમાંથી ઠંડો પવન આવે છે; એમ હમેશાં થયા જ કરે છે. આસપાસની સ્થિતિ ઉપર પવનનો આધાર રહેલો છે.

( અપૂર્ણ. )

સાકરલાલ મોતીલાલ વછરાજાની.

---

## સ્ત્રીઓની આરોગ્યતા.

( સ્ત્રીલેખ. )*

પ્રિય બ્હેનો !

આપણા વિચારો એક બીજાને જણાવી આપણી સ્થિતિ હાલ છે તેનાથી વધારે સારી થાય એવા હેતુથી આપણે ન્હાના ન્હાના લેખ આ મંડળમાં વાંચીએ છીએ.

આ રીવાજ મુજબ હું આજે આપણા વર્ગની તંદુરસ્તી વિશે થોડી ચર્ચા કરવાની આપ સૌ બ્હેનોની રજા માગું છું.

આ વિષયની ચર્ચા કરવાનું કારણ એ વિષયની ગંભીરતા છે. મા અને પત્ની તરીકે આપણે ઘણું કામ કરવાનું છે. આપણો સંસાર બરાબર ચાલે એટલા સારૂ આપણે જેમ વધારે તંદુરસ્ત અને હષ્ટપુષ્ટ હોઇએ તેટલું સારૂં.

પણ બ્હેનો ! આપણી આસપાસ નજર નાંખતાં આપણી જાતની કેટલી બધી દુઃખી હાલત માલમ પડે છે ? મ્યુનિસિપાલિટિ શહેરમાં થતાં મરણોની નોંધ રાખે છે. આ નોંધ, તથા દાક્તરો, વૈદ, હકીમ વગેરેને ત્યાંના 'કેસો' ની ફાઇલ પરથી જો કોઈ થોડી હકીકત તારવી કહાડે તો તેને આપણી જાતની ગંભીર હાલતનો આબેહુબ ખ્યાલ આવ્યા વિના રહેશે નહિ.

કેટલી બધી સ્ત્રીઓ જુવાનીમાં ખરી પડે છે ? જે જીવે છે તે ભર જુવાનીમાં ડોસી નથી થઈ જતી ? જ્યારે ખરો સુખ અને આનંદનો લ્હાવો લેવાનો, ત્યારે સોમ સાજી અને મંગળ માંદી રહેતી બૈરીઓ દુઃખી જાતે જ થાય છે એટલું જ નહિ, પણ પોતાના કુટુમ્બનું સુખ ઘણું ઘટાડી દે છે. આવી હાલતમાં કુલવધૂની કે માની ફરજો તે-નાથી બરાબર બજાવી શકાતી નથી. પોતાની લથડેલી તંદુરસ્તીને લીધે પોતાનાં છોકરાંની

---

* આ લેખ મુંબાઇના ' ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ' સન્મુખ વંચાયો હતો.

પણ તંદુરસ્તી બગડે છે અને પરિણામે એક નબળી મંદુડી માને લીધે જીંદગીભર ઘણાં છોકરાં દુઃખી ને માંદલાં રહે છે, તથા ત્હેમની જીંદગી નકામી અને બોજા જેવી તેમને થઈ પડે છે.

આવી જ્યારે સ્થિતિ છે તો તેનું કારણ શું? કારણ જણાય તો કાંઈ ઉપાય પણ શોધી કહાય અને ખરાબ પરિણામો અટકાવી શકાય.

કારણો જાણવા છોકરૂં જન્મે ત્યારથી જ તેની તબીયત કેવી હોય છે તેની તપાસ કરીએ. બચ્ચાંની તબીયતનો આધાર તેનાં માબાપની તબીયત પર હોય છે. જો માબાપ આરોગ્ય અને કૌવતવાળાં હોય તો તે પણ તેવું જ હોવાનું. જો તેઓ નબળાં અને માંદા હોય તો બાળક પણ નબળું અને માંદલું થવાનું. સુવાવડમાં માની તબીયત જો ઘણી બીમાર હોય અને બાળકને પોષણું માટે સારૂં દૂધ ન મળે તો તે બાળકની તબીયત ત્યારથી જ બગડે છે.

ન્હાનાં પાવણાં બાળકની માએ કેમ વર્તવું જોઇએ—એ વાતનું સારૂં જ્ઞાન ન હોવાથી જે જે ભૂલો ખાવાપીવા વગેરેમાં મા કરે તે ભૂલોને લીધે બાળકને ખમવું પડે છે.

**ન્હાનાં બાળકોને તંદુરસ્ત કેવી રીતે રાખવાં,** નબળાં અને માંદલાં બાળકોને મજબૂત અને આરોગ્ય શી રીતે કરવાં, વગેરે બાબતની બીલકુલ માહિતી આપણી બ્હેનોને હોતી નથી. કેવો અને કેટલો અને ક્યારે ખોરાક ખવડાવવો; તેમનું શરીર અને કપડાં સ્વચ્છ રાખવાની જરૂર સમઝવી; ચેપી અને બચપણના રોગોની અડફટમાં તેઓ આવી ન જાય માટે સંભાળ રાખવી; વખતે અડફટમાં આવી જાય તો જન્મારા લગી તેઓ હેરાન ન થાય એવી રીતે માવજત કરવી ઇત્યાદિ બાબતથી બીલકુલ વાકેફ ન હોવાથી ઘણાં છોકરાં જન્મતી વખતે સારાં હોવાં છતાં નબળાં મંદુડાં થઈ જાય છે.

**છોકરા અને છોકરીઓમાં ભેદ** રાખવાનો રીવાજ હોવાથી પણ નુકસાન થવાનો સંભવ હોય છે. નબળા છોકરામાં તાકાત આવે માટે તેને કસરતની ટેવ ઘેર કે નિશાળમાં પાડવામાં આવે છે. સારો પોષણ આપે એવો ખોરાક પણ તેઓને મળે છે. પણ આગળ જતાં મા થનાર અને ઘરનો ભાર વ્હેનાર છોકરીની તબીયત સુધારવા–ત્હેનું શરીર કસાયલું, વળેલું અને મજબુત કરવા કાંઈ પણ કરવામાં આવતું નથી.

છોકરી જન્મે છે ત્યારે માબાપને આનંદ થતો નથી. પારકે ઘેર તેને જવાનું હોવાથી તેની પાસે તપ કરાવવામાં આવે છે; અર્થાત્ થોડાથી અને ગમે તે ચીજથી ચલાવવાની તેને ટેવ પાડવામાં આવે છે. ઘી, દૂધ વગેરે પુષ્ટિ આપનારી વસ્તુ સાસરે મળે કે નહિ, અને પીયરમાં એવી ચીજો ખાવા મળી હોય અને સાસરામાં ન મળે તો તેથી જે સંતાપ થાય તે ન થાય, એટલા માટે એ ચીજો છોકરીઓને આપવાનો રીવાજ આપણામાં નથી. હાલમાં કેળવણીને પ્રતાપે કેટલેક સ્થળે આ રીવાજ બદલાતો જાય છે એ આપણી બ્હેનોના ભવિષ્યને માટે મંગલ શુકન છે.

મૂળમાં છોકરી નબળી હોય અને આવા પદાર્થો તેને ખાવા ન મળે એટલે શરીર ક્યાંથી વળે? પારકે ઘેર જઈ સાસુના હાથ નીચે રહેવાનું હોવાથી, તેમાં જ આપણા લો-

કની ગરીબાઇને લીધે બધાંથી નોકર ચાકર નહિ રાખી શકાતા હોવાથી, શરીરને કસરત મળે એવું કેટલુંક ઘરનું કામ છોકરીઓને કરવું પડે છે. શરીરમાં લોહી કે માંસ ન હોય, પૌષ્ટિક ખોરાક ન મળતા હોય અને નબળા શરીરને જોઇતી આસાયેશ ન મળતી હોય ત્યાં આ કસરત ફાયદો કરવાને બદલે નુકસાન કરે છે. કસરતથી કૈવત આવવાને ઠેકાણે તાવ વગેરે વ્યાધિ શરીરમાં ઘર કરે છે. ઉગતા રોગને દાબવાની ટેવ ઘણું ખરૂં આપણામાં ન હોવાથી ચાંપતા ઉપાયો નથી લેવાતા અને તેથી શરીર ન'ખાઈ જાય છે.

જેમ મન વિનોદી અને આનંદી તેમ શરીરની આરોગ્યતા વધારે. બળીયલ જેમનું મન હોય છે તેમનું શરીર પણ ગમે તેવો સારો ખોરાક લીધાં છતાં વળતું નથી. આપણી ન્હાનપણમાં રમવાની રમતો જીંદગીની ઉંચનીચ સ્થિતિમાં જુદી જુદી જાતનો હોય છે. કુટુમ્બના માણસોને તેમના કામમાં મદદ કરવી, ફળીઆ કે મહોલ્લામાં વસતી બહેનપણીઓ સાથે રમતો રમવી, ગીતો ગાવાં કે ગરબે ફરવું, ન્હાનાંભાંડુઓને રમાડવાં, મોટેરાં સાથે દેવદર્શને કે સગા વ્હાલાંને ત્યાં જવું વગેરે છોકરીઓના બાળ ખેલ હતા અને હજુ છે. હાલ કેળવણીના ફેલાવાથી છોકરીઓની બાળપણની સ્થિતિ બદલાતી જાય છે. કેળવણીની ખરી કિમ્મત માબાપો તેમ જ છોકરીઓ પીછાનવા લાગી છે. નિશાળમાં ચાર પાંચ કલાક શીખવાનું, ઘર આગળ નિશાળનું 'લેસન' તૈયાર કરવાનું, વખ્તે માસ્તર રાખેલો હોય તો તેની પાસે કલાકેક બેસવાનું અને આ ઉપરાંત ઘરના કામકાજમાં માને હરેક પ્રકારની મદદ આપવાની—આવી રીતે છોકરીઓના કુમળાં મનને શ્રમ ઘણો પડે છે. આ મહેનતને લીધે ઘણીક છોકરીઓનાં શરીર કંતાય છે અથવા સારી તબીયત કથળી જાય છે. યુરોપીયન, પારસી વગેરે કોમોની છોકરીઓને હરવા ફરવા જવાની સગવડો હોવાથી એઓને કેળવણીને લીધે બહુ ખમવું પડતું નથી. આ સંબંધમાં **"લીલાવતી"** માં આપેલી હકીકત તરફ આપ બ્હેનોનું ધ્યાન ખેંચું છું. ઘરસંસારનો અનુભવ મળે, અભ્યાસ થાય ને સાથે સાથે પૂરો આરામ મળે એવી યોજના **લી**લાવતીના બાપ રા. રા. ગોવર્ધનરામે એને કરી આપી હતી. સવારમાં તે રાંધતી અને જે ઘરનું કામ હોય તે કરતી—એટલે રસોઈ વગેરે બાબતનો અનુભવ તેને મળતો: ત્યાર પછીનો આખો દિવસ અભ્યાસ, આરામ અને વિનોદમાં તે ગાળી શકતી. આ બાકીના વખતમાં **લી**લાવતીને ઘરનું કંઈ પણ કામ ન સોંપવાની સખ્ત તાકીદ તેની માને બાપ તરફથી હતી.

**સ્વચ્છતાના** નિયમો બરાબર નહિ પળાતા હોવાથી જે હેરાનગતિ આપણાં લોકોને ભોગવવી પડેછે તેની અસર ન્હાનપણમાં થાય તો જીંદગી લગી હાનિ થવાનો ઘણો સંભવહોયછે.

આમ રહેજ બચપણની સ્થિતિનું વર્ણન થયું. હવે છોકરીની જીંદગીનો એ પછીનો ભાગ તપાસીએ.

છોકરી જન્મે ત્યારથી જ તે હિન્દુ સંસારમાં પરણવાને એટલે પારકે ઘેર જવાને નિર્માય છે. સાસુ, સાસરૂં, વર વગેરે બાબતથી રમવાના અને વિનોદના દિવસોમાં તે માહીતગાર થાય છે. આવા જ્ઞાનથી શરીર પર શી અસર થાય છે તેનો આબેહુબ ખ્યાલ તો દાકતરો જ આપી શકે.

દશ અગિયાર વર્ષની ઉમ્મરે લગ્ન થયા પછી સાસરાનો ભાર ઉપાડી લેવા ઘરસં-

સારનું શિક્ષણ લેવામાં એકાદ બે વર્ષ જાય છે. ત્યાર બાદ તે સાસરે રહેવા જાય છે. સાસરે, પોતાને ત્યાં કરતાં પોતાની બદલાયલી સ્થિતિને લીધે, જુદી જ ઘટનાનો અનુભવ થાય છે. રમત ગમ્મત અને વિનોદ, જેમને લીધે તંદુરસ્તી ઘણી સચવાઇ રહે છે-બલ્કે બગડેલી તબીયત સુધરે છે-તે આ છોકરીના નસિબમાંથી કમી થાય છે. આ ઉપરાંત, સાસરિયાંના ધાક અને હાકથી જો બ્હીક ઉપજે તો તે પણ સ્ત્રીઓની જીંદગીના આ અણિના પ્રસંગ વખતે શરીરને નુકશાન કર્યા વગર રહેતી નથી.

હજુ રમતિયાળપણું ગયું નથી ત્યાં તો આ છોકરી મા થઈ બેસે છે. આટલી કાચી ઉમ્મરે આવો બનાવ બનવાથી મા અને છોકરાંની તબીયત સારી રહે તો એમનું મ્હોટું ભાગ્ય.

થોડા થોડા વર્ષને આંતરે છોકરાં થવાથી શરીર ખવાઈ જાય છે. સુવાવડ વખતે સારી માવજત, પુષ્ટિ આપનારો ખોરાક, પૂરતું હવા અજવાળું, આરામ, વિનોદ વગેરે જો પ્રમાણસર ન મળે તો શી સ્થિતિ થાય ? એનો જવાબ તે સ્ત્રીઓનો હમ્મેશનો અનુભવ છે.

આ પ્રમાણે આપણાં સંસારની ઝાંખી કરી. આપણાં સંસાર, રહેઠાણ, સંપત્તિ, અને સ્વચ્છતા ઉપર તેમજ સારી ચાલચલગત ઉપર આરોગ્યતાનો ખરો આધાર રહે છે. રહેઠાણ વગેરે વિશે વિવેચન આરોગ્યતાના સાધારણ નિયમો વિશે બોલતાં કરીશ.

શરીર આરોગ્ય રહે તે માટે જે હવા, પાણી, ખોરાક વગેરે શરીરમાં જાય છે તે તથા આસપાસથી બ્હારની જે અસરો તેના ઉપર થાય છે તેનું જ્ઞાન મેળવવું જરૂરનું છે.

આપણે નિરંતર શ્વાસ લેતાં શરીરની અંદર હવા લઇએ છીએ. હવા ઘણાં તત્ત્વોની બનેલી છે. " ઑક્સિજન્ " અને "કાર્બોનિક્ એસિડ્ ગૅસ્" એ બે હવાનાં તત્ત્વોની અસર આપણાંપર થાય છે. "ઑક્સિજન્"થી આપણે જીવી શકીએ છીએ.શ્વાસક્રિયાથી હવા ફેફસામાં દાખલ થાય છે. શરીરમાં સર્વ સ્થળે ફરવાથી મલિન થયલા લોહીને તે સ્વચ્છ કરે છે; લોહીમાં ભળેલો કચરો " ઑક્સિજન્ " સાથે મળવાથી " કાર્બોનિક્ એસિડ્ ગૅસ્ " થાય છે; તે આપણે બ્હાર કાઢિયે છીએ. તે બહુ ઝેરી હોય છે. સળગતા દીવા પર જો એ ફુંકવામાં આવે તો તે હોલવાઈ જવાનો જ. જો એ હવાનો કોઈ પણ પ્રાણી શ્વાસ લે તો તે હેરાન થાય કે કદાચ મરણ પણ પામે.

આપણું શરીર હમ્મેશ અટક્યા વગર કામ કર્યું જાય છે તેથી તેનું સાંચાકામ ઘસાય એ સ્વાભાવિક છે. એ ઘસારો પૂરવા ખોરાકની સાથે ચોખ્ખી હવાની ખાસ જરૂર હોય છે. જેમ " ઑક્સિજન્ " વધારે લોહીને મળે તેમ તે વધારે તંદુરસ્ત અને લાલ થાય છે. શરીરનો ઘસારો લોહી પૂરે છે તેમ જ જૂદા જૂદા અવયવોને પોષણ અને તાકાત પણ એ જ આપે છે. " ઑક્સિજન્ " કેટલી બધી ઉપયોગી છે તે આ ઉપરથી સમજાયું હશે.

જેમ સ્વચ્છ અને ખુલ્લી હવા તેમ ઑક્સિજન્ સારી સ્થિતિમાં મળવાની.સ્હવાર સાંઝ ખુલ્લા મેદાનોમાં, નદી કે દરિયા કીનારે, તથા બાગબગીચામાં ફરવા જવાનો હેતુ ચોખ્ખી હવામાંથી ઑક્સિજન મેળવવાનો છે. ફરવાથી કસરત, આનંદ અને ચોખ્ખી, સારા જથ્થામાં ઑક્સિજન મળે છે. હવાફેર જવાનાં ઠેકાણાંની હવા સારી હોય છે. જેમ પૃથ્વીની

સપાટીથી ઉંચે જઇએ—અર્થાત્ પહાડ ઉપર ચડીએ તે હવા અહીંયાંના કરતાં ચોખ્ખી અને ખુશનુમા મળવાની. પાણી હવાનાં ઝેરી તત્ત્વ "કાર્બોનિક એસિડ ગ્યેસ" ને ચુસી લે છે, તેથી દરીઆ કે નદીના વ્હેતા પાણીને કિનારે વસવાથી, ફરવાથી કે હવાફેર જવાથી ફાયદો થાય છે.

અંગ્રેજી રાજ્યને લીધે જે જે ફેરફારો થયા તે ન્હોતા થયા તે વખતે નદીથી કે આથેના કુવા કે તળાવથી પાણી લાવવાથી, ત્યાં લુગડાં ધોવા જવાથી, વગેરે કામથી જે ફાયદા હાલ ગામડાની બાયડીઓને થાય છે તેવા શહેરની બાયડીઓને પણ થતા.

હાલ શહેરોમાં નળ થવાથી, તેમજ કુટુમ્બના સઘળા પરિવારને એકઠા રહેવાની રીતમાં ફેરફાર થઈ જવાથી, ચાકર વગેરેનું સુખ થવાથી,ઉપર જણાવેલાં કામો શહેરની વસનારીઓને ઓછાં થતાં જાય છે. અને તેથી ખુલી હવામાં ફરવાના પ્રસંગ પણ કમી થયા છે.

(અપૂર્ણ.)

K. G.

---

# વાર્તાલહરિ.

## નૂતન સ્ત્રી અથવા શોકયની બ્હીક.

સ્હાંજના ચાર હમણાંજ વાગ્યા હતા. પંજાબના પાટનગર લાહોરમાં અનારકલીની પેલી બાજુ સરિયામ રસ્તાપર સાહેબ લોકો અને ઓફીસરોની ગાડીઓ સાઈકલોની તડામારી ચાલી રહી હતી; ફોરમન ક્રીશ્રીઅન કોલેજના મકાનમાંથી યુનીવર્સીટીની જુદી જુદી પરીક્ષાઓ આપી વિદ્યાર્થીઓ બ્હાર નીકળી તે દિવસના સવાલપત્રક વિષે કોઈક આનંદથી તો કોઈ નિરાશાભર વાતો કર્યા ચાલ્યા જતા હતા. સામે ટ્રીનીટી સ્કુલમાંથી ખ્રીસ્તી બાળકો, ત્યાંજ આવેલા ખ્રીસ્તી મંદિરને શિખરે થતો ઘંટનાદ સાંભળી દેવળ તરફ જતાં હતાં; પાસે આવેલા રૂસ્તમ વહેપારીની પેઢી આગળ યુરોપીઅન સદ્ગૃહસ્થો અને સ્ત્રીઓની ગાડીઓ ઉભી હતી. આ રસ્તા ઉપર બેંકો, ઓફીસો, ટપાલ ઓફીસ વ્હેપારી પેઢીઓના ભવ્ય મકાનો આવી રહેલાં હતાં. આમાંના થોમસ કુક અને સન્સના મકાનમાંથી આશરે પચીશ વર્ષનો એક યુવાન ઓફીસનો વખત થઈ જવાથી ઘર તરફ જવા નિકળ્યો. આ યુવાને પાટલુન, ધોળા લુગડાના બુટ, હાફકોટ, નેકટાઈ અને ચીનાઈ બ્રધર્સની ટોપી પહેરી હતી. આગળ સ્હેજ વાળનાં ઝુલ્ફાં દેખાતાં હતાં; હાથમાં નાજુક છત્રી હતી. આ યુવાનનું નામ બિહારીલાલ હતું; મૂળ મુંબાઈ ઇલાકાનો રહિશ હતો પણ સામાન્ય સ્થિ-

તનો હોવાથી બી. એ. થયા પછી થોમસ કુકની પેઢીમાં પચાસ રૂપીઆની નોકરી મળવાથી અહીં આવી રહ્યો હતો. ખંત અને પ્રમાણિકપણાથી તેના ઉપરીનો માનિતો થયો હતો. આવી મ્હોટી પેઢીમાં રહેવાથી ત્યાં યુરોપીઅન બાનુઓ વખતો વખત આવતી અને દુનિઆનો બહુ અનુભવ ન હોવાથી યુરોપીઅન સ્ત્રીઓજ સુખી હોય છે એમ તે માનતો અને પોતે એવી કેળવાયેલી દેશી સ્ત્રી મળે તો ભાગ્યશાળી થાય એમ વખતો વખત પોતાના મિત્ર પ્યારેલાલને કહેતો. ઓફીસમાંથી નિકળી કોલેજ પાસે આવી પોતાના જાણીતા મિત્રો પાસેથી સવાલપત્રક વાંચતો હતો એવામાં સ્હામેથી તે દિવસનું ' ડેલી ટાઈમ્સ ' નું પેપર વેચતો એક છોકરો આવ્યો. બે પૈસા આપી પેપર લીધું ને વાંચવા માંડ્યું. વાંચતાં વાંચતાં નીચેની મતલબની જાહેરખબર જોઇઃ—

**જોઇએ છીએ**—એક ખાનદાન કુટુંબની–ઇંગ્રેજી કેળવણી લીધેલી સત્તર વર્ષની વૈશ્ય જ્ઞાતિની છોકરીને માટે લાયક વર.

ગુજરાતી વૈશ્ય જ્ઞાતિના ગ્રેજ્યુએટ અને કમાતા યુવાન શિવાય બીજાએ અરજી કરવી નહિ. વધુ માટે આ પત્રની ઓફીસમાં U ને શરનામે લખો. સર્વ પત્રવ્યવહાર ખાનગી રાખવામાં આવશે. ”

આ નોટીસ વાંચતાંજ બિહારીનું ચિત્ત અસ્તવ્યસ્ત થયું. આ કન્યા મ્હારે લાયક હોય તો કેવું સારૂં ! ચાલ. લખવામાં શું જાય છે. હું તંદુરસ્ત છું, વૈશ્ય છું, ગ્રેજ્યુએટ છું ને ગુજરાતી છું. આ વિચાર કરી ઘેર આવી કાગળ કલમનો ઉપયોગ કર્યો. બીજે દિવસે ઉત્તર આવ્યો તે પ્રમાણે તે સદ્‌ગૃહસ્થને મળવા ગયો અને વાતચીત થતાં ચોકઠું બેઠું. લગ્ન થયાં–ને બિહારીલાલનો ગૃહસ્થાશ્રમ હોંસભેર શરૂ થયો.

× × × ×

યશોદાના દાદા કેટલાક વર્ષ ઉપર લાહોરની એક પારસી પેઢીમાં મુનીમ તરીકે આવ્યા હતા. યશોદાના પિતા સુરજમલે લાહોરમાંજ અભ્યાસ કર્યો હતો અને એન્ટ્રન્સ પાસ કર્યા પછી સરકારી નોકરીમાં દાખલ થયો હતો. હાલ તે સેક્રેટરીએટમાં બસો રૂપીઆની નોકરીપર હતો. કાંક નોકરીની હાડમારીથી અને કાંક ગાંડા વ્હાલથી યશોદા ઉપર જોઇએ તેવી દેખરેખ રખાઇ નહોતી; અધુરામાં પુરૂં યશોદાની માતા હયાત નહોતી. યશોદાને ગુજરાતી નિશાળને અભાવે ગુજરાતી જ્ઞાન ઘર આગળ આપવામાં આવ્યું હતું, ત્યારબાદ મીશન સ્કુલમાં દાખલ થઇ ત્યાં ઇંગ્રેજીનું સારૂં જ્ઞાન સંપાદન કર્યું ને એન્ટ્રન્સમાં પસાર થઇ. આ ઉપરાંત ભરતકામ, શિવણ, ગાયન વિગેરે પણ શીખી હતી. ઘરની સ્થિતિ સારી હોવાથી તે તરફ દુર્લક્ષ રાખી હરવા ફરવાની અને સર્વ કામ નોકર માર્ફત કરાવવાની ટેવ પડી હતી. બિહારી સાથે લગ્ન કર્યા પછી યશોદાને પિતાનો બંગલો છોડી દરવાજા પાસે એક ન્હાના મકાનમાં રહેવું પડયું. અસાર સખી બિહારી વિશીમાં જમતો એટલે નોકર ચાકર ન રાખતાં સર્વ સાફસુફ કરવા ઓફીસના ફરાસને અડધો રૂપીઓ આપતો. યશોદાના લગ્ન પછી એક માણસ રાખ્યો, કાંક ફરનીચર આણ્યું, ને યશોદાને માટે એકાદ બે ઇંગ્રેજી–ગુજરાતી પેપરો પણ લેવાં શરૂ કર્યાં. રસોઈ પછી બાકીનો વખત યશોદા નવલકથા વાંચવામાં, ભરતકામમાં અને સાંજના કોક વખત લાલા મૂળચંદની કાપડની દુકાને તો કોક વેળા શાલેમાર બાગમાં બિહારીલાલ સાથે ફરવા જતી. પિતાને

હતી. પ્યારેલાલને બી. એ. થયા પછી લાહોરના તહેસીલદાર (મામલતદાર) ની ઓફી-સમાં વીસ રૂપીઆની નોકરી મળી હતી. ટુંક પગાર હોવાથી સર્યુદા કરકસરથી પણ સંતોષ પૂર્વક વ્યવહાર ચલાવતી. જરૂર જેટલાંજ ધોબીને લુગડાં આપતી બાકી પોતે ધોતી. શીવવાનો સંચો મંગાવી સામાન્ય કપડાં પોતે શીવતી. જુદી જુદી જાતની રસોઈ બનાવી પતિપત્ની આનંદ કરતાં. માત્ર પાણીવાસણ આરેજ નોકર રાખતી. છોકરાની ઉછરેક પોતેજ કરતી અને યોગ્ય કેળવણી આપતી. ફુરસદે પ્યારેલાલની સાથે ફરવા જતી અને બિહારીલાલની સ્થિતિ માટે શોચ કરતી. યશોદાને લુગડાં ઘરેણાં ઉપરથી પ્રેમ ઉઠાવી પતિને સુખી કરવા-ખર્ચ કમી કરવા વાતોથી અને દાખલા દલીલોથી સમજાતી. યશોદા પોતે એકલીજ વાંચતી પણ સર્યુદા પતિ પાસે ઇંગ્રેજી શીખી હતી અને રાત્રે નવરાશે ઇંગ્રેજી-ગુજરાતી પુસ્તકો પ્યારેલાલ પાસે વંચાવતી અગર વાંચતી અને પતિ પાસે સમજતી. આમ ટુંક પગાર છતાં સુજ્ઞ નૂતન-આર્ય સ્ત્રી પોતાના પતિ સાથે કલ્લોલ કરતી, ત્યારે લાંબો પગાર હોવા છતાં નૂતન-પાશ્ચાત્ય કેળવણીના બ્હારના ભપકાથી અંજાએલી આ પતિના સુખના ભોગે સુખ માનતી.

× × × ×

બિહારીનું ખર્ચ વધ્યે ગયું, કુટુમ્બ વધતું ગયું. પરણ્યા પહેલાના વિચારો નષ્ટ થયા ને દુઃખમાંથી છુટવાના વિચારો તે કરવા લાગ્યો. ઘણા ઘણા વિચારો કર્યા પણ સુજ પડી નહિ. પ્યારેલાલ અને સર્યુદાનો બોધ યશોદાને અસર કરી શક્યો નહિ. એવામાં કોણ જાણે કેમ પ્યારેલાલ એકદમ મુંબાઈ ગયો ને જતી વખત કહેતો ગયો કે "હું લખું તે કબુલ કરજે ને હાએ હા ભણજે." પાંચ સાત દિવસ થયા પછી એક રાત્રે યશોદા અને બિહારી અગાશીમાં બેઠા બેઠા ઘરખરચની વાત કરતાં હતાં ત્યાં તાર આવ્યો, જેમાં નિચે પ્રમાણે હતું-"નક્કી કર્યું છે, પાંચસો રૂપીઆ લઈ જલદી આવ. નહિ તો હજાર ભરવા પડશે" આ શબ્દો વાંચી બિહારી જે આગલે દિવસે આવેલા પ્યારેલાલ તરફના કાગળથી કેટલીક વિગત જાણતો હતો તે બહુ જ દિલગીર થઇ ગયો હોય એમ દેખાયો. યશોદાની ઘણી આજીજીથી ખુલાસો કરતાં કહ્યું કે "પ્યારે મુર્ખો છે, તેણે મારાં બીજીવારના લગ્નનું નક્કી કર્યુંઃ હવે ના શી રીતે કહેવાય? ખેર, કાલે જઇશ. તારે સારૂં થયું. હવે તું તારે નિરાંતે વાચ્યા કરજે, ને મીટીંગોમાં જજે. નવી માર ઘરકામ સંભાળશે."

યશોદા—ના-ના-તેમ તો ન બને, હું બધું સંભાળીશ, મારે શોક્ય ન જોઇએ. અમારે ઉભે રહે બને નહિ.

બિહારી—તું ભણેલી, એમર્સન, બેકન, બર્ક વાંચેલા, પછી અભણ સ્ત્રીઓની પેઠે ત્હારે ન બને એ માનું નહિ. તું તો સમાન ભાવ રાખવા રોજ કહેતી, પછી કેમ ન બને? મને ખાત્રી છે કે તુ તો બ્હેન જેવી તેને ગણવાની.

યશોદા—હા, તે તો ઠીક, પણ તમે બીજી પરણી મને ભૂલી જવાના.

બિહારી—ગાંડી, ના. હું તો ત્હારા સુખને માટે લાવું છું. પછી તને વધારે નવરાશ મળવાની હું તને ભૂલુ જ નહિ, હારા જેવીને ભૂલુ તો પછી થઈ જ રહ્યું. વિ પૂર્ણ સ્નેહથી ચાંલ્લાનાં લખાણો કરતા હતા તે પત્નીના ગુર્જરી જ બીજીને ચાહી શકે છે તો પછી હું બન્ને તે સાથે ચાહી શકું તેમાં શું

યશોદા—પણ, આટલા મોટા ખર્ચમાં ખર્ચનો વધારો કરવો ઠીક નહિ.

બિહારી—દરેક છોકરાં દીઠ માણસ રાખતી વખત, નાના ઘરને બદલે બંગલાનો આગ્રહ કરતી વખત, નવી નવી સાડીયો લાલા મુલચંદને ત્યાંથી લાવતી વખત ખરચ વધે છે તેનું ભાન નહોતું ને આ વખત ક્યાંથી ખર્ચ સાંભર્યું? હું તો આ ખરચ તારા ને મારા સુખને સારૂં કરૂં છું. વળી લગ્ન ન કરૂં તો પ્યારેએ ઠસાવ્યું છે તેથી દંડના હજાર ભરવા પડે તે ક્યાંથી લાવું?

યશોદા—વ્હાલા બિહારી! આજ મ્હને ખરી શિખામણ મળી છે. મારી આંખ ઉઘડી છે. ત્હમારા જેવા પ્રેમાળ અને પવિત્ર પતિને બહુ દુઃખ દીધું છે. સર્યુના શબ્દો હવે સાંભરે છે. સર્યુના હીસાબમાં હું કાંઈ જ નથી. જો તમે લગ્ન ન કરો તો હવે હું તમને સર્વ વાતે અનુકુળ થઇશ, ને સર્યુને પગલે પગલે ચાલીશ. ને પરણશો તો ખિન્ન થઇશ, ને તેની દાસી થઈ રહીશ. હવે મારા ઉપર કૃપા કરો. હું ભૂલી. પત્નીધર્મ ભૂલી ગઈ હતી તે આજ ત્હમે શીખવ્યો. દંડને માટે મારૂં પસ્તું લઈ લ્યો.

બિહારી—ઠીક છે, મારાથી બનતું કરીશ, પણ સર્યુ ખાત્રી આપે તો જ.

શોકયની બ્હીકે યશોદાનો પત્નીધર્મ સતેજ થયો. અંધકાર પટ ખસી ગયો. તરત જ સર્યુદા પાસે ગઈ ને કાલાવાલા કરી બિહારીને સ્હમજાવવા કહેવા લાગી. ભવિષ્યમાં આર્ય સુજ્ઞ નુતન સ્ત્રી બનવા વચન આપ્યું. સર્યુના આગ્રહે બિહારીએ લગ્નનો વિચાર માંડી વાળ્યો હોય એમ દર્શાવી પ્યારે ને મુંબાઈ તાર કર્યો. લગ્ન બંધ રહ્યાં. પ્યારે જે ફિરોઝપુર ગયો હતો તે પાછો આવ્યો. બન્ને મિત્ર મળ્યા, હસ્યા. બિહારી અને યશોદા, પ્યારેલાલ અને સર્યુદા વખતો વખત હજી પણ મળે છે, આનંદમાં દિવસ નિર્ગમન કરે છે, ને કદાપિ યશોદા રીસાય છે ત્યારે મુંબાઈના તારની વાત થતાં યશોદાથી હસવા વિના રહેવાતું નથી.

સુબન્ધુ.

---

# સમયતરંગ.

## સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપવા માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કરેલી નવીન યોજના.

### સ્ત્રીશિક્ષણ પરીક્ષા.

**(આ પરીક્ષા સને ૧૯૦૭ ના માર્ચ માસમાં લેવામાં આવશે.)**

૧. નિશાળ છોડયા પછી સ્ત્રીઓને પોતાનો અભ્યાસ વધારવાને ઉત્તેજન મળે, અને સ્ત્રી-ઉપયોગી જ્ઞાનની સ્ત્રીઓમાં વૃદ્ધિ થાય એ હેતુથી ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ **સ્ત્રીશિક્ષણ પરીક્ષા** લેવાની યોજના કરી છે.

૨ એ પરીક્ષા વરસમાં એક વખત વખતો વખત યોગ્ય લાગે તે માસમાં અમદાવાદમાં લેવામાં આવશે. મુકરર દિવસની જાહેરખબર યોગ્ય મુદત પહેલાં આપવામાં આવશે.

૩. પરીક્ષાનાં ધોરણ અને વિષય ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી વખતો વખત ઠરાવશે

૪. પરીક્ષાનાં હાલ બે ધોરણ ઠરાવવામાં આવ્યાં છેઃ—

૧ ઉંચું ધોરણ. ૨ નીચું ધોરણ.

૫. બન્ને ધોરણોમાં બબ્બે પ્રશ્નપત્રો આપી ગુજરાતી ભાષામાં લેખી પરીક્ષા લેવામાં આવશે.

૬. ૧ લો પત્રઃ—ભાષા સંબંધી સામાન્ય જ્ઞાન, નીતિજ્ઞાન, તથા મુકરર કરેલાં પુસ્તકોનું જ્ઞાન તપાસવાનો.

૨ જો પત્રઃ—મુકરર કરેલાં પુસ્તકોનું જ્ઞાન તપાસવાનો.

૭. સન ૧૯૦૩ ની સાલ માટે નીચેનાં × પુસ્તકો મુકરર કરવામાં આવ્યાં છેઃ—

ઉંચાં ધોરણ માટે.

૧ લો પત્રઃ—ગૃહવ્યવસ્થા અને આરોગ્યવિદ્યા. ( ડૉ. ત્રીભોવનદાસ મોતીચંદ શાહકૃત. )

૨ જો પત્રઃ—૧ અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાય. ( ડૉ. ધનજીભાઈ હોરમસજી મહેતા કૃત. )

૨ છોકરાંઓની આરોગ્યતા. ( રા. દોલતરામ કાશીરામ પંડિત કૃત.)

નીચા ધોરણ માટે.

૧ લો પત્રઃ—૧ શિક્ષા વચન. ( ગુ. વ. સોસાઇટીએ છપાવેલી. )

૨ આરોગ્યતા અને સ્વચ્છતા. ( ડૉ. ત્રીભોવનદાસ મોતીચંદ શાહ કૃત. )

૨ જો પત્રઃ—૧ અકસ્માત વખતે મદદ અને ઇલાજ. ( ડૉ. નીલકંઠરાય ડાહ્યાભાઈ છત્રપતિ કૃત )

૨ માંદાની માવજત ડૉ. નીલકંઠરાય ડાહ્યાભાઈ છત્રપતિ કૃત)

૮. શાળાઓમાં શિખવતી સ્ત્રીશિક્ષક, ફીમેલ ટ્રેનીંગ કોલેજમાં શિક્ષક થવા માટે ભણનારી સ્ત્રીઓ તથા શાળામાં નહિ જનારી કે નહિ ગએલી હરકોઈ સ્ત્રીને આ પરીક્ષાઓમાં દાખલ કરવામાં આવશે.

---

× આ ધોરણો માટે મુકરર કરેલાં પુસ્તકોની કિંમત નીચે પ્રમાણે છે; અને તે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફીસમાં મળે છેઃ—

| પુસ્તકનું નામ. | કિંમત. |
|---|---|
| ૧ ગૃહવ્યવસ્થા અને આરોગ્ય વિદ્યા. | ૦–૧૦–૦ |
| ૨ અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાય. | ૧—૦–૦ |
| ૩ છોકરાંઓની આરોગ્યતા. | ૦—૬–૦ |
| ૪ શિક્ષા વચન. | ૦—૧–૦ |
| ૫ આરોગ્યતા અને સ્વચ્છતા. | ૦–૧૦–૦ |
| ૬ અકસ્માત વખતે મદદ અને ઇલાજ. | ૦—૪–૦ |
| ૭ માંદાની માવજત. | ૦—૨–૦ |

૯. નીચા ધોરણમાં પાસ થયા વગર ઉંચા ધોરણના પરીક્ષામાં દાખલ કરવામાં આવશે નહિ.

અપવાદઃ—યોગ્ય કારણસર આ નિયમને કોઈ અમુક વર્ષ લાગુ ન પાડવા સોસાઇટી મુખત્યાર છે.

૧૦. પરીક્ષાના દિવસ પહેલાં નિદાન ૧૫ દિવસ અગાઉ પરીક્ષા આપવા આવનાર ઉમેદવારે નીચેની હકીકત તથા સર્ટીફીકેટ સોસાઇટીના સેક્રેટરીને મોકલવાં:—

૧. પોતાનું નામ, બાપનું નામ તથા (પરણી હોય તો) ધણીનું નામ.

૨. જાત.

૩. ઉમ્મર.

૪. કયા ગામથી પરીક્ષા આપવાનું છે.

૫. કયા ધોરણમાં પરીક્ષા આપવાની છે (ઉંચા ધોરણમાં આપવાની હોય તો) નીચું ધોરણ કઇ સાલમાં પાસ કર્યું છે.

૬. શાળા ક્યારે છોડી છે, અથવા કઇ સ્કુલમાં શિક્ષક છે.

૭. અંગ્રેજી અભ્યાસ કર્યો છે કે નહિ, ને કર્યો છે તો કેટલો.

૮. ઉપરની માહિતી સાથે પોતાના બાપ કે વાલીનું સર્ટીફીકેટ એવી મતલબનું કે ઉમેદવાર શાળામાં જતી કે ગઇ નથી; તથા તે પરીક્ષા આપે તેમાં તેમની સંમતિ છે.

(બાપ કે વાલી ન હોય તો કોઇ પ્રતિષ્ઠિત ગૃહસ્થનું સર્ટીફીકેટ મોકલવું.)

૧૧. પરીક્ષામાં પાસ થનાર સર્વને સર્ટીફીકેટ આપવામાં આવશે; તથા પાસ થયાના અનુક્રમ પ્રમાણે તેમનાં નામ "બુદ્ધિપ્રકાશ" માં પ્રસિદ્ધ કરવામાં આવશે.

૧૨. અંગ્રેજી ચોથા ધોરણ ઉપરાંત અભ્યાસ નહિ કર્યો હોય તેવી જે સ્ત્રીઓ ઉચે નંબરે પાસ થશે તેમને માટે નીચે પ્રમાણે ઇનામો ઠરાવવામાં આવ્યાં છેઃ—

| ઉંચા ધોરણ માટે. | | નીચા ધોરણ માટે. | |
|---|---|---|---|
| ૧ લું. | રૂ. ૩૦ નું | ૧ લું | રૂ. ૨૫ નું. |
| ૨ જું. | રૂ. ૨૫ નું | ૨ જું | રૂ. ૨૦ નું. |
| ૩ જું. | રૂ. ૨૦ નું | ૩ થી ૬ સુધી દરેક | રૂ. ૧૫ નું. |
| ૪ થું. | રૂ. ૧૫ નું | ૭ થી ૧૨ સુધી દરેક | રૂ. ૧૦ નું. |
| ૫ મું. | રૂ. ૧૦ નું | ૧૩ થી ૧૯ સુધી દરેક | રૂ. ૫ નું. |
| ૫ | ૧૦૦ | ૧૯ | ૨૦૦. |

૧૩. પરીક્ષા વખતે પરીક્ષા લેવાના હૉલમાં બનતાં સુધી ફક્ત સ્ત્રીઓજ રહેશે, પુરૂષો હાજર રહેશે નહિ.

## સ્ત્રીઓ માટે ઇનામી ભાષણોની જાહેર ખબર.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી હસ્તકના શેઠ પાર્વતીકુંવર સ્મારક ફંડ ખાતેથી સ્ત્રીઓની સભા સમક્ષ નીચે જણાવેલા વિષયોપર સ્ત્રીઓ પાસે અમદાવાદમાં ભાષણો કરાવવાનાં છે. માટે જે સન્નારીઓની ઈચ્છા ભાષણ કરવાની હોય તેમણે **તા. ૧૫ મી જુલાઇ સન ૧૯૦૬ સુધીમાં** નીચે સહી કરનારને પોતે ક્યા વિષયપર ભાષણ આપવા ખુશી છે તે જણાવવું.

ભાષણ કરવા માટે જેમને પસંદ કરવામાં આવશે તેમણે પ્રથમ ભાષણ લખીને આપવું પડશે; અને તે ઉપર સર્વ પ્રકારના હક્ક સોસાઈટીના રહેશે.

**(૧) " દુનિયાના સુધરેલા જૂદા જૂદા દેશોની સ્ત્રીઓની કેળવણી તથા સંસારસ્થિતિનો મુકાબલો "**—ઇનામ રૂ. ૫૦ )

**(૨) " સ્ત્રીઓએ ઘરની બહાર પરોપકાર કરવાના પ્રકાર અને રસ્તા"**—(આ ભાષણ હરીફાઇથી કરાવવાનું છે. હરીફાઇમાં જેનું ભાષણ ઉત્તમ ઠરશે તેને પહેલું ઇનામ રૂા. ૩૦ ) નું મળશે. બીજું ઇનામ રૂ. ૨૫) નું અને ત્રીજું ઇનામ રૂ. ૨૦) નું.

**(૩) સૃષ્ટિવિજ્ઞાન (સાયન્સ)**—ઇનામ રૂ. ૫૦). આ વિષયપર સ્ત્રીઓની સભા સમક્ષ મેજીકલેન્ટર્ન વગેરે સાહિત્યની મદદ વડે સ્ત્રીઓને રસ પડે અને તેમને ઉપયોગી જ્ઞાન મળે એવી પદ્ધતિથી ભાષણ કરવાનું છે. ભાષણકર્તાને ભાષણ માટે એક કરતાં વધારે બેઠકો કરવાની જરૂર જણાશે તો તેમ કરવાને હરકત નથી. સૃષ્ટિવિજ્ઞાનનો ખાસ અભ્યાસ કર્યો હશે તેવી સ્ત્રીને આ ભાષણ કરવાનું સોંપવામાં આવશે. તેવી લાયકાત વાળી સ્ત્રીના અભાવે તેવા પુરૂષને સોંપવામાં આવશે.

અમદાવાદ
લાલશંકર ઉમીઆશંકર.
તા. ૨૬—૪—૧૯૦૬ ઓનરરી સેક્રેટરી, ગુ. વ. સોસાઈટી—અમદાવાદ.

---

# સ્થાનિક ગ્રાહકોને વિનંતિ.

અમારા જે સ્થાનિક ગ્રાહકોએ પોતાનાં લવાજમ અત્યાર સુધીમાં ન ભર્યાં હોય તે ગૃહસ્થોને હવે તે બનતી તાકીદે અમારી ઓફીસમાં મોકલી આપવાની મ્હેરબાની કરવા વિનંતિ કરવામાં આવે છે. લવાજમ બાકી રાખનારને ગ્રાહકની યાદીમાં અમે કાયમ ન રાખી શકતા હોવાથી આવતો અંક પ્રકટ થતા સુધીમાં જેમના તરફથી અમને લવાજમ નહીં મળે, તેમને તે અંક વી. પી. થી મોકલવામાં આવશે; જે તેઓ સ્વીકારી પૈસા ભરી દેશે એવો વિશ્વાસ છે.

સુન્દરી સુબોધ મન્દિર.
રાયપુર, ભાઉઆની પોળ.
અમદાવાદ.

વ્યવસ્થાપક,
" સુન્દરીસુબોધ. "

## લવાજમ તથા સર્વ બાબતના પત્ર વ્યવહારનું સરનામું.


રા. ભોગીન્દ્રરાય રતનલાલ દિવેટીયા બી. એ.

વ્યવસ્થાપક સુન્દરીસુબોધ—અમદાવાદ.


## લવાજમની પ્હોંચ.

| | | | | |
|---|---|---|---|---|
| ૨૨૬ નં. ૫૬૫ | રા. ચીમનલાલ હીરપારામ | વ. ૩ | આણંદ | ૧—૪—૦ |
| ૨૨૭ નં. ૨૭૨ | રા. માધવલાલ ઝવેરીલાલ | વ. ૩ | ગોધરા | ૧—૪—૦ |
| ૨૨૮ નં. ૧૬૨ | મીસીસ કૃષ્ણાગૌરી હિરાલાલ | વ. ૩ | લુણાવાડા | ૧—૪—૦ |
| ૨૨૯ નં. ૪૮ | સૌ. શારદાગૌરી સુમન્તરાય બી. એ. | વ. ૩ | વડોદરા | ૧—૪—૦ |
| ૨૩૦ નં. ૪૬ | રા. ગટુલાલ ગોપીલાલ | વ. ૩ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૨૩૧ નં. ૨૧૯ | સૌ. વિદ્યાગૌરી રમણભાઇ બી. એ. | વ. ૩ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૨૩૨ નં. ૨૭૪ | સૌ. મનવન્તબા | વ. ૪ | મુંબાઇ | ૧—૫—૦ |
| ૨૩૩ નં. ૨૭ | રા. અંબાશંકર મોહનજી | વ. ૩ | મુંબાઈ | ૧—૪—૦ |
| ૨૩૪ નં. ૨૮૮ | ભુલેશ્વર લાયબ્રેરી ના. ઓ. સેક્રેટરી | વ. ૩ | મુંબાઇ | ૧—૪—૦ |
| ૨૩૫ નં. ૧૬૦ | શેઠ જેઠાભાઇ મુળજીભાઇ | વ. ૩ | ભાવનગર | ૧—૪—૦ |
| ૨૩૬ નં. ૨૮ | રા. અમરતલાલ ઓધવજી | વ. ૩ | ભાવનગર | ૧—૪—૦ |
| ૨૩૭ નં. ૭૧ | શાહ ભાણજી ગુલાબચંદ | વ. ૩ | ભાવનગર | ૧—૪—૦ |
| ૨૩૮ નં. ૧૮૭ | રા. મોતીચંદ ગીરધર | વ. ૩ | ભાવનગર | ૧—૪—૦ |
| ૨૩૯ નં. ૪૩૩ | રા. અનન્તરાય સાકરલાલ | વ. ૩ | ભાવનગર | ૧—૪—૦ |
| ૨૪૦ નં. ૪૨૬ | રા. પ્રભાશંકર જટાશંકર | વ. ૩ | ભાવનગર | ૧—૪—૦ |
| ૨૪૧ નં. ૧૮૮ | રા. ગુલાબચંદ આણંદજી | વ. ૩ | ભાવનગર | ૧—૫—૦ |
| ૨૪૨ નં. ૨૨૫ | રા. ત્રીકમલાલ કળાભાઈ | વ. ૩ | ભાવનગર | ૧—૪—૦ |
| ૨૪૩ નં. ૧૪૧ | ડાકટર નવલ કિશોર | વ. ૩ | ભાવનગર | ૧—૪—૦ |
| ૨૪૪ નં. ૪૦૫ | રા. લાભશંકર લક્ષ્મીશંકર | વ. ૩ | ભાવનગર | ૧—૪—૦ |
| ૨૪૫ નં. ૨૬૯ | બદાણી ગુલાબચંદ ભગવાન | વ. ૩ | ભાવનગર | ૧—૪—૦ |
| ૨૪૬ નં. ૩૧૫ | રા. રતિલાલ મગનલાલ | વ. ૩ | રાજકોટ | ૧—૪—૦ |
| ૨૪૭ નં. ૨૯૧ | સૌ. બાળાબાલા શંકર. એન. પંડિત | વ. ૩ | રાજકોટ | ૧—૪—૦ |
| ૨૪૮ નં. ૩૦૪ | રા. અચરતલાલ પુ. જેસર | વ. ૩ | રાજકોટ | ૧—૪—૦ |
| ૨૪૯ નં. ૮૯ | સૌ. પ્રભાવતી | વ. ૩ | ગોંડળ | ૧—૪—૦ |
| ૨૫૦ નં. ૫૬૬ | રા. હીરજી રાજારામ | વ. ૩ | ગોંડળ | ૧—૪—૦ |
| ૨૫૧ નં. ૪૫૭ | ડાક્ટર જાદવજી હંસરાજ | વ. ૩ | ભુજ | ૧—૪—૦ |
| ૨૫૨ નં. ૪૧૩ | રા. સુન્દરલાલ કેવળરામ વોરા | વ. ૩ | માંગરોળ | ૧—૪—૦ |
| ૨૫૩ નં. ૪૩૬ | રા. આચાર્ય યશવંત દલપત | વ. ૩ | માંગરોળ | ૧—૪—૦ |
| ૨૫૪ નં. ૩૫૪ | રા. વસન્તરાય નરભેરામ પંડયા | વ. ૩ | મુંબાઈ | ૧—૪—૦ |
| ૨૫૫ નં. ૨૩૧ | રા. મનસુખરામ પ્રાણજીવન | વ. ૩ | બીલખા | ૧—૪—૦ |
| ૨૫૬ નં. ૧૭૩ | સૌ. દુર્ગાબાઇ | વ. ૩ | સુંદરામપુર | ૧—૪—૦ |

# સુન્દરી સુબોધ

વર્ષ ૩ જું] ઈ. સ. ૧૯૦૬ જુન—જ્યેષ્ઠ વિ. સં. ૧૯૬૨. [અંક ૧૦ મો.


## ज्ञानसुगन्ध.

### वन्दे मातरम्.

वन्दुं मा त्हने!

सुजल, सुफल, हीमगिरि पत्रने !

धन्य लीलोतरी सोहित तमने !

वन्दुं मा त्हने !

चांदनी चळके, नामनी पलके !

फुल्डां उघडतां द्रुमदळ ळळके !

वदन हसित

वचन लसित

सुखद, वरद, मा त्हने !

वंदुं मा त्हने !

सात कोटि मन भमी गर्जन गाजे !

ते सात कोटि कर खड्गे साजे!
कोण कहे मा तुमने अबले?!
बहु बल धरती आत्म उद्धरती
दुश्मनना दळ मावडी फेडती
वंदु मा त्हने!
तुं ज विद्या तुं ए धर्म!
तुं ज हिरदा तुं ए मर्म!
प्राणे तुंय शरीरे!
भुजाये त्हमे मा शक्ति!
हृदये त्हमे मा भक्ति!
त्हमारी ज स्थापवी मूर्ति—
हृदये,
मंदिरे! मंदिरे!
तुं ज दुर्गा दश शस्त्रो कर धरती!
तुं कमला अम कमले ठरती!
सरस्वती,
विद्याने देती!
नमिये तुजने!
नमिये! नमिये! कमळे! अमले!
सुजळे! सुफले! अतुले! मा त्हने!
वन्दुं मा त्हने!
जय जय जय श्यामल सरले!
धरणी, तरणी, हसित भूमिते!
वन्दुं मा त्हने!

अरविन्द.

# કાવ્યકુંજ.

## રૂદનમાં સ્મિત.

રૂદનમાં નાર કાન્તિની કલા કૈં કૈં ખીલે;
રૂદનમાં મન્દ હસવામાં કલા કૈં કૈં ખીલે;
સરખી ઝીણી વાદળી રડતી વ્યોમે જાય:
'ઘો ઘો' કરતો ચાંદલો આછલડો મલકાય;
હૃદય નરમાવતી ખૂબી નવે કૂંળી ખીલે;
રૂદનમાં નાર હસવાથી નવલ ખૂબી ખીલે.
તનદાહક લૂ રણ મહીં ભર ઉન્હાળે વાય;
અચબુચ નિરખી છાંયડી હૈયું શીતળ થાય.
તપ્યા તનને મળે શાન્તિ ઢળી આંખો ખીલે;
રૂદનમાં નાર હસવાથી કલા ત્રીજી ખીલે.
અબોલ શોકી વાંસળી નયને નારી ગાય;
વચ્ચે નાજુક રસ ભર્યા લલિત સૂર લચકાય.
અસર એની પરિસ્તાની કુસુમ સૂકયાં ખીલે;
રૂદનતી નારને સ્મિતે અજબ જાદૂ ખીલે.

વસન્તવિનોદી

---

# વાર્તાલહરી.

## સુકન્યા.

પ્રિય બ્હેનો! આ એક કલ્પિત ન્હાનકડી કથા છે. ન્હાનકડી કથા છે તોપણ તે વાંચી મનન કરી શીક્ષા લેવા જેવી છે.

પ્રિય બ્હેનો! ફરી કહું છું કે સતી મંડળમાં જે સુકન્યા (કથા) છે તે આ નથી. આ સુકન્યા નામે તેમજ ગુણે પણ સુકન્યાજ છે. લગભગ ત્રણ ચાર વર્ષ પહેલાં

સુકન્યાની માતાએ આઠ વર્ષની નાની ઉમરમાં નમાયા બાળક સુકન્યાની સુંપ્રેત સ્નેહયુક્ત સ્વપતિને કરી સ્વર્ગ રસ્તે પ્રયાણ કર્યું છે. સુકન્યાના વૃદ્ધ પિતા હાલ અંધત્વ પામ્યા છે. વૃદ્ધાવસ્થાએ તેને દંડ અપાવ્યો છે. સુકન્યા વૃદ્ધ પિતાની નિર્મળ લાકડી છે. તદુપરાન્ત સ્નેહવત્સલ માતા સુકન્યાને એક વાલી તરિકે વડિલ બન્ધુને રક્ષક નીમતી ગઈ છે. ને વૃદ્ધ પિતાની સેવા કરવાનું પુત્રવધુને સોંપતી ગઈ છે. આ ચાર મનુષ્યથી ન્હાનકડુ ગૃહ ઉજ-માળ છે. ચારેનું પોષણ-આધાર એક યુવક-સુકન્યાનો વડિલ રક્ષક બંધુ જ છે. જે કંઈ શિક્ષણ માતૃવારસે મળ્યું હોય તે પરજ તે ત્રણ વર્ષથી નિર્વાહ ચલાવતો હતો ને ચલાવે છે. તે પહેલાં વૃદ્ધ પિતા ને સ્નેહાળુ માતા મેહેનત કરી ગુજરાન જોગુ મેળવતાં, ને આમ ગૃહસંસાર ચલવતાં. નિર્વાહનાં જ્યાં ફાંફાં ત્યાં બીજી સુધરેલી સ્કુલ કેળવણી તો હોયજ શાની! સુભાગ્યે વેવીશાળ થઈ ગયેલું તે માતાના અવસાન પહેલાં કોઈ બ્હાનાથી લગ્ન કરી લેવામાં આવ્યું. અણુસમજે કશી ફીકર ન્હાની ઉમરમાં પુત્ર સમજ્યો નહિ તેથી રૂષ્ટપુષ્ટ રહ્યો-થયો.

આપરથી સહજ સમજાશે કે આ કુટુમ્બ ગરિબાવસ્થામાં હતું, ને છે.

પ્રિય બ્હેનો ? આ ઉપરથી એમ નહિ સમજતા કે ગરિબાઈમાંજ ગુણારોપણ કરવાનો મ્હારો હેતુ છે. એ તો ફક્ત સહજપણે મને જે લાગી-જણાઇ આવ્યું, તેજ મ્હારિ ઉર્મી-કલમ સ્વમેળે ચીતરી કહાડે છે, એટલે હું તો નિર્દોષજ છું; છતાં મને કહ્યા વગર ચાલતું નથી કે ઝાઝે ભાગે દ્રવ્યવાન દોષિત ને નિર્ધનીયા ગુણી માલમ પડી આવે છે એ દેખીતુંજ છે.

જ્ઞાતિ બ્રાહ્મણની, પણ કોણ જાણે શાએ કારણથી તેઓનું કુટુમ્બ પરમ્પરાથી માગણ ધંધો કરતું નથી એમ કહેવાતું. પ્રિય બ્હેનો, આપ જાણો છો તો ખરાં કે ' માગ્યા વિના માએ પીરસે નહિ ' તો ભિક્ષુકને તો ઘેર બેઠાં ક્યાંથી જ મળે ? છતાંયે જાણે જગત રંડાઈ ન હોય તેમ કોઈ માતનો પુત નીકળી આવે ને કોકાદ કંસાર પીરસી જાય, પણ કંઇ તેથી દેશનું કે ભિક્ષુકનું દરરોજનું દળદર ફીટે નહીં.

છતાંયે તે માતા જીવતાં ઘણુંએ ગૃહે બેઠાંજ લક્ષ્મી પેરે ચાલી આવતું. પણ તે ક્યાં સુધી નભે ? એકઠું કરેલું માતાના મંદવાડમાં આરોપાણી થઇ ગયું, ને બાકીસાકી રહ્યું હશે તે ડોસાના અંધત્વને લીધે ચવાઇ ગયું.

દિકરો ઘણોય પંદર વરસનો પચીસ વરસ જેવો મોટો લાગતો હતો, પણ પગાર કાંઇ વરસને ગણીને આપે છે ?

આ કલિકાલમાં જ્ઞાતિ માગણ બ્રાહ્મણની છતાં વાણીયા વેપારીની જેવી થઇ હતી. લગ્નમાં કન્યાના રૂપીયાની ઉછાણી બોલાતી. રૂપીયા બેસતા ને રૂપીયા આપવા પણ પડતા. કારણ ખાધાના લેનારે દેનારને ખર્ચ પરાણે જાસ્તીજ કરવું પડતું. ઉત્તમ વ્યાપાર-કન્યાનો વેપાર—વિક્રય !

પુત્ર રખડીને પણ ન શીખ્યો એવું સુકન્યા ઘેર બેઠાં માતાની કૃપાએ કંઇ કંઇ શીખી હતી.

આ અવસરે ને આવી અવસ્થામાં પિતાને સ્વ-અન્તકાળે ( વૃદ્ધાવસ્થામાં ) પણ ઘણું

કરવા વિચારવાનું હતું. પુત્રવધૂને સીમન્ત હતું. ઉપરાસાપરી દુખાવધિને લીધે હજુ સુધી સુકન્યાનું પણ કાંઇ કર્યું ન્હોતું. માગણુ ધંધો મુકયો તો ખાધાના કેમ લેવાય ? ખાધાના ન લેવાય તો સીમન્ત ક્યાંથી થાય ? અમે તેમ પણ લગ્ન પછી સુકન્યા વગર મ્હારિ લાકડી કોણ? સુકન્યા મ્હોટી થઈ તો હવે કયાં સુધી ચાલશે ? લોકોનું કેમ સહન થશે ? બાઇથી આ બધો બાર ( મ્હારો-પિતાનો તથા સુકન્યાનો-લગ્ન ને સીમન્ત તથા વૃદ્ધ ડોસાનો ) કેમ ઉપડશે ?

પ્રિય બ્હેનો ! સાવધાન ! નવાઇ જેવું તો હવેજ છે. સાંભળો-જુઓ, બ્હેન સુકન્યા શું કરે છે આ વખતે? બ્હેનના સુવિચાર, અગમચેતી ને દૃઢતા તથા ધિરજ.

બ્હેન સુકન્યા વિચારે છે–અહા નિર્ધનીઆને કેટલું દુઃખ ! પિતાને કેટલી ચિન્તા! બાઇને કેટલી પીડા! ભાભીને શું સુખ!

–હું ને પિતા બાઇ ભોજાઇને માથે ભાર! કશાં કામનાં નહીં–ઉલટું બેઠાં બેઠાં તેમનું રળતર ખાવાનાં! વૃદ્ધ પિતા શું કરે ને ક્યાં જાય ? અરે પણ હુયે તે કાંઇ ન કરી શકું શું ?

–પિતા મ્હારિ ચિન્તા કરતા હશે, પોતાનું દુખ વીસરી મ્હારિ ચિન્તા પણ ત્હેમને માથે હજુ રહી ખરી! શું કરે ? માતાના મરણથી આ ચિન્તા હિન્દુ રિવાજે પોતાના મસ્તકે ચોહટી.

–મ્હારિ ચિન્તા હું એકલી કરૂં ને પિતાને મુકત કરૂં તો શું ન બની શકે ? પણ અરે, તો પછી કદાચ ધારતા હોય તેમ મારા લગ્ન વગર સીમન્ત (સીમન્તીનીનો લ્હાવો) ક્યાંથી સચવાય ? પણ ત્યારે શું મ્હારા લગ્નથી પિતાનો વિયોગ ? અરે તેય વળી આ તેમના અંધાપામાં ? તેમનું કોણ કરશે ! કદાચ પિતા મ્હારા વગર દુઃખી થશે ! કેમ ધારૂં કે નહીં થાય ? વૃદ્ધાવસ્થા ને સાથેલાગો કર્મજોગ અંધાપો ! અહા અંધાપા !

–ત્યારે શું મ્હારાથી કંઈ નહીં થઇ શકે ? શું મ્હારે લગ્ન કરવાંજ જોઇએ ? સીમન્ત પ્રસંગ ખસુસ ઉજવાવો જ જોઇએ? ને વૃદ્ધપિતા દુઃખી થવાજ જોઇએ ? શું આ પ્રભુનો ન્યાય હશે ? નહીં. એમ ના હોય !

–ત્યારે શું મ્હારી આ ( કૌમાર્ય ) સ્થીતિથી લોકો નહીં બોલતા હોય ? પિતા નહીં દુખી થતા હોય ? સગાં આબરૂથી નહીં ડરતાં હોય ?

–તો પછી કાયમ તો કુમારાં કેમજ રહેવાય ? વારૂ કદાચ પિતાની સેવા અર્થે કુમારી રહું, પણ પછી મ્હારૂં શું થાય ? શું બાઇને માથે ? બાઇ રાખશે ? શું ત્હેને બ્હીક નહીં લાગે ? ત્યારે શું કદાચ ભાઈ જેવે તેવે ઠેકાણે ? ! અરે પણ હાલ પણ ( ટુંકી ન્યાતને લીધે ) મ્હારૂં ઠેકાણું પડવું મુશ્કેલ છે, તો પછી તે વખતે તો શુંનું શું થાય ? પછી કયાં જવું ? કોણ સંઘરે ? શું હું કુમારિભવ ગાળી શકીશ ? શું ત્યારે સ્ત્રીઓથી કુમારાં નહીંજ રહેવાતું હોય ! રહેવામાં કંઇ બાધ હશે ખરો ?

–અરે પણ ત્યારે પિતા શું આ માનશે ? પિતા પરાણે લગ્ન કરશે તો ! બાઇ ખેંચ કરી કહેશે તો ?

સુકન્યા રડવા લાગી. પિતાની દીન અન્ધ દૃષ્ટિએ સુકન્યાને રડમસ બનાવી દીધી. પિતાનું દુખ સુકન્યાએ વિચાર્યું, જોયું, પણ હાલ તરત તો કશું કરી શકી નહિ. પિતાનું દુખ બાળાએ જોયું. અવસ્થાન્તરે તે નાશ પામશે, પણ બાળાનું દુખ કોણ જુએ ને કેમ ઓછું થાય! અરે બાળાનું દુઃખ ત્હેની સ્વર્ગીય મા જોતી, ને છેટે રહ્યે સતે તેણીને આશ્વાસન આપતી. આમ ન હોય તો શું બાળા જીવી શકે ખરી કે?

સીમન્ત બન્ધ રહ્યું. ભોજાઇ દુખી થઈ, પણ કશું બોલી નહીં. પતિને-બન્ધુને કશું થયું નહીં. વૃદ્ધ પિતા ઝુરવા લાગ્યો. કન્યા મ્હોટી થવા લાગી. લાયક વરને શોધી કન્યાનું વેવીશાળ કરવામાં આવ્યું. પિતાએ જાણ્યું કન્યાને આથી સુખ થશે. કન્યાની સમ્મતિ લેવામાં ન્હોતી આવી. કન્યાએ જે થયું તે થવા દીધું. પિતાને ખુશી રાખવા માટે આ કાર્ય હતું. પુત્ર મુક્ત થશે ધારી પિતાને ઓર ખુશીપો થયો. વિયોગ પછીના દુખનો વિચાર પિતાએ ફક્ત એકજ વાર કર્યો. લગ્ન થયું. કન્યાને વળાવી. વૃદ્ધ પિતાએ 'અખંડ સૌભાગ્ય' આશિર્વાદ દીધો. મર્હુમ મા દૂર રહી આ જોતી હતી, પુત્રીનું હૃદય વાંચતી હતી. મા ધારત તો લગ્ન બન્ધ રખાવી શકત. પણ પતિને નારાજ કરવાનું ઠીક ન લાગ્યું. પુત્રીને આશીષ આપી.

પિતાનો ભાર ઉતર્યો. બાઇનું ઘર પ્રથમ તો થોડા રોજ સુનુ લાગવા માંડ્યું; પણ પછી સ્હેવાઇ ગયું. પિતાને આનન્દ પછી વિતક પડવા લાગી. અન્ધાપા ને વૃદ્ધપણાએ પોતાનું કાર્ય અશક્ત શરિરને દુખ દેવામાં કર્યું. ખોરાક ને નિત્ય કર્મમાં ખલેલ પડવા લાગી. બ્હેન-બાળા-પુત્રી સુકન્યા યાદ આવી. પણ તેથી દુખ વધતું ચાલ્યું. સુકન્યાને બોલાવવામાં આવી. સુકન્યા આવી. પિતાએ ખાટલો વેઠવો શરૂ કર્યો. સેવા કરવાનો ઉત્તમ અવસર સુકન્યા ચુકી નહી. પણ તેથી શું! જીવન પૂરું થવાનું તે થયુંજ. વૃદ્ધત્વ નાશ પામ્યું. પુત્રી પિતૃસેવામાં પોતાનું ભુલી. શરીર કૃશ થતુ ચાલ્યું. સુખી પુત્રી સુખી કે દુખી થઇ. પિતા પછવાડે જીવવું મુશ્કેલ લાગ્યું. દવ બળવા લાગ્યો. બન્ધુનું ભવિષ્યનું દુખ પોતે જોવા લાગી. હવે તે પિતૃગૃહે વધારે વાર રહી શકી નહીં. પતિગૃહે લઇ જવામાં આવી. પિતાનું સ્મરણ ને પ્રભુસ્તવન તેણી લવવા લાગી. અન્ન જળના ત્યાગ્યથી શરીર ક્ષીણ થવા લાગ્યું. નિર્દોષ પુત્રી! પતિ શું તે તેણી પૂરૂં સમજતી ન્હોતી. પતિને દૈવી વધૂનું સુખ ન્હોતું. પતિએ તેણીને જીવાડવા ઘણો યત્ન કર્યો; પણ ફોકટ. પતિની પત્નીસેવા અનહદ હતી: આ સેવાએ સુકન્યા કંઇક પ્રેમાળ બની.

અવસાન સમયે કન્યા આંખો શટી પતિ સામું જોવા લાગી. પતિ સજળ નેત્રે તેણીના કૃશ વદન સામું જોઇ રહ્યો. ક્ષણભર પિતાને ભૂલી ને લાગ્યું કે પતિ મારૂં રક્ષણ કરત; પણ હવે નકામું હતું. કન્યા પતિદુખે દુખી થઈ. જે સ્નેહભાવ લગ્નથી થયો ન્હોતો તે આમ જન્મ પામ્યો ને સાથેજ લય પામવાનો અવસર પાસે હતો. સુકન્યા દુખી વદને બોલી—વ્હાલા? નહીં ઓળખતી એવા નાથ? મ્હેં મારી ફરજ આપની પ્રત્યે બજાવી નથી. લગ્નથી આશા રાખવામાં આવે છે કે પત્નીથી સુખ થશે; પણ આપને તો દુખજ થાય છે. હું હિણભાગી સુકન્યા કન્યા જેવીજ રહી, ને આપને સુખ આપવાને બદલે દુખજ આપું છું. બીજો ઇલાજ નથી. મેં ધર્મ જાણ્યો નથી. માતાના અભાવે હું અધર્મથી

વિમુખ રહી. પિતાની સેવા માટે મ્હારે સ્ત્રીધર્મ સમજવો પણ ન્હોતો. છતાં પણ તેજ પિતાની સેવા, આમન્યાને અર્થે હું પિતાને સમ્મત થઇજ. નામનું લગ્ન થયું-પણ ધ્યાન પિતૃસેવા તરફજ હતું. વ્હાલા ? મ્હને માફ કરો. હું આજેજ જોઇ શકી છું કે આપની આંખમાં અમી છે. અમી શોધીએ તો મળે છે. મેં તે શોધવા પ્રયત્ન કર્યો નહીં. હું આપનાથી સુખી થાત પણ હવે હું પિતા પાસે જાઉં છું. મને રજા આપો. મ્હને માફ કરો. હું શેનું સ્મરણ કરૂં તે મને સુઝતું નથી. માતા-પિતા-પ્રાણ-મને માફ............

સુકન્યાનું કન્યારૂપ પવિત્ર જીવન પુર્ણ થયું. પત્નીરૂપ તે જીવી શકી નહીં. પતિએ બીછાના નજીક કોતરાવેલો ઉલ્લેખ હજી ત્હેના મિત્રો વાંચે છે કે,' સુશીળ આજ્ઞાકારિ સુકન્યા, પિતૃભક્ત, સ્નેહાળ. સ્વર્ગમાં વાસ હોજો-એ પ્રાર્થના.'

ઇચ્છીશું કે આવાં કન્યારત્ન ઉત્પન્ન થાય તો તેનું બ્યાજ ઉત્તમ મળે ને ભારત દીપી નીકળે. અસ્તુ.

અમૃતલાલ ઓધવજી.

---

## વિજયસિંહ.

સુવર્ણપુરીનો મહાન્ રજપુતવીર મણિસિંહ પોતાના મહેલની અગાશીમાં ચિંતાગ્રસ્ત આમ તેમ ફરતાં ફરતાં, અને નગરની આસપાસ ફરી વળેલા મ્લેચ્છ લોકોના લશ્કરની સંખ્યાનો અડસટ્ટો કરતાં વિચારવા લાગ્યો.

"મ્લેચ્છ લોકોની સંખ્યા વધારે છે અને આમને આમ મ્હારી પ્રજા ક્ષુધા તથા તૃષાથી મરણ પામશે. દીલ્હીના બાદશાહ બહાદુરશાહને મ્હારી પ્રિયા પદ્મલતા ઉપર બહુ મોહ લાગ્યો છે. પરંતુ તે મોહ ત્હેનું મૃત્યુ જ છે. મ્હારા મરતા સુધી મ્હારી વ્હાલીને મોગલોનો સ્પર્શ કરવા નહિં દઉં. કાલે પ્રાતઃકાળમાં નગરના દરવાજા ઉઘાડા મુકી દઈશ અને મ્હારી સેનાને રણક્ષેત્રમાં લઇ જઇશ. પરંતુ મ્હારો પ્રિય મિત્ર વિરસિંહ હજી સેના લઈ કેમ નહિ આવ્યો હોય !

મણિસિંહ આવા વિચારો કરતો હતો તે સમયે ત્હેનો ૭ વર્ષનો પુત્ર વિજયસિંહ પોતાના પિતા પાસે આવી મધુર સ્વરે બોલ્યો, "પિતા, આપણા મહેલની નીચે દ્વાર પાસે કોઇ એક યોગી આવ્યો છે, અને તે આપનાં દર્શન કરવા ઈચ્છે છે."

"વિજય, હું જ્યાં યોગી ઉભો છે ત્યાં જાઉં છું." એમ કહી મણિસિંહ પોતાનું શસ્ત્ર લઇને તે યોગીને મળવા ગયો. યોગીએ મણિસિંહને નમસ્કાર કર્યા. તેણે મહારાજાના ચરણનો સ્પર્શ કરીને એક પત્ર મુક્યો. મણિસિંહે તે વાંચ્યો. તે યોગી વીરસિંહનો જાસુસ હતો એમ તે પત્ર ઉપરથી જણાતું હતું. વીરસિંહની સેના સુવર્ણપુરી નજીક આવી પહોંચી હતી અને પત્રની અંદર કાલે પ્રાતઃકાળની અંદર મોગલોને યુદ્ધ આપવાનું જણાવેલું હતું. મણિસિંહે તે યોગી વેશે આવેલા રજપુત સરદારને પોતાના મહેલમાં દાખલ કર્યો અને ત્હેને યોગ્ય સન્માન આપ્યું.

પ્રાતઃકાળમાં સુવર્ણપુરીનાં દ્વાર ઉઘડયાં અને યુદ્ધ શરૂ થયું. નગરની બીજી બાજુથી વીરસિંહનું લશ્કર મોગલો સ્હામે ધસ્યું. યુદ્ધ ઘણું ચાલ્યું. ઘણા રજપુત વીરો કપાઈ ગયા. મોગલોનું થોડું લશ્કર રાત્રિને સમયે નગરમાં પેઠું. આ જોઈ રજપુત સેના ગભરાઈ પરંતુ તેઓએ ધૈર્યથી લ્હડવા માંડયું અને મોગલોને સખત હાર આપી. ઘણું ખરૂં સૈન્ય રજપુતોએ કાપી નાંખ્યું. થોડા જ મોગલો સહી સલામત નાશી જવાને શક્તિવાન્ થયા. મોગલ સરદાર ઘવાયો અને મરણ પામ્યો. મણિસિંહ અને વીરસિંહ પોતાનો જય થએલો જોઇ આનન્દ પામ્યા પણ થોડા સમયમાં ત્હેમને હૃદયવેધક સમાચાર મળ્યા કે "મોગલો નગરમાં પેશીને પદ્મલતાને ઉપાડી ગયા." તેઓ મહેલ તરફ ગયા અને ત્યાં એમને ખબર પડી કે પેલો યોગી મોગલોનો દુત હતો અને વીરસિંહ પોતાની સેના સાથે જ્યારે સુવર્ણપુરી નજીક આવ્યો ત્યારે ત્હેણે એક દુતને પોતાના આવ્યાના ખબર આપવા એક પત્ર લખી મોકલ્યો. તે આસપાસ ફરતા મોગલ સીપાઇઓના હાથમાં સપડાયો. મોગલોએ તે દુત અને ચીઠી બન્ને ત્હેમના સરદાર આગળ રજુ કર્યા. મોગલ સરદારે તે ચીઠી એક બહાદુર મોગલને આપી યોગીને વેશે સુવર્ણપુરી મોકલ્યો. તે યોગી યુદ્ધના આવેશ તથા રાત્રિનો લાભ લઇ નગરમાં આવેલા મોગલોની મદદવડે પદ્મલતાને લઇ ગયો.

રજપુતો જય પામ્યા, પરંતુ ત્હેમનું દ્રવ્ય-તેમની વ્હાલામાં વ્હાલી વસ્તુ જ્હેને સારૂ તેઓ મરણ પર્યંત લડયા હતા તે તો ગુમ થઇ ગયું હતું. વીરસિંહનો પુત્ર હરિસિંહ નગરના કોટ ઉપર લ્હડતાં દેખાતો હતો. પરંતુ થોડીવારમાં મોગલ લોકોએ ત્હેને ઘેરી લીધો હતો, અને રજપુત સૈન્યને દેખાતો બંધ પડયો, અને જ્યારે યુદ્ધ બંધ થયું ત્યારે ત્હેની શોધ કરી પરંતુ ત્હેનો પત્તો રજપુતોને મળ્યો નહિં.

મણિસિંહ—"વીરસિંહ, ત્હારા પુત્રના રણમાં પડવાથી મ્હને અતિખેદ થાય છે."

વીરસિંહે ગદ્‌ ગદ્‌ કંઠે કહ્યું, "મણિસિંહ, જો પદ્મલતાને બચાવવામાં હું જય પામ્યો હત તો મ્હારા પુત્રના મરણનો મ્હને ઘણો ખેદ ન થાત. રજપુતો રણમાં લ્હડવાને તથા પડવાને સારૂં જ સરજાએલા છે."

*મણિસિંહ "આપણી આટલી ગાઢ મિત્રતા અચળ રાખવા સારૂ હું ત્હારી પાસે એક વસ્તુ માગું છું. હું આશા રાખું છું કે તે તું કબુલ રાખીશ."*

"મણિસિંહ, જ્યાં સુધી મ્હારી પાસે શસ્ત્ર છે ત્યાં સુધી યોગ્ય કાર્ય કરવાને હું જરા પણ ખચકાઇશ નહિં" એમ કહી વીરસિંહે પોતાની તરવાર હાથમાં લીધી. મણિસિંહે કહ્યું "વીરસિંહ, ત્હારી અર્ધાંગના હાલ ગર્ભવતી છે. જો ત્હેને પુત્રી પ્રસવે તો મ્હારા પુત્ર વિજયને લગ્નમાં આપવાનું વચન આપ" વીરસિંહે વચન આપ્યું અને બન્ને જુદા પડયા.

પેલો યોગી અને થોડા મોગલો પદ્મલતાને ઘણી મુશ્કલીથી બહાદુરશાહ પાસે લઇ ગયા; પદ્મલતાએ મરવાનો નિશ્ચય કર્યો હતો પરંતુ તે કાર્ય ત્હેનાથી એકદમ બને તેમ નહોતું. બહાદુરશાહે ત્હેને ઘણી લલચાવી પરંતુ તે કાર્યમાં તે ફતેહ પામ્યો નહિં ત્યારે ત્હેને કાશ્મીર દેશમાં આવેલા બાબરગઢમાં મોકલી દીધી.

વીરનગરના રાજા વીરસિંહના પુત્રના મૃત્યુથી તે નગરમાં ઘણો ખેદ થયો. વીરસિંહના વિચારો હવે ફરવા માંડયા. જો રાણીને પુત્ર પ્રસવ ન થાય તો પોતાનું રાજ્ય બીજા રજપુત સરદારને હાથ જાય તેમ હતું. તેથી પોતાની રાણીને પુત્ર અવતરે તેવી ગમે તેમ કરીને ગોઠવણ કરવાનો નિશ્ચય કર્યો. મહેલમાં ત્હેણે બીજી ત્રણ ચાર ગર્ભવતી સ્ત્રીઓને દાખલ કરી. પણ હજી ત્હેનો જીવ સ્વસ્થ થયો ન્હોતો. તે સમયમાં એક દિવસ પોતાની ચિંતા દુર કરવા તે શિકારે ગયો. શિકારમાં એક હરણ ત્હેની તાકમાંથી નાઠું. વીરસિંહ ત્હેની પાછળ પડયો, અને પાછળથી ઘા કરી છેવટ તેને માર્યું. હરણનો એકદમ એક તેજસ્વી મહાન્ પુરૂષ બની ગયો, અને તે વીરસિંહને નમન કરી બોલ્યો, "હે તેજસ્વી રાજન્, તેં મ્હને આ અધમ અવતારમાંથી બચાવ્યો છે. દેવતાઓનો મ્હને શ્રાપ હતો પરંતુ ત્હારા આ કૃત્યને લીધે તે શ્રાપ હવે ટળ્યો છે. તે સારૂ હું ત્હને નમન કરી, વરદાન આપું છું કે ત્હારી રાણીને એક રૂપવતી અને ગુણવાળી પુત્રીનો પ્રસવ થજો. જો ત્હેં હરણને સ્હામેથી માર્યું હોત તો પુત્રનું વરદાન આપત પણ રજપુતને છાજે નહિં તેમ ઉતાવળમાં ત્હેં હરણને પાછળથી ઘા કરીને માર્યું તેથી પુત્રીનું વરદાન આપું છું." ત્હેણે એક કાગળમાં કાંઈક રૂધિરથી લખીને એક સોનાનું માંદળીયું પોતે ઉત્પન્ન કરી ત્હેમાં તે ચીઠ્ઠી નાંખી માંદળીઆને બરોબર જડી વીરસિંહને આપીને કહ્યું. "આ માંદળીયું ત્હારી પુત્રીને ગળે બાંધજે. તે ત્હેનું પ્રાણરક્ષક છે, અને ત્હારૂ મણિસિંહ પ્રત્યેનું વચન પાળજે."

વીરસિંહ આ બનાવથી અતિ ખેદ પામ્યો. પરંતુ ત્હેણે તો ક્યારની ગોઠવણ કરી હતી. શીકારેથી પાછો પોતાને મહેલ ગયો ત્યારે ત્હેની રાણીને પ્રસવની તૈયારી હતી. વીરસિંહે માંદળીયું પોતાની થનાર સંતતિને બાંધવાનું છે એમ ગોપ્ય કહેવડાવી રાણીને મોકલાવ્યું. તેવામાં રાણીને પુત્રીનો પ્રસવ થયો; પણ તે તદ્દન છુપાવી રાખી બે દિવસ અગાઉ એક ગર્ભવતી સ્ત્રીને પ્રસવેલો પુત્ર વીરસિંહે બદલાવી નંખાવ્યો અને ત્હેની પુત્રીને દુધ પીતી કરવા જંગલ પ્રત્યે મોકલી, જેથી આગળ ઉપર કાંઇ હરકત આવે નહિં. પરંતુ પેલા મહાન્ પુરૂષે આપેલું માંદળીયું તે પુત્રીના કોમળ ગળામાં ભુલથી રહી ગયું.

વીરનગરમાં પુત્રનો પ્રસવ થયો જાણી ઘણો આનંદ થયો. વીરસિંહે પોતાની રાણીને પુત્રના પ્રસવ થયાના શુભ ખબર મણિસિંહને મોકલ્યા.

આ બનાવ બને હાલ બારેક વર્ષ વીતી ગયાં છે. વિજયનું આ સમયે અરાઢ વર્ષનું વય હતું. તે હવે રાજ્યકળા બરોબર સમજતો થયો. જ્યારે પોતાની માતાના ગુમ થયાની સમજણ બરોબર પડી ત્યારે ત્હેણે પોતાના પિતાને કહ્યું "પિતા, હું મ્હારી વ્હાલી માતાને ગમે તેમ કરી અહિં પાછી લાવીશ."

મણિસિંહ, "વિજય, પણ ત્હારી માતા ક્યાં છે ત્હેનો કાંઈ પત્તોજ મળતો નથી. મ્હેં ત્હેની ઘણી શોધ કરાવી અને દીલ્હી, આગ્રા, લાહોર વિગેરે મ્હોટાં મોગલનાં શહેરોમાં છુપા જાસુસો મોકલ્યા છે. તે ક્રૂર મોગલ બાદશાહે શું ત્હેનો વધ કર્યો હશે ? "

એક દિવસ વિજયસિંહ શિકારે નીકળ્યો. સર્વે વિષયમાં નિપુણતા મેળવવા તે ઉત્સુક

હતો. તે જંગલની અંદર એકલો ઘણો આગળ વધ્યો ત્યાં એને એક મોગલ સરદાર મળ્યો.

તે સરદાર વિજયસિંહને નમન કરી બોલ્યો, "વિજયસિંહ, મારૂં નામ મહમદ છે. મ્હને બાદશાહે આ બસેં સ્વારનું સૈન્ય લઈ આપની તરફ મોકલ્યો છે. પદ્મલતાના મૃત્યુના સમાચાર આપની પાસે હું લઇ આવું છું. માટે આપ તે રજપુત સ્ત્રીનું શબ લઇ જઇ વિધિસર અગ્નિદાહ કરો."

વિજયસિંહનું શસ્ત્ર એકદમ પડી ગયું. તે રાતોપીળો થઇ ગયો. થોડી વાર વિચાર કર્યો તો વિજયસિંહને આમાં કાંઇ કપટ માલુમ પડ્યું. મ્હારી વ્હાલી માતા મરી ગઈ હોય તો ત્હેના મૃત્યુના ખબર આપવાની બહાદુરશાહને શી ગરજ? અને તે છતાં આ સરદાર અને વળી તે ઉપરાંત આટલા સૈન્યને મોકલવાની શી જરૂર? જો તે બાદશાહને દયા આવી હોત તો આમ કર્યા વગર મ્હારી માતાનું શબ અહિંજ મોકલાવી દત. પરંતુ આ સઘળો પ્રપંચ છે. અશ્વ ઉપરથી ઉતરી પોતાનું શસ્ત્ર ઉપાડી લઇ વિજયસિંહ દીલગીર મુખે બોલ્યો, "મહમદ સરદાર, આ ત્હમારા શોકજનક સમાચારથી મ્હારા હૃદયમાં ઉંડો ચીરો પડ્યો છે. અંતે ત્હમારા બાદશાહ મ્હારા તથા મ્હારા પિતા ઉપર માયાળુ થયા હોય એમ જણાય છે. પરંતુ મ્હારે ત્હમારી સાથે આવતા પહેલાં થોડી વસ્તુઓ વેચાતી લેવી પડશે. મ્હારી માતાના શબને અહિં લાવવાને એક સુખડની પેટી, બીજો વિધિ કરવાનો સામાન તથા મ્હારે સારૂ થોડાં ઘણાં વસ્ત્ર લેવાં પડશે. માટે હું આ પાસેના શહેરમાંથી બધુ લઈ આવું. મ્હારો અશ્વ હમણાં ત્હમને સોંપું છું કારણ કે તેણે ઘણો શ્રમ લીધો છે. અને મ્હારી જોડે આપના એક મોગલ સરદારને મોકલો તો હું ત્હમારે જે કાંઈ જોઇતું કરતું હોય તે લઇ આપુ."

મહમદે ત્હેનો ઉપકાર માન્યો અને પોતાના એક મોગલને વિજયસિંહ સાથે મોકલ્યો અને પોતાને જોઇતી ચીજો પણ તે મોગલને કહી. વિજયે પોતાની મધુર વાણીથી તે મોગલને ઘણો લલચાવ્યો. શહેરમાં જઇ ચાર પાંચ દુકાનો ફર્યા. છેવટે પેલા મોગલને જોઇતી વસ્તુઓ અપાવવા તે એક બીજી દુકાને ગયો. વિજયસિંહ ત્હેને જોઇતી વસ્તુઓ તે દુકાનમાંથી ખરીદવાનું કહી પોતે પાસેની દુકાનેથી પોતાને સારૂ સામાન લેવાનું બહાનું કહાડી એક પળમાં ગુમ થઇ ગયો.

પેલા મોગલે ત્હેના સરદારે કહેલી વસ્તુઓ લઈ લીધી. પરંતુ વિજયસિંહ ન આવ્યો. ત્હેની ઘણી વાટ જોઇ. આખરે નીરાશ થઇને તે પોતાના સરદાર પાસે જઈ વિજયસિંહના નાશી ગયાના ખબર કહ્યા. મહમદે એક દીવસ વાટ જોઈ પરંતુ વિજયસિંહ ન આવ્યો તેથી દીલગીર થઇ ચાલતો થયો.

વિજયસિંહ શહેરની આડીઅવળી ગલીઓમાં થઇ શહેરના દુરના ભાગમાં જતો રહ્યો. આ શહેર ત્હેનું જાણીતું હતું. પોતાની માતાને સુવર્ણપુરીમાં લાવ્યા શિવાય પાછા ન ફરવાનો ત્હેણે નિશ્ચય કર્યો. ત્હેણે પોતાની કંઠી વેચી કફનીઓ, વિભુતિ, રૂદ્રાક્ષની માળાઓ તથા કમંડળુ ખરીદ્યાં, અને બાકીની સોના મ્હોરો પોતાની પાસે રાખી. ત્હેણે વાળ વધારી પોતાનો ચહેરો બદલી નાંખ્યો. થોડાક દીવસ આસપાસ ફરવામાં ગાળ્યા

અને જ્યારે તેને પોતાનો ચહેરો તદ્દન બદલાઇ ગયો છે એમ લાગ્યું એટલે પોતાનું કાર્ય સાધવા મુસાફરી શરૂ કરી. બે દીવસ સુધી હેણે આગળ ચાલ્યા કર્યું અને ત્રીજે દીવસે તે એક ગાઢ જંગલમાં વિશ્રામ લેવા એક વૃક્ષ નીચે બેઠો. આસપાસ વાઘ, વરૂ અને સિંહ વિગેરેની ગર્જનાઓ સંભળાતી હતી. થોડી વારમાં હેની તરફ એક સિંહ આવતો જણાયો. હાલ વિજયસિંહ પાસે પોતાની તરવાર શિવાય બીજું કાંઇ શસ્ત્ર નહોતું. હેણે તરવાર બહાર કહાડી ઉગામી અને પાસે આવતા સિંહની ગરદન ઉપર ઘા કર્યો. સિંહ આ ઘા સહન કરી ન શક્યો અને વ્હીલાઇને વિજયસિંહ ઉપર ધસ્યો. વિજયસિંહ સિંહના વેગવાન ધસારાથી નીચે પડી બેશુદ્ધ થઇ ગયો. હેને શરીરે રૂધિર વહેતું હતું. ઈશ્વર તેની મદદે આવ્યો સિંહને કપાળમાં એક તીર પેશી ગયું. આવો બચાવ કરનાર પુરૂષ તે જગો ઉપર આવી પહોંચ્યો. હેની જોડે એક બાર વર્ષની કન્યા હતી. તે બાળાએ વિજયસિંહના કોમળ અંગમાંથી રૂધિર વહેતું અટકાવવાના તથા હેને શુદ્ધિમાં આણવાના ઉપાયો યોજ્યા, અને ધીમે ધીમે હેને શુદ્ધિમાં આણ્યો. શુદ્ધિમાં આવ્યા પછી હેણે નજી કરની બદલી અને હેની સહાયે આવનાર કોણ હતું તે પોતાની સારવાર કરતી કોમળાંગી બાળાને પુછ્યું

તે બાળા બોલી "હે યોગી, તે મહાન્ પુરૂષ મ્હારો જીવનદાતા છે. મ્હારા પિતા કોણ છે હેની મ્હને કાંઇપણ ખબર નથી. મ્હારા જન્મ્યા પછી થોડે દીવસે મ્હને કોઈ જંગલમાં એકલું મુકી ગયું હતું. આ મહાત્માએ મ્હારા પ્રાણ બચાવ્યા અને મ્હને પોતાની પુત્રીના જેવી ઉછેરી." આમ વાતો કરતાં બન્ને જણ પેલા મહાત્મા પાસે ગયાં. તે લાકડાં ભેગાં કરતો હતો હેની પાસે તીરોનો ભારો પડયો હતો

વિજયસિંહે હેની પાસે જઇને નમન કર્યું અને હેમની કંગાલ અવસ્થા જોઇને હેણે થોડી સોના મોહોરો આપી. પણ મહાત્મા પુરૂષે હેને તે મ્હોરો પાછી આપી. અને વાતો કરતાં ત્રણે જણ મહાત્માની રહેવાની ઝુંપડીમાં ગયાં. તે બાળા આમ તેમ આઘીપાછી થઇ એટલે મહાત્માએ વિજયસિંહને કહ્યું, "વિજય, તું જો મહમદની પાછળ પડયો હોય તો તું હેને મારતો નહિં આ બાળા એક રજપુત કન્યા છે. પુર્વે હું દેવતા હતો. કાંઈક કારણ સારૂ દેવતાઓએ મ્હને શાપ દીધો હતો જેથી મ્હારે હરણનો અવતાર લેવો પડયો હતો. વીરસિંહ અહિં શીકારે આવતાં હેના શસ્ત્ર વડે મ્હારો ઉદ્ધાર થયો. અને મ્હેં મનુષ્યાવતાર ધારણ કર્યો. મ્હારે આ અવસ્થા હજી એક વરસ ભોગવવાની છે; અને ત્યાર પછી હું શ્રાપથી તદ્દન મુક્ત થઇશ. અહિં હું મ્હારો બાકીનો સમય ગાળતો હતો તેવામાં એક દીવસ મ્હને એક તરતની જન્મેલી બાળા આ જંગલમાં એક વૃક્ષ નીચેથી મળી આવી. હેના કોમળ પગની આંગળીમાંથી રૂધિર વહેતું હતું. તેના ગળામાં માદળીયું હતું તે ઉપરથી મ્હને ખાત્રી થઈ કે મ્હેં વીરસિંહને અહિં શીકારે આવ્યો હતો તે વખતે હેની રાણીને પુત્રીનો પ્રસવ થવાનું વરદાન આપેલું તેજ પુત્રી આ હોવી જોઇએ. કારણ કે તે માદળીયું મ્હેં હેની પુત્રીની રક્ષા સારૂ આપ્યું હતું. ત્હમારા રજપુતોમાં પુત્રીનો પ્રસવ થાય કે હેને દુધ પીતી કરવાનો ક્રુર રીવાજ છે પરંતુ આ બાળાને ઇશ્વરે બચાવી હતી. મારાઓને દયા આવી અને વીરસિંહને નીશાની આપવા ખાતર હેના કોમળ પગની એક

આંગળી કાપીને લઇ ગયા." એટલું કહીને તે પુરૂષે વિજયસિંહને પેલું માંદળીયું આપ્યું અને કહ્યું કે, "વિજય, આ માંદળીયું તું ત્હારી પાસે રાખ, અને તે બાળાને યોગ્ય સમયે તું બચાવી લેજે. આ વીશેની કાંઈ પણ વાત મ્હેં તે બાળાને કહી નથી કારણ કે જો તે પોતાના માતપિતાનાં નામ જાણે તો વધારે દુઃખી થાય."

એટલામાં તે બાળા ફરતી ફરતી ત્યાં આવી. તે પુરૂષ વિજયસિંહને તે બાળા સોંપીને ફળ તથા જળ લેવા ગયો. વિજયસિંહે તે બાળાને આ વીશે કાંઇપણ કહ્યું નહિ. બાળા વિજય રહામું જોઈ રહી હતી. અંતે તે બોલી, " યોગીરાજ, આપ કોણ છો તે મ્હને સાચું કહો. આપ યોગી થઈ શસ્ત્ર અને દ્રવ્ય લઇને ફરો છો એ મ્હને આશ્ચર્ય જેવું લાગે છે. "

વિજયસિંહ બોલ્યો, "બાળા, હું સુવર્ણપુરીના મહારાજા મણિસિંહનો પુત્ર વિજય છું. આજથી હું ત્હને 'મોહના' નામે બોલાવીશ. અને મહાત્માએ પણ અનુમતિ આપી છે."

બાળા શરમાઈ ગઈ અને ચાલી ગઈ. વિજયસિંહે પોતાની તરવારની અણીવડે મહાત્માએ આપેલું માંદળીયું ઉઘાડયું. ત્હેમાંથી એક ચીઠ્ઠી નીકળી ત્હેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

" વીરસિંહ, ત્હારી પુત્રીને તું મણિસિંહના પુત્ર વિજયસિંહને પરણાવી ત્હારૂં વચન પાળજે. ત્હારૂં સર્વે સુખ એમાંજ છે. "

વિજયસિંહે તે ચીઠ્ઠી પાછી માંદળીયામાં નાંખી માંદળીયું પાછું જડી દીધું. મોહના પાછી વિજયસિંહ પાસે આવી શરમાતી બોલી.

" વિજયસિંહ, ત્હમારી મોહના ત્હમારા મોહમાં પડી છે. આ યોગીનાં વસ્ત્ર ત્યાગ કરો અને મ્હને તમારી અર્ધાંગના બનાવો. રજપુત વીરને આ વેશ છાજે નહિ. "

વિજયસિંહ " મોહના, કેટલાક કાર્યની સિદ્ધિ સારૂ મ્હેં આ વેશ ધારણ કર્યો છે. યોગ્ય સમયે હુ તે દૂર કરીશ. "

મોહના મધુરસ્વરે બોલી, "વ્હાલા વિજય, મ્હારા ત્હમારા પ્રત્યેના પ્રેમનો વિજય કરો. મ્હને ઇશ્વર સુચવે છે કે 'વિજયસિંહ એજ ત્હારૂં સુખ દુઃખ છે તેજ ત્હારો ઉદ્ધાર કરશે.' હું માતપિતા વગરની ભાગ્યહીન છું. મ્હારી યાચના ત્હમે માન્ય રાખી મ્હને દુઃખમાંથી ઉગારો."

( અપૂર્ણ. )

વિબુધ, ભ્રાતૃસમાજ.

---

# વૈદ્યાકળા.

## સ્ત્રીઓની આરોગ્યતા—( સ્ત્રીલેખ. )

( ગયા અંકથી ચાલુ. )

સાથે સાથે મુંબાઈ જેવાં શેહેરોમાં ગીચોગીચ વસ્તીવાળા મહોલ્લા અને માળામાં રહેવાથી ખુલ્લી સ્વચ્છ હવામાં શ્વાસ લેવાનું ભાગ્ય પણ ઓછું થતું જાય છે. મુંબાઈ શિવાયનાં બીજાં શેહેરો અને ગામડાંમાં પણ કોઈ કોઈ ઠેકાણે બારી બારણાં વગરનાં, પાસે પાસે આવેલાં, ઘરો હોય છે. ખરાબ હવાથી ક્ષય અને તેના જેવા રોગો ઉત્પન્ન થાય છે.

ઘરની આસપાસ ગંદવાડ હોય; ઘરમાં પણ સાફસુફ બરાબર રહેતું ન હોય; રસોડું મોરી વગેરેની સગવડ સારી ન હોય, તો હવા બગડે છે. આ બગડેલી હવા ત્યાં રહેનારાઓને હેરાન કરે છે.

ખુલ્લી ચોખ્ખી હવાનો શ્વાસ લેવાની જરૂર સમજાયા છતાં આપણે સ્ત્રીઓને ઘણી ઘણી મુશીબતો વેઠવાની હોય છે. બ્હાર ફરવા જવાની સગવડ બધાંને હોતી નથી-અને કદાચ હોય છે તો આપણા કેટલાક જુના રીવાજોથી ફરવા જઈ શકાતું નથી, અથવા ઘરની જંજાળમાંથી છુટી શી રીતે એનો લાભ લેવો તે આવડતું નથી. મંદિરે દર્શન કરવા જવાય, નદીએ ન્હાવા જવાય, પણ હવા ખાવા ફરવા જવું એ ખોટું ગણાય છે. લોકોમાં "વાત" થાય એ બ્હીકે ઘણી સ્ત્રીઓ ખુલ્લી હવાનો લાભ લઈ શકતી નથી.

શહેરોમાં ચોડે ચોડે છેટે ન્હાના બાગો હોય તો પોતાના મકાન પાસે ફરવાની આવી ખુલ્લી જગ્યાનો લાભ સ્ત્રીઓ કદાચ લઈ શકે. અથવા દર્શનની રાહ જોતી સ્ત્રીઓ મંદીરના ઓટલાપર ગંદામાં અને બંધીયાર જગ્યામાં ગામગોરાણીપણું કે કુથલી કરતી બેસે છે તે વખતે મંદીરની આસપાસ ખુલાશમાં ન્હાના બગીચા હોય તો મનને કેટલો બધો આનંદ મળે? અને શરીરને કેવી સારી હવા મળે? જે ઘરોને ટોચે અગાસી હોય છે તેને કનકવા ઉરાડવા કે અનાજ સુકવવા કે ટાંકાનું પાણી ઝીલવાના ઉપયોગમાં લેવા ઉપરાંત સાંઝ સ્હવાર ચોખ્ખી હવા ત્યાં જઈ લેવામાં આવે તો ફાયદો થયા વિના રહે નહિ.

રહેઠાણની બ્હારની હવા બરાબર આવે અને અંદરની ઝેરી હવા બ્હાર નીકળી જાય માટે બારી બારણાં, જાળીયાં, વગેરે સારી સંખ્યામાં હોવાં જોઇએ. સુવાના ઓરડામાં ડીલ પર પવન ન આવે અને શ્વાસ માટે સ્વચ્છ હવા અંદર આવે એવી જાતની ગોઠવણ હોવી જોઇએ. હવા બંધીયાર થઈ કે બગડવાની. બંધીયાર ઓરડા કે વપરાશ વગરના કૂવા ટાંકામાં પેસતાં આ ઝેરી હવાનો અનુભવ થાય છે. ઝેરી હવા શરીરમાં પ્રવેશે તો તંદુરસ્તી બગડેજ. હવાની સાથે આરોગ્યતાનો કેવો નિકટ સંબંધ છે તે આટલી ન્હાની ચર્ચાપરથી સમજાયું હશે.

હવે પાણીનો તબીયત સાથેનો સંબંધ જોઇએ. આપણને પાણીનો ઘણો ખપ પડે છે. પાણીમાં ઓગળેલી ધાતુઓ શરીરને પોષણ આપે છે અને ખાધેલું પચાવે છે. જો પાણીમાં સ્હેજ પણ મલીનતા હોય તો તેથી શરીર રોગી થયા વિના રહેતું નથી. ખસ, વાળો, "ટાયફોઈડ" "કોલેરા" વગેરે રોગો ખરાબ પાણીથી થાય છે એ મશહૂર વાત છે. વ્હેતું નીતર્યું પાણી ફાયદો કરે છે. પાણી અંદર મલીન પદાર્થો ઘણા ઓગળીને રહી શકે છે. ગળણાથી ગાળ્યા છતાં એ પદાર્થો એમના એમ રહે છે. "ફીલ્ટર" કરવાથી કેટલેક અંશે પાણીની અસ્વચ્છતા દૂર થઈ શકે છે. આટલી પાણી વિશેની હકીકત બસ થશે.

ખોરાક કેવો ખાવો એ પણ અગત્યની બાબત છે. શરીરના ઘસાતા સાંચા કામને ઘસારો પૂરવા અને તાકાત આપવા "ફૉસ્ફરસ્" "નાઇટ્રોજન" લોખંડ વગેરે તત્ત્વો જરૂરનાં છે. જે ખોરાક આ વસ્તુઓ પૂરી પાડી શકે, તેમજ 'એલ્બ્યુમેન' વગેરેનો જથ્થો જેમનામાંથી વધારે મળી શકે, તેનો ખોરાક લેવો જોઇએ. વળી ખાધેલો ખોરાક પુષ્ટિ આપે એવો છે કે નહિ એ લક્ષમાં રાખવું જોઇએ. જીભના સ્વાદ કરતાં પોષણની બાબત પર અવશ્ય ધ્યાન આપવું જોઇએ. ફળ, મેવો, દૂધ, ઘી, મલાઈ વગેરેનો જોઇતો અને પ્રસંગસર ઉપયોગ કરવાથી સારૂં પોષણ મળે છે. સડેલાં અનાજ કે શાકને રાંધીને ખાવાથી તેમજ વાસી ખાવાથી તબીયતને નુકશાન થાય છે.

કેટલું ખાવું, કેવું ખાવું અને ક્યારે ખાવું-એટલાનો નિર્ણય સૌએ કરી લેવાનો છે. નિયમિત વખતે, પ્રમાણસર ભોજન પુષ્ટિ આપનાર ખોરાકનું લેવું. આખો દિવસ ગમે તે વખતે ખાવાથી શરીરના સાંચાકામને આરામ નથી મળતો, તેથી ખાધેલું પચતું નથી, અથવા શરીરને રોગોથી સોસવું પડે છે.

જમતી વખતે ચિત્ત આનંદમાં રાખવું; જમતાં વિનોદી થઈ જે જમવાનું હોય તે ખાવું; ખાવાની વસ્તુઓ સ્વાદથી બરાબર ચાવીને હોજરીમાં ઉતારવી; તેમજ થાક, મહેનત કે કજીયા કંકાસ થયા પછી તરત ન જમવું, એટલી બાબતો ખાસ લક્ષમાં રાખવી જોઇએ એમ દાક્તરોનું કહેવું છે.

ખાધેલું બરાબર પચે અને શરીરને પોષણ અને કૌવત આપે એટલા માટે પાચનક્રિયા શી રીતે થાય છે તે જાણવાની જરૂર છે. ખોરાક ગળાની નળી વાટે હોજરીમાં જાય છે. આંતરડામાં જુદા જુદા રસોથી તેમાં કેવા કેવા ફેરફારો થાય છે, ખોરાકનો અમુક ભાગ કેવી રીતે લોહી અને માંસ બને છે, નકામો ભાગ કેવી રીતે જતો રહે છે વગેરે જાણવા જેવી બાબતો છે. પણ લંબાણ થઇ ન જાય માટે એ વાત હાલ પડતી મૂકી છે.

ખાધેલું પચાવવા પિત્તની જરૂર પડે છે. શરીરના અવયવોને કસરત મળે અને તેથી લોહી બધે બરાબર ફરી શકે તોજ પાચનક્રિયા બરાબર થઈ શકે છે. સારો દિવસ દળવા, ખાંડવા, રાંધવા, પાણી ભરવા, વગેરે ઘરના કામ કરનારી સ્ત્રીને કેવી કકડીને ભૂખ લાગે છે ? કેવી આનંદથી તે બે ત્રણ વખત હલકો પણ પોષણ આપનારો રોટલો તે ખાય છે! નોકર ચાકરો પર હુકમ કરતી, પગપર પગ ચડાવી બેસી રહેતી, બહાર ફરવા જાય તો ગાડીમાં જતી શેઠાણીના શરીરના અવયવને બીલકુલ કસરત ન મળવાથી ઉપર લખેલો

અનુભવ થતો નથી. એઠાં એઠાં શરીર વધી જાય છે અને વધેલી ચરબી હેરાન હેરાન કરે છે. કુદરતી ભૂખ નથી લાગતી ત્યારે જુદા જુદા સ્વાદ અને સુવાસથી કૃત્રિમ ભૂખ ઉત્પન્ન કરવામાં આવે છે. પણ સ્વાદ અને સુવાસ પાચનક્રિયાને મદદ કરી શકતા નથી. કસરત, આરામ અને વિનોદની જરૂરિયાત જેટલી ઓછી સ્વીકારીએ તેટલી વધારે હેરાનગતિ ભોગવવી પડે છે.

રહેવાના ઠેકાણામાં સૂર્યનો તડકો અને અજવાળું આવવાં જોઇએ. ગંદવાડ અને કચરામાં જે ઝેરી જંતુ જન્મે છે તેમની સંખ્યા બહુજ ઝડપથી વધી જાય છે. ગરમીથીજ ફક્ત તેઓ વધતા અટકે છે. એટલા માટેજ ઘરના ખૂણે ખૂણામાં સૂર્યની ગરમી આવવી જોઇએ. અજવાળામાં આપણો જીવ પણ આનંદી ને પ્રફુલ્લ રહે છે. બારી બારણાં, જાળીઆં વગેરેની સંખ્યા વધારે રાખવાથી હવા પણ વધારે આવી શકે છે એટલુંજ નહિ પણ અજવાળું અને ગરમી પણ મળી શકે છે. પહેરવાનાં લૂગડાં, સૂવાનાં બીછાનાં વગેરે ને તડકો ખવડાવવાથી તેમજ ખુલ્લી હવામાં થોડો વખત રાખવાથી જે ઝેરી જંતુઓ તેમનામાં ઉત્પન્ન થયા હોય તે નાશ પામે છે. ઘરની આસપાસ પણ ગંદકી હોય તો ત્યાં પણ સૂર્યનો તડકો ઝેરી જંતુઓને નાબૂદ કરે છે. અજવાળામાં ઉગતું ઝાડ કેવું મઝાનું હોય છે ? અંધારામાં એવું ઝાડ કદી ઉગશે ? અને ઉગ્યું હશે તો તે કેવું કદરૂપું ને નબળું હશે ! તેમજ અંધારા કે થોડા અજવાળામાં રહેનારની દશા થાય છે-તેમની કાન્તિ ઝાંખી હોય છે અને તબીયત પણ સારી નથી હોતી. ઝાડનો લીલો રંગ કેવો મનહર લાગે છે ? એ ક્યાંથી આવે છે ? સૂર્યના કિરણથી ઝાડમાં રસાયનિક પ્રક્રિયા ચાલે છે, ને તેમાંથી આ રંગ ઉત્પન્ન થાય છે. આપણાં લોહીનો લાલ રંગ પણ આવીજ ક્રિયાથી થાય છે. સૂર્યના કિરણને લીધેજ એ લાલ રંગ આવી શકે છે. અંધારા ભોંયરામાં પૂરેલા કેદીને ત્હમે કદી પણ લાલબમ્બ જોશો નહિ. તેનું શરીર ફિક્કું અને રોગી માલૂમ પડશે. લોહીમાં લાલ રંગ લાવવા માટે શરીરને થોડો વખત તડકાના સંગમમાં લાવવાની જરૂરિયાત સમજાઈ હશે, જેમ લોહીની લાલાશ વધારે તેમ શરીર આરોગ્ય અને હૃષ્ટપુષ્ટ તથા ઉત્સાહી, આગ્રહી અને આનંદી. લોહીનો લાલરંગ તેમાં ફરતાં ઝીણાં લાલ બિમ્બકો (corpuscles) થી આવે છે. આ બિમ્બકો એક જાતનાં જંતુ (germ) છે, તેમનામાં રોગ ઉત્પન્ન કરનાર ઝેરી જંતુઓ સ્હામાં લડવાની તાકાત હોય છે. જેમ શરીરમાં એવાં બિમ્બકો વધારે તેમ રોગમાંથી મુક્ત રહેવાના સંજોગ વધારે. શરીરમાં લોહી વધારે રક્ત રાખવાની અગત્ય સૂર્યના કિરણોના યથેચ્છ સહવાસમાં આપવાની અગત્યનું ભાન કરાવશે.

સ્વચ્છતા રાખવી એ કેટલું જરૂરનું છે તે ઉપર જેટલી વાંતો કહેવામાં આવી છે તેથી બરાબર સમજાયું હશે. રહેઠાણની આસપાસ અને અંદર ચોખ્ખું રાખવું, કારણ કે ગંદકી કે કચરો વધી જાય તો ઝેરી જંતુઓનો ઉપદ્રવ થવાનો. આ ઉપદ્રવથી ત્યાં રહેનારાની તબીયત બગડે છે એટલુંજ નહિ પણ વખતે ચેપી પ્રાણઘાતક રોગો ફાટી નીકળે તો કેર વર્તે છે. કપડાં સ્વચ્છ રાખવાથી, બેસવા ઉઠવા ને સૂવાના ઓરડા અને ત્યાંનો સરસામાન સ્વચ્છ રાખવાથી ઘણા લાભ છે. શરીર પણ ન્હાવાથી સ્વચ્છ કરવું જોઇએ.

ચામડીના છિદ્રો વાટે જે મેલ શરીર બહાર નીકળે છે તે શરીરપર રહી છિદ્રો પૂરી

નાંખી લોહી ખરાબ નહિ કરે તેમજ સાપ કાંચળી બદલે છે તેમ આપણે પણ હમ્મેશ ચામડી બદલીએ છીએ; બદલેલી ચામડી શરીરને ચોંટી રહે નહિ માટે ચોળીને ન્હાવાની ટેવ પાડવી જોઇએ. ન્હાવાનાં સગવડ અને વખત પર પૂરતું ધ્યાન આપવું જોઇએ.

ગંદા લોકોના રહેઠાણમાં ચેપી રોગો વધારે ફાટી નીકળે છે એ મશહૂર છે. માટે સ્વચ્છતા રાખવા જેટલી કાળજી રાખીએ તેટલી થોડી.

તંદુરસ્તી સારી રહેવાનો અને મરણ પ્રમાણ ઓછું થવાનો રસ્તો સ્વચ્છતાથી સરળ થાય છે. શહેરનો દરેક ભાગ સ્વચ્છ રાખવાની ફરજ મ્યુનિસિપાલિટિની છે. તેને તેની ફરજ બજાવવામાં આપણે મદદ કરવી જોઇએ અને કદાચ જો તેમનાથી એ ફરજ યથાર્થ નહિ બનતી હોય તો તે માટે ફરિયાદ પણ કરવી અને તેમની આંખ ઉઘાડવી.

આ પ્રમાણે ટુંકામાં મ્હેં આરોગ્ય શી રીતે રહેવાય તેના સાધારણ નિયમો જણાવ્યા.

આપણી સાંસારિક સ્થિતિની ઝાંખી તો આપણે કરી ગયાં છીયે. સંસારના રીવાજથી તેમજ ગરીબાઈ અને અજ્ઞાનથી હાલમાં જણાવેલા નિયમો પ્રમાણે વર્તવાનું બધાથી બની શકતું નથી. તોપણ આ નિયમની જરૂરિયાત પીછાની તેનો અભ્યાસ કરી તે પ્રમાણે વર્તવાની ખાસ જરૂર છે.

સ્ત્રીઓને કેટલીક ખાસ અગવડો ભોગવવી પડે છે. ગર્ભાધાન અને સુવાવડનો સમય બારીક અને જોખમવાળો હોય છે. આ વખતમાં જો જોઇતો આરામ અને વિનોદ ન મળે; સારી દાયયણ મળી ન હોય; જોઇતી પુષ્ટિ આપે એવો ખોરાક ન મળે કે તંદુરસ્તીના ઉપર જણાવેલા નિયમોનો કોઈ રીતે ભંગ થાય તો સ્ત્રીઓને ઘણી વેદના ખમવી પડે છે. આવી કેટલીક વેદના જન્મની સંઘાથી થઇ પડે છે અને જીંદગી કંટાળા ભરેલી બનાવી દે છે. માટે આ બાબત ઉપર લક્ષ સારી રીતે અપાવવું જોઇએ. નવા રીવાજો મુજબ સુવાવડ વખતે પીયર જવાનું ઓછું થતું જાય છે અથવા ત્યાં જવાનું થાય છે તો ત્યાં રહેવાનો વખત કમી થતો જાય છે, ધણીની ગરીબાઇને લીધે કે બ્હાલને લીધે છેલ્લી ઘડી સુધી તેને ત્યાંજ રહી ઘરનો બોજો ઉપાડવાથી ઘણું નુકસાન થાય છે. પોતાની તબીયત બગડે છે. એટલું જ નહિ પણ વગર વાંકે બીચારા જન્મનારા બાળકની તબીયત ખરાબ થાય છે અને જીંદગીભર તે બિચારૂં પોતાના માબાપની ભૂલથી દુઃખી થાય છે. જન્મનાર છોકરૂં કોઈ પણ રીતે શરીરે દુઃખી જન્મે તો માબાપનો વાંક છે અને તે માટે અરુણે વિનતાને શાપી હતી તેમ તેની આંતરડી કકળશે.

સુવાવડ વખતે માવજત બરાબર થઇ શકે એમ ન હોય તો ઇસ્પિટાલમાં જઈ રહેવું બહેતર છે. રહેણીકરણી બદલાતાં આપણાં શરીરો જુદી જુદી જાતના રોગથી પીડાય છે માટે તે બરાબર પારખે એવી દાયયણો કે દાક્તરોની સારવાર લેવી જોઇએ.

સુવાવડ વીત્યાં એકદમ સંસાર શરૂ ન કરવો. તેથી મા અને બાળકનું ભલું થાય છે. સુવાવડથી કમી થયેલી શક્તિ પાછી લાવવાને બનતા પ્રયત્ન કરવા જોઇએ.

જેમ મ્હોટી ઉમ્મરે લગ્ન થાય, જેમ પુખ્ત ઉમ્મરે છોકરાં થાય અને જેમ વધારે વર્ષને અંતરે છોકરાં જન્મે તેમ સ્ત્રીની તબીયત સારી રહેવાની.

ખાધું પચે, ને શરીર સારૂં રહે તે માટે કસરતની જરૂર બતાવવામાં આવી છે. કેવી રીતે કસરત કરવી ? સૌએ પોતપોતાને રૂચતો એ બાબતમાં રસ્તો લેવો.

મંદવાડ આવે ત્યારે પોતાની કેવી રીતે માવજત કરવી, કઈ દવા કયે વખતે સાધારણ રોગ હોય તો લેવી, દાકતરની દવા વખતસર અને કઈ કરી સાથે લેવી, સવાનું બીછાનું અને ઓરડો કેવાં રાખવાં, મનને આનંદ, વિનોદ અને વિશ્રાન્તિ કેવાં અને કેવી રીતે આપવાં, ચેપી રોગ હોય તો બીજાંને તે વળગે નહિ માટે કેવી સંભાળ રાખવી ઇત્યાદિ બાબતોનું જ્ઞાન દરેકને હોવું જોઇએ

મંદવાડ વખતે કેવી રીતે ચિત્ત શાન્ત રાખવું, ગભરાવવું કે ચીડાવવું નહિ, સમયસૂચકતા રાખી શી રીતે વર્તવું, નસ તૂટવાથી લોહી વહેવા જેવો પ્રસંગ ઉપજે તો શું કરવું, વગેરે વગેરેની માહિતી હોય તો આપણને અતિશય ફાયદો થયા વિના રહે નહિ.

શરીરની રચના અને અંદર ચાલતા વ્યાપાર વિશે આપણે માહીતગાર હોઇએ તો મંદવાડના વખતમાં ઘણી રીતે સુખ થાય છે, રોગની ગતિ પારખી શકાય છે, કેવા પ્રકારના જોખમમાં આપણે છીએ તે જાણી શકીએ છીએ.

રોગો અને તેમનાં ચેપીપણાની માહિતી હોય તો તેવા ઠેકાણાંમાં જવાનું અથવા ત્યાંની વસ્તુઓ વાપરવા લેવાનું જોખમ આપણે ખ્યાલમાં લાવી શકીયે. વળી ક્ષય જેવો રોગ જે પેઢિ દર પેઢિ ઉતરે છે અથવા તે રોગવાળાના સંબંધમાં આવનાર માણસને લાગું પડે છે એ વાત આપણે જો બરાબર સમજતા હોઇએ તો છોકરીઓનાં સાસરાં ખોળતાં, આ વાત લક્ષમાં રાખી તેમના હકમાં ઘણું સારૂં કરી શકીએ.

ક્ષય હમણાં મુંબાઇ જેવાં શહેરમાં અને ઉંચી ન્યાતોમાં કેર વર્તાવે છે. તે શાથી થાય છે, તેનો ચેપ કેવી રીતે ફેલાય છે, તેનો પ્રતીકાર શી રીતે થઈ શકે ઈત્યાદિ બાબતો આપણે જાણવી જોઇએ.

હવે છેવટે એક મહત્ત્વની બાબતની ચર્ચા કરી લેખ પૂરો કરીશ.

આરામ અને વિનોદની તંદુરસ્ત તબીયતને કેટલી જરૂર છે તે અત્યાર લગી કરેલા વિવેચનમાં બતાવવામાં આવ્યું છે.

સારી ઉંઘ શી રીતે આવે અને શરીરને શી રીતે આરામ મળે તેની કાળજી રાખવી. ઘરના કામકાજમાં કચરાવવું નહિ પણ વખત કહાડી આરામ લેવો.

નકામી કુથલી, કજીઆ કંકાસ, કે આળસુ થઈ વિનોદ નથી લેવાનો. મનને તર કરે, ચિંતાઓ કહાડી નાંખે, કહેણી પ્રમાણે શરીરમાં શેર લોહી આણે એવા નિર્દોષ વિનોદો કરવા જોઇએ. જીંદગી શી રીતે લંબાય તેનો વિચાર કરવા. છોકરાંની ખાંધે ચ્હડી ઘાટડી હોડી વ્હેલાં આ દુનિયાંમાંથી ચાલ્યાં જવાની વાતોની ચિંતાથી ઉદ્વેગ કે ખેદ આણવો

નહિ. હમ્મેશ આનંદી ઉત્સાહી અને કર્તવ્ય પરાયણ રહી આપણાં જીવનને અનુરૂપ વિનોદો આપણે ખોળી લેવા.

સારા વિચારો મનમાં લાવવાથી પણ શરીર સારૂં રહે છે. મનનો મેલ અને ગંદવાડ પણ શરીરને કથળાવે છે. સારાં પુસ્તકો વાંચવાથી, સારાં માણસોના સહવાસમાં આવવાથી અને સારાં સ્થળે હરવા ફરવાથી સારા વિચાર આવશે.

વ્રત અપવાસ વગેરેની ઘેલાઈમાં બેદરકારીથી તબીયત બગાડવી નહિ. શરીરની બરાબર સંભાળ ન રાખીએ તો મ્હોટું પાપ કરીએ છીએ શરીર આરોગ્ય રાખવું એજ ખરૂં વ્રત છે.

આપણે આરોગ્ય તો આપણું કુટુમ્બ અને પરિણામે આપણી પ્રજા પણ આરોગ્ય થવાની. દુનિયામાં ગુજરાન માટે ચાલતી હરીફાઈમાં કે સ્વદેશ પર ચડી આવનાર દુશ્મનો સ્હામે લડી સ્વદેશનું રક્ષણ કરવામાં આપણાં પતિઓ, પુત્રો, ભાઇઓ અને સ્નેહીઓ વિજયી નીવડે એટલા માટે તેમજ આપણા પોતાના સુખને અર્થે—આપણી પોતાની જીંદગી મઝાથી ગુજારી શકીએ એટલા માટે આપણી પોતાની આરોગ્યતા સારી રહેવી જોઇએ.

(સંપૂર્ણ.) K. G.

---

## પાક બનાવવાની વીગત.

### —કેરીના છુંદાનો મુરબ્બો.—

છુંદાના મુરબ્બામાં શેર કેરીએ બશેર ખાંડ જોઇએ પાંચશેર કેરી હોય તો દશ શેરી ખાંડ લેવી. કેરી મોટી દળદાર ને રેસા વગરની લેવી. કેરીને પ્હેલી છોલવી પછી કલાઈવાળી રાયતાખમણીથી ખમણી છુંદો તૈયાર કરવો છુંદાને સ્હેજ બાફવો, બહુ બફાવા ન દેવો. જરા જરા બફાય એટલે ઊતારી છાબડીમાં નાંખી નિતરવા દેવો. દશશેર ખાંડ હોય તો ત્રણ શેરેક પાણી નાંખી તપેલું ચુલે મ્હડાવું. તપેલાને સારી કલાઈ જોઇએ એટલુંજ નહિ પણ હલાવવાને લોખંડનો તવેતો ન રાખતાં સારી કલાઇ દીધેલો પીતળનો તવેતો અગર ઝારી રાખવી. ખાંડમાં મેલ તરવા માંડે એટલે લીંબુનું પાણી અગર દુધ છાંટવું એટલે મેલ ઉપર આવશે. મેલને ઝારીવતી નિતારી કાઢી લેવો. ખાંડ ઓગળી જાય ને મેલ કપાઇ જાય અને ચાસણી ખદખદ થાય એટલે તવેતાવતી ભોંય ઉપર ટીપું પાડવું. ચાસણી પથરાઇ ન જતાં ઠરી ગયા જેવી લાગે એટલે જાણવું કે ચાસણી થઇ છે. ઘણાને તારની સમજણ નથી પડતી માટે જમીન ઉપર ટપકું પાડી જોવું. ચાસણીને બહુ આકરી થવા ન દેવી. ચાસણી થાય એટલે નિતરવા મુકેલો છુંદો નાંખવો અને હલાવ્ય હલાવ્ય કરવું. છુંદો નાખ્યા પછી ચાસણી પાતળી થશે પણ તેથી બ્હીવું નહિ અને ફરીથી ખદખદાવવું. જ્યારે છુંદો અને ચાસણી એકમેક થાય એટલે તવેતા ઉપર લઇ જમીનપર ફરી ટપકું પાડી જોવું; તે ઠરે અને આંગળી ઉપર ચીકાશ આવી છે. એમ લાગે એટલે તપેલું ઉતારી નાખી એના ઉપર ધોતીયું ઢાંકી ઠરવા દેવો. મુરબ્બો ટાઢો પડે એટલે બે તોલા એલચી, દોઢ તોલો કેસર અને અડી જાયફળ ખાંડીને નાખવું. આ ઉપરાંત મુરબ્બાના પ્રમાણમાં થોડી બદામ તથા થોડાં પીસતાં છોલી કકડા કરી નાંખવા.

### —બદામપાક—

ઘણાને તેજાનાવાળો બદામપાક ભાવતો નથી માટે તેજાના વિનાનો બદામપાક

# સ્વાગતમંદિર.

+શ્રી શંકરાચાર્ય ચરિત્રઃ—આ પુસ્તક અમને કર્તા તરફથી અભિપ્રાયાર્થે મળ્યું છે. આપણને શંકરનું જીવન ચરિત જાણવાને ઘણાં થોડાં સાધનો છે. અને જેવી રીતે ભાગવત–ભારતાદિ ગ્રન્થોનાં ભાષાન્તર થયાં છે, તેવી રીતે આનું પણ ભાષાન્તર થવાની જરૂર હતી–અને તે પ્રમાણે કર્ત્તાએ કર્યું છે. અનુક્રમણિકામાં શંકરાચાર્ય કૃત પુસ્તક–સ્તોત્રની યાદિ આપી છે. ને તેની સંખ્યા ૧૧૮ ને શુમારે છે. તેમજ પ્રસ્તાવના ઘણી વિદ્વત્તા ભરેલી રીતે લખી છે. જીવનચરિત્રની સંકલના ઘણી સારી છે. અને શ્રદ્ધાળુ જનોને મનન કરવા યોગ્ય છે. આવાં ધાર્મિક પુસ્તકો પણ લખાવાં જોઇએ. કારણ એથી આપણે ઘણું જાણીએ છીએ.

*વ્યાયામ કલા શાસ્ત્રઃ—શારીરિક શક્તિને માનસિક શક્તિ સાથે કેટલો સંબંધ છે તે કહેવાની આવશ્યકતા નથી. દુર્ભાગ્યે આપણા ગ્રેજ્યુએટો અને વિદ્વાનો શક્તિહીન હોઇ યુવાવસ્થામાં મૃત્યુવશ થાય છે અને જ્યારે પાંત્રીસ વર્ષે બીજા દેશોમાં સંસાર શરૂ કરવામાં આવે છે ત્યારે આપણે ત્યાં એ ઉમર વૃદ્ધાવસ્થાની શરૂઆત લેખાય છે. જુના સમયમાં બાળકોને રમતગમતમાં ઉછેરવામાં આવતાં ત્યારે હાલમાં કાંક ભણતરના વિશેષ બોજાને લીધે અને કાંક છોકરાંને બ્હાર રમવા દેવામાં હીણપત મનાતું હોવાથી બાળકોનાં શરીર નબળાં બનતાં જાય છે. સદ્ભાગ્યે શારીરિક કેળવણી તરફ લોકોની વૃત્તિ થતી જાય છે તેવે સમયે રા. છગનલાલનું પુસ્તક આપણને તે કેળવણીનો રસ્તો સરળ કરી આપતું હોવાથી આવકાર લાયક છે. છગનલાલે પુસ્તકની શરૂઆતમાં જ્ઞાન સાથે ગમ્મત આપનારી અર્થ સૂચક જે કવિતા આપી છે તે અમો નીચે આપીયે છીએ.

મગદળ કેરૂં નામ સાંભળી જન દોડી આવ્યાં દશ વીશ.
ક્યાં છે ક્યાં છે મગદળ મોદક ફાંફાં મારે છે દશ દીશ;
લો આ મગદળ ચાખો પ્રીતે, ધારો માં અંતરમાં રીશ,
તનમન કેરી શક્તિ વાધે, શત્રુ ડરતા રહે હરનીશ.

પુસ્તકના ત્રણ વિભાગ પાડયા છે તે ક્રમવાર બાળકોની વય અને શક્તિ માફક લેવાના છે. પુસ્તક સચિત્ર હોવાથી ઘર આગળ કસરત કરાવનાર માબાપોનું કાર્ય સુગમ થયું છે અને આશા છે કે માબાપો એ ફરજ અદા કરશે. દરેક નિશાળમાં આ પુસ્તકનો ઉપયોગ થવો જોઇએ. અમારા માસિકને અંગે રા. છગનલાલને એટલીજ વિનંતી કરવાની કે આ પુસ્તક સુખ્યત્વે કરી છોકરાઓને ઉપયોગી છે પણ આપણી છોકરીઓ જે ભવિષ્યની માતા છે તેમને વિસરી જવાની નથી. કરકસરથી છોકરીઓની શક્તિ પ્રમાણે તેમનાં શરીર કેળવવા માટે જુદુંજ પુસ્તક થવાની જરૂર છે. છોકરીઓની રમતો વિશે અનુકુળતાએ અમો કાંક સૂચના કરવા ધારીયે છીયે અને તેને માટે સંશોધન કરીયે છીએ. અન્તે એટલું કહેવું જોઇએ કે પુસ્તકની કીંમત કાંક ઓછી હોત તો તેનો વધારે પ્રચાર થાત.

---

+ સંપાદકઃ—રા. મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રી. નૌસારીકર. મૂલ્ય રૂ. ૧–૮–૦

* સંશોધક રા. છગનલાલ લલુભાઇ શાહ. વડોદરા. મૂલ્ય રૂ. ૨–૦–૦

# વર્તમાનરંગ.

## સામયિક સ્ત્રીસાહિત્ય.

**પતિપ્રેમ**—મદ્રાસના એક વકીલે થોડાં વર્ષો ઉપર કમલા નામના એક કાલ્પત યુવાન સ્ત્રીના પોતાના પતિ પ્રત્યે લખેલા પત્રોનું એક પુસ્તક ઇંગ્રેજીમાં પ્રકટ કર્યું હ તેમાં સામાજીક, કૌટુમ્બિક તથા સ્ત્રીધર્મને લગતા વિષયોનું ઘણી ઉત્તમ રીતે નિરૂપણ કરેલું હોવાથી તે પુસ્તક ઘણું લોકપ્રિય થઇ પડ્યું છે અને તેનાં અનેક ભાષામાં ભાષાન્તરો થયાં છે. એના ગુજરાતી ભાષાન્તરનો આરંભ **"સમાલોચક"** નામાના ત્રૈમાસિક પત્રના જાન્યુઆરી-માર્ચના અંકથી કરવામાં આવ્યો છે, અને તેમાં પ્રથમ ત્રણ પત્રો પ્રકટ થયા છે. કાંઇક અગત્યના તથા લાંબા સમય સુધી રોકી રાખે એવા કાર્યને અર્થે કમલાનો પતિ વિદેશ જવાથી તે પોતાને પિયર આવી તરત જ પતિને પ્રથમ પત્ર લખે છે. તેમાં નીચેનાં વાક્યો ખાસ લક્ષ ખેંચે છે. "હવે તો તમારા ઉત્સાહક સંનિધાન સિવાય બીજા કશાથી પણ મારા જીવને શાંતિ વળશે નહિં. પણ તે બનવાનું નથી. દરેક પળ જાય છે તેમ તેમ આપણ બંને વચ્ચેનું અંતર વધતું અને વધતું જાય છે.—જે અંતર અત્યારે આપણા દેહ વચ્ચે વસે છે એ અંતર આપણા હૃદય વચ્ચે પણ કદિ વસશે ખરૂં!! એ વિચાર મારા હૃદયમાં કંઇક શંકા અને કંઇક આશ્ચર્ય ઉત્પન્ન કરે છે.—હા! આપણા હૃદય વચ્ચે,—જે હૃદયને પ્રેમે એકમેકમાં મેળવી લીન કરી-એક કરી દીધાં છે. અરે રે! તે પ્રસંગનો હું વિચાર પણ કરી શકતી નથી.—આવી આપદાની ચિંતા કરતાં હું તો ત્રાસું." ત્યાર પછી, કાંઇક શાંતિદાયક શબ્દોથી કમલાના મનનું સાન્ત્વન કરી વિયોગકાળ સુધી તેને પિયર રહેવાની કરેલી ભલામણના ઉત્તરમાં કમલા બીજા પ- પીસતા ··એ..છે કે "હું અહિંયાં મારાં માબાપ પાસે મારે પીયર રહું છું તેનું કારણ તમારી તથા બે જાયફળ માબાપને એથી સારૂં લાગે એમ જે તમે સ્નેહથી સૂચવ્યું હતું, તે નહિ. ધાળીઓમાં પાથરી • ઉપર હેત આવે છે, તેઓ વ્હાલાં લાગે છે અને મારી છાતી સરસાં પ્રિયતમ. તમે એથી પણ અધિક વ્હાલા લાગો છો, તેથી પણ

એ પ્રશ્નનો કાંઇક ખુલાસો કરતો, "શ્રીબોધ" ના ફેબ્રુઆરીના અંકમાં ઉપર જણાવેલા મથાળા વાળો, સંવાદ રૂપે લેખાયેલો, એક લેખ પ્રકટ થયો છે. તેમાં વિદ્વાન પુરૂષને વિદ્યાવિલાસી પત્ની ન મળવાથી થતી એક મુખ્ય હાનિ દર્શાવતાં લેખક દલીલ કરે છે કે પતિ જો સ્વરૂચિ અનુસાર વિદ્યાના વિલાસમાં પોતાનું જીવન એકલો ગાળે તો પત્ની તેટલે અંશે પોતાને સત્જેલી સમજી અસંતુષ્ટ રહે છે, અને તેવી પત્ની પોતાની રૂચિ તથા ઇચ્છાઓ તૃપ્ત કરાવવાને પતિ પાસેથી બીજી કોઇ વસ્તુ કરતાં દ્રવ્યની વિશેષ લાલસા વાળી હોવાથી પતિને કુટુંબશાંતિ સાચવવાને માટે ઘણેક અંશે વિદ્યા વિસારી અન્ય માર્ગે દ્રવ્યોપાર્જન કરવાની, અથવા દ્રવ્યોપાર્જનમાં સહાયકારક થઈ પડે એટલે અંશે જ વિદ્યાનું સેવન કરવાની, ફરજ પડે છે. આથી નવીન વિદ્યાનો શોધ અટકે છે. આ દલીલના સમર્થનમાં લેખક પશ્ચિમ દેશના વિદ્વાનો તથા નવીન શોધકોનાં જીવનદષ્ટાંતો ટાંકી બતાવી જણાવે છે કે, તેઓમાંના કેટલાક તો કુંવારા હતા, અથવા કેટલાક પોતાની શોધમાં સહાયભૂત થનારી પત્નીથી ભાગ્યશાળી હતા.

**વિધવાવસ્થા**—"ભારતભગિની" ના ૧૫ મી એપ્રીલના અંકમાં હિંદની વિધવાઓની અવસ્થાના સંબંધના ત્રણ લક્ષયોગ્ય પ્રશ્નો ઉઠાવ્યા છેઃ (૧) વિધવાઓના ચિત્તમાં સળગી રહેતા શોકાગ્નિથી આપણા લોકને કાંઇ પણ દુઃખ વેઠવું પડે છે કે કેમ? (૨) વિધવાઓની આટલી બધી સંખ્યા આપણા દેશમાં શાથી વધી ગઈ છે? અને (૩) તેનો કાંઇપણ ઉપાય છે કે નહીં? આ ત્રણે પ્રશ્નોના ઉત્તર પણ લેખક પોતે આપે છે કે (૧) હિંદ દેશમાં હાલમાં જે જે ગંભીર સંકટો અને આપદાઓ આવી પડી છે તે મુખ્યત્વે કરીને વિધવાઓના અંતરના દુઃખનું જ પરિણામ છે; (૨) બાળલગ્નના પ્રચારથી અને પુરૂષોની શારીરિક શક્તિ ઉપર ઘણુંજ થોડું લક્ષ આપવાથી વિધવાની સંખ્યા આટલી બધી વધી પડી છે; અને (૩) ઉપાય તરીકે વિધવાઓને પુનર્લગ્ન કરવાની પ્રેરણા કરવાને બદલે લેખક સૂચવે છે કે તેમને માટે પાઠશાળા, વિદ્યાલય, વિધવાશ્રમ આદી બનાવી તેમાં તેમને યોગ્ય વિદ્યાદાન દેવું, આપણા દેશ તથા સ્ત્રીજાતિ તરફ પ્રેમ અને દાનની લાગણી તેમના હૃદયોમાં દૃઢ સ્થાપવી કે જેથી તેઓ કન્યાઓનાં શિક્ષક, ધર્મોપદેશક, અથવા કારીગરી તથા સુન્દર કળાઓ શીખવનારી બની શકે; આથી પરોપકારી પ્રવૃત્તિમાં રોકાયાથી આત્મદુઃખ કાંઇક વિસારી અન્યને ઉપયોગી થઈ શકે, અને દેશમાં સ્થળે સ્થળે ગૃહિણીઓને મળી તેમનાં હૃદયાંધકાર દૂર કરવામાં સવિશેષ સહાયકારક થઈ પડે.

લવાજમ તથા સર્વ બાબતના પત્ર વ્યવહારનું સરનામું.

રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયા બી. એ.

વ્યવસ્થાપક સુન્દરીસુબોધ—અમદાવાદ.

## લવાજમની પ્હોંચ.

| | | | | |
|---|---|---|---|---|
| ૩૧૩ નં. ૧૭૦ | રા. બા. દિવાન સાહેબ (લેડી રે લાયબ્રેરી) | વ. ૩ | ખંભાત | ૧—૪—૦ |
| ૩૧૪ નં. ૩ | રા. એમ. જે. વાયડા | વ. ૩ | માંગલોર | ૧—૪—૦ |
| ૩૧૫ નં. ૩૩૩ | અ. સૌ. હિરાલક્ષ્મી કૃષ્ણલાલ નરભેરામ | વ. ૩ | જામનગર | ૧—૪—૦ |
| ૩૧૬ નં. ૬૯ | રા. બાળકૃષ્ણ જદુરામ | વ. ૩ | જેતપુર | ૧—૪—૦ |
| ૩૧૭ નં. ૩૪૧ | અ. સૌ સલવતી લલ્લુભાઈ | વ. ૩ | ભાવનગર | ૧—૪—૦ |
| ૩૧૮ નં. ૩૪૩ | રા. કાળીદાસ મોતીચંદ | વ. ૩ | ધોરાજી | ૧—૪—૦ |
| ૩૧૯ નં. ૪૧૬ | સ્ત્રીશિક્ષણ પદ્ધતિ પાઠશાળાનાં લેડી. સુ. મિસ ભોર | વ. ૩ | વડોદરા | ૧—૪—૦ |
| ૩૨૦ નં. ૧૦૫ | પ્રો. નાનાલાલ દલપતરામ | વ. ૩ | રાજકોટ | ૧—૪—૦ |
| ૩૨૧ નં. ૪૩૫ | સૌ. વસન્તબા રા. છગનલાલ હરીલાલનેસાં | વ. ૩ | નડીયાદ | ૧—૫—૦ |
| ૩૨૨ નં. ૨ | રા. મહાશંકર છગનલાલ જોશી | વ. ૩ | છાંગાઢી | ૧—૪—૦ |
| ૩૨૩ નં. ૨૯૮ | રા. મનસુખરામ કે. મહેતા | વ. ૩ | મુંબાઈ | ૧—૪—૦ |
| ૩૨૪ નં. ૩૬૫ | રા. ઠા. જીવણદાસ નારાયણદાસ પોરેચા | વ. ૩ | મુંબાઇ | ૧—૪—૦ |
| ૩૨૫ નં. ૫૭૪ | રા. કાન્તીલાલ ભોગીલાલ દેશાઈ. | વ. ૩ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૩૨૬ નં. ૪૪૪ | સૌ.નર્મદાગૌરી રા.હરીલાલ કુબેરજીનાંપત્નીવ. | ૩ | જળીઆદેવાણી | ૧—૪—૦ |
| ૩૨૭ નં. ૧૪૨ | રા. મુલશંકર વિશ્વનાથ | વ. ૩ | કરાંચી | ૧—૪—૦ |
| ૩૨૮ નં. ૫૭૫ | મિસિસ રૂક્ષમણી રણછોડલાલ દવે | વ. ૩ | મોરબી | ૧—૪—૦ |
| ૩૨૯ નં. ૫૭૬ | મહેતા ક્રીષ્ણલાલ મોરારજી | વ. ૩ | મસ્કત | ૧—૪—૦ |
| ૩૩૦ નં. ૩૦ | રા. માવજી વલ્લભદાસ | વ. ૩ | પાચોરા | ૧—૪—૦ |
| ૩૩૧ નં. ૧૮૦ | રા. ચંદ્રશંકર ગીરજાશંકર | વ. ૩ | પ્રાંતિજ | ૧—૪—૦ |
| ૩૩૨ નં. ૫૭૭ | રા. નાગેન્દ્રલાલ | વ. ૩ | પામેજ | ૧—૪—૦ |
| ૩૩૩ નં. ૨૯ | રા. રમણિકશંકર પ્રભાશંકર લાખીયા | વ. ૩ | ભાવનગર | ૧—૪—૦ |
| ૩૩૪ નં. ૧૯૩ | અ. સૌ. જયાલક્ષ્મી ચુનીલાલ | વ. ૩ | વેરાવળ | ૧—૪—૦ |
| ૩૩૫ નં. ૩૯૦ | રા. બા. પ્રહલાદજી સેવકરામ | વ. ૩ | દહેગામ | ૧—૪—૦ |
| ૩૩૬ નં. ૫૭૮ | રા. સંઘવી ભાઈચંદ લલ્લુભાઈ | વ ૩ | ઘોઘા | ૧—૪—૦ |
| ૩૩૭ નં. ૫૭૯ | રા. શેઠ કરશનદાસ બાલગોવિન્દ | વ. ૩ | માટુંગા | ૧—૪—૦ |
| ૩૩૮ નં. ૫૮૦ | સૌ. ગવરીબેન આનંદરાય દેશાઈ | વ. ૩ | ગણદેવી | ૧—૪—૦ |
| ૩૩૯ નં. ૩૫૪ | રા. માર્તંડરાય દોલતરાય | વ. ૩ | ધંધુકા | ૧—૪—૦ |
| ૩૪૦ નં. ૫૮૧ | રા. મણીશંકર મૂળશંકર | વ. ૩ | ધોલેરા | ૧—૪—૦ |
| ૩૪૧ નં. ૧૯૨ | મીસીસ સાવીત્રી મહેન્દ્રરાય | વ. ૩ | રાજકોટ | ૧—૪—૦ |
| ૩૪૨ નં. ૧૩૨ | રા. લલ્લુભાઇ ગોકળદાસ | વ. ૩ | નડીયાદ | ૧—૪—૦ |
| ૩૪૩ નં. ૪૪૬ | રા. કેશવલાલ લક્ષ્મણ | વ. ૩ | બાબરા | ૧—૪—૦ |




વર્ષ ૩ જું] ઈ. સ. ૧૯૦૬ જુલાઈ—અષાડ વિ. સં. ૧૯૬૨. [અંક ૧૧ મો.

## ज्ञानसुगन्ध.

**पुत्रीनी फरियाद उपरथी मानो बोध**—बहेन! सासरीआमां वडील माणसो वहुने जे कांइ कहे ते मात्र तेने त्रास आपवा माटे ज एम तने लागतुं जणाय छे; पण ते तारी भूल छे....पोतानां सासरीआंनी फरियाद मा के पोतानी बहेनपणीओ आगळ करवी, अने पोताना घरनी वात बीजे काने नाखवी, ए तारा जेवी सुशील अने सद्गुणी दीकरीने शोभे नहि. दीकरी! जे घरमां तारे जींदगी काढवानी छे, जे घरना कल्याणमां ज तारुं कल्याण अने अकल्याणमां अकल्याण रहेलुं छे, अने जे घरनी तुं खरी मालीक छे, ते घरनां वडील माणसोनो तुं दोष कहाडे अने तेमना बोलवा उपर खोटुं लगाडी मा सुधी फरीआद पहोंचाडे ते शुं तारा जेवी केळवायली दीकरीने शोभे? तारी सासु तने कांइ कहेती हशे अथवा वखते खीजती हशे ते तने पजववा माटे ज एम तुं समजे छे. शुं ते तारुं खराब थाय एम इच्छती हशे?....वडील माणसोनुं कहेवुं वखते अघटित होय तोपण तेमना माननी खातर जुवान माणसोए ते कहे ते प्रमाणे करवुं जोइए....बहेन! स्त्रीओमां सहनशीलता न होय तो घरमां कदी पण सुख न रहे ए नक्की याद राखजे. आपणा हिंदु लोकोना संसारनुं बंधारण एवुं छे के तेमां आपणे स्त्रीओए सहन करवाना अनेक प्रसंगो आवे छे. एथी जो स्त्रीओमां आ गुण न होय तो घरमांथी कलह-कंकास कदी जाय नहि.

बुद्धिप्रकाश, मार्च १९०६

# કાવ્યકુંજ.

## પતિમનોરમા : નણદીશું ગોઠડી.

( આસો માસો સરદ પૂનમની રાતજો, એ ઢંબ પ્રમાણે )

નણદી ! બ્હેની ! વીર તમારા કામણગારા કાન જોઃ
નણદી ! બ્હેની ! વીર તમારા ગૃહમાળી ગૌરવ ભર્યા જોઃ
નણદી ! બ્હેની ! મોહન મંત્ર ભર્યું મુખડું મલકાવતા :
હીંચે મ્હારા હૈયા કેરાં હાસ્ય જો :
નણદી ! બ્હેની ! વીર તમારા અમીવર્ષા વર્ષાવતા.

નણદી ! બ્હેની ! લગ્નગ્રન્થિ બંધાણી અમર તમ વીરશું;
પ્રેમછત્ર પ્રીતમ અંકે પોઢાડતા :
હસ્ત અમી અર્પે શુચિમોતી શેષ[1] જો ;
અર્ધમિલીત આંખડલી નીરખે નાથને;
વીર તમારા વૈકુંઠના વિમલ વિમાન જો;
નણદી ! બ્હેની ! વીર તમારા અમીવર્ષા વર્ષાવતા.

મોહન મનજીના મન્દિરિયે જ્યોત જગાડતા;
શીળા સ્મિતે સુરભી ઉડતી સૃષ્ટિમાં :
પ્રાણ પ્રસાદી પીતો પ્રીતમપ્રેમની;
બ્હેની ! વીર તમારા વિરાટમય વિકાસતા :
હું હીંચું કરકમલે કંઈ કંથને;
નણદી ! બ્હેની ! વીર તમારા અમીવર્ષા વર્ષાવતા.

વ્હાલમને વળગી હું ઉડતી વ્યોમમાં :
વીર તમારા વૈકુંઠના વીર વિમાન જો;
નણદી ! બ્હેની ! વીર તમારા અમીવર્ષા વર્ષાવતા.

નણદી ! બ્હેની ! વીર તમારા મ્હારા અમરનાથજી;
પ્રભુપથનો એક જગસંઘ કાઢવા, :
રમતો લાલાજીને હૈયે, પ્રાણ જો;
નણદી ! બ્હેની ! પ્રીતમના અધરે લોલ હું બંસરી;
ગોચર કરૂં હું પ્રાણપુરૂષનાં પ્રેમ જો;
નણદી ! બ્હેની ! કુમકુમ અક્ષત થાળ ભરી ભેળાં ભળો;

---

૧. શુચિમોતી શેષ=વિશુદ્ધિના શૃંગારનો આત્મા.

મંગલ કેલિ આલખિયે ગૃહકુંજમાં:
અક્ષર સત્ ચિત્‌ના આનંદ જગાવીએ;
નણુદી ! બ્હેની ! શ્વેત જ્યોતિ સંસારે ઝળકાવીયે;
નણુદી ! બ્હેની ! તમ વીરે રોપ્યાં જીવનજતન જો:
હું તો મ્હારા પીયુપ્રાણુની પ્રકૃતિ,
બ્હેની ! વીર તમારા વ્રજે ત્યાં અમ વાસજો.

નણુદી ! બ્હેની ! મૂકી'તી શુભબિન્દિ તમે મમ ભાલમાં:
તમ આશીશે ઉગ્યો મ્હારો ભાનુ જો;
નણુદી ! બ્હેની ! વીર તમારાની જગજ્યોતિ ઝીલવા,
જાગ્યા મ્હારા પૂર્વ જન્મના કોડ જો;
નણુદી ! બ્હેની ! લગ્નગ્રન્થિ લંબાણી અમર તમ વીર શું:
હું તો તમારા વીરાજીની લીલા જો;
નણુદી ! બ્હેની ! વીર તમારા અમીવર્ષા વર્ષાવતા.

નણુદી ! બ્હેની ! શિશુ મુખડે સ્વામીની વિભૂતિ શું વદું:
નણુદી ! બ્હેની ! સેવાના મેવા મનજીને મીઠડા;
નેહભરી નહી નણુદલ વ્હાલાની વીરી,
વીરપસલીમાં વીર તમારા આપજો
શોધી, મ્હારા માધવ જેવા, દેવ જો:
નણુદી ! વીર તમારા જેવા પતિને પામજો:
હીંચો હૈયે ભાભી જેવાં હાસ્ય જો;
નણુદી ! બ્હેની ! વીર તમારા અમીવર્ષા વર્ષાવતા.

નણુદી ! બ્હેની ! વીર તમારા વૈકુંઠના વીર વિમાન જો:
વિમાન વેરે સ્વર્ગસમૃદ્ધિ સૃષ્ટિમાં;
સંસાર વહી ઉડે તે ઉન્નત ધામ જો;
વિશ્વ-સમાજ વધાવે નણુદી ! તમ વીરને;
મેઘપુષ્પ[૨] સમ વર્ષે દેવનાં દાન જો;
જો ! જો ! બ્હેનાં ! મ્હારી ભરાણી ભરછક નેહે છાતડી:
જો ! જો ! બ્હેનાં ! જગની ખીલે રમતી હસતી આંખડી:
હું ઘેલી હું ઘેલી કેલિ કંથની:
નણુદી ! બ્હેની ! વીર તમારા મ્હારા વૈકુંઠનાથ જો.

મૂલજી દુર્લભજી વેદ

૨. મેઘપુષ્પ=વર્ષા.

વિજયસિંહને આથી કાંઇક શક દુર થયો. હરિસિંહ બાલ્યાવસ્થામાં વિજયસિંહ સાથે રમેલો હતો તેથી બધો શક દુર કરવા હેણે વિજયસિંહને પોતાના શરીર ઉપરના ઘાનાં ચિન્હ બતાવ્યાં. વિજયસિંહે તે ઘાનાં ચિન્હ ઓળખ્યાં અને તે હરિસિંહને ભેટી પડયો. નયનમાંથી અશ્રુ વહ્યાં. થોડીવાર પછી હરિસિંહે પોતાની વાર્તા શરૂ કરીઃ—

"વિજય, ત્હારી માતાને જ્યારે મોગલો મહેલમાંથી એક યોગીની મદદ વડે લઈ જતા હતા ત્યારે મ્હેં મોગલોને અટકાવવાને ઘણા પ્રયત્ન કર્યા. પરંતુ રાત્રિને લીધે મ્હારૂં કાંઈ ચાલ્યું નહિં. તેઓ ત્હારી માતાને લઇને ચાલતા થયા ત્યારે હું એક મરી ગએલા મોગલનાં કપડાં પહેરી તેઓ ક્યાં જાય છે તે ધ્યાનમાં રાખવા પાછળ પડયો. રજપુત સૈન્યને ખબર ન પડે તેવી યુક્તિ કરી તેઓ પદ્મલતાને ઉપાડી ગયા. મોગલ લોકોના રાજ્યમાં જઇ મ્હેં મ્હારી રહેણી મોગલ જેવી જ કરી નાંખી. દાઢી વધારી અને મોગલ પોશાક પહેરવા લાગ્યો. મ્હારા ગળામાંની કંઠી મેં વેચી અને તેના આવેલા દ્રવ્યમાંથી હું મ્હારૂં ગુજરાન ચલાવતો હતો. બહાદુરશાહે પદ્મલતાને એક મહિનો દિલ્હીમાં રાખી અને જ્યારે તે રાણીને મેળવી લેવામાં નીરાશ થયો ત્યારે છાની રીતે હેણે રાણીને કાસ્મીર દેશમાં આવેલા બાબરગઢમાં મોકલી દીધી અને રાણી ક્યાં છે તે વીશે કોઇને જણાવા દીધું નહિં. પોતે મહિને મહિને બાબરગઢ જતો પણ પોતાના કાર્યમાં નીષ્ફળ નીવડતો. આડેક વર્ષ પછી મ્હેં નક્કી કર્યું કે પદ્મલતાને પાછી લાવ્યા વગર કોઇ દીવસ વીરનગરમાં જવું નહિ. અને હું બાદશાહના મહેલમાં નોકર રહ્યો. વરસ બે વરસ પછી બાદશાહનો હું વિશ્વાસુ નોકર થયો. બાદશાહને મ્હે પદ્મલતાને કબજે કરવા એક યુક્તિ બતાવી કે જેથી આપણું કાર્ય વિઘ્નથી નીવડે. બાદશાહને મ્હે સુચવ્યું કે જો વિજયસિંહને અહિં પકડી લાવવામાં આવે તો પદ્મલતા આપણી સત્તામાં આવે. વિજયસિંહને પદ્મલતા પાસે લઈ જવો અને ત્હેના વધ કરવાની બ્હીક બતાવીને પદ્મલતાને લલચાવવી. આ ગોઠવણ બાદશાહને પસંદ આવી મ્હેં આ કામ કરવાની બાદશાહને ખુશી બતાવી. ત્હેણે હા પાડી. મ્હેં ત્હેની પાસેથી બસેં સ્વાર માગ્યા કારણ કે ખરેખરો ડોળ કરી બાદશાહને છેતરવાનો મ્હારો વિચાર હતો. હું સુવર્ણપુરી નજીક આવી પહોંચ્યો. એવામાં જંગલમાં તું મ્હને મળ્યો. ત્હને મળવામાં મ્હને ઘણી મુશ્કેલી નડત પરંતુ ઈશ્વર મ્હારી સહાયે આવ્યો અને તું મ્હને મળ્યો. મ્હારી સાથે આવેલા મોગલોના દેખતાં મ્હારો ખરો હેતુ હું ત્હને કહી શક્યો નહિં, અને મ્હેં ત્હને પ્રપંચ રચી લલચાવ્યો. પરંતુ તું એકદમ પ્રપંચ સમજી ગયો. પણ હું તે સમજ્યો નહિં. મ્હેં ત્હને પાસેના શહેરમાંથી ત્હારે જોઇતી વસ્તુઓ લેવા જવાની હા પાડી. મ્હારો ત્હને પકડી જવાનો ઇરાદો ન્હોતો. નહિં તો હું ત્હને શહેરમાં જવા દત નહિ પણ ત્હારી ગોઠવણની ખાતર મ્હેં ત્હને છુટો મુકયો હતો. તું શહેરમાંથી પાછો ન આવ્યો. હું નીરાશ થયો અને એક દીવસ ત્હારી વાટ જોઇ ત્હારાથી છેતરાઇ ચાલતો થયો. બાદશાહને મ્હેં જઇને કહ્યું કે વિજયસિંહ મોગલ રાજ્યમાં ફરે છે. એટલે હું ત્હને પકડવાનું બ્હાનું પુત્ર કરત આહિં આવ્યો છું અને મ્હારા દિવસો દુઃખમાં ગાળું છું. બીજા ઉપાયે હતો. પોતાની નાન દશાહ બહુ વહેમી છે એટલે પકડાઇ જવાની બ્હીક રેહે છે." . અને તેથી કરી તેમન

વિજયસિંહ આ વાત એક રસે સાંભળી રહ્યો. વાત પુરી થતાં ત્યાર કહેવરાવતા હત વેશે આમ તેમ ફર અને બાદશાહને હું અહિં આવ્યો છું તેવી બાતઃ

ઠવણ કરજો. હું બાબરગઢ જાઉં છું અને આવતી જતી તકનો લાભ લઇને મારી માતાને નક્કી છોડવીશ."

હરિસિંહે કહ્યું. "વિજય, ત્હારૂં આ સાહસ સિંહના મુખમાં હાથ નાંખવા જેવું છે."

વિજય હસીને બોલ્યો "હરિસિંહને પણ એક ન્હાના ઉદરે રમાડયો હતો. માટે હું અહિંથી બાબરગઢ જઇશ; અને એકાદ ધર્મશાળામાં હું મ્હારૂં સ્થાનક રાખીશ. આ કાર્યની શરૂઆતથી જ હું મહાત્માની છાયા નીચે છું અને મ્હને ત્હેણે જીવતદાન આપ્યું છે તો આ કાર્યની આગળ ઉપર સિદ્ધિ થશે એવી મ્હારી ધારણા છે."

એમ કહી બન્ને જણ પોતપોતાના સંકેત સ્થાનની નીશાની આપી જુદા પડયા.

બાબરગઢ કાશ્મીર દેશના એક આધેના પ્રદેશમાં આવેલો હતો. હિમાલય પર્વત નજીક હોવાથી ઠંડી સખત પડતી હતી; તેથી અહિ રહેનારા લોકોની સંખ્યા થોડી હતી બાબરગઢના આગલા ભાગમાં પદ્મલતાને પુરી હતી. દસ બાર મોગલ પહેરેગીરો ચોકી રાખતા હતા. અને બે હીન્દુ સ્ત્રીઓ પદ્મલતાની તહેનાતમાં રહેતી. પદ્મલતા બાર વર્ષ થયાં કારાગૃહનું અસહ્ય દુઃખ વેઠતી હતી. હવે ત્હેણે આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો, અને એકાદ શસ્ત્ર મેળવવાની શોધમાં દીવો લઇને પોતાના કારાગૃહની અંદર બધે ફરીવળી; પરંતુ ત્હેને તે મળ્યું નહિ. એકદમ ત્હેના મનમાં બીજો વિચાર સુજી આવ્યો. એક ઓરડામાં ગઢમાં દીવા કરવાને સારૂ મ્હોટા ડબ્બામાં તેલ ભરી રાખ્યું હતું. ત્હેણે તે ડબ્બો ઉઘાડયો. અંદરથી તેલ કહાડી પોતાના ઓરડાની આસપાસના ઓરડાઓની ભીંતે તથા અંદરના લાકડા કોતર કામ ઉપર ખુબ તેલ રેડયું. પછી પોતાની પાસેના દીવાની મદદે કારાગૃહમાં અગ્નિ મુકી. ગઢ અગ્નિથી એકદમ ઝળઝળી ઉઠયો. પદ્મલતા પોતાના ઓરડામાં જઇ ઇશ્વરસ્તવન કરતી બેઠી. પથ્થર કામ વધારે હોવાથી ત્હેના ઓરડાને એકદમ આંચ પહોંચી નહિ. કેદખાનાની બહાર મોગલો તથા બીજા લોકો એકઠા થઇ ગયા અને આસપાસનાં માણસોની ભીડ થઇ ગઇ. કોઇ અંદર જઇ પદ્મલતાને બળતી બચાવવાને હિમ્મત ધરતું નહોતું. તેમજ પાણીની તંગીને લીધે અગ્નિ ઓલવાયો પણ નહિ. એ કોલાહલ દરમિયાન એક યોગીએ અગ્નિમાં પ્રવેશ કર્યો અને અંદર અદૃશ્ય થઇ ગયો. થોડીવારમાં તે પોતાની માતાના ઓરડામાં જવા ભાગ્યશાળી નીવડયો અને વિજયસિંહ પોતાની માતાને ભેટી પડયો.

...હ "માતા, હું ત્હારો વ્હાલો પુત્ર ત્હારી મદદે અહિં યોગીને વેશે આવ્યો
મહમદ બોલ્યો. વસ્ત્ર પહેરી લે ઉતાવળ કર." પદ્મલતા પોતાને મુક્ત થવાની આશાથી
વિજયસિંહે કહેવા માંડી. વિજયસિંહે પોતાની ઝોળીમાંથી વિભુતિ કહાડી પોતાની મા-
મહમદ "વિજય, પમાં ખુબ ચોળી દીવો રહેવાના ગોખલામાંથી કાજળ લાવી તે સમયે
છું. ત્હારી માતા કાશ્મીરાથી ત્હેના સુંદર મુખ ઉપર ઘસતાં અચકાયો નહિં. અને પછી પો.
હતો પણ વિજયસિંહ ડીને મહા મહેનતે અગ્નિ બહાર લઈ ગયો અને બહાર થએલી ભીડની
તું અસત્ય બોલીશ નઓ "ભૈયા, અગ્નિ હુઇ હૈ" એમ બોલતા બોલતા અદૃશ્ય થઈ ગયા.
હું ખરેખર હરિસિંહની માતાને હાલ આવા જ વેશમાં રાખી મુસાફરી કરી, અને થોડે દી-
ગળા ઉપર મુક અને રહદ વટાવી, રસ્તામાં પેલા માહાત્માવાળા જંગલમાં ઉતારી મહાત્માને

મળ્યો અહિં ત્હેમણે રજપુત પોષાક ધારણ કર્યો. વિજયે પોતાની માતાને પોતાની બધી વિટંબણાઓ વર્ણવી. મહાત્માએ મોહનાને વિજયસિંહને આપી અને પોતે રજપુત પતિવ્રતાનાં દર્શન કર્યાં જેથી ત્હેનો શ્રાપ તદ્દન ટળી ગયો અને પોતાના અનંત સુખદાયી સ્થાન પ્રત્યે ચાલ્યો ગયો. ત્રણે જણ એક દીવસ રહીને સુવર્ણપુરી તરફ વળ્યાં.

બીજી બાજુએ બાબરગઢ સળગી ઉઠવાની તથા પદ્મલતા અંદર બળી મર્યાની હરિસિંહને ખબર પડી માઠા સમાચાર કહેવા તે સુવર્ણપુરી જવા નીકળ્યો. અને મોગલ સરહદ છોડ્યા પછી પોતાનો રજપુત પોષાક ધારણ કર્યો. પરંતુ પોતાના પ્રદેશમાં જતાં જ ત્હેને શુભ સમાચારની ખબર પડી કે વિજયસિંહ ત્હેની માતાને છોડાવી અહિં લાવ્યો છે. તે થોડા દીવસમાં સુવર્ણપુરી પહોંચ્યો.

સુવર્ણપુરીમાં આનન્દનો પાર રહ્યો નહિં. મણિસિંહ પોતાની વૃદ્ધાવસ્થામાં પુત્ર વિરહની વેદનાથી પીડાતો હતો. ત્હેણે એમ જ ધાર્યું હતું કે મોગલોએ ત્હેને પકડી મારી નાંખ્યો. પરંતુ સર્વે સવળું ઉતર્યું. વીરસિંહને પોતાનો પુત્ર જીવતો છે અને સુવર્ણપુરી આવી પહોંચ્યો છે એવા શુભ સમાચાર મોકલ્યા. વીરસિંહનો ખોટો પુત્ર આઠ વર્ષનો થઈ મરણ પામ્યો હતો. વીરસિંહ તરત સુવર્ણપુરીમાં આવી પહોંચ્યો. પિતા અને પુત્રનાં નયનમાંથી સ્નેહનાં અશ્રુ વહ્યાં. વિજયસિંહ મોહનાને વીરસિંહ પાસે લઈ ગયો અને ત્હેને માંદળીયું આપી તે ઉઘાડવાનું કહ્યું. વીરસિંહે તે ઉઘાડ્યું. અંદરની ચીઠ્ઠી વાંચી મોહનાના કોમળ પગની આંગળીઓ ગણી જોઇ અને ખાત્રી થઈ કે પોતાની પાસે ઉભી હતી તે જ ત્હેની પુત્રી.

વીરસિંહે વિજયસિંહનો આભાર માન્યો અને મણિસિંહને પોતે આપેલું વચન પાળવાને બહુ આતુર થયો.

મોહના પોતે વીરસિંહની પુત્રી છે તે સાંભળી ખુશી થઈ.

વીરસિંહે મણિસિંહની રજા લઈ પોતાની પુત્રી મોહનાનાં વીરનગરમાં ભારે ધામધુમથી લગ્ન કર્યાં અને બન્ને નગરમાં અતિ આનંદ વ્યાપી રહ્યો. (સંપૂર્ણ.)

વિબુધ, ભ્રાતૃસમાજ.

---

## રમણ અને કાન્તા.

### સંસારિક જીવન.

### (સ્ત્રીલેખ—લખનાર સૌ. સત્યમતી.)

રમણ કરીને એક સુંદર અને હોશીયાર છોકરો હતો. ત્હેના પિતા ત્હેને નાનો મુકીને ગુજરી ગયા હતા. તેથી રમણ અને ત્હેની વીધવા માતા બન્ને જણ ત્હેના મામાને ત્યાં રહેતાં હતાં. રમણના મામાને કાંઈ પણ પ્રજા નહિ હોવાથી તે રમણને પોતાના પુત્ર કરતાં પણ અધીક ચ્હાતો હતો. રમણ પણ ઘણો જ ચાલાક અને પ્રેમાળ હતો. પોતાની નાની વય છતાં તે પ્રીવીયસની પરીક્ષામાં ઘણે ઉંચે નંબરે પાસ થયો હતો. અને તેથી કરી તેમની ન્યાતના લોકો પોતાની કન્યા આપવાને માટે રમણના મામાને વારંવાર કહેવરાવતા હતા.

પરંતુ ત્હેના મામાનો વિચાર હજી રમણને મોટી ઉમરે પરણાવવાનો હતો. તેથી તે કોઈનું માગું કબુલ કરતા નહતા પરંતુ આ વાત જ્યારે રમણની માના જાણવામાં આવી ત્યારે તેણે પોતાના ભાઈને સમજાવી અને જેમ બને તેમ પોતાના પુત્રને વ્હેલો પરણાવાય તો સારૂં તેવી ગોઠવણ કરવા માંડી કારણ બૈરાંઓને સારાસારનો કાંઈ વિચાર હોતો નથી. તેતો ફક્ત લગ્નનો લ્હાવો લેવામાં જ આનંદ માને છે. પરંતુ વિચાર કરતાં નથી કે લગ્ન કરવું તે કાંઈ જેવું તેવું કામ નથી. એ તો જન્મારા સુધીનો સંબંધ બાંધવાનો છે માટે ક્ષણીક આનંદ ભોગવવા માટે પોતાના પુત્રને તથા પુત્રીને દુઃખ રૂપી કુવામાં હડસેલી પાડવાં તે સારૂં નહિ. રમણની મા પણ પુત્રલગ્નનો લ્હાવો લેવામાં જ આનંદ માનતી હતી તેથી પોતાના ભાઈને સમજાવી તેમની જ ન્યાતીની કન્યા કાન્તા કે જે ઘણી સૌંદર્યવાન હતી તેની સાથે રમણનાં લગન ઘણી ધામધુમથી કર્યાં. કાન્તા હજી નાની હોવાથી પીતાને ઘેર રહેતી અને વખતો વખત સાસુ બોલાવે તો દીવસે જઈ આવતી હતી પરંતુ, પતિને મેળ કેવો હોય છે તે હજી બરોબર જાણતી નહોતી. રમણ પણ પોતાનો અભ્યાસ આગળ ચલાવતો હતો. આમ કરતાં કેટલાંક વર્ષ વીતી ગયા બાદ રમણના મામા પ્લેગથી ગુજરી ગયા અને ઘરમાં હવે રમણ અને તેની મા રહેતાં હતાં. રમણ બી. એ. ની પરીક્ષા આપવાનો હતો તેથી તે પણ હવે મુંબાઈ જઈ ત્યાં અભ્યાસ કરવા વિચાર રાખતો હતો. રમણ હવે થોડા દીવસમાં મુંબાઈ જનાર હતો. તેથી રમણની માએ પોતાની વહુ કાન્તાને બે દીવસ રહેવા માટે અત્રે બોલાવી હતી. કાન્તાએ હજી પતિસુખનો લ્હાવો લીધો નહોતો તેમ પતિનો પ્રેમ કેવો હોય તે પણ તે જાણતી નહતી. કારણ તેને પરણે ચાર વરસ થયાં હતાં તો પણ ત્હેની સાસુએ તેને હજી સુધી આણું કર્યું નહોતું. અને આજે પણ લોકાપવાદથી ડરીને રમણ મુંબાઈ જવાનો છે તેથી કાન્તાને અત્રે બોલાવી હતી. પોતાની સાસુ રસોઇ કરતાં હતાં અને કાન્તા પરસાલના બારણા આગળ બેઠી હતી. તેવામાં રમણ બ્હારથી આવ્યો અને ચોકમાં હીંચકે બેઠો. હીંચકા ખાતાં તેની નજર પરસાલમાં બેઠેલી કાન્તા ઉપર પડી અને બન્નેની નજર એક થઈ અને રમણની વૃતિઓ સ્વતંત્ર સુખ ભોગવવાને માટે આતુર બનવા લાગી. કાન્તાએ પણ પતિના નયનનો પ્રેમ આજે જ અનુભવ્યો હતો તેથી ત્હેને તો પોતાનાં ગાત્ર ક્યાથી શીથીલ થયાં તેની ખબર પડી નહિ. પરંતુ પતિના મુખ સામું વારંવાર જોતી હતી. રમણની મા રસોડામાંથી આ સર્વે જોતી ને પતિપત્નિનો ભાવ સમજી ગઇ હતી. પરંતુ તે ઘણી જ કઠીણ હૃદયની હોય તેમ જણાતું હતું કારણ તેણે કાંઈ પણ બ્હાનું કાઢી રમણને મેડી ઉપર મોકલી દીધો અને કાન્તાને પણ કામમાં ગુંથવી દીધી. રમણ ઘણો શરમાળ હતો તેથી પોતાનો વેગ જેમ તેમ કરી દબાવી શક્યો. રસોઇ તૈયાર થઇ અને જમ્યો. બાદ સાસુ વહુ પણ જમ્યાં અને કામ કાજથી પરવારી બેઠાં વાતોનાં ગપ્પાં મારતા રાત્રીના દસ વાગ્યા. રમણ બીચારો શયનગૃહમાં કાન્તાની રાહ જોતો હતો. પરંતુ ત્હેની માએ કાન્તાને રમણ વાળા ખંડમાં જવાનું કહ્યું નહિ તેમ તે બીચારી નીરાસ થઈ સાસુની પથારીમાં સુતી. કાન્તાને રમણવાળા ખંડમાં ન મોકલવાનું કારણ એ જ કે જો રમણ અને કાન્તાની પ્રીતી ગાઢ થસે અને સ્ત્રીની મોહજાળમાં સપડાશે તો રમણ આગળ અભ્યાસ ચલાવી શકશે નહિ; અને બન્નેનાં હૃદય એક્ય હસે તો પછી તે મ્હારી દાબમાં રહેસે નહી. આથી કરી તેણે તે બીચારાં દંપતિ

ને વિયોગદુ:ખના મોટા ખાડામાં હડશેલી પાડયાં. રમણે બીચારે જેમ તેમ કરતાં તે રાત્રી પસાર કરી. બીજે દીવસે સવારમાં ઉઠયો. અને આજે પોતાને રાતની ગાડીમાં મુંબાઇ જવાનું હતું તેથી નાઇ ધોઇને પોતાના સસરાને મળવાને માટે જવા તૈયાર થયો. તેવામાં કાન્તાની નાની બેન રમણ અને કાન્તાને જમવાનું કહેવા માટે આવી અને પોતાની બેનની સાસુને કહ્યું કે કાન્તાને મ્હારી સાથે મોકલો કારણ મ્હારી બાયે કહ્યું છે કે કાન્તાને ત્હારી સાથે તેડતી આવજે. આથી કરી કાન્તા અને ત્હેની બેન બન્ને જણાં ગયાં. બાદ દસ વાગે રમણ પણ જમવાને માટે સાસરે આવ્યો. જમવાની વાર હતી તેથી રમણ દીવાનખાનામાં બેઠો બેઠો મેજ ઉપર પડેલું પુસ્તક વાંચતો હતો. દીવાનખાનામાં ફક્ત રમણ એકલો જ હતો કારણ ત્હેના સસરા તથા સાળા કાંઇ કારણસર બ્હાર ગયા હતા તે હજી આવ્યા નહોતા. દીવાનખાનાની જોડની ઓરડી તે આપણી કાન્તાની ખાનગી હતી તેથી તે ત્યાં બેઠી હતી અને આ એકાંતનો લાભ લઇ પતિના મુખના વચનામૃતનું પાન કરવા ઇચ્છતી, જ્યાં રમણ બેઠો હતો ત્યાં આવી અને રમણની પીઠ પાછળ ઉભી રહી. માણસનો ઘસારો લાગવાથી રમણે પાછળ જોયું તો પોતાની પ્રિય પત્ની કાન્તાને ઉભેલી દીઠી. રમણ એકદમ ખુરસી ઉપરથી ઉભો થયો અને કાન્તાનો હાથ પોતાના હાથમાં લઇને ચુંબન કરતો બોલ્યો."વ્હાલી કાન્તા, હું આજે રાતે મુંબાઈ જવાનો છું, અને હાલ ત્યાં રહીને અભ્યાસ કરવાનો વિચાર છે. આપણે આટલા દીવસ અત્રે રહ્યાં પરંતુ એક એકને સામેથી બોલવાનો પ્રસંગ આવ્યો નથી. મ્હારી મા ઘણા જ કઠીણ હ્રદયની છે કારણ આજ રાત્રીએ આપણુ બન્ને જણનો સંયોગ થવા દીધો નહિ. હું પણ શરમને લીધે કાંઈ બોલી શકયો નહી. પરંતુ ત્હારા વિયોગદુ:ખમાં હલકાં ખાતાં રાત્રી પસાર કરી હશે, ઇશ્વર ઇચ્છા. હવે આજે સાંજે તો હું મુંબાઈ જઇશ અને પછી ઓરડીની ગોઠવણ કરી તને તેડાવવા પત્ર લખીશ". કાન્તા આ બધું શાન્તપણે સાંભળતી હતી તે બોલી "કાંઈ હરકત નહિ. હાલ હજી તમારી વિદ્યાર્થી અવસ્થા છે. અને આપણે માથે વડીલમાં ફક્ત માતુશ્રી છે માટે તેમની આજ્ઞા માન્ય કરવી જોઇયે. માટે તેને માટે વારંવાર ખેદ કરવો નહિ. ભાવી બળવાન છે. દુ:ખના દીવસો જતાં વાર નહી લાગે અને આપ પછી જ્યારે મ્હોટી પદવીએ ચઢશો ત્યારે આપણે પછી સુખથી જ સંયોગમાં દીવસો વ્યતીત કરીશું. માટે શરીર સાચવીને જેમ બને તેમ અભ્યાસ વધારજો અને ખુશીના સમાચાર આ રંક ઉપર લખી આભારી કરશો. મ્હારો ને તમારો આ પ્હેલો મેળાપ છે. માટે કાંઈ પણ કસુર હોય તો ક્ષમા આપશો." આ બોલ કાન્તા બોલી રહી એટલામાં દાદરમાં બુટનો અવાજ સંભળાયો તેથી કાન્તા એકદમ પોતાની મેડીમાં જતી રહી અને વચ્ચેની બારી બંધ કરી દીધી. રમણ પણ પોતાના સસરા વીગેરેની સાથે વાતો કરતાં જમવાનો વખત થવાથી નીચે જઈ જમવામાં ભળ્યો.

આનંદવારતા કરતાં સરવે જમી રહ્યા અને સ્ત્રીવર્ગ જમવા બેઠો હતો. તેમાં કાન્તાની ભાભી બોલી "કાન્તા બેન, ત્યારે હવે તમારે મુંબાઈ જવાનું સાસુજી ક્યારે ઠરાવે છે?" કાન્તા શરમાઈ અને કાંઈ બોલી નહિ. પરંતુ ગઇ રાતની વાત યાદ આવવાથી લગાર ત્હેનો ચ્હેરો દીલગીર થયો. બધાંએ જાણ્યું કે આ વાત કાન્તાને ગોઠતી નથી તેથી તેમણે બીજી આનંદની વાતો કરવા માંડી. એટલામાં રમણ નીચે આવ્યો અને પોતાની સાસુને પોતે

આજે મુંબાઇ જવાનો છે તેને માટે મળ્યો અને કહ્યું કે હું આજે મુંબાઇ જાઉં છું. સાસુએ હેને આશીષ કહ્યા અને તે ગયો. ત્યાર બાદ કાન્તા પણ જમીને પછી સાસરે ગઇ. સ્હાંજ પડી. રમણે જવાની તૈયારી કરી રાખી હતી. ગાડી આવી; સામાન મુકી પોતાની માને પગે લાગી રમણે હેની આજ્ઞા લીધી, અને પોતાની પ્રિયપત્નીને પણ પોતે જાય છે તે સાનમાં સુચવ્યું. રમણુને મુંબાઇ ગયે હાલ બે વરસ થઇ ગયાં. તે એમ. એ. ની પરીક્ષામાં પાસ થયો અને હવે એલ. એલ. બી. ને માટે અભ્યાસ કરતો હતો. હેની મા હજી સુધી પણ કાન્તાને મુંબાઇ મોકલતી નહોતી. પરંતુ રજાના વખતમાં રમણુ પોતાને દેશ આવતો ત્યારે કાન્તાને પોતાને ઘેર બોલાવવા હેની માતાને કહેતો. તેથી હેની મા કોઇ કોઇ વાર કાન્તાને તેડાવતી હતી. અને હવે રમણુ તેમ કાન્તા ઘણાં જ મ્હોટાં થયાં હતાં તેથી લાચારીથી રમણુની વહુને મેડી ઉપર મોકલતી હતી. આવી રીતે થોડા થોડા દીવસને અંતરે પણ પ્રેમી દંપતી મળતાં તેથી તેમનો પરસ્પર ઘણો જ ગાઢો સ્નેહ બંધાતો ગયો. કાન્તા અને રમણુ વચ્ચે આવો દીવ્ય પ્રેમ ઝળકી ઉઠયો હતો તે હેની માથી સહન થઇ શકતું નહતું. તેથી તે ઘણી વાર કાન્તા તથા રમણુ વચ્ચે કલહ ઉત્પન્ન થાય તેવાં કારણ શોધતી હતી. પરંતુ તે પ્રેમી દંપતી એક એકનાં મન વરતી ગયેલાં હોવાથી કોઈ દીવસ પણ કલહ કરતાં નહિ. રમણુ મનમાં સમજતો હતો કે મ્હારી મા અમારી બન્ને વચ્ચેની પ્રીતિ તોડવા ઇચ્છે છે તેથી તે આવાં કારણો શોધે છે. પરંતુ હું હેનો એકનો એક પુત્ર છું અને હેને મ્હારા શીવાય અન્ય કોઇ છે નહિ, તેમ વળી મ્હેં ભણીને જ્ઞાન સંપાદન કરેલું છે તો હવે મ્હારી માને માટે કાંઇ પણ વચન કહેવાં તે યોગ્ય નથી. એવું ધારી તે બીચારો રમણુ શાન્તિથી સાંભળતો પરંતુ કોઇને કઠોર વચન કહેતો નહિ. કાન્તા પણ ડાહી અને સમજુ હતી તેથી તે પણ કહેતી કે હોય ઘરડાં માણસનો સ્વભાવ તેવો જ હોય છે. માટે વડીલની આજ્ઞા પાળવી એ આપણો ધર્મ છે. કાન્તા આવી રીતે પતિને કહેતી. તેથી રમણુ પણ પોતાને આવી સુજ્ઞ પત્ની મળી છે તેથી ભાગ્યશાળી માનતો હતો. રમણુ ખાનગી નોકરી પણ કરતો અને એલ. એલ. બી. ને માટે અભ્યાસ પણ કરતો તેથી હવે રજા પુરી થવાથી તે મુંબાઇ જવાનો હતો. પરંતુ હજી બીચારી કાન્તાને તો હેની સાસુ મુંબાઇ મોકલવાને વાત સરખી પણ કરતી નહિ. ઇશ્વર શું ધારે છે અને મનુષ્ય શું ધારે છે! જ્યારે સાસુની કાન્તા ઉપર અકૃપા હતી તો ઇશ્વરની હેના ઉપર કૃપા હતી. તેથી આપણી કાન્તાને ઇશ્વરે સારો દીવસ આપ્યો. કાન્તાને શ્રીમંત છે એવી વાત હેની સાસુના જાણવામાં આવી તેથી તે પણ ખુશી થઇ. કારણ ગમે તેવી ક્રુર હૃદયની મા હોય તો પણ તે પોતાના પુત્રના લાભમાં રાજી હોય. તેથી તે પણ રાજી થઇ અને કાન્તાનું શ્રીમંતકાર્ય ઘણા ઉત્સાહથી કર્યું. શ્રીમંત ઉપર રમણુ પણ આવ્યો હતો. શ્રીમંતકાર્ય પુરં થયું. સર્વે સઉ સઉને ઠેકાણે ગયાં, રમણુ પણ ગયો. કાન્તા સુવાવડ ઉપર પોતાને પીયર ગઇ. અને થોડા માસ વીત્યા બાદ હેણે એક પુત્રરત્નને જન્મ આપ્યો. કાન્તા પોતાના બાળક સાથે માતાપિતાને ત્યાં રહેતી હતી. હવે પુત્ર મ્હોટો થયો તેથી હેની સાસુએ તેને પોતાને ઘેર તેડાવી હતી. રમણુ પણ થોડા દીવસને માટે ત્યાં રજા લઈ આવ્યો હતો. પતિપત્ની મળ્યાં અને પોતાના સુંદર બાળકને રમણુ રમાડવા લાગ્યો. પોતાના નાના બાળકને મુકી રમણુને મુંબાઇ જવાનું ઠીક લાગ્યું નહિ. તેથી તે પોતાની માને કાન્તાને મુ-

બાઇ તેડી જવા માટે કહેવા લાગ્યો. કાન્તાને સારે નસીબે હેની સાસુએ હા કહી અને રજા પુરી થતાં બન્ને પતિપત્ની પોતાના બાળકને સાથે લઇ મુંબાઇ આવ્યાં. રમણ એલ. એલ. બી. માં પાસ થયો હતો તેથી તેને હાઇકોર્ટમાં વકીલાતની સણંદ મળી હતી. તેથી તે પોતાનું કામ સારી રીતે ચલાવતો હતો. મ્હોટા મોટા ગૃહસ્થ લોકોમાં પણ તે ઘણા માનને પાત્ર થયો હતો. પરંતુ બીચારી ગરીબ કાન્તાને વિયોગદુઃખમાં થોડા વખત જ સુખનું સ્વપ્નું આવ્યું. કારણ મુંબાઇમાં ચાલતી દુષ્ટ મરકીએ એકાએક રમણના ઉપર હુમલો કર્યો. ઘણા ઘણા ડાકતરોને બોલાવ્યા તથા દવાદારૂ કર્યાં પરંતુ બીચારા રમણને હેની કાંઇ પણ અસર થઇ નહિ. દીવસે દીવસે દરદ વધવા લાગ્યું તેથી કાન્તાએ પોતાની સાસુને તેમ પીયેરીયાંને તાર મુકી તેડાવ્યાં. તે આવ્યાં અને જોયું તો રમણ બેભાનસ્થિતિમાં પડેલો છે અને કાન્તાને પણ કોણ જાણે એકાએક શું થયું કે તેને પણ રમણની પાસે તેવી જ સ્થિતિમાં પડેલી દીઠી. રાત્રીના નવ વાગે રમણે આ ફાની દુનીયાનો ત્યાગ કરી પોતાના આત્માને કર્તાની હજુરમાં ખડો કર્યો. ત્યાર બાદ સર્વે કાન્તા તરફ જઇ જોવા લાગ્યાં તો તેને પણ પોતાના પતિની પાછળ પોતાના આત્માને ત્યજી દેઇ પોતાના પતિપ્રત્યેનો પુર્ણ પ્રેમ જાહેર કરતી પડેલી દીઠી. અહો, શો પ્રેમ ! પોતાના બાળકની પણ દરકાર નહી. તેને કોનો આશ્રય તેનો પણ વિચાર નહી કરતાં પતિની જ પાછળ પ્રાણ અર્પણ કરનાર કાન્તા તો એક પ્રેમની પુતળી જ હતી. હાલ હજી તે બાળક હૈયાત છે અને હેના મોસાળમાં રહે છે. હેના બાપની મા પણ રમણને ગુજરી ગયે થોડા જ દીવસમાં મરણ પામી. તેથી તે બીચારો લીલુ આજ મામાને ઘેર મ્હોટો થયો છે, અને આનંદમાં કાળ ગુજારે છે. ઈશ્વર હવે હેનું સારૂં કરો એ જ પ્રાર્થના છે, અને હેને દિર્ઘાયુષી કરો કે પોતાના પિતાનું નામ અમર રાખે. તથાસ્તુ.

સૌ. સત્યમતી.

---

# વિદ્યાકળા.

## તેજ-પ્રકાશ.

( ગ્રે આસના અંકથી ચાલુ )

ઉત્સુક—કાકા, પ્રકાશ અને ગરમી એ બન્ને એક જ કે નહિ?

વિજ્ઞાન—ના. પ્રકાશ એ અગ્નિનું પરિણામ છે; પૃથ્વી પરની દરેક વસ્તુમાં અગ્નિ છે પણ તે ગુપ્ત છે; જ્યારે અગ્નિ અમુક પ્રમાણે પહોંચે ત્યારે તેમાંથી પ્રકાશ નીકળે છે.

ઉત્સુક—દરેક વસ્તુમાં અગ્નિ ગુપ્ત છે એમ તમે કહ્યું તો પાણીમાં પણ અગ્નિ હશે?

વિજ્ઞાન—હા. તુ ઘી ઉનું કરે તો પાણી જેવું થઈ જાય છે અને એમાંથી ગરમી જતી રહે તો ઠરી જાય છે; તેવી જ રીતે પાણી પ્રવાહી રૂપમાં હોય ત્યારે તેમાં ગરમી રહેલી જ છે. એ તો ઠીક, પણ ઉત્સુક, આપણે આંખ વડે કેવી રીતે દેખી શકીએ છીએ તે તને ખબર છે?

ઉત્સુક—એમાં પૂછવાનું શું હતું ? ઉઘાડી આંખ રાખીએ તો દેખી શકીએ !

વિજ્ઞાન—બંધ રાખવાથી શા માટે નથી દેખી શકતા ?

ઉત્સુક—આંખ બંધ છે માટે; બીજું શું ?

વિજ્ઞાન—ના, એમ નથી. તું એક અંધારી કોટડીની અંદર આંખ ઉઘાડી રાખીને જોઈશ તો દેખી શકશે ?

ઉત્સુક—ના; હવે હું સમજ્યો કે આંખ ઉપર પ્રકાશ પડે છે તેથી દેખી શકીએ છીએ.

વિજ્ઞાન—ના, હજી એ પણ ખોટું છે. ખરેખરૂં આમ બને છે. પ્રકાશનાં કિરણ વસ્તુઓ ઉપર પડે છે અને તે પાછાં ફેંકાઇને આપણી આંખ ઉપર પડે છે તેથી આપણે તે વસ્તુ દેખી શકીએ છીએ. એ કિરણોના પાછા ફેંકાવાને પરાવર્તન કહે છે. પ્રકાશનાં કિરણો જૂદા જૂદા સાત રંગનાં બનેલાં છે તે તો મેં તને કહેલું છે પ્રકાશ સંબંધે બીજું એ જાણવાનું છે કે પડછાયો શાથી પડે છે.

ઉત્સુક—વચમાં કંઇ રાખીએ તો પડછાંયો પડે-બીજું શું ?

વિજ્ઞાન—વચમાં આ કાચ રાખ જોઇએ, અને શું થાય છે તે જો.

ઉત્સુક—તેનો પડછાંયો નહિ પડે કેમકે તેનાંથી સોંસરૂં દેખાય છે.

વિજ્ઞાન—તેમાંથી સૂર્યનાં કિરણ પસાર થઈ શકે છે તેથી પડછાયો નથી પડતો: આવી ચીજો જેમાંથી સોંસરૂં દેખાય તેને પારદર્શક કહે છે. આપણું શરીર અથવા એવી બીજી ઘણી વસ્તુમાંથી કિરણો સોંસરાં નથી જઈ શકતાં તેથી પડછાંયો પડેછે.

ઉત્સુક—હા, કાકા, હવે મને એક શંકા હતી તેનો ખુલાસો થઈ ગયો; સૂર્યની આડે વાદળું આવવાથી સૂર્ય નથી દેખાતો કેમકે વાદળું અપારદર્શક છે; પણ કાકા, સૂર્યની આડે વાદળું આવે ત્યારે આખી પૃથ્વી ઉપર સૂર્ય નહિ દેખાતો હોય ?

વિજ્ઞાન—તું એક દીવા સામે હાથ ધરી છેટે ઉભો રહીશ તો હાથનો ઓળો નાનો પડશે; જેમ જેમ તે પાસે લાવતો જઇશ તેમ તેમ તે ઓળો મોટો થતો જશે; કારણ કે છેટે હોય ત્યારે તેનાં જેટલાં કિરણ દબાતાં હોય તેના કરતાં નજીક લાવીએ ત્યારે વધારે કિરણો દબાય છે; તેથી ઓળો મોટો પડે છે. વાદળું પણ જેમ વધારે ઉંચું-એટલે કે જેમ વધારે સૂર્યની નજીક-તેમ પૃથ્વીના ઘણા ભાગ ઉપર અંધારૂં કરી શકે; જેમ દીવા આડે હાથ ધરવા છતાં ઓળા સિવાય બીજે બધે પ્રકાશ પડતો હતો, તેમ વાદળું આડું આવવાથી પૃથ્વીના અમુક ભાગ ઉપરજ પ્રકાશ ઓછો થાય છે અને સૂર્ય નથી દેખાતો.

ઉત્સુક—કાકા, વાદળાં વધુમાં વધુ કેટલાં ઉંચાં હશે ?

વિજ્ઞાન—શીઆળામાં સામાન્ય રીતે વાદળાં ૧૩૦૦-થી ૧૫૦૦ ગાઉ અને ઉનાળામાં ૩૩૦૦ થી ૪૩૦૦ યાર્ડ ઊંચાઇએ રહે છે.

આમ વાત કરતા હતા તેવામાં ઉત્સુકે પૂછયું કાકા, અત્યારે કેટલા વાગ્યા

હશે ? તે ઉપરથી વિજ્ઞાન પ્રસાદે હાથની આંગળીના છાંયાં ઉપરથી કહ્યું કે આટલો વખત થયો છે. તેથી ઉત્સુકે પૂછ્યું, કાકા, એ તમે કેવી રીતે જાણોછો !

વિજ્ઞાન—તેં જોયું છે કે સવારમાં-બપોરે-અને સાંજે જે જે પડછાંયો પડે છે તે સરખો જ હોય છે કે તેમાં ફેર હોય છે ?

ઉત્સુક—એ તો મેં જોયું નથી.

વિજ્ઞાન—તો તું યાદ રાખીને હવે તે જોજે; જોઇશ ત્યારે તને જણાશે કે બરાબર બપોરે જ્યારે સૂર્ય માથે આવેલો જણાય છે ત્યારે જે ઓળો પડે છે તે તદન નાનો પડે છે, અને સવારે અને સાંજે પડછાંયો મોટા મોટા થતો જાય છે. વળી જે તરફ સૂર્ય હશે તેની ઉલટી બાજૂમાં પડછાંયો પડેલો હશે. તેનું કારણ કે સૂર્યની સામેની બાજૂમાં જતાં-પડતાં-કિરણોની આડા આપણા ઉભા રહીએ છીએ. બપોરે કિરણો સીધાં હોય છે તેની આડા ઉભા રહીએ છીએ તેથી જરા પડછાંયો પડે છે અથવા બીલકુલ નથી પડતો.

( અપૂર્ણ. )

સાકરલાલ મોતીલાલ વછરાજાની.

---

# વિવિધવિહાર.

## સ્ત્રીઓ લખી શકે ખરી ?

**यथा स्त्रीणां तथा वाचां साधुत्वे दुर्जनो जनः—भवभूति**

સંધ્યાકાળનો સમય હતો, વિલ્સન કોલેજની સ્હામે ચોપાટી ઉપર પથરની બાંક ઉપર એકાદ બે વિદ્યાર્થીઓ બેઠા હતા; પગથી ઉપર રંગ બેરંગી પોશાક પ્હેરી સ્ત્રી પુરૂષો ફરતાં હતાં; રબરટાયરની ગાડીઓ, સાઈકલો-મોટાર ગાડીના અવાજો સંભળાતા હતા; ગંડેરીવાળાની બુમો આવતી હતી; દરિયાના મોજાનો અવાજ એક બાજુથી આવતો હતો ત્યારે બીજી બાજુ સ્હામેની ચાલીઓમાંથી-પીયાનો-હારમોનીયમ વિગેરેના મધુર સ્વરો આવતા હતા. દૂર વાલકેશ્વરની ટેકરીના ઢોળાવ ઉપર થતા દિવા તારા જેવા ચળકતા હતા અને બીજી બાજુ કોલાબાની દીવાદાંડીનો દીવો ઘડી ઘડી ચળકતો હતો: આ ખુશનુમા સ્હાંજે પેલા બે વિદ્યાર્થીઓ અભ્યાસથી કંટાળી આરામ લેતા હતા ત્યાં સ્હામેથી ચાર

પાંચ સુવાનોનું ટોળું આવ્યું અને " સાહેબજી" " સાહેબજી " કરી તેજ બાંક ઉપર બેઠું ને નિચે પ્રમાણે વાતો ચાલી.

ચીમનલાલ—નરેન્દ્ર? આ કયું ચોપાનિયું છે ?

નરેન્દ્ર—'સુંદરીસુબોધ ' નામનું માસિક છે. એમાં પુરૂષો ઉપરાંત સ્ત્રીઓ લખે છે અને સ્ત્રીઓની લખેલી વાર્તાઓ તથા બીજા વિષયો બહુ સારા આવે છે.

વામનરાવ—હા, હા. એ પેપર મેં જોયું છે ખરૂં. જાન્યુવારીનો આખો અંક સ્ત્રીઓએજ લખ્યો છે ને લેખ બહુ સારા છે.

ચિમનલાલ—વારૂં વારૂં, સ્ત્રીઓએ લખ્યો છે તે માત્ર ગપ્પાં. એમ લખે તો વધારે ખપત થાય. બાકી બાયડીઓ શું લખતી હતી. એક એસે ( નિબંધ ) લખતાં આપણને સાતપાંચ થાય છે તો એમનાથી વાર્તાઓ શી રીતે લખાય ?

પ્રદ્યોત—અરે-એ તો સ્ત્રીનું નામ. ધણી લખે અને સ્ત્રીને માન અપાવે બીજું શું. 'સ્ત્રીની મતિ પાનીયે. ' બાયડીઓમાં તો અક્કલજ નથી હોતી. 'મનતરંગ' માસિક તો ત્હમે જોયું છે. તેમાં સ્ત્રીના કેટલાક લેખ આવે છે. હું ત્હેના તંત્રીને મળ્યો હતો. એતો એમ કહેતો હતો કે અમુક સ્ત્રીઓ દર વખત હમને પૈસા આપે છે એટલે લેખ લખી અમે તેમને નામે છપાવીએ છીએ.

ચીમનલાલ—એજ. 'સુંદરીસુબોધ' ખાતે પણ એમજ. જેન્યુએરીના જેવા લેખ આવે છે અને લખનારી સ્ત્રીઓ બહુ ભણેલી તો છે નહિ, પછી શી રીતે લખતી હશે ? !

નરેન્દ્ર—ત્હમે બધા તો ગાંડા છો. શું સ્ત્રીઓ લખી જ ન શકે? મ્હારી સાથે કૅાલેજમાં બે સ્ત્રીઓ હતી ને તે નિર્બંધો એવા સારા લખતી કે ન પૂછો વાત. ઇંગ્લાન્ડમાં મેરી કારેલી, મીસીસ હેન્રી વુડ વિગેરે સ્ત્રીઓ એવી સારી વાર્તાઓ લખે છે કે એમની લાખો ચોપડીયો આજ કાલ ખપે છે-શું એ બીજા પાસે લખાવતી હશે ? વળી બી એ. હોય તેજ લખે એમ કાંઈ નહિ. પતિ વિદ્વાન હોય-પોતાનામાં સારા સંસ્કાર હોય તો પછી પતિના સહવાસમાં જ્ઞાન વધે અને લેખ વિગેરે લખી શકે એમાં નવાઈ નથી. ગાર્ગી—લીલાવતી વિગેરે ભૂતકાળમાં વિદ્વાન સ્ત્રીઓ આપણા દેશમાં નહોતી ?

પ્રદ્યોત—ભૂતકાળમાં હશે-તેમજ ઇંગ્લાંડ વિગેરે દેશોમાં હોય, કારણ તે દેશ સુધારામાં આગળ વધેલો છે. પણ આપણી સ્ત્રીઓ કાંઈ લખી શકે એમ માનતો નથી. ત્હારી ભાભી પાંચ ચોપડી ભણી છે ને સરસ્વતીચંદ્ર સ્હમજતી નથી. કેહે વારૂ-એ શું લખી શકે? ત્યારે 'સુંદરીસુબોધ'માં લખનારી સ્ત્રીઓ એટલું પણ માંડ માંડ ભણી હશે.

નરેન્દ્ર—પ્રદ્યોત ! બેકન અને બર્ક-ભવભૂતિ અને કાળીદાસના પુસ્તકોનો હું અભ્યાસ કર્યો છે ત્હેમાં કોઈની મદદ નહોતી લીધી ? હું કોઈ દિવસ શાન્તિ ભાભીની સાથે સરસ્વતીચંદ્ર વાંચી સ્હમજાવવા-ત્હેના વિચારો ઉન્નત કરવા-આપણી સ્થિતિનું અવલોકન કરાવવા યત્ન કર્યો છે ? યત્ન કર્યો હોય અને એમનો ઉત્સાહ ન વધ્યો હોય-બુદ્ધિ ન ખીલિ હોય તો કહે ! તે તો કાંઈ કરવું નહિ ને પછી કહીશ કે સ્ત્રીઓ એમાં શું સ્હમજે !

મનરાવ—નરેન્દ્ર ! ત્હારૂં કહેવું ખરૂં છે. આપણે કલબોમાં મિત્રમંડળમાં જે વાતો કરીયે છે તેમાંની જરા પણ આપણી સ્ત્રીઓ સાથે કરતા નથી. કુટુમ્બકલહ, ખાવુંપીવું-એજ સ્ત્રીની સાથે વાત. પછી એમનાં મન ઉન્નત શી રીતે થાય ? ગવર્નરની પાર્ટીમાં અગર મોટા મેળાવડામાં ભાગ લઈ માત્ર માન મેળવવા ઈચ્છા રાખનારી કોક સ્ત્રીઓ બીજા પાસે લખાવી પોતાનાં નામ બહાર પાડતી હશે, તેથી બધી સ્ત્રીઓ એમજ કરે છે એમ કેમ કહેવાય ?

મનલાલ—નરેન્દ્ર કહે છે એમ પતિપત્ની સંસ્કારી હોય અને વાંચવા લખવાનો મ્હાવરો રાખે તો તો લખી શકે ખરી. આટલું હોય તો પછી સ્ત્રીઓના લેખ વધારે અસરકારક, અનુભવાત્મક હોઈ વિશેષ મનોહર થાય ખરા.

રેન્દ્ર—સ્ત્રીઓને આત્મા નથી, સ્ત્રીઓ પશુવત્ છે, સ્ત્રીઓ પુરૂષની દાસી છે, તેઓનું કાર્ય માત્ર છોકરાં ઉછેરવાનું અને ઘરકામનું છે-એવા એવા વિચારો આપણા મનમાં ઘણા કાળથી ઠસી ગયેલા હોવાથી 'સ્ત્રીઓ લખી શકે' એ વિચાર માનવામાં આવતો નથી, એટલુંજ નહિ પણ એ માનતાં કમ્પારી છૂટે છે; બાકી ઈશ્વરે બન્નેમાં માનસિક શક્તિ આપી છે પછી ત્હેને કેળવવાથી તે ખીલે એમાં શું આશ્ચર્ય !

મન—કેટલાકનું એમ માનવું છે કે કદાપિ સ્ત્રીઓ સ્હેજ સ્હાજ લખતી હશે પણ પતિ સુધારી આપતા હશે. પણ મ્હેં જાતે જોયું છે કે એ પણ ભૂલ છે. જે જે લેખ આવે છે તેમાં પુરૂષવર્ગની જરાયે મદદ હોતી નથી તે લેખની શૈલી-સંકલના ઉપરથી જણાશે. વિદ્વાન્ પતિના વધારે સહવાસમાં આવતાં વધારે સારૂં પરિણામ આવશે એમ હું માનું છું.

મનલાલ—તમારૂં કહેવું કબુલ કરૂં છું. આપણાથી જે વસ્તુ ન થાય તે બીજા કરે તો ઈર્ષ્યા ઉત્પન્ન થાય છે અને ઈર્ષ્યાને લીધેજ પુરૂષવર્ગ સ્ત્રીઓની શક્તિ વિશે અણછાજતું બોલે છે. આપણે સભાઓમાં ભાગ લેવાથી આપણી શક્તિ વધારી શકીયે છીએ તો પછી સ્ત્રીઓ પતિના સહવાસમાં ઉત્તમ થાયજ. સ્ત્રીઓ ન જ લખી શકે તે વિચાર ભૂલ ભરેલો છે. ચાલો હવે આઠ વાગ્યા-રજા લઈશું-સાહેબજી.

પ્રદ્યોત વિગેરે-સાહેબજી-( અને મિત્રમંડળ વિખરાઈ ગયું )

વિનોદ.

# ગૃહધર્મ.

## જયાપાર્વતી વ્રત અથવા ગોર્યે.

વ્રતરાજમાં નીચે પ્રમાણે આ વ્રતનો મહીમા છે.

पार्वत्युवाच

*व्रतं कुरु विधानेन, मम नाम्ना च विश्रुतम्
जयायुक्तेन सुभगे त्रैलोक्ये पावनं परम् ।
भक्तया जयापार्वतीति आषाढे चारुलोचने
स्वादहीनेन चान्नेन लवणेन विना तथा ।
दृढ व्रतं च कर्तव्यं मोक्तव्यं दिनपंचकम्
त्रयोदश्यां व्रतारंभस्तृतीयायां समापनम्
शुक्लपक्षे व्रतारम्भः कृष्णपक्षे समापनः ॥

આ પ્રમાણે પતિના સુખને અને પોતાના સૌભાગ્યને સારૂ " જયાપાર્વતી વ્રત " જે સાધારણ રીતે " ગોર્યે " નામથી ઓળખાય છે તે કરવાનું છે. કન્યાઓએ ભવિષ્યના પતિ-સુખ સારૂ, ઇંદ્રિઓને નિયમમાં રાખી, મોળું ખાઈ સતત ઉમામહેશ્વરની ભક્તિ કરવી અને નવાં અંકુર પુષ્પ વિગેરેથી તેની પૂજન કરવી, અને નવાં ફળ ધરાવવાં-અને નવરા-શના સમય પતિભક્તિના, ઇશ્વિરકીર્તનના ગરબા ગાવામાં, તથા સારો બોધ સાંભળવામાં ગાળવો.

આ પ્રમાણે વ્રતનો મુળ હેતુ છે. પતિસુખને અર્થે પ્રભુ પ્રસન્ન કરવા એ ભાવના ઘણી ઉન્નત છે. કારણ પતિ એ જ સ્ત્રીનું પરમ દૈવત છે. અને એના સુખમાં પોતાનું સુખ સમાયલું છે. આવા સંસ્કાર નાનપણથી પાડવા માટે આ વ્રત બનાવેલું છે.

હવે, આ હેતુ કેટલે દરજ્જે હાલમાં ફલીભુત થાય છે તે આપણે જોઇએ. આ વ્રત તેરશથી શરૂ કરવામાં આવે છે. તે દિવસે સ્હવારના પ્હોરમાં છોકરીઓના સમૂહ નદીએ ન્હાવા જાય છે, ને રસ્તે જુદી જુદી ટુકડીઓ બંધાઈ, કુટવા માંડે છે, કાંતો વઢવા માંડે છે, અથવા તો નિન્દા કરે છે-આ પ્રમાણે અથડાતી, રીબાતી છોકરીઓ આઠ નવ વા-ગ્યાને સુમારે ઘેર આવે છે. પછી માટીનો હાથી બનાવી માંહી ઉમા મહેશ્વરની બે મૂર્તિ

---

* પાર્વતી બોલ્યાં,

હે સારા ભાગ્ય વાળી, મારાનામ જોડે જયા શબ્દથી જોડાયલું, અને ત્રણે લોકમાં પવિત્ર, એવું વ્રત તું વિધાનથી કર્ય. હે સુન્દર નેત્રવાળા—" જયા પાર્વતી " નામનું વ્રત આષાઢ મહિનામાં ભક્તિથી કરવાનું છે, અને પાંચ દિવસ સુધી દૃઢ વ્રત કરવાનું છે જેમાં સ્વાદ વગરનું, મીઠા વગરનું ભોજન કરવાનું છે-શુક્લપક્ષની તેરશથી શરૂ થાય છે અને કૃષ્ણપક્ષની ત્રીજે સંપૂર્ણ થાયછે.

બનાવી સ્થાપના કરે છે-ને એક ટોપલીમાં જ્વારા વાવે છે. પછી પૂજા કરી, બારેક વાગ્યાને સુમારે બેસે છે-ને બેઠા પછી સારૂં સારૂં ખાવાનું ખાય છે ને વખત ગંજીપા, શોગટાં રમવામાં ગાળે છે. નાની છોકરીઓ ઢીંગલે, અગર કુકે રમે છે.

આ પ્રમાણે પાંચ વાગ્યા સુધી બેસી રહીને વખત ગાળે છે. બેસી રહેવાનો હેતુ તો એમ છે કે એ સમય પ્રભુસેવામાં ગાળવો, સારાં પુસ્તક વાંચવાં, અને સ્વાદહીન, મીઠા વગરનું દેહના આધાર માટે જમવું-આવા ઉન્નત વિચાર તો કદાચ નાની છોકરીઓને બારે-અથવા ગજા ઉપરાંત લાગે; પણ એટલું તો બની શકે કે એમને એ સમયે ગંમતની સાથે જ્ઞાન અપાય.

આ વ્રત વ્રતરાજમાં બતાવ્યા પ્રમાણે પચીસ વર્ષ સુધી કરવાનું છે-હાલનો સમય જ્યાં આયુષ્ય ઘણું અલ્પ થતું જાય છે, ત્યાં પચીસ વર્ષે એ મુદ્દત આપણને ઘણી લાગે છે પણ જે સમયમાં દીર્ઘાયુષ્ય હતું ત્યારે તો પચીસ વર્ષે એ કુમારીકાવસ્થા ગણાતી—હાલ તો માત્ર પાંચ વર્ષ આ વ્રત કરવામાં આવે છે.

ગેર્યાની અંદર ફરાળ, બરફી, મેવા, મીઠાઈ વિગેરે સારી પેઠે ખાવામાં આવે છે. વ્રતનો હેતુ મિષ્ટાન્ન ખાવાનો નથી, પણ દેહના આધારને માટે કાંઈક સાત્વિક અન્ન ખાવાનો છે. અને દરેક વ્રતમાં ઇંદ્રિય વશ રાખી ઇશ્વરસ્તવન કરવું એ જ સત્ય છે. તેને બદલે હાલના સમયમાં ઘણેખરે ઠેકાણે "વ્રત" એટલે "ખોરાકફેર" જ જોવામાં આવે છે. જ્યારે નાની પુત્રીઓને એક સ્થળે બેસાડી, નીતિમાર્ગ શિખવવાના હેતુથી આવાં વ્રતો ઉદ્દેશવામાં આવે છે, ત્યારે તે જ વ્રતનાં એવાં રૂપાંતર થાય છે કે એના કરતાં આવાં વ્રત ન હોય તો સારૂં-કારણ ઘણેક સ્થળે આ દિવસોમાં છોકરીઓને કુટતાં શિખવવામાં આવે છે, અથવા તો અનીતિ ભરેલાં ગીતો શિખવવામાં આવે છે. સ્હાંજને સમયે ગેર્યાના દિવસમાં આપણે જોઇશું તો છોકરીઓનાં ટોળે ટોળાં, સરયામ રસ્તા ઉપર કાંતો કુટતાં હશે, કાંતો લ્હડતાં હશે, કાંતો માલ વગરનું ગાતાં હશે. બીજી બાજુ તરફ છોકરાઓનાં ટોળાં એમની મસ્કરી, નિન્દા કરતાં હશે, અથવા તો જીવ્હાયુદ્ધ ચલાવતાં હશે.

આ પ્રમાણે છોકરા અને છોકરીઓને નિરંકુશ છુટ આ દિવસોમાં મળે છે-અને આથી અનીતિ બહુ વધે છે.

આના કરતાં આ દિવસોમાં મ્હોટી ઉમ્મરની સ્ત્રીઓ નાની છોકરીને કલાક કલાક સારો બોધ આપતી હોય, સતી સ્ત્રીઓનાં જીવનચરિત, આખ્યાયિકાઓ કહેતી હોય, અને સુન્દર પ્રભુનાં પદ, પતિભક્તિનાં ગીત ગાતાં શીખવતી હોય તો નાની બાલિકાઓ ઉપર કેવી સારી છાપ પડે !

વ્રતનો હેતુ ઘણો ઉન્નત છે, પણ જો એ હેતુ સચવાય તો જ. બાકી હાલ જે રીતે આ દિવસોમાં છોકરીઓને છુટ મળે છે, તે છુટ કાયમ રહે તો તો દિવસે દિવસે આ વ્રત અધોગતિ પામતું જશે, અને આપણા ધર્મશાસ્ત્રના રહસ્ય ન સમજનાર લોક આપણી કિંમત કરશે. આશા છે કે આપણા દેશની કેળવાયલી વિદુષી સન્નારીઓ આવા વિષયો ઉપર લખી, બાપણો કરીને ભવિષ્યમાં થતી પ્રજાને નીતિને સત્ય માર્ગે દોરશે.

સુમિત્ર.

---

# આનંદાશ્રમ.

## એક ગંભીર પ્રશ્નની રમુજભરી ચર્ચા.

ગયા માસમાં મુંબાઇની કોર્પોરેશનમાં (મ્યુનિસિપાલીટીમાં) સ્ત્રીઓને સભાસદ તરિકે બેસવાનો હક આપવાની મી. જાફરભાઇ રહીમતુલ્લાએ દરખાસ્ત મૂકી હતી. તેની અંદર જે ચર્ચા થઇ હતી તે ઉપરથી જણાય છે કે એ ગંભીર પ્રશ્ન ઉપર જોઇએ એવું વિવેચન થવાને બદલે માત્ર હાસ્યજનક ચર્ચા થઇ હતી. તેનો યત્કિંચિત્ ચિતાર અત્રે ટૂંકાણમાં આપીએ છીએઃ—

મી. મેક્ડોનલ્ડ—મિ. જાફરભાઇ જે દરખાસ્ત લાવ્યા છે તેથી કોર્પોરેશનનો વખત નાહક બરબાદ કરવામાં આવે છે કેમકે તે માટે કંઇ જરૂર હતી નહિ. મ્હને ઘણીક બાનુઓ સાથે ઓળખાણ છે કે જેઓની ચાલાકી વિગેરે માટે મ્હને ઘણું માન છે; પણ જ્યારે કોઇપણ બાનુએ કોર્પોરેસનમાં આવવાની માગણી કરી નથી ત્યારે નાહકનો એ સ્વાલ ઉઠાવવાની જરૂર શી?

સર ફીરોઝશાહ મ્હેતા—મ્હારા મિત્ર મી. જાફરભાઇ આ સવાલની વ્યવહાર બાજુ સમજતા નથી એમ મ્હને લાગે છે. મ્હને તો લાગતું હતું કે અત્રે આજે તકરાર લાવવમાં આવશે ત્યારે બાનુઓ વાવટા સાથે મોટી સંખ્યામાં ઉતરી પડશે (હસાહસ), પણ હાલતો તેવું જોવામાં આવતું નથી. × × × × શું કોઇપણ બાનુએ કોર્પોરેશનમાં બેસવાની ખાયેશ દેખાડી છે? દરેક બાબતમાં મહેનતનું વહેંચાણ થવું જોઇએ. જીંદગીમાં મરદો માટે કેટલીક બાબતો ખાસ મુકરર કરવામાં આવી છે, જ્યારે સ્ત્રીઓ વળી જૂદી જ બાબતો માટે સરજાયેલી છે. એકાદ આપણે સભાસદ ટાયલું કરે છે તો તેને શું આપણે સ્ત્રી સાથે સરખાવતા નથી? તો પછી સ્ત્રીઓ સભામાં આવે તો ટાયલાનું પૂછવું જ શું! આપણા માનવંતા પ્રમુખ તેવી વખતે શું કહે! (હસાહસ). શું તેઓ ડોળા કકડાવીને સ્ત્રી-બોલનારને મુંગી રાખશે! (હસાહસ). તેમ જો તેઓ કરે તો મજકુર બોલનાર સામી એમના ઉપર ડોળા કાઢશે! (વધુ હસાહસ) હું કંઇ એમ કહેવા નથી માગતો કે મરદ સ્ત્રી કરતાં વધુ બુદ્ધિવાળો યા હુંશિયાર છે. પણ મહેનતની વહેંચણી થવી જોઇએ.

મી. પાધ્યે—મી. મહેતાની દલીલ એ છે કે બાનુઓને આવો હક આપવાની કંઇ જરૂર દેખાડવામાં આવી નથી. હિંદુસ્થાનમાં બાનુઓને ઘણા હક મળ્યા છે, તેઓ ડીગ્રી લઇ શકે છે અને સેનેટમાં બીરાજી શકે છે; તો માત્ર આપણા મંડળમાંથી તેમને દૂર રાખવામાં આવે એ સલાહભરેલું નથી. દરેક સ્ત્રી કંઇ અત્રે આવી શકશે નહિ, જેનાથી બનશે તે જ આવશે, લાયક લાગશે તે જ સ્ત્રી-ઉમેદવારને મત આપનાર ચૂંટી કાઢશે. હાલ માત્ર સ્ત્રીઓને ચૂંટી કાઢવા સામે જે અટકાવ છે તે દૂર કરવાનો છે. મારી કોમમાં જોતો આવ્યો છું કે બાનુઓની હાજરીથી આપણા મગજ ઉપર શાન્ત કરનારી અસર થાય છે અને મ્હને ખાતરી છે કે આપણા પ્રમુખને આપણી સ્ત્રી-સભાસદોને મુંગી રાખવાને જરૂર પડશે નહિ.

ડૉ૦ ડાત્રક—આ હિલચાલની શરૂઆત એક મુસલમાન ગૃહસ્થે લીધી છે તે ખુશી

થવા જોગ છે. મી. મેકડોનાલ્ડ જેવા યુરોપિયન વાંધો લે છે તે જોઇ હું અજાયબ થાઉ છું. સર ફીરોજશાહ જ્યારે બોલે છે ત્યારે સઘળા સભાસદોનું ધ્યાન રોકી રાખે છે. જ્યારે બાનુઓ આવશે ત્યારે એમાં વિઘ્ન પડશે એમ કદાચ તેઓ ધારતા હશે ( હો હો ના અવાજ ). આપણું કામ શહેરની સુખશાન્તી વગેરે માટે મળવાનું છે, અને તે સાથે બાનુઓને નિકટ સંબંધ છે. મરદો તો સ્હવારના બહાર ગયેલા સ્હાંજના આવી વિસ્કી સોદા ગટગટાવે છે. ( હસાહસ ). પણ મોરીઓમાં વાસ આવે છે કે નહિ, નળમાં પાણી બરાબર આવે છે કે નહિ તે બાનુઓને જ જોવું પડે છે. અને બાનુઓ સભામાં બિરાજતી હોય તો એ સ્વાલ ઉપર આપણે વધારે ધ્યાન આપી શકીએ. મહેનતની વહેંચણીનો સ્વાલ જૂનો થયો; હવે તો બાનુઓ મરદોનું કામ કરે છે અને મરદો બાનુઓનું કામ કરે છે ( હસાહસ ). આમ છે ત્યારે ત્હેમને શા માટે હક ન આપવો જોઇએ.

ફીરોઝશાહ—પણ બાનુએ દાખલ થવાની ઇચ્છા દેખાડી જ નથી.

ડૉ૦ કાત્રક—જ્યારે ત્હેમને દાખલ થવાનો હક આપવામાં આવ્યો નથી તો પછી કેવી રીતે ઇચ્છા દેખાડે? હું તો મી. જાફરભાઇની તરફ પૂરતી દિલસોજી ધરાવું છું.

ફીરોઝશાહ—પણ મી. જાફરભાઇ કંઇ બાનુ નથી ( હસાહસ ). ડૉ૦ કાત્રક—નહિ, પણ તેઓ એક બાનુ જેવા નમ્ર છે.

મી૦ બેપીસ્ટા—ડૉ૦ કાત્રક! તમો પણ ઘણા નમ્ર છો ( વધુ હસાહસ ).

મી૦ કાવસજી—મી. જાફરભાઈની દરખાસ્તથી આપણને ઠીક રાહત મળી છે. પ્રથમ બાનુઓને મ્યુનિસિપાલ કામકાજ કેમ કરવું તેનું શિક્ષણ આપવું જોઇએ, અને પછીજ દાખલ કરવાની હિમાયત કરવી જોઇએ. મી. પાધ્યેની તકરાર ઉપરથી હું એવો સાર કાઢું છું કે કોર્પોરેશનની સભામાં બેસવા ઇચ્છનાર બાનુએ પરણવું નહિ. ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટમાં બેસવાનો ત્હેમનો હક છે, પણ તેમાં બાનુ-સભાસદ જોવામાં આવતી નથી.

મી૦ વાચ્છા—ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટમાં તો સઘળી બીબીઓ છે. ( હસાહસ )

મી૦ ઘોન્ડી—મ્હારા મિત્ર ચિચગરે એક લેડીઝ ક્લબ સ્થાપી છે; જ્યારે મીસીસ ઘોન્ડી ( પોતાનાં પત્ની ) ત્યાં ગયાં ત્યારે ગરીબ મી. ઘોન્ડીને ઘર સંભાળવું પડ્યું હતું, એટલું જ નહિ પણ બાળકને હિંચકા નાંખવા પડ્યા હતા ( હસાહસ ). મી. જાફરભાઇએ તથા મી. પાધ્યેએ પોતાની કોમની બાનુઓનો સુધારો કરવો.

મી૦ પાધ્યે—અમે તો સુધારો કર્યો છે.

મી૦ ઘોન્ડી—ત્યારે તમે મીસીસ પાધ્યેને ( મી. પાધ્યેનાં પત્નીને ) અત્રે સભાસદ કરશો? ( હસાહસ ).

મી૦ પાધ્યે—હા, તમો ઠરાવ પસાર કરો તો પછી જરૂર જ હુ ત્હેને ( મ્હારાં પત્નીને ) સભાસદ બનાવીશ. ( હસાહસ )

મી૦ ઘોન્ડી—ત્યારે તો હું બેશી જઇશ.

ડૉ૦ સુખીયા—મી. પાધ્યેએ કહ્યું કે બહુબોલા મરદ-કાઉન્સિલરોના મગજ કાંઇ બાનુઓના આવવાથી શાન્તિ થશે, પણ ત્હેમના આવવાથી ઉલટું વાતચિતમાં ઘણો વધારો થશે.

મી૦ જાફરભાઇ—મ્હારા ધારવા મુજબ બાનુઓને મરદો જેટલા, જ હક આપવા જોઇએ. અને મ્હને આશા છે કે મ્હારી દરખાસ્ત પસાર થશે.

આ પછી નવ વિરૂદ્ધ એકતાલીશ મતે મી. જાફરભાઇની દરખાસ્ત રદ થઇ હતી.

સંપાદક—સુબન્ધુ.

"સાંજ વર્તમાન" ઉપરથી.

---

ભાગેલા પૈડાને જેમ તેમ દોરડા વતી બાંધી ગાંડી ચલાવવા માંડી, પણ તે શંધ આગળ વધી શકયો નહીં, અને બન્ને મજબૂત અને અથડામણી સહન કરી શકે એવાં પૈડાં વાળી બીજી ગાડીઓ આગળ ચાલી ગઇ. આ દૃષ્ટાન્ત વર્ણવી લેખક—સન્નારીએ ગૃહસ્થાશ્રમ રૂપી ગાડી ચલાવવામાં સ્ત્રી અને પુરૂષ રૂપી બન્ને પૈડાં મજબૂત હોવાની કેટલી બધી જરૂર છે એનું ઘણી સુન્દર ભાષામાં સૂચન કર્યું છે.

* * * * *

**પતિની સુધારણા**—વાર્તા રૂપે અગત્યનો બોધ આપવાની હાલની રૂઢિ અનુસાર હાલમાં "આનંદ" નામના એક જૈન માસિકમાં 'શ્રાવકસંસાર' ની એક વાર્તા લખાય છે; છતાં તે સર્વ હિંદુ વર્ગનાં સ્ત્રીપુરૂષોને પણ સરખી જ રીતે બોધદાયક છે. એક ધર્માંધ અને દુરાગ્રહી શ્રાવક પતિ, ધર્મનાં મૂળ શુદ્ધ તત્વોનું પિતૃગૃહથી જ્ઞાન પામેલી તથા કોઇપણ ધર્મમાંથી જીવનને ઉન્નત કરે એવાં સિદ્ધાન્તો ગ્રહણ કરી લેવાના મતવાળી પોતાની પત્ની સાથે અણબનાવ કરી તેને કહાડી મુકે છે અને તે સુશીલ સન્નારી ખેદ સહિત ઘેર આવી પોતાના સુજ્ઞ ભાઇની આ સંબંધી સલાહ પૂછે છે. ભાઇ ગમે તેવાં કારણો હોવા છતાં પતિથી વિમુખ ન થવા ઘણાં ઉત્તમ વચનો કહે છે, તેથી ઉત્તેજીત થઈ તે સુન્દરી હરકોઇ પ્રકારે પતિને સુધારવાનો દૃઢ નિશ્ચય કરી પતિગૃહે જવા તત્પર થાય છે. વાર્તા હજી આટલે સુધી વધી છે, અને આગળ વિશેષ આનન્દ અને ઉપદેશ આપશે એવો સંભવ છે.

* * * *

**સ્ત્રીમાહાત્મ્ય**—"ભારતજીવન" ના એપ્રીલ માસના અંકમાં "સેવા કરવા માટે જ સ્ત્રીઓનો અવતાર છે?" એ મુખ્ય વિષયની અંદર બીજા કેટલાક અંતર્ગત વિષયો લઇ ચર્ચા કરવામાં આવી છે. સ્ત્રી એ દેવતાના અંશ,–મનુષ્યથી અધિયતા અને દેવોથી કંઇ ન્યૂન અંશ-રૂપ છે એવા અભિપ્રાય વાળી પત્નીના પતિએ તેથી આગળ વધી સ્ત્રી એ દેવો કરતાં પણ અધિક છે, પ્રત્યક્ષ ભગવાનના ચરણારવિંદમાં પ્હોંચી શકવાની શક્તિવાળી હોવાથી દેવતાઓને પણ ઈર્ષા કરાવનારી છે, એમ અનેક પૌરાણિક કથાઓના દૃષ્ટાન્તો ઉપરથી દર્શાવ્યું છે. "આવી રીતે સતીઓના કરતાં દેવો પણ પોતાને ઉતરતા સમજે અને સતિયોની ઉપર ફૂલની વૃષ્ટિ કરે એ શું સ્ત્રીઓનું ઓછું મહાત્મ્ય છે કે? અને તેનું કારણ શું? કારણ એ જ કે સ્ત્રીનું સ્ત્રીપણું; સ્ત્રીનું સ્ત્રીપણું એટલે પતિપ્રેમ અને આધીનતા, કે જેને શાસ્ત્રમાં પતિવ્રતપણું અને સતીપણું કહેલું છે."........"પ્રભુની દયા તો જુઓ કે તે બધું શેમાંથી? માત્ર દીનતા અને આધીનતામાંથી, માત્ર પતિપ્રેમ અને ઘરનાં રોજનાં સાધારણ કામકાજમાંથી?" આજ મુખ્ય વિષયની અંદર "સ્ત્રીઓની ખુબી" "સ્ત્રીઓના સ્વભાવમાં અને પુરૂષોના સ્વભાવમાં ફેર શો છે?" "સ્ત્રીઓની પ્રેમની કીમત" એ અંતર્ગત વિષયો પણ ઘણી સારી રીતે આલેખવામાં આવ્યા છે.

* * * * *

**માતૃશિક્ષણ**—સુજ્ઞ, નીતિમાન અને ધર્માચારિણી માતા પોતાનાં સન્તાનોને કેવાં ઉન્નત બનાવી શકે છે એના સરસ દૃષ્ટાન્ત તરીકે એક વૃત્તાન્ત "કેળવણી" પત્રના વૈશાખના અંકમાં "ભલી માતા" ના લેખમાં આપવામાં આવ્યું છે. એક વિદ્યાર્થીના હાથમાં રસ્તામાંથી એક પાવલી મળી આવી તે મહેતાજીને ન આપતાં તેનું એક સુન્દર કલમદાન પોતાને

માટે લઇ આવ્યો, અને માને તે બતાવ્યું. માતાએ તે મેળવવા બાબત તપાસ કરતાં ખરી હકીકત જાણ્યા પછી પ્રથમ સત્ય બોલવા માટે તે બાળકને ધન્યવાદ આપ્યો, અને પછી તે કામ કેવું પાપમય છે એ તેના મન ઉપર ઠસાવી તેવું નવું વધારે સારૂં કલમદાન આપવા બીજા પૈસા આપ્યા, અને આણેલું કલમદાન તેને જ હાથે એક પથરાવતી ભ-ગાવી નંખાવ્યું. તે પુત્રને આથી પ્રમાણિકતાની જે ઉંડી અસર થઇ તેનું પોતાની આખી જીંદગી સુધી સ્મરણ રહ્યું છે.

* * * * *

આ ઉપરાંત નીચેના લેખો વાંચવાની પણ અમે ભલામણ કરીએ છીએઃ—

| | |
|---|---|
| સંવતના ૧૮ મા સૈકામાં ગુજરાતનું | |
| સાંસારિક અને ધાર્મિક દર્શન— | બુદ્ધિપ્રકાશ, મે—જુન. |
| ગૃહસ્થાશ્રમનું દિગ્દર્શન— | આર્યધર્મપ્રકાશ, જેઠ, |
| પ્રસુતી સંબંધી બોધક પ્રશ્નોતરો— | વૈદ્યકલ્પતરૂ, મે. |
| બાળકોને શીખવાના બોધ— | સ્ત્રીબોધ, એપ્રીલ. |
| ધર્મ ઉપદેશ, વૈદ્યકશાસ્ત્ર, | |
| એક નવિન વિચાર— | भारतभगिनी, જુન, ૧ લી. |
| ધર્મઉપદેશ, પરદા, સ્ત્રીશક્તિ— | भारतभगिनी, જુન, ૧૫ મી. |
| જાપાની સ્ત્રીઓનું દેશાભિમાન— | કેળવણી, વૈશાખ. |
| સતી અને કુલટા સ્ત્રીઓની સરખામણી— | વિજય, અંક ૧૧ મો. |

પાન્થ, બન્ધુસમાજ.

# સ્વાગત મન્દિર.

## [1]શ્રી સત્યનારાયણનાં સ્તવન તથા કથા.

આ પુસ્તક અમને કર્તા તરફથી અભિપ્રાયાર્થે મળ્યું છે. સત્યનારાયણની કથા આ-પણામાં સામાન્ય છે, અને પૂર્ણિમા અગર ગમે તે દિવસે ભાવિકજનો કહેવરાવે છે. કેટલીકવાર એમ બને છે કે કથા કહેનારા વ્યાસ કાળા અક્ષર કુટી મારે એવા હોય છે. તેવા વ્યાસોને નાહક ઉત્તેજન આપવા કરતાં, આ પુસ્તકમાંની [2]ચીજો ધૂપ, દીપ [3]નિ-વેદ્યની સાથે, તથા વાજીંત્રની સાથે ભાવિક સ્ત્રી અગર પુરૂષ ગાય તો વ્યાસોની ધમાલ કરતાં સારો આનન્દ મળે. પુસ્તક ૧૩૬ પાનાનું છે. જેમાં પ્રથમ ૧૮ પાનાની પ્રસ્તાવના વાંચી મનન કરવા યોગ્ય છે. બાકીનાં ૮૮ પાનામાં જુદી જુદી રીતનાં સત્ય દેવતાનાં સ્તવન છે. અને માત્ર ૨૬ પાનામાં કથા છે. જેવી રીતે ચંડીપાઠના ગરબા છે, તેવીજ રીતના આમાં સત્યદેવના પણ ગરબા છે. અને કર્તાના શબ્દોમાં કહીએ તો બરોબર છે કે "આ કથા પદ્યમાં હોવાથી શ્રી સત્યનારાયણની કથાના પ્રસંગમાં સ્ત્રીઓને મધુર સ્વરે ગાતાં આનન્દ થશે, અને શ્રોતાઓને પણ આનન્દ થશે."

———o———

૧ રચનાર રા. હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. ૨ ગાયનો. ૩ શિરો, તથા ફળ વિગેરે જે ધરવામાં આવે છે તે.

# સમયતરંગ.

**સ્ત્રીસમારંભ**—લાહોરની દેવસમાજના સ્થાપકની ૫૫ મી વર્ષગાંઠ ઉજવવા માટે તે શ્હેરમાં કરવામાં આવેલા મેળાવડામાં સંખ્યાબંધ સન્નારીઓએ ઘણા ઉત્સાહથી ભાગ લીધો હતો, એટલુંજ નહીં પણ તેમણે પોતાની સ્વતંત્ર સભાઓ મેળવી સ્ત્રીવર્ગની આધુનિક સ્થિતિમાં સમાયલી ખરાબીઓ દૂર કરવાના વિષયો ઉપર ખાસ ઠરાવો કર્યા હતા.

**નવી કન્યાશાળા**—કરાંચીમાં પારસી છોકરીઓને માત્ર ત્રીજા ધોરણ સુધીજ કેળવણી આપે એવી શાળા હોવાથી વધારે અભ્યાસ કરવા ઇચ્છનાર પારસી છોકરીઓને ખ્રીસ્તી ધર્મનું શિક્ષણ આપતી કોન્વેંટ સ્કુલમાં મોકલવી પડે છે, તે અડચણ દૂર કરવા તે કોમના કેટલાક ગૃહસ્થોએ એક નવી શાળા સ્થાપવાની યોજના ઉભી કરી છે.

**બી. એ. થયેલી વૈષ્ણવ હિંદુ સન્નારીઓ**—મદ્રાસ યુનીવર્સિટીની ગઈ છેલ્લી બી. એ. ની પરીક્ષામાં બે હિંદુ સન્નારીઓ પાસ થયાની વાત પ્રસિદ્ધ થઈ છે. આ બન્ને બાઇઓ મ્હોટી ઉમ્મરની અને સંતાનો વાળી છે, એટલુંજ નહીં પણ તેઓ સાસરામાં ઘરસંસારની ફરજો પણ બજાવે જાય છે. તેઓ વૈષ્ણવ ધર્મને અનુસરનારી છે. તેમના માનમાં હિંદી આગેવાનોએ મહાન મેળાવડો ભર્યો હતો.

**અનાથાશ્રમનાં બાળકોનાં લગ્ન**—સુરતમાં કેટલાક વખતથી સ્થપાયેલા "મહાજન અનાથ બાળાશ્રમ"માંનાં ૧૨ ઉમ્મરે આવેલાં છોકરા છોકરીઓનાં ઘણી ધામધુમથી આશ્રમ તરફથી ગયા મે માસમાં વિધિપૂર્વક લગ્ન કરી આપવામાં આવ્યાં હતાં. કેટલાક ગૃહસ્થોએ તેમને ચાંલ્લા તરીકે કેટલીક રકમની ભેટ આપી હતી, તથા બીજા કેટલાકોએ તેમને ઘરસંસાર માંડવામાં ઉપયોગી ચીજો ખરીદવા કેટલીક સખાવત કરી હતી; તેમજ તેમને રહેવા વાસ્તે મર્હુમ મી. હરદેવરામ નાનાભાઇના સ્મરણાર્થે આવાજ ઉપયોગ માટે બંધાવેલું મકાન આપવામાં આવ્યું હતું. આ પરણનાર અનાથ છોકરાઓમાંના ૭ ભીલ, ૧ કોળી, તથા ૪ ચોધરા જાતના હતા. આ સર્વે જોડાં હવેથી આશ્રમમાં શીખેલો ધંધો કરી પોતાનું સ્વતંત્ર ગુજરાન ચલાવશે, અને વખતે આશ્રમનાં બીજાં બાલકોને શીખવશે એવી ગોઠવણ કરવામાં આવી છે.

**જલંધર વિધવાશ્રમ**—વિધવાઓની સ્થિતિ સુધારવા માટે એક તરફથી પુનર્લગ્નનો પ્રચાર કેટલેક સ્થળે થતો જાય છે, ત્યારે બીજી તરફથી તેમને વિકારવશતામાંથી દૂર રાખી દેશસેવાનાં કાર્યો કરવા માટે યોગ્ય બનાવવાના હેતુથી વિધવાશ્રમો સ્થપાતાં જાય છે. મુંબાઇ ઇલાકામાં આવું એકજ વિધવાશ્રમ પુના શ્હેરમાં પ્રો. કર્વેની સંભાળ નીચે ચાલે છે, પણ પંજાબ તરફ એવાં આશ્રમો ઘણાં થતાં જાય છે. તે ઇલાકામાં આવેલા જલંધર શ્હેરમાં એક માનનીય દેશભક્ત લાલા દેવરાજના પ્રશંસનીય ઉત્સાહથી એક 'કન્યામહાવિદ્યાલય'

માટે લઇ આવ્યો, અને માને તે બતાવ્યું. માતાએ તે મેળવવા બાબત તપાસ કરતાં ખરી હકીકત જાણ્યા પછી પ્રથમ સત્ય બોલવા માટે તે બાળકને ધન્યવાદ આપ્યો, અને પછી તે કામ કેવું પાપમય છે એ તેના મન ઉપર ઠસાવી તેવું નવું વધારે સારૂં કલમદાન આપવા બીજા પૈસા આપ્યા, અને આણેલું કલમદાન તેને જ હાથે એક પથરાવતી ભંગાવી નખાવ્યું. તે પુત્રને આથી પ્રમાણિકતાની જે ઉંડી અસર થઇ તેનું પોતાની આખી જીંદગી સુધી સ્મરણ રહ્યું છે.

* * * * *

આ ઉપરાંત નીચેના લેખો વાંચવાની પણ અમે ભલામણ કરીએ છીએઃ—

| | |
|---|---|
| સંવતના ૧૮ મા સૈકામાં ગુજરાતનું | |
| સાંસારિક અને ધાર્મિક દર્શન— | બુદ્ધિપ્રકાશ, મે—જુન. |
| ગૃહસ્થાશ્રમનું દિગ્દર્શન— | આર્યધર્મપ્રકાશ, જેઠ, |
| પ્રસુતી સંબંધી વૈદ્યક પ્રશ્નોત્તરો— | વૈદ્યકલ્પતરૂ, મે. |
| બાળકોને શીખવાના બોધ— | સ્ત્રીબોધ, એપ્રીલ. |
| ધર્મ ઉપદેશ, વૈદ્યકશાસ્ત્ર, | |
| એક નવિન વિચાર— | **ભારતભગિની**, જુન, ૧ લી. |
| ધર્મઉપદેશ, પરદા, સ્ત્રીશક્તિ— | **ભારતભગિની**, જુન, ૧૫ મી. |
| જાપાની સ્ત્રીઓનું દેશાભિમાન— | કેળવણી, વૈશાખ. |
| ડાહી અને કુલટા સ્ત્રીઓની સરખામણી— | વિજય, અંક ૧૧ મો. |

**પાન્થ, બન્ધુસમાજ.**

---

# સ્વાગત મન્દિર.

## [1]શ્રી સત્યનારાયણનાં સ્તવન તથા કથા.

આ પુસ્તક અમને કર્તા તરફથી અભિપ્રાયાર્થે મળ્યું છે. સત્યનારાયણની કથા આપણામાં સામાન્ય છે, અને પૂર્ણિમા અગર ગમે તે દિવસે ભાવિકજનો કહેવરાવે છે. કેટલીકવાર એમ બને છે કે કથા કહેનારા વ્યાસ કાળા અક્ષર કુટી મારે એવા હોય છે. તેવા વ્યાસોને નાહક ઉત્તેજન આપવા કરતાં, આ પુસ્તકમાંની [2]ચીજો ધૂપ, દીપ [3]નિવેદની સાથે, તથા વાજીંત્રની સાથે ભાવિક સ્ત્રી અગર પુરૂષ ગાય તો વ્યાસોની ધમાલ કરતાં સારો આનન્દ મળે. પુસ્તક ૧૩૬ પાનાનું છે. જેમાં પ્રથમ ૧૮ પાનાની પ્રસ્તાવના વાંચી મનન કરવા યોગ્ય છે. બાકીનાં ૮૮ પાનામાં જુદી જુદી રીતનાં સત્ય દેવતાનાં સ્તવન છે. અને માત્ર ૨૬ પાનામાં કથા છે. જેવી રીતે ચંડીપાઠના ગરબા છે, તેવીજ રીતના આમાં સત્યદેવના પણ ગરબા છે. અને કર્તાના શબ્દોમાં કહીએ તો બરોબર છે કે "આ કથા પદ્યમાં હોવાથી શ્રી સત્યનારાયણની કથાના પ્રસંગમાં સ્ત્રીઓને મધુર સ્વરે ગાતાં આનન્દ થશે, અને શ્રોતાઓને પણ આનન્દ થશે."

---

૧ રચનાર રા. હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. ૨ ગાયનો. ૩ શિરો, તથા ફળ વિગેરે જે ધરવામાં આવે છે તે.

# સુન્દરી સુબોધ.

યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતાઃ । મનુ.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી.)

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.

પુસ્તક. ૩ — પ્રકાશક, બન્ધુસમાજ. — ઈ. સ. ૧૯૦૬ઃ ઑગષ્ટ.

અંક ૧૨ — વિ. સં. ૧૯૬૨ શ્રાવણ.

વિષયસૂચન.



વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ પોસ્ટેજ સુદ્ધાંત.

"સુન્દરીસુબોધ" ના ગ્રાહકોને પહેલા વર્ષની ભેટ.

# યોગિની.

અથવા

## સાધ્વીઓના જીવનસુવાસ.

ઉપયોગી ૨૫૦ પાનાનું નવલકથાનું આ રસિક પુસ્તક હિન્દુ ગૃહ સંસારના વર્તમાન સાસરા અને પિયરનો વાસ્તવિક ચિતાર આપી સંયુક્ત ગૃહરાજ્યમાં દિકરી અને વહુનાં જુદાં જુદાં ચશ્માથી જોવાતાં ચિત્રો આલેખે છે; ભિન્ન ભિન્ન અવસ્થાની વિધવાઓનાં કર્મની કહાણીઓ વર્ણવે છે; અન્ધ શ્રદ્ધાથી ઉદ્ભવતી ધર્માન્ધતાના લોકવેહેમની દુર્ગંધમાંથી નિવારે છે; પતિપત્નીનાં આસુરી, પાર્થિવ અને સ્વર્ગીય જીવનસ્વરૂપોનાં દર્શન કરાવે છે; અને સંસારસુધારાના અનેક પ્રશ્નોના ગભીર અને નિષ્પક્ષપાત દૃષ્ટિએ સર્વમાન્ય નિર્ણય તારવી બતાવે છે, તથા કેટલાક ધૂળવાળા પ્રદેશ ઉપર સુધારાના પ્રચંડ પવનથી વળગતો મેલ ખંખેરી, સ્ત્રીવર્ગની સત્ય ઉન્નતિનો શીતલ અને શ્રેયસ્કર સુવાસ સુંઘાડે છે; કુમારિકા, પત્ની અને વિધવાનાં આર્યત્વના ભૂષણરૂપ આદર્શો વાચકહૃદયને પ્રત્યક્ષ કરાવે છે; તથા અંતે વિશુદ્ધ સ્નેહ અને કર્તવ્યપરાયણતાને અર્થે કરેલા આત્મભોગનો દિવ્ય પ્રભાવ ઝળકાવે છે.

મૂલ્ય આના બાર. સુન્દરીસુબોધના નવા ગ્રાહકોને અર્ધી કિંમતે.

---

"સુન્દરીસુબોધ" ના ગ્રાહકોને બીજા વર્ષની ભેટ.

# ગીતમાળા

માત્ર થોડીજ નકલો બાકી છે.

ઇશ્વરસ્મરણ, નીતિ અને ગૃહસંસાર, કાવ્યકલ્પના દેશપ્રીતિ વિગેરે વિવિધ વિષયો ઉપર સુપ્રસિદ્ધ લેખકોના ગીતોનું આ પ્રથમ પુસ્તક છે. લગ્ન પ્રસંગે ઉત્સવ નિમિત્તે તેમજ નવરાત્રીના દિવસે ગાઇ શકાય એવાં દરેક સ્ત્રીને જાણીતા રાગવાળાં ગીતોનો સંગ્રહ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

દલપતરામ, નવલરામ, નરસિંહરાવ, ગોવર્ધનરત્ન, કેશવલાલ, નર્મદાશંકર, ન્હાનાલાલ, મણિશંકર, મણિલાલ, ડહ્યાભાઇ ધોળશા, વાપજી વિગેરે સુવિદિત લેખકોનાં ગીત આ પુસ્તકમાંથી મળી આવશે. વિશેષમાં કઠિન શબ્દનો કોશ પણ આપવામાં આવ્યો છે.

મૂલ્ય છ આના. સુન્દરીસુબોધના નવા ગ્રાહકને ચાર આના.

---

'સુન્દરીસુબોધ' ના ગ્રાહકોને ત્રીજા (ચ૩) વર્ષની ભેટ.

તૈયાર થાય છે **કપિંજલા.** તૈયાર થાય છે.

સાંસારિક નવલકથા—હિંદુ લગ્નની સ્થિતિ—આર્ય સ્ત્રીનું ઉત્તમ ચિત્ર.

ત્રણે પુસ્તકો મળવાનું ઠેકાણું—સુન્દરીસુબોધ મંદિર—અમદાવાદ.

# સુન્દરી સુબોધ.

"આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો
"સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને
"સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી
"અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા
"શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની
"કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર
વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને
અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારેઃ—એજ આર્ય સુન્દરીઓના
જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી...
"સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે.

વર્ષ ૩ જું] ઈ. સ. ૧૯૦૬ ઑગષ્ટ—શ્રાવણ વિ. સં. ૧૯૬૨. [અંક ૧૨ મો.

# ज्ञानसुगन्ध.

## महर्षि रानडेनुं सांसारिक जीवन.

संसारसुधारानी तेमनी हीलचाल परथी तेमनी हिम्मत, गमे तेटली अडचणो वेठीने पोताना निश्चयने वळगी रहेवानी टेव, अने पितृभक्तिनुं सारुं भान थाय छे....तेमना गृहसंसारना वर्णन परथी ओरमान माता अने ओरमान भाइओ वगेरे तरफ तेमना अनन्य प्रेम अने काळजीनुं दर्शन थाय छे. केटलांक सगां—एक मावापथी उत्पन्न थयेलां—भाइबेहेनो वच्चे अतिशय स्वार्थीपणाने लीधे एवो कुसंप जोवामां आवे छे के, तेओ एकबीजानुं मुख जोवाने राजी होतां नथी. खरेखर पोताना कुटुंबनी, ज्ञातिनी अने छेवट पोताना देशनी उन्नतिने आ घणुंज विघ्नकर्त्ता गणाय. आवां मनुष्योए मि. रानडेना दाखलानुं अनुकरण करवुं जोइए. पोताना नोकरवर्ग तरफ तेमनुं क्षमायुक्त अने दयाळु वर्तन हरेक प्रकारनी सत्ता धरावनारा मनुष्योए खास करीने ध्यानमां लेवा जेवुं छे. तेमनां पत्नी रमाबाइना सद्‌गुणो अने तेमनुं पवित्र वर्तन सर्व सद्‌गुणी अने पतिभक्त स्त्रीओने माटे अनुकरणीय छे.

—सू. सो. देवाश्रयीकृत
रानडेनुं जीवन.

# વાર્તાલહરી.

## *'ગુલાબી.'

હમારી આ ન્હાનકડી વાર્તાનો આરંભ પરમ પ્રાચીન કાશી નગરીમાં થાય છે. પુરાણ પ્રસિદ્ધ 'મણિકર્ણિકા' ના ઘાટથી બીજા નંબરનો ઘાટ તે 'દશાશ્વમેધ ઘાટ.' આજથી ચાળીસ વર્ષ પૂર્વે આ પવિત્ર ઘાટના પુણ્યપ્રદ પગથીઆં ઉપર આશરે તેર વર્ષની એક બાળા બેઠી હતી. રાત ઘણી વીતી ગઇ હતી અને આ સ્થળે હવે મનુષ્યોની આવ-જાવ બીલકુલ બંધ થઇ ગઇ હતી. સ્પષ્ટ જણાઇ આવતું હતું કે આ બાળા એક ભિક્ષુક-કન્યા-ભીખારણ હતી. હિંદુઓના તીર્થ સ્થાનોમાં ત્હેમની ક્યહાં ખોટ હોય છે? આ કન્યા કદરૂપી નહોતી. જો ત્હેના વીખરાઇ ગયેલા કેશમાં તેલ ઘાલવામાં આવે અને ત્હેના મુખ ઉપરનો મેલ કહાડી નાંખવામાં આવે તો તે એક સુંદરી કહી શકાય.

બનારસ (કાશી) ના રહેવાસીઓમાં આ છોકરી અજાણી નહોતી. ઘણાંઓ ત્હેને 'ગુલાબી' 'ભિક્ષુકકન્યા' 'સૌથી જીદ્દી ભીખારણ' તરીકે ઓળખતા હતા. ગાડીમાં બેઠેલા માણસો પાસેથી એક પૈસો કઢાવવા માટે એ ગાડી પાછળ માઇલોના માઇલ દોડતી, અને પૈસો મળ્યેજ છોડતી.

પરંતુ ગુલાબી સુખી નહોતી. તે જે કાંઇ કમાતી તે ત્હેને પોતાની માતાને આપી દેવું પડતું. માતા ત્હેની સાથે એવી ઘાતકી વર્તણુક ચલાવતી કે ત્હેનું આખું શરીર કાળું પડી ગયું હતું. જ્યહારે તે પુરતા પૈસા ન લાવી આપતી ત્યહારે મા ત્હેને રસ્તામાં ધક્કેલી મુકતી અને આ બીચારી કન્યાને આખી રાત ભુખે અને તરશે કાઢવી પડતી. સુખ અને આરામ શી ચીજ છે ત્હેની બીચારી ગુલાબીને ખબર પણ નહોતી.

જે રાત્રિએ આપણે ત્હેને દશાશ્વમેધ ઘાટ ઉપર એકલી બેઠેલી જોઇ ત્યહારે પણ ત્હેની માએ ત્હેને ઝુંપડામાંથી એવીજ રીતે કહાડી મુકી હતી. ક્યહાં જવું ત્હેની ત્હેને સુઝ પડી નહીં. આજ તો ત્હેને આખા દિવસનું ખાવા પણ મળ્યું નહતું. ત્હેને ચક્કર આવવા લાગ્યા અને અડધી મુડદાલ જેવી થઇ ગઇ. આથી દશાશ્વમેધ ઘાટના એકાંત પગથીઆ ઉપર આવી તે બેઠી અને દુઃખથી આર્ત થઇ ત્હેણે શોકાશ્રુની ધારા ગંગા નદીના પરમ પવિત્ર તટ ઉપર વહેવરાવવા માંડી.

એક યુવક આ સમયે ઘાટ ઉપર થઇને ઉતાવળો ઉતાવળો ચાલ્યો જતો હતો. ત્હેના ડુસકાંનો અવાજ ત્હેના કાને પડ્યો અને તે એકદમ ચમકી ત્હેણે આસપાસ જોયું. એક અંધારા ખુણામાં છુપાઇ જતી એક કાળી આકૃતિ તરફ ત્હેની દૃષ્ટિ ગઈ. તે પાસે ગયો અને પુછ્યું 'કોણ છે'?

* 'ધી ઓરિએન્ટલ' માંના એક ક્ષુદ્રગલ્પ ઉપરથી.

આ શબ્દથી ગુલાબીને કાંઈક ધીરજ મળી. ત્હેના હૃદયમાં આશાના અંકુર સ્ફુર્યા. મહા મહેનતે તે બેઠી'તી ત્હાંથી ઉભી થઇ. પરંતુ કાંઈ પણ ઉચ્ચાર કરી શકી નહિ.

યુવકનું વય આશરે વીસેક વર્ષનું હતું. તે ઘણો દેખાવડો હતો; અને ત્હેના કપડાં વિગેરેના ઠાઠમાઠ ઉપરથી સાફ જણાઈ આવતું હતું કે એ કોઈ શ્રીમન્તનો પુત્ર છે. ગુલાબીની અડોઅડ આવી ત્હેણે ઘણાજ મધુર સ્વરથી પુછ્યું 'આટલી રાતે અહિંઆં શું કરે છે?' ગુલાબીએ ડુસકાં ખાતાં ખાતાં પોતાની દુઃખવાર્તા કહી. ત્હેણે કન્યાનો હાથ પકડ્યો અને કહ્યું 'મ્હારી સાથે ચાલ્ય.' ગુલાબી ત્હેની સાથે ગઇ.

કાંશી નદીના તટ ઉપરજ વસેલું છે. યુવકનું ઘર ઘાટની પાસેજ હતું. ત્હાં તે ગુલાબીને લઈ ગયો. સારી રીતે ખવરાવ્યું, એક રૂપીઓ તથા કપડાં આપ્યાં અને પોતાના એક વિશ્વાસુ નોકર સાથે ત્હેની માને ત્હાં મોકલી આપી.

એક મહિના સુધી તે દરરોજ ત્હેને 'ઘાટ' ઉપર મળતો. પ્રતિદિન એક રૂપીઓ આપતો તથા બનારસમાં મળતાં ઉત્તમોત્તમ ફળ અને મીઠાઇઓ ત્હેને માટે લાવી આપતો. જીવનમાં પહેલી વાર ગુલાબી સુખી થઈ. તે પોતાની સ્થિતિ વિસરી ગઇ. ત્હેને લાગ્યું કે હું પૂર્ણ સુખમાં છું. ત્હેની માતા હવે ત્હેને સારી રીત્યે રાખતી કારણ કે સાંજ પડતાં હમેશ તે એક રૂપીઓ માના હાથમાં મુકતી.

પરંતુ ત્હેના સુખના દિવસો ઝાઝો વખત ટક્યા નહિ. યુવક ત્હેને દરેક રાતે અચુક મળતો, પણ એક દિવસ તે મળ્યો નહિ. આખી રાત ઘાટ ઉપર રાહ દેખતી ઉભી રહી પણ તે નજ આવ્યો. હવે તે પહેલા કરતાં પણ વધારે દુઃખી થઇ. તે ત્હેની શોધમાં નીકળી પડી. પહેલાં તો જે ઘરમાં તે રહેતો હતો ત્હાં ગઇ. પણ એ ઘેરથી નીકળી ગયો હતો. ત્હાંથી ત્હેને ખબર મળી કે તે પોતાના દેશમાં ગયો છે. બીચારી ગુલાબીને તે વિસરી ગયો હતો અને ત્હેને ત્હેના કર્માધીન છોડી ગયો હતો.

એક મહિના સુધી તે આતુરતાથી આશા રાખતી રહી કે તે આવશે. પહેલાંની માફક ભીખ માગે એવું ત્હેનું હૃદય નહોતું. હવે તે અગાઉના જેવી ગુલાબી નહોતી. ત્હેના હૃદયમાં મ્હોટો પરિવર્તન થયો હતો. ત્હેનું હૃદય હવે હતાશ બન્યું હતું.

ભીખ માગીને તે હવે કાંઈ લાવી શકતી નહિ, એટલે ત્હેની માતાની નિર્દયતા હજાર ગણી વધી પડી. ગુલાબી આથી રૂદન કરતી નહિ. સખ્તમાં સખ્ત માર વખતે તે જરા પણ ચીસ પાડતી નહિ. એક દિવસ તે ઘર છોડી ચાલી ગઇ અને કદી પાછી ફરી નહિ. તે દિવસથી 'ગુલાબી ભીખારણ' બનારસમાંથી પૂર્ણ રીત્યે અદશ થઈ ગઇ. તે ક્યહાં ગઇ ત્હેની કોઇને ખબર પડી નહિ. તે જાણવાની કોઇએ દરકાર પણ કરી નહિ. બસ. બધાઓએ એટલું જાણ્યું કે તે બનારસમાંથી 'ચાલી ગઇ.'

૨.

ઉપર વર્ણવેલો યુવક એક બંગાળી જમીનદારનો પુત્ર હતો. ત્હેનું નામ વિજયકુમાર હતું. એ આખા હિંદુસ્તાન યાત્રાએ નીકળ્યો હતો અને બનારસની પવિત્રતાથી મુગ્ધ

થઇ ત્હાં ઘણો સમય રહ્યો હતો. ત્હેની માતાની ગંભિર માંદગીના સમાચાર મળતાં ત્હેને એકાએક બનારસ છોડી જવું પડ્યું. આથી એ ગુલાબીને મળી શક્યો નહિ. તેમજ ત્હેને વિશે વિચાર કરવાનો પણ ત્હેને અવકાશ મળ્યો નહિ.

તે 'દેશ' માં ગયો. ત્હેની માતાને આરામ થયો. પરંતુ વ્યવસાયગ્રસ્ત થવાને લીધે બીચારી ગુલાબીની બધી વાત તે ભુલી ગયો. ત્હેના મનમાંથી ગુલાબીનું બીલકુલ વિસ્મરણ થઇ ગયું. ત્હેણે એક બંગાળી કન્યા સાથે લગ્ન કર્યું, અને સુખી થયો.

પરંતુ ગુલાબીની માફક તે પણ વધારે વખત સુખી ન રહી શક્યો. દુઃખમાં આવી પડેલી એક સ્ત્રીએ વિજયકુમારને ઘેર આવી આશ્રય માગ્યો. વિજયકુમારની ભલી સ્ત્રીએ ત્હેના ઉપર દયા ખાધી અને ત્હેને પોતાના ઘરમાં દાસી તરીકે રાખી. આ દરિદ્ર દાસી આ ગૃહમાં પણ દુઃખ ઉત્પન્ન કરવાજ આવી હતી. તે ખરેખર ત્હેણે દુઃખ પેદા કર્યું. જે ઘર એક સમયે સુખનું ધામ હતુ તે આ દાસીના આવવાથી દુઃખ અને દારિદ્રયનું નિવાસ સ્થાન થઇ પડ્યું. આ દાસી વિજયકુમાર પાસે કોઇ દિવસ જતી નહિ. પરંતુ ત્હેના માનીતા નોકરની મારફતે ત્હેણે પોતાના શેઠની ઇર્ષ્યા વૃત્તિને ઉત્તેજીત કરી. વિજયકુમારને પોતાની પતિવ્રતા સ્ત્રીના સંબંધમાં શક ગયો. અને તે ઘેલા જેવો થઇ ગયો. કેવી મૂર્ખ દાસી ! વિજયકુમાર અને ત્હેની સ્ત્રીમાં વિક્ષેપ પડાવી ત્હેનું ચિત્ત હરી લેવાનો ત્હેણે વિચાર કર્યો. પરંતુ તેની ધારણા નિષ્ફળ ગઇ. વિજયકુમાર ઘરનો ત્યાગ કરી ઘણા સમય સુધી ચાલ્યો ગયો.

પોતાના મન સાથે એ કહેવા લાગ્યો–'બનારસવાળી પેલી ગરીબ છોકરીના ઉપર નિર્દય થવા માટે મ્હને ઘટતી સજા થઇ છે. હું કેવો નર–પિશાચ કે ત્હેને ભૂલી ગયો ! હવે મ્હારાથી ત્હેને જેટલો બદલો વાળી અપાશે તેટલો વાળી આપીશ.

આમ વિચાર કરી ત્હેણે ગૃહત્યાગ કર્યો, અને તે દિવસથી દાસી પણ ઘરમાંથી લોપ થઇ ગઇ.

વિજયકુમાર પાછો કાશી આવ્યો અને ગુલાબીની ઘણી શોધ કરી. પણ કોઇએ ત્હેનો પત્તો ન બતાવ્યો. ત્હેના હૃદયમાં અવર્ણનીય દુઃખ થવા લાગ્યું. પરંતુ ત્હેનું કારણ એ પોતે સમજી શક્યો નહિ. ત્હેનું સુખ સદાને માટે ચાલ્યું ગયું. ત્હેના અંતરમાં એક એવા પ્રકારનો જ્યોતિ પ્રકટયો હતો કે જે હોલવાવો કઠિન હતો. સમસ્ત દેશમાં ત્હેણે પર્યટન કર્યું. રામેશ્વરથી દ્વારિકા સુધીનાં બધાં તીર્થ કરી ચૂક્યો. પરંતુ કહીં પણ ત્હેનું ચિત્ત વધારે વખત ચોટયું નહિ. વિહ્વમૃગની માફક ત્હેણે એક સ્થળેથી અન્ય સ્થળે દોડયા કર્યું.

આખરે તે હરિદ્વાર આવી પહોંચ્યો. પોતાના બધા માણસોને હરિદ્વારમાં મુકીને પોતે 'ગૌમુખી' જવા નીકળ્યો. આ વખતે ત્હેણે સંસારનો ત્યાગ કરી યોગીવ્રત્ત ધારણ કરવાનો નિશ્ચય કર્યો હતો.

એક દિવસ સન્ધ્યા સમયે તે પર્વત ઉપર એકલો હતે. ટહાડ તો કહે મ્હારૂં કામ. આસપાસનું બધું વાતાવરણ ધુમ્મસથી ભરાવા લાગ્યું. અ[illegible]લો વિસામો ઘણો દૂર હતો.

જો તે એ સ્થળે જલદી પહોંચી ન જાય તો ભુલો પડે એમ હતું. હેણે હવે પગ ઉપાડયા. પરંતુ પર્વત ઉપરની મુસાફરીમાં દોડવાનો તો સવાલજ નહોતો.

હેનો ભય ખરો પડયો. અંધારૂં તો સર્વત્ર વ્યાપી ગયું પણ હજુ તે પોતાને નિયત સ્થાને પહોંચી ન શકયો. એક માઇલ હજુ બાકી હતો. ધુમ્મસને લીધે અંધકારનું સામ્રાજ્ય વધ્યું, અને થોડાં કદમ આગળ સુધી પણ કાંઇ દેખાવા ન લાગ્યું.

માર્ગને માટે હેણે ઘણાંએ ફાંફાં માર્યાં. તે વિચારવા લાગ્યો કે 'કર્મમાં કોણ જાણે શુંએ લખાયું હશે.' કારણ કે આ ભાગમાં જંગલી રીંછોનું જોર વધારે હતું.

આગળ ચાલતાં હેણે કોઇ વસ્તુ ઉપર ઠોકર ખાધી. તે વસ્તુએ જ્યારે ઉચ્ચાર કર્યો ત્યારેજ એ સમજી શકયો કે એ મનુષ્ય પ્રાણી છે. અવાજ હેના કર્ણને પરિચિત લાગ્યો પરંતુ અંધકારને લીધે તે મનુષ્યને તે ઓળખી શકયો નહિ. હેણે નમ્રતાપૂર્વક ક્ષમા માગીને કહ્યું:—'હું ભુલો પડયો છું અને આગલે વિસામે જવા માગું છું'

'મ્હારો હાથ પકડો, આપનાથી એકલા નહિ જવાય' તે મનુષ્યે કહ્યું. અને એક નરમ નાજુક હાથ હેના હાથમાં આપ્યો વિજયકુમાર ચમકયો. એ હાથ સ્ત્રીનો હતો. હેણે પુછયું 'હમે કોણ છો?'

'નેપાલીકા બચ્ચા' હેણે ભાગીતુટી હિન્દીમાં ઉત્તર આપ્યો. 'ઔર મૈં યહાં હી પર રહતા હૂં. ચલિયે, મૈં સરાહકી તરફ હી જાતા હૂં.'

છોકરો આગળ ચાલ્યો અને વિજયકુમાર હેની પાછળ લગભગ ઘસડાતો ગયો. હેણે હેની સાથે વાર્તાલાપ કરવાનો યત્ન કર્યો પરંતુ છોકરાએ જવાબજ ન આપ્યો. તેથી હેને ચુપચાપ હેની પાછળ પાછળ જવાની ફરજ પડી. અડધા કલાકમાં તેઓ વિસામા આગળ પહોંચ્યા. ત્ય્હાં ઘણા માણસોની ભીડ જામી હતી, જેમાંના ઘણા ખરા તો સાધુ, સંત અને સન્યાસીઓ હતા. ત્ય્હાં ઘણી તાપણીઓ સળગતી હતી. હેના પ્રકાશમાં વિજયકુમારે તે બાળકની આકૃતિ જોઇ અને તે પુનઃ ચકિત થયો. 'જો આ નેપાળીનો છોકરો ન હોય તો-!!!-તો તે બીજું કોઇ હોવું જોઇએ!' આ વિચાર હેના મગજમાં ઉત્પન્ન થઇ વિજળીના ચમકારાની માફક પસાર થઇ ગયો.

'અસંભવિત; એ બીચારી અહિંઆં આવી શકે નહિ.' એમ કરી હેણે એ વિચારને સ્વતઃ પોતાના મગજમાંથી કહાડી મુકયો.

---

૩.

બીજે દિવસ સ્હવારે વહેલાં ઉઠી બધા ગૌમુખી જવા માટે તૈયાર થયા. પેલો નેપાળી છોકરો રાતના ક્ય્હાં સુતો હતો હેની વિજયકુમારને ખબર પડી નહી. તે કાંઇ ખાવાનું લેવાના બ્હાને ગયો તે પાછો દેખાયોજ નહિ. હેણે હેને ઘણોએ શોધ્યો પણ ફોગટ. નીકળતી વખતે હેણે ફરીથી શોધ્યો ત્ય્હારે પણ પત્તો લાગ્યો નહિ. તેથી હેના ચિત્તને

ઘણો સંતાપ થયો. તે ગભરાઇ ગયો અને શું કરવું તે સુઝ પડી નહિ. હેણે એક ઉંડો નિઃશ્વાસ નાંખી, આગળ ચાલવું શરૂ કર્યું.

એક વહાણુ આગળ હેણે એ છોકરાને પોતાથી અગાડી ચાલતો જોયો. હેણે પોતાના કદમ તેજ કર્યા અને હેની પાસે ગયો. છોકરાએ કેવળ હેના મ્હોં સ્હામું જોયું. પણ એક પણ શબ્દ બોલ્યો નહિ.

વિજયકુમારે હેને પુછ્યું 'તમે ક્હાં જાઓ છો ?'

છોકરાએ હેની સન્મુખ પુનઃદૃષ્ટિ કરી પ્રશ્ન કર્યો 'આપ ક્હાં જાઓ છો ?'

'ગૌમુખી'

'શા માટે ?'

'સન્યાસી થવા'

'હું પણ ત્હાં એટલાજ માટે જાઉં છું'

'તમે ? ! તમે પણ એજ માટે ? ! !'

'હાજી, પણ હું ધારૂં છું કે હું હવે ત્હાં નહિ જાઉં, ચાલો આપણે બંને પાછા જઇએ.'

'કેમ ?'

'કારણ કે હું પણ સન્યાસી થવા નહિ પામું અને આપ પણ નહિ પામો.'

આશ્ચર્યપૂર્વક વિજયકુમાર હેના ચહેરા સ્હામું જોવા લાગ્યો. હેણે નમ્રતાપૂર્વક પણ દૃઢ પ્રશ્ન પુછ્યો 'તમને મ્હારી વાતની શી ખબર ?'

છોકરાએ ચાલવું બંધ કરી ઉત્તર વાળ્યો 'કાંઈજ નહિ.' વળી થોડો વાર રહી હેણે કહ્યું 'હું તો આ ચાલ્યો. ચાલો, નકામુ જઇને શું કરવું ?'

'હું તો જઇશજ.'

'ઠીક, ત્હારે સીધાવો.'

છોકરાએ પોતાનાં પગલાં પાછાં ફેરવ્યાં.

હેના હૃદયમાં એક અવર્ણનીય ભાવ ઉત્પન્ન થયો. છોકરાની પાછળ પાછળ જવાનું હેને બહુજ મન થયું. પરંતુ હેણે અમાનુષિક દૃઢ પ્રયત્નોથી મન રોકી રાખ્યું અને આગળ ચાલ્યોજ ગયો.

પણ હેણે જોયું કે મ્હારી પાછળ કોઇ હાસ્ય કરે છે. પાછળ ફરીને જોવાની હેણે દરકાર કરી નહિ અને તે ગૌમુખી તરફ ઘણીજ ઝડપથી ચાલવા લાગ્યો.

થોડાક દિવસોમાં હેણે એક સન્યાસીને પોતાને ચતુર્થાશ્રમમાં લેવાને માટે આગ્રહ કર્યો. શિર મુંડન કરાવ્યું, ભગવાં વસ્ત્ર પરિધાન કર્યાં, સન્યાસી બન્યો અને પોતાના માણસોને પાછાં મોકલવાને માટે હરિદ્વાર તરફ પ્રયાણ કર્યું.

તે હરિદ્વાર પહોંચ્યો ત્હારે રાત્રિ ઘણી વીતી ગઇ હતી. મહોલ્લામાં કોઈ જાગતું

નહોતું: તીવ્ર શાંતિ ચારે તરફ પ્રસરી રહી હતી. હેના માણુસો જે ઘરમાં ઉતર્યા હતા તે ઘર તરફ એ ઉતાવળે પગલે ચાલ્યો જતો હતો. એટલામાં કોઇએ હેને બોલાવીને રોક્યો. એક કોમળ સ્વરે હેને સંબોધી કહ્યું, 'મહાત્મા હું રસ્તો ભુલી ગઇ છું, કૃપા કરી મ્હને ઘેર પહોચાડો.'

આ કોણુ?! સ્વચ્છ અને સુંદર સાડી પરિધાન કરેલી અતિ સ્વરૂપવાન હિંદુસ્તાની રમણી! વિજયકુમાર પાસે ગયો અને હેનું મુખ કમળ નીહાળીને એકવાર પુનઃચકિત થયો. 'એજ સુંદર મુખડું !!! હા !!! અસંભવિત! હું તો આ ચાલ્યો. દરેક દેહમાં હું હેને ને હેનેજ દેખુ છું.'

સહૃદય વાચક ! આ એક સુંદર યુવતી છે; એકલી અને નિરાધાર છે. વિજય સન્યાસી છે. હમેજ કહો કે વિજયે હેની સાથે જવું કે નહિ? ન જાય તો શું હેને સંકટમાં છોડી જવી ?

હેણે તે યુવતીને પ્રશ્ન કર્યો:-'હમે ક્હાં રહો છો બાઇ?'

નમ્રતાથી હેણે ઉત્તર આપ્યો 'ગંગાજીની પાસે. મહાત્મા, મ્હને સહાય કરો.'

'ચાલો' હેણે કહ્યું 'હું હમને ઘેર પહોંચાડી જાઇશ.'

વિજયકુમાર ચુપચાપ યુવતીની પાછળ પાછળ ગયો. હેનું હૃદય ધડકતું હતું. અને હેના પગ ધ્રુજતા હતા. જાણે કે નીચેની ધરતી ડોલતી હોયની એવું હેને લાગવા લાગ્યું.

એકાએક તે યુવતી ચમકી કમ્પી અને વિજયની સોડયમાં આવીને લપાઇ ગઇ.

'શું થયું?' હેણે બુમ મારીને કહ્યું.

'કોઈ મ્હને પકડવા આવ્યું;' હેણે કહ્યું 'મહારાજ, મ્હને બચાવો.'

શું બન્યું હેની વિજયને ખબર પડે તે પહેલાં તો હેણે એ યુવતીને પોતાના વક્ષસ્થળ ઉપર મુર્છાગત થયેલી જોઇ. શું કરવું હેની હેને સમજણુ પડી નહિ. યુવતીની સારવાર કરવી એ હેનું પ્રથમ કર્તવ્ય હતું.

હેણે પોતાના પ્રબળ હાથો ઉપર હેને ઉપાડી અને મહાદેવના એક ખાલી દેવાલયમાં લઇ ગયો. ત્હાં હેને સુવાડી શુદ્ધિમાં લાવવાના ઉપચાર આદર્યા. પરંતુ હેના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા અને આ યુવતીતો શબવતજ પડી રહી.

હેના જીવનમાં આવું ભાવોદ્દીપન પૂર્વે કદાપિ થયું નહોતું. આ ખીલતા કુસુમ જેવી-ગુલે ગુલાબ, અત્યંત સ્વરૂપવાન સુંદરી હેના ઉત્સંગમાં સુતી છે. હેણે હેને ત્હાં છોડી દેવી?! શું આ સંસારમાં કોઇ પણુ મનુષ્ય પ્રાણી માટે એ કાર્ય સંભવિત છે?! ના, કદિ નહિ. વિજય હેને ત્હાં નહિજ છોડી શકે.

હેના મનમાં લાલચો ઉપર લાલચો આવવા લાગી. ગુલાબીને પ્રાપ્ત કર્યા વગર તે કદાપિ સુખી નહિ થાય. હા! પણુ એતો જતી રહી છે અને અત્રે હેને સ્થાને બરોબર હેનાજ જેવી સુંદર મુખાકૃતિવાળી કન્યા છે. તો શા માટે એને પ્રાપ્ત કરી સુખી

લાબી હવે ક્યાં હતી? આ ક્ષણે તે સર્વદાને માટે આ ક્ષણભંગુર સંસારમાંથી વિલીન થઈ ગઇ હતી. કાન્તના ચરણ કમળમાં આનંદ અને પ્રેમના અશ્રુ પાડતાં એ અનંત સુખના ધામમાં પહોચી ગઈ હતી.

વાચક વૃન્દ! ગુલાબીના અમર આત્માને શાન્તિ ઇચ્છી, દશાશ્વમેધ ઘાટ ઉપર પવિત્ર ગંગામાં માનસિક સ્નાન કરી આપણે અહિઆં જ વિરમીશું.

અનિલ.

# વિવિધ વેહાર.

## રસ્કિન્‌ના સ્ત્રીઓ સંબંધી ઉદ્‌ગાર.

"સ્ત્રીના સ્નેહથી જેનું હૃદય સંસ્કારી બન્યું નથી, સ્ત્રીની હિંમતથી જેનું હૃદય ધૈર્યવાન્ થયું નથી અને સ્ત્રીની વિવેકબુદ્ધિથી જેનું વર્તન નિયંત્રિત થયું નથી તે મનુષ્ય કદિ પણ સદ્‌વર્તન રાખી શકતો નથી." —રસ્કિન્.

ઓગણીસમી સદીના પ્રસિદ્ધ લેખક રસ્કિન્‌ના નામથી ભાગ્યે જ કોઈ અજ્ઞાત હશે. તે સર્વદા સૌંદર્યને ચ્હાનારો હતો એટલું જ નહિ પણ સૌંદર્યની ખરી ખુબી દર્શાવવા નિરંતર પ્રયત્ન કરતો.

"તમને શું ગમે છે તે મ્હને કહો અને તમે કેવા માણસ છો તે હું તરત જ કહીશ. એક પ્રજાનું જીવન અને ચારિત્ર તેની અભિરૂચિ ઉપરથી સ્પષ્ટ જણાય છે." એ રસ્કિન્‌નું સુચિત્ર હતું.

મનુષ્યજાત–સ્ત્રીપુરૂષ, જે જગતમાં મુખ્ય ભાગ ભજવે છે, તે જો સુંદર હોય તો જ અન્ય સર્વ સુંદર હોઇ શકે એમ તે માનતો અને તે જ ઉદ્દેશને અનુસરી તેણે સ્ત્રીઓ સંબંધી કેટલાક વિચાર દર્શાવ્યા છે. આ વિચારો સર્વમાન્ય જેવા છે એટલે રૂચિકર થઇ પડશે એમ માનું છું. આની અંદર જે રસિક લાગે તે સર્વ રસ્કિન્‌નું જ છે.

સ્ત્રીઓની જનસમાજમાં કેવી સ્થિતિ જોઇએ, તેમના શા શા હક છે, શી શી ફરજ છે એને વિશે કેટલાંક વર્ષોથી ચર્ચા ચાલી રહી છે, અને એ વેગ ક્યાં અટકશે તે કહી શકાય તેમ નથી. કેટલાકનું એવું માનવું છે કે સ્ત્રીઓને પુરૂષોના જેટલા જ, અને જેવા હક છે. એટલે આનો અર્થ એમ થાય છે કે, પુરૂષ અને સ્ત્રી બન્ને જૂદી વસ્તુ છે, અને દરેકને પોતપોતાના હક છે. આ વિચાર રસ્કિન્‌ના કહેવામુજબ ભૂલભરેલો છે. વળી કેટલાક એવો વિચાર દર્શાવે છે કે સ્ત્રી એ પતિનો પડછાયો અને સાથે ફરનારી સતત હાજર રહેનારી દાસી છે, તેને પોતાને વિચાર કરવાનો જ નથી. સ્ત્રી જેને શાસ્ત્રકારોએ અર્ધાંગના, ધર્મપત્ની એવું ઉપનામ આપ્યું છે, તે વિશે આવો ક્ષુદ્ર [illegible]

* ગયા એપ્રિલ માસમાં અમદાવાદ "સાહિત્યસભા"માં આ નિબંધ વાંચ્યો હતો. વિષય લાંબો થવાની બ્હીકે મૂળના ઇંગ્રેજી ફકરાઓ પ્રસિદ્ધ કર્યા નથી.

ગોવિન્દરાવ ૨. દીવેટીયા

લાવવો તે મૂર્ખતા નહિ તો બીજું શું? કયો મનુષ્ય પોતાના પડછાયાની સાહાય્ય લઇ શકે છે? કયો મનુષ્ય દાસી–ગુલામડીની સેવાથી ખરી રીતે સુખી થઇ શકે છે? કોઇ જ નહિ.

હવે સ્ત્રી, પુરૂષના સંબંધમાં કેટલી સત્તા ભોગવી શકે છે તે જોઇએ. મને આશા છે કે આપણામાંના ઘણાખરાએ મહાન કવિ શેક્સપીઅરનાં નાટકો વાંચ્યાં હશે. આ મહાન કવિયે પોતાનાં નાટકોમાં નાયિકાને જે પદ આપ્યું છે તે નાયકને નથી આપ્યું, એટલે ખરૂં કહીયે તો શેક્સપીઅરમાં નાયિકાજ છે, અને નાયિકાનું ચિત્ર જ આલેખવા વિશેષ શ્રમ કર્યો છે. આ ઉપરાંત તેમાં દુઃખ, ઉપાધિમાંથી છૂટકારો માત્ર સ્ત્રીયોના સદ્‌ગુણો અને ડહાપણથી જ થયો છે. વૉલ્ટર સ્કૉટ પણ નાયિકાઓને સ્વાર્થત્યાગી, દૃઢ સ્નેહવાળી ચીતરી તેઓની મારફત નાયકોને ઉન્નત કરાવે છે. ડેન્ટીનું કાવ્ય મનન કરતાં કરતાં પણ આજ પરિણામ જણાશે.

" યુવાન પુરૂષના જીવનનું અવલોકન કરી તેને યોગ્ય શિક્ષણ સાથે સત્પથે દોરનાર સ્ત્રીજ છે" એ રસ્કિનના શબ્દો ખોટા કેમ કહેવાય?

ઘણાનું એમ માનવું છે કે સ્ત્રી, નેતા હોઈ શકેજ નહિ, એટલુંજ નહિ પણ તેને પોતાને વિચાર કરવાનો જ નથી. સ્ત્રી, પુરૂષથી ડહાપણમાં મ્હડેજ નહિ અને આટલા માટે જ સ્ત્રી ઉપર પુરૂષને સર્વ સત્તા ભોગવવાનો હક છે. આ વાત સત્ય હોય તો શેક્સપીઅર અને ડેન્ટી, કાલિદાસ અને ભવભૂતિ, જેમણે પોતાનાં પુસ્તકોમાં સ્ત્રીઓને ઉચ્ચ દર્શાવી છે તેમણે સ્ત્રીઓને બદલે આભૂષણથી રચિત નિર્જીવ પુતળીયો જ બતાવી છે એમ કહેવાય. અને સ્ત્રીઓ માત્ર પુતળીઓ જ મનાય તો પછી દરેક ગૃહસંસાર આનંદના સ્થાનને બદલે સ્નેહશુન્ય નીરસ સ્થાન થઇ રહ્યા વિના રહેશે નહિ. મનુષ્યનાં હૃદય તપાસશો તો સહજ જણાશે કે સ્ત્રીની સત્તા પુરૂષના હૃદય ઉપર જેવી તેવી હોતી નથી. સ્નેહની લાગણી ઉત્તમ હોય, પતિપત્ની સંસ્કારી હોય, તો પછી પુરૂષ વર્ગના મનોરાજ્ય ઉપર સ્ત્રીની સાર્વભૌમ સત્તા ચાલે છે, અને જ્યારે સ્ત્રીની સાર્વભૌમ શુદ્ધ સત્તા પોતાનું પ્રબળ જણાવે છે ત્યારે જ પુરૂષ વર્ગનાં હૃદય પવિત્ર થઇ સંસ્કારી બને છે.

આવી રીતે સ્ત્રીની સત્તા કબુલ કરવામાં આવે તો પછી પત્ની એ કેવળ ગુલામ છે અને તેણે તેવી સ્થિતિમાંજ જીવન ગાળવું જોઇએ એ સિદ્ધાન્ત કેમ કબૂલ થઇ શકે?

સ્ત્રીપુરૂષમાં એક સેવ્ય અને એક સેવક છે એ વિચાર તદન ભૂલભરેલો છે. જે એકમાં છે તે અન્યમાં નથી. એકની સાહાય્યતાથીજ અન્યની ખામી દૂર થાય છે અને યથાશક્તિ 'આપ લે' કરવાથીજ બન્નેને પરિપૂર્ણતા અને સૌખ્ય સંપાદન થાય છે.

"અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દંપતી,
વિનિમય કરે નિજ રસ તણો ઉર ઉર આગળ ઊપડી;
સંસારસ્વાર્થ અભિન્ન થાતાં ભેદનું કારણ નહિ,
સ્ત્રીપુરૂષની તેથીજ સઘળાં મિત્રતા ઉત્તમ કહી.

—સ્નેહમુદ્રા.

પુરૂષની શક્તિ અને બુદ્ધિ, કાર્ય કરવામાં—નવુંજ ઉત્પન્ન કરવામાં—સંશોધન કરવામાં

અને રક્ષણ કરવામાં જ રહેલી છે. સાહસ યુદ્ધ વિગેરેમાં પુરૂષજ આગળ પડી શકે છે ત્યારે સ્ત્રીની શક્તિ સામાન્ય રીતે તેમાં જણાતી નથી. પરન્તુ ગૃહરાજ્ય તંત્રમાં એ એક્કા છે. હેની બુદ્ધિ નવું ઉત્પન્ન કરવામાં તેમજ સંશોધન કરવામાં ચાલે છે ત્હેના કરતાં સવિશેષ, મનોહર યોજના અને નિયમનમાં જણાય છે. તેઓ વસ્તુઓના ગુણ તથા ત્હેમને યોગ્ય પદ્ધી સહજ જોઈ શકે છે. તે તકરારમાં પડયા વિના બન્ને પક્ષને વિનાભૂલે શાન્ત કરી શકે છે. પુરૂષ વર્ગને જીવનના કઠિન કાર્યો કરવાનાં હોય છે તેને લીધે ત્હેમને દુઃખ અને વિટંબના સોસવાં પડે છે. આના પરિણામે જયપરાજય સારૂંમાઠું લગાડવાના પ્રસંગો બહુ આવે છે, અને આમને આમ ત્હેમનાં હૃદય કાંક ઘડાઈ કઠણ થતાં જાય છે. તેમજ આ પ્રસંગોનો અનુભવ સ્ત્રીઓને થવા દેતા નથી. જો ગૃહરાજ્યમાં સ્ત્રીની સત્તા ચાલતી હોય, તે સંસ્કારવાળી હોય, તો તે ગૃહમાં દુઃખાદિ પ્રવેશ કરી શકતાં નથી. આ ગૃહ શાન્તિનું સ્થાન થઇ પડે છે અને તેવા કુટુમ્બમાં ભય-શંકા-કે ઉંચાં મન થતાંજ નથી. **જ્યાં સુધી પુરૂષ કે સ્ત્રી તરફથી સંસારની દુખાઓ સંસારના કલેશ-કડવાશ-આશંકા ગૃહની અંદર પ્રવેશ કરાવવામાં આવે ત્યાં સુધી તે ગૃહ ગૃહ નથી પણ ટાઢ તડકાથી બચવા માટેનું રહેઠાણ છે.** ગૃહની અંદરના ગૃહદેવતાઓ સતત પ્રેમદષ્ટિ કર્યા કરે છે અને ત્હેમાં પ્રત્યેક રાત્રીયે સ્નેહ અને મમતાની ઉભરાતી લાગણી સાથે કુટુમ્બનાં સર્વ માણસો વાર્તાવિનોદ કરતાં નજરે પડે છે.

" જે સ્થળે આવી પવિત્ર પત્ની હોય છે તે સ્થળે તેનું ગૃહરાજ્ય તેના જેવું જ ઉદ્ભવે છે "—રસ્કિન.

આવા ગૃહને ભિન્ન ભિન્ન તરેહનો ટેબલક્લોથ, પડદા, લેમ્પો તકતા વિગેરે વિગેરે સુશોભિત ફર્નીચર સાથેના ભવ્ય ઓરડા અગર વિશાળ બંગલાની આવશ્યકતા હોતી નથી. છાપરાને બદલે બસે ને તારાજડિત આકાશ જ હોય—અગ્નિને બદલે ખદ્યોતજ હોય, સુકોમળ ગાદીને બદલે કઠિન ભૂતળજ હોય—અને મિષ્ટાન્નને બદલે સુકો રોટલો જ હોય, પરન્તુ ગૃહિણીને તો જ્યાં પોતાનો પતિ—જ્યાં ત્હેનું સ્નેહી કુટુમ્બ ત્યાંજ વૈભવ—તેજ મહેલ અને તેજ સ્વર્ગ થઈ પડે છે. ત્હેમાંજ આનંદ માને છે એટલુંજ નહિ પણ પોતાના પ્રભાવથી, પ્રેમભાવથી, બીજાં નિરાધાર કુટુમ્બને આશ્વાસન આપી સુખપ્રદ થઈ પડેછે.

આ સર્વ સત્ય છે પરંતુ આમ ક્યારે થઇ શકે? જ્યારે સ્ત્રી પોતાને યોગ્ય એવી શક્તિ ધરાવતી હોય, સદ્ગુણી અને ઉચ્ચ વિચાર રાખતી હોય, ત્યારે જ. પોતાના પતિથી ન્હડીયાતા થવાને નહિ પણ ત્હેના સ્નેહથી, ત્હેના હૃદયમાંથી સ્ખલિત ન થાઉં એજ ઉદ્દેશથી, સુશીલ થવું જોઇએ. આ ઉપરથી સહજ સમજાશે કે આ સ્થિતિએ પહોંચવાને કોઈપણ તરેહની કેળવણીની આવશ્યકતા છે. ત્યારે કેળવણી કેવી તરેહની આપવી?

જો સ્ત્રીઓને ભૂતકાળના મહાન લેખકોએ વર્ણવેલી સૌંદર્યવાન અને લાલીભરી જોવા ઇચ્છા હોય તો ત્હેમને યોગ્ય શારીરિક કેળવણી આપવાની આપણી મુખ્ય ફરજછે.

" એ નારી ન્હોતી નગરવાસી ફીક્કી પાંડુ વર્ણની,
મજબૂત શરીરે ગામડાની લોહીભરી મહિલા હતી !"–નિર્ગુણ.

આ લીટીયોમાં કેટલું સત્ય રહ્યું છે તે કહેવાની જરૂર નથી.

જ્યાં સુધી શરીર સશક્ત નથી ત્યાં સુધી સૌંદર્યની આશા રાખવી નિરર્થક છે. આની સાથે એ પણ યાદ રાખવાનું છે કે જ્યાં સુધી સ્ત્રીજાત અધમ લેખાય છે, સ્ત્રીને બાલ્યાવસ્થાથીજ "રાંડ" ઉપનામથી હૃદયપુષ્પ વિનાઆનંદ અને વિનાસ્નેહથી ખીલવવામાં આવે છે, ત્યાં સુધી એકલી શારીરિક કેળવણીથી કાંઈપણ લાભ થવાનો નથી.

જ્યાં સુધી સ્ત્રીઓ સુખી નથી ત્યાં સુધી તેઓ સુંદર થવાની નથી એ ખાત્રી રાખજો. તેઓના કુદરતી સ્વભાવ ઉપર જેટલી અયોગ્ય સખ્તાઈ રાખશો, તેમની સ્નેહઉર્મીના વહનમાં જેટલાં અઘટિત વિઘ્નો નાંખશો, ત્હેના પ્રમાણમાં ત્હેમનામાંથી સદ્ગુણોનો નાશ થશે સૌંદર્ય વિલુપ્ત થશે. સખ્તાઇના અભાવે ત્હેમના હૃદયમાં જે આનંદ રમી રહેશે હેનો આવિર્ભાવ હસમુખા-લાલીભર્યા-મોહક ચહેરામાં આપોઆપ દેખાઇ આવશે. આવી સ્થિતિ ભોગવનાર દંપતીનો સ્નેહ કદિ પણ ઘરડો થતો નથી.

"અમારા વયની સાથે અમારો સ્નેહ પણ વધતો ગયો."

ગોલ્ડસ્મીથનું આ વાક્ય સત્ય ઠરે છે. આવી રીતે શારીરિક કેળવણી આપ્યા બાદ મન ઉન્નત કરવા પ્રયત્ન થવો જોઇએ. ટેનીસનની "રાજકુંવરી"ની માફક વિદ્યા એજ ઉત્તમ વસ્તુ માની સ્ત્રીઓને પુરૂષવર્ગથી દૂરર રખવામાં લાભ નથી પરન્તુ એઓને એવી પદ્ધતિથી જ્ઞાન આપવું જોઇએ કે તે પતિની સહચારિણી થઇ શકે. બ્હાર-ક્લબોમાં-સભાઓમાં પુરૂષ વર્ગ ભિન્ન ભિન્ન જાતનો વાર્તાવિનોદ કરી મન તથા બુદ્ધિને આનંદ આપે છે પરન્તુ ગૃહમાં સામાન્ય રીતે ખાવાપીવાની, તેમજ કુટુંમ્બ વિગેરેની વાતો શિવાય કાંઇ કરતા નથી. કારણ સ્ત્રીઓ સહધર્મચારિણી મનાતી ન હોવાથી તેઓને પોતાના આનંદમાં ભાગ આપતા નથી. આથી હાલ પરદેશી રાજ્યકર્તા અને પ્રજામાં જે અન્તર છે તેનુંજ કાંઇક અંતર, પતિ-પત્નીમાં જણાય છે. આર્ય પ્રજા અને આર્ય પત્ની એવડા થઇ નથી અને થશે પણ નહિ, પરન્તુ તેમને સંતોષ નથી મળતો એ વાત નિર્વિવાદ છે. અર્થશાસ્ત્ર, અક્ષર-ગણિત અગર જૂદી જૂદી ભાષાઓ ન આવડે તો ફીકર નહિ, પણ મહેમાન તેમજ પતિના મિત્રોને યથયોગ્ય સ્નેહયુક્ત આવકાર આપતાં આવડવાની જરૂર છે. રસાયનશાસ્ત્ર અગર પદાર્થવિજ્ઞાન ન આવડે તો ફિકર નહિ, પણ ન્યાયપુરઃસર વિચાર કરતાં આવડવાની આવશ્યકતા છે. અને કુદરતના ચમત્કાર અને સૌંદર્ય જોઇ વિનીત થવાની જરૂર છે. આમસ્ટર ડામ-ડાર્ડલીંગ ક્યાં આવ્યું અગર હેન્રી સાતમો અને હૈદરઅલી ક્યારે મરી ગયો તે ન જાણે તો ચિન્તા નહિ, કારણ કે સ્ત્રીના મગજને કોષ બનાવવાની જરૂર નથી, પરંતુ જે પુસ્તકનો તે અભ્યાસ કરે તે વિશે મનન કરી ત્હેનું રહસ્ય શું છે, શા ઉદ્દેશથી કર્તાએ અમુક ચિત્ર આલેખ્યું છે તે જાણવાની જરૂર છે. આ ઉપરાંત આ સંસાર અને પરમાત્માના સંબંધનું કાંઇ રસિક જ્ઞાન આપવાની ફરજ છે. પુરૂષના જેવું જ્ઞાન આપવાનો વાંધો નથી પણ પદ્ધતિફેર થવો જોઇએ. જે પોતાનો પતિ જાણતો હોય તે જાણવાની જરૂર છે ખરી, પણ તે જેટલે દરજ્જે પતિને ઉપયોગી થઇ પડે તેટલે દરજ્જે અને તેજ ઉદ્દેશ સરે તેટલા પુરતુંજ જાણે તો બસ.

" અડોઅડ કપોલ લાગી રહેલ.
મંદમંદ કાંઇ ગોષ્ટી રહી મચેલ. "

એ સમજવાની ગુણસુંદરીની ઉત્કંઠાયે ગુણસુંદરીને જ્ઞાનવાળી બનાવી ને વિદ્યાચતુરનો સંસાર રસમય થયો. એવોજ રસમય સંસાર દરેકનો થાય એજ મહેચ્છા. આની સાથે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે અર્ધદગ્ધ સ્થિતિ ન થાય, નહિ તો પતિને આનંદ ઉપજાવવાને બદલે કાયર કરશે.

પુરૂષના કરતાં સ્ત્રીની બુદ્ધિ વ્હેલી પરિપકવ થાય છે માટે ત્હેની કેળવણી પણ વ્હેલી હાથમાં લેવી જોઇએ. સ્ત્રીઓની વાંચવાની વૃત્તિ ઉપર પણ બાલ્યાવસ્થામાં કાંઈ ચોકસાઇ રાખવાની જરૂર છે. કાવ્ય—નાટક—વાર્તા—નવલકથા કે ઇતિહાસ ગમે તે આપો પણ એ પુસ્તકમાં ખોટું નથી એમ કરીને નહિ પણ તેમાં ઉચ્ચ વિચાર છે કે કેમ તે તપાસીને આપજો.

ગાયન—ભરતકામ વિગેરે હુન્નરકળાઓ ત્હેના રહસ્ય સાથે સ્ત્રીઓને જાણવાની જરૂર છે.

જેટલું પુરૂષ વર્ગની કેળવણી તરફ આપણે લક્ષ આપીયે છીયે તેટલું સ્ત્રીકેળવણી તરફ આપતા નથી.

" ગૃહશૃંગારના એક સાધન તરીકેજ તમે કન્યાઓને કેળવો છો, અને પછી તેમના છુછલાપણા માટે ફરીયાદ કરો છો. "—રસ્કિન્.

સત્ય અને માનસિક બળ એજ સદ્ગુણના સ્તંભ છે એમ માનો તો શું સ્ત્રીઓ માનસિક બળ અને સત્યવાળી થઇ ન શકે ? કદાપિ ત્હમે સ્ત્રીઓ સર્વ રીતે ઉન્નત થાય એમ ચાહતા હો તો પછી ત્હેમને ઉન્નત કરી શકે એવા શિક્ષકો આપવાની ત્હમારી ફરજ છે. પાંચ સાત રૂપીઆના ટુંક પગારના—ટુંકા જ્ઞાનવાળા—હલકી વૃત્તિઓવાળા શિક્ષકો હોય, પછી ત્હેમની પાસેથી સારા ફલની આશા કયાંથી રાખી શકાય !

" ત્હમારા નોકરો પણ જેના તરફ માનવૃત્તિથી જોવાને બદલે બેદરકારીથી જુવે છે તેના—ગૃહિણીના—હાથમાં ત્હમારી પુત્રીઓની માનસિક—નૈતિક કેળવણીનું કાર્ય સોંપો છો, પછી તે પુત્રીઓ પોતાના માનસિક અને નૈતિકબળને માટે ઉંચા વિચાર રાખે એ કેટલું અસંભવિત છે ? "

હવે સ્ત્રીનો જનસમાજ—રાજ્યની સાથે શો સંબંધ છે તે જોઇએ. સામાન્ય માન્યતા છે કે પુરૂષોને બ્હારની ફરજ છે અને સ્ત્રીઓને ઘર સંભાળવાનું છે. જેવી રીતે પુરૂષોને ઘરની કેટલીક ફરજો છે અને કેટલીક જનસમાજ તરફની ફરજો છે તેવીજ રીતે સ્ત્રીઓને પણ બન્ને ફરજ બજાવવાની છે. કુટુમ્બના પોષણ અર્થે દ્રવ્ય કમાંવવું, ત્હેનું રક્ષણ કરવું ને સાધન વધારી આપવાં એ પુરૂષનું કર્તવ્ય છે, ત્યારે સ્ત્રીની ફરજ એ છે કે ગૃહને નિયમિત રીતે ચલાવવું, અને સગવડ અને આરામનું સ્થાન બનાવવું. આ કર્તવ્ય કાંઇ વિસ્તૃત કરશો તો તેઓની જનસમાજ—રાજ્ય તરફની ફરજ શી છે તે સહજ સમજાશે. કુટુમ્બ ઘર ઉપર ચોર—શત્રુ આવે તે વેળા પુરૂષવર્ગ બ્હાર પડી ઘરનું રક્ષણ કરવા મથે છે તેવી જ રીતે કામ પડે પોતાના સ્વદેશ રૂપી ઘરના રક્ષણાર્થે બ્હાર પડવાની પુરૂષની ફરજ છે. આજ રીતે સ્ત્રીઓ પણ દેશના ઉત્કર્ષમાં રક્ષણમાં—શાન્તિ—નિયમિતતા પ્રસારી મોટી સેવા બજાવી શકે છે.

**યોગિન્દ્રરાવ ર. દિવેટીયા.**

---

## જગજનની–અંબાનું સ્તવન.

( પુજવા જઇએ સુખિયાં થઇએ, પ્રેમ-સુધારસ લઇએરે—એ રાગ. )

આ ચંદ્ર ચઢ્યો આકાશે, સજની, નિર્મળ કેવો શોભેરે,
અગણિત તારા તરવર તે શું, નભ-ચંદરવો ઓપે—
પ્રભુનો મહિમા આ૦

ચંદ્ર તણા આ અજવાળામાં, સૃષ્ટિ રૂપેરી લાગેરે,
એવા આ આનંદ-સ્થળમાં, સખી, મન ચિંતા સઉ ત્યાગે—
આવો આ સ્થાને૦

ગરબો ગાઇએ જગ-જનનીનો, બ્હેનો, મળીને સંગેરે,
સૌ સઉના શણગાર સજીને, આભરણ પ્હેરો અંગે—
ગરબો ગાવાને૦

જગ-જનની અંબા માતાને, પ્રેમે પ્રણમી નમીએરે,
સ્હાય કરો, મા, અમ બાળકની, શરણે આવી રહીએ—
માનાં બાળક સૌ૦

આ જગ તો દુઃખરૂપ ઘણું છે, કરૂણા માતા કરજોરે,
આપતણી ભક્તિ જ સધાયે, સદ્‌ગુણ એવા ભરજો—
ભક્તિ કરવાને૦

સ્ત્રીજાતિ અબળાનું, માતા, શિયળ રક્ષણ કરજોરે,
વિપત્તિમાં સ્હાય થઈ મા, દુષ્ટનું ભક્ષણ કરજો—
શિયળ સાચવજો૦

કામ, ક્રોધ ને મદ, મત્સર, એ, ચોર તણો ભય લાગેરે,
સૂર અરપો, મા, સદ્‌વૃત્તિનું, જેથી ડર સઉ ભાગે—
માત કૃપાળુ છો૦

મંગળ.

---

# વિદ્યાકળા.

## પાકશાસ્ત્રની વિવિધ વાનીઓ.

### કેળાંની બરફી.

કેળાંની બરફી કરવી હોય ત્યારે પાકાં કેળાં નંગ બાર લઇ ત્હેને છોલી નાંખવાં

નાંખી ધીમે તાપે થવા દેવાં. જેવી રીતે દુધનો માવો કરીયે છીયે તેવી રીતે હલાવ્ય હલાવ્ય કરવું. પછી માવા જેવું થાય એટલે ત્હેને હેઠળ ઉતારી ટાઢો પાડવો. આ પછી દુધનો અછેર માવો કરવો. દુધનો માવો કરવાની રીત આગળ આવી ગઇ છે. ત્યારબાદ પુણો શેર ખાંડ લઇ ત્હેની ચાસની કરવી. ચાસની કરવાની રીત પણ આગળ આવી ગઇ છે. ચાસની જમીન ઉપર ટપકું નાંખીયે ને ઠરે એવી કરવી. દુધના માવાને જરા ધીમાં સાંતળી કેળાંના માવાની સાથે ભેળવી દેવો. આની અંદર બે રૂપીયાભાર એલચી, એક જાયફળ એટલું ખાંડીને નાંખવું. આ બધું ચાસનીની અંદર નાંખી એકમેક કરવું. એક થઈ જાય એટલે થાળીમાં ઠારવું, અને પછી કકડા કરવા. આ રીતે કેળાંની બરફી થાય છે.

## કેરીના રસની બરફી.

પાકી કેરી હોય ત્હેનો રસ કહાડી લુગડામાં છણીને ચુલા ઉપર મુકવો. તાપ ધીમો રાખવો. એનો માવો કરવો. માવો થાય એટલે એને ઉતારી ટાઢો પાડવો. બશેર રસ હોય તો દુધનો માવો અછેર કરવો, ને ત્હેને જરા ધીમાં શેકવો; બહુ શેકવો નહી. ત્યાર પછી શેર ખાંડની ચાસની કરવી. આ ચાસનીની અંદર દુધનો માવો અને રસનો માવો નાંખવો અને ભેળસેળ કરવું. આટલું થયા પછી તેની અંદર બબે રૂપીયાભાર એળચી તથા જાયફળ નાંખવાં. નાંખ્યા પછી થાળીયોમાં ઠારી કકડા પાડવા.

## તલ ઉપર ખાંડ ચ્હડાવી કાંગરાવાળા દાણા.

આને દક્ષણી લોકો હલવો કહે છે. આને માટે શેર ખાંડ તથા ચોખ્ખા ધોળા તલ બે રૂપીયાભાર લેવા. આ તલને પાણીમાં પલાળી લુગડાના કકડાવતી સાફ કરવા. છોતરાં ઉખડી જાય એટલે શેર ખાંડ સફેત હોય એવી લેવી. તેમાં ડોડંપાશેરેક પાણી નાંખી ચાસણી કરવી. ચાસણી આકરી થવા ન દેવી. ચોખ્ખા કરેલા તલ હોય તેને સઘડીની અંદર ધીમો તાપ રાખી પીતળની કલઇ વગરની ચોખી કઢાઇમાં નાંખવાં. અને હાથેવતી ધીરે ધીરે હલાવ્ય હલાવ્ય કરવું. એક ન્હાની ચમચીવતી ચાસની લઇ ધીરે ધીરે એકાદ બે ટપકાં પાડવાં ને તલ ઘણા હલાવ્યા કરવા. તલના દાણા ઉપર કાંગરા ચ્હડવા માંડે એટલે એની અંદર રૂપીયાભાર આખાં લવિંગ, રૂપીયાભાર આખી એળચી, રૂપીયાભાર છોલેલી એળચી, બદામના ઝીણા કકડા, મરી આખાં ને આખા ધાણા વરીયાળી વીગેરે જે ન્હાની ખાવાની વસ્તુ હોય તે નાખવી. તે બધાંને નાંખી હલાવ્ય હલાવ્ય કરવું, ને થોડી થોડી વારે ચાસનીનાં ટીપાં પાડવાં. પછી આશરે પાશેર ચાસની રહે એટલે થોડુ કેસર લઇ પલાળી વાટી ચાસણીમાં નાંખવું. જેટલા કેસરવાળા દાણા કરવા હોય તેટલા જુદા લઇ પ્હેલાંની માફક દાણા કેસરવાળા તૈયાર કરવા. જ્યારે જ્યારે ચાસણી સુકઇ ને કઢાઇમાં ચોટી જાય ત્યારે દાણા બીજા વાસણમાં કાઢી કઢાઇમાં ચોખું પાણી રેડી ધોઇ લોઢી પછી સગડી ઉપર મુકવી. તલદાણા કરતી વખત સફાઈ ને ચોખ્ખાઈ રાખવાની જરૂર છે.

સૌ. પ્રમીલા.

# ગૃહધર્મ.

## સુખી કુટુમ્બ.

શ્રેષ્ટરાજ્યામલ.

કુટુમ્બમાં લગભગ ત્રણ વીશુ માણસો હતાં:—પંદર પુરૂષો પંદર સ્ત્રીઓ બે વડવાઓ સાત લાયક-સમજુ છોકરાં છોકરીઓ ને બાકીનાં બાળક ભુલકાંઓ હતાં. આએ કુટુમ્બનો વડો ચોથી પાંચમી પેઢીનો હતો. આએ વારસો છૂટા પડવા અગાઉ પેઢીઓમાં જ વંશ ઉતરતા જીંદગી પુરી કરી છુટતા હતા-કરતા હતા. કંઈક સુધરેલી ને કંઈક જૂની રીતિ પ્રમાણે-વખત જોઇ ને આ કુટુમ્બ નીભ્યુ જતું હતું. સાધારણ સ્થિતિવાળુ આ કુટુમ્બ ઉચિત આબરૂદાર હતું; આ કાળમાં આવાં વિસ્તૃત કુટુમ્બો એકત્ર જવલ્લે જ જોવામાં આવે છે. આ ઐક્યતાનાં ઘણાં કારણો હતાં, ને તે ઐક્યતાને લીધેજ તે સ્વર્ગીય સુખ ભોગવતું "સુખી કુટુમ્બ" નામે નિર્દોષ ગર્વથી ઓળખાતું. પ્રથમ કારણ એ હતું કે સ્ત્રીશિક્ષાનો પાયો મજબુત હતો.

કોઈ કહી શકતું નહીં હતું કે આ એક કુટુમ્બ કેટલા કાળથી આમ જોડાએલું ચાલ્યું આવે છે ! એક નાનકડા ગામ જેવી ગરાસપર આ રૈયત સુખમાં આસાયેશ લેતી હતી. એટલે આ કુટુમ્બને એક ગામની રૈયત, કુટુમ્બના વડાને રાજા, ને તે ગઢવાળી ગરાસને રાજ્ય કહીએ તો ચાલે. જેવું રાજ્યનું તેવુંજ આ કુટુમ્બનું ધોરણ હતું. રાજ્યમાં જેવું ધોરણ, જેવાં ખાતાં, જેવો ન્યાય, જેવા અનુમાન, ફરજો ને નિયમ-કાયદા તેવું જ અહીં પણ બધું હતું.

વિસ્મિત થવા જેવું તો એ હતું કે આ બધું માન કોને ? રાજ્યમાં જેમ રાજાને મન્ત્રિ-બુદ્ધિ, કાર્યપ્રવીણતાના અધ્યક્ષ હોય છે તેમજ અહીં કુટુમ્બના વડાની મંત્રી જેવી તિવ્ર સુબુદ્ધિશાળી પત્ની-રાણીને જ આ માન ઘટતું હતું !

આ કાર્યક્રમ ઉત્તરોત્તર ચાલ્યો હતો તેમ આજે પણ વડિલ વૃદ્ધ સ્ત્રી-ગૃહરાણી—ગૃહીણી પોતે તે જાતે બજાવતી હતી. તેના ઘરના નિયમો તેણીએ નીચે પ્રમાણે ઘડી કઢાડેલા તે દ્વારપર જાહેર ચોડેલા હતા, જે સર્વને માટે યોગ્યતા પુર્વક એક સરખા હતા; જેમાં હતું તે એ કે,—

| | |
|---|---|
| ૧ વડિલને માન આપવું. | ૨ પ્રભુનું સ્મરણ કરવું. |
| ૩ ગુરૂની ભક્તિ કરવી. | ૪ પરોણાનો સત્કાર કરવો. |
| ૫ ગરિબને દાન દેવું. | ૬ આશ્રિતો તરફ દયા રાખવી. |
| ૭ ફરજ બજાવવામાં ચોક્કસ રહેવું. | ૮ વૃદ્ધ માંદા તથા બાલકને મદદ કરવી. |
| ૯ નિત્યકર્મ ભૂલવાં નહીં. | ૧૦ પાપનો પશ્ચાતાપ કરવો, |
| ૧૧ દ્રવ્યનો હિસાબ રાખવો. | ૧૨ ભૂલનો નોંધ કરવો. |
| ૧૩ નમ્ર રહેવું. | ૧૪ માફ માગવી ને આપવી. |
| ૧૫ અવાજ ન કરવો. | ૧૬ તિરસ્કાર ન કરવો. |
| ૧૭ ભક્ષ કરવું. | ૧૮ ચાડી ન કરવી. |
| ૧૯ આળસુ ન રહેવું. | ૨૦ સ્વચ્છતા રાખવી. |

આવા કોડીએક ધારા સર્વને માનનીમ હતા. તેઓ સઘળાનો બહાર તેવોજ ભીતરનો દેખાવ હતો. ચોવીસ કલાકના આઠ કલાક નિદ્રાના, આઠ કલાક દ્રવ્યોપાર્જન ઉદ્યમના, આઠ બાકીના રહ્યા તેમાં ચાર નિત્યકર્મના ને ચાર ફરજ તથા ધર્મકાર્ય કે પરોપકારાર્થે રહ્યા. તે સર્વનો મેળ રાખવો પડતો ને વડી રાણી માગે ત્યારે તે નોંધ દેખાડવો પડતો. હુકમ બધા મંત્રીના પણ રાજાના નામના, તેમ અહીં પણ રાણીજ કામ કરતી ને સેવા પણ કરતી. રાજા પગારદાર માણસો રાખી ઓહ્વા આપીને કામ કરાવે ને મોટી લક્ષાવધિ વસ્તીનું ઉપરીપણું ભોગવે, ત્યારે આ રાણી વગર પગારે જાતે દેખરેખ રાખતી ને ત્રણ કોડી માણસને પરંપરાનો સાચવવાનો ઓહ્દો સંતોષથી બજાવતી—અખ્ત્યાર કરતી! ઘર બહારથી જોતાં શાન્ત ને સુનસાન દેખાતું. અન્તર પણ તેવું જ હતું. નવા મેહેમાનને એકદમ કોઇના ઉપરીપણાની માહીતી થતી નહીં.

પરોઢીયે વ્હેલા ઉઠી પ્રભુસ્તવનના રાગ તીણા સ્વરે સર્વ મન્દિરમાંથી આવતા; જેથી આ મેહેલ કે ગૃહ તે વખતે દેવમંદિર સમાન શોભા આપતું! પંક્તિભેદ નહિ તેથી સર્વ સાથેજ કીર્તન કરતા હોય એમ બ્હારનાને જણાતું.

અજાયબ જેવું તો એ હતું કે ત્યાં કોઈ પણ ચાકર કે ગૃહરાજા—શેઠ હતું નહીં. બહારનો કોઈ શિક્ષક કે કારકુન આવતો નહિ. ગાડી ઘોડાનો ઉપયોગ જણાતો નહીં. વૈદ કે ઉપરી કે મેહેતાનો ત્યાં અમલ હતો નહિ. સર્વ તરફથી જાતેજ તે કામ ક્રમાનુસારે યોગ્ય વ્યવસાયે કરી લેવાની ગોઠવણ કરી લેવામાં આવી હતી.

કીર્તન થઈ રહ્યા પછી દિશાગમન, દંતધાવન, સ્નાન ને પૂજાસામગ્રી તૈયાર થતી. પૂજાધ્યાન થઈ રહ્યા પછી કંઈક સુધરેલો નાસ્તો એક પંક્તિએ ચાલતો. પણ તે પહેલાં માંદા, મેહેમાન, તથા ગરીબ વૃદ્ધને ભૂલી જવામાં ન્હોતા આવતા. નાસ્તા પછી શિક્ષણક્રમ ને શિક્ષા પાઠ શરૂ થતા, તે પછી કંઈક ગૃહકાર્ય થતું. ત્યાર પછી બપોરનો નાસ્તો લેવામાં આવતો. થોડોક આરામ લીધા પછી ઉદ્યમ પર જવાની વખત થતી. આવીને સાંજનું વાળું તૈયાર થતું તે લીધા પછી ફરવા જવાનું થતું, ત્યાં પણ વાક્ચાતુર્ય ચાલતું. ત્યાર પછી શુભ ને ઉત્તમ સંવાદ થતો; જેનાથી આ કુટુંબનો પાયો મજબુત હતો તે બાળકો યોગ્યતા પ્રમાણે આ સર્વ કાર્યમાં સામેલ જ રહેતાં તે વીસરી જવું જોઇએ નહીં

બપોરના વખતે પુરૂષો જ્યારે ઉદ્યમે જતા ત્યારે સ્ત્રીમંડળ ને નાનાં બાળકો એકઠાં મળતાં ને તેમને ગૃહરાણી કંઇક સુબોધકારક ઉપદેશ કરતી જેનું શુભ ફળ રાત્રે ફરી આવ્યા પછી બાળકો એક નિબંધ વાંચીને ને બીજાઓ તેપર વિવેચન કરીને તથા વૃદ્ધ વડિલ પુરૂષ થોડાંક શિક્ષામૃત વચનો કહીને દર્શાવી આપતા.

સ્થિતિમાં આવતા ને ઉત્તમ અભિપ્રાયો આપી સુવાસિત વ્યવસ્થામાં ઉપસ્થિત થતા. આ સભાના કેટલાક નિયમો હતા; ભુલી જવું ન જોઇએ કે તેમાં સ્ત્રીઓ ખાસ દાખલ કરવામાં આવતી. રાજ્યમાં રૈયતના સુખને સારૂં યોગ્ય વ્યવસ્થા કરવા માટે જેમ અધિકારિઓ નીમીને સહાય્ય લેવામાં આવે છે તેમ અહીં પણ આપણે જોયું; તદુપરાન્ત અહીં તો ગૃહરાજારાણી પણ જાતે મેહેનત લઈ સ્વપ્રજા-સંતાનના સુખનો વિચાર કરવામાં પ્રેરાતી.

આ સભાના ધારા કેટલાક ઉપયોગી હોવાથી અહીં દાખલ કર્યા છે.

૧ આ ગૃહને એક રાજ્ય માનવામાં આવશે-ત્હેને અંગે ન્યાયખાતું, વ્યવસ્થા ખાતું, આવક જાવક ખાતું, શિક્ષા-દંડખાતું, પગારખાતું, ઈનામખાતું, કેળવણી ખાતું, તન્દુરસ્તીખાતું, સભાખાતું, પુસ્તકશાળાખાતું વિ૦ ની વ્યવસ્થાને માટે માણુસો -મેમ્બરો લાયકાત પ્રમાણે ચુંટી કહાડવામાં આવશે.

૨ સ્ત્રી અને પુરૂષોની મંડળી ઉપરાન્ત એક ન્હાની યુવક બાળની મંડળી યોજવામાં આવશે.

૩ લાયક ઉમ્મરની ચોક્કસ હદ બાંધવામાં આવશે કે જેથી યોગ્ય બાબતમાં ત્હેમના અભિપ્રાયો લેઈ શકાશે.

૪ આ ત્રણે મંડળનું એકત્ર મંડળ કરવામાં આવશે.

૫ દરેક મંડળના સામાન્ય નિયમો નીચે પ્રમાણે—

૧ અઠવાડિયે એકવાર મળવું ને ચોક્કસ એક વિષય ચર્ચવોજ. (અગાઉથી નક્કી કરેલો).

૨ ત્હેમની એક વ્યવસ્થાપક મંડળી અને એક આગેવાનથી આ કામ ચાલે, જે મંડળી ત્રણ મહીને અને આગેવાન મહીને બદલાય.

૩ સભાસદોમાંના દરેકે ચોક્કસ નિયમો ગ્રહણ કરવા તથા અમુક ચોક્કસ વ્યસનો ત્યજવાં.

૪ દરેકે પોતાના કામનો નોંધ રાખવો ને તે તથા સભાનો નોંધ દર મહીને તથા ત્રણ મહીને એકત્ર મંડળમાં રજુ કરવા.

૫ ચોક્કસ કરતાં વધારાની ખર્ચની મંજુરિ (દર મહિને એકવાર) એકત્ર મંડળમાંથી મેળવવી. ચોક્કસ ખર્ચ માટે અમુક ફી રાખવી.

૬ તેજ વખતે મંડળના ધારા એકત્ર મંડળમાં રજુ કરવા ને મંજુરિ માંગવી.

૭ દરમાસે દર મંડળે એક એક કાર્ય તો કરવુંજ જોઇએ.

૮ દરમંડળ અઠવાડિયે એકવાર પોતામાં ને એકવાર એકત્ર મળેજ.

૯ દર (એકત્ર ને જૂદી બન્ને) લોકોમાંથી અરધિ (સંખ્યા) બેઠક વખતે તો દરેકે હાજર રહેવુંજ પડશે; જેમ કે-ચાર વખત એકઠી ને ચાર વખત જૂદી (સ્વતંત્ર) બેઠક મળી કુલ આઠ થઈ, તો બન્ને ચાર બેઠકની હાજરીથી ચાલશે; પણ તે હાજરીમાંની ચારે હાજરી એકત્રમાંજ કે સ્વતંત્રમાંજ નહીં પણ બન્નેમાં મળીને હોવી જોઇએ, એટલે કે એકમાં (બીજામાં) એક (જ) હોય તોપણ ચાલે. (કુલ અરધો અરધ ને બન્ને બેઠકોમાં થઇને.)

૧૦ શિક્ષાની હદ યોગ્ય ઉમરવાળાને લાગુ પડશે; અને તેનો અમલ બીજા અઠવાડિયામાં એટલે કે (શીક્ષા જાહેર કર્યા પછી) પછીની બેઠક પહેલાં

થશે. તેની અપીલને માટે એક માસની મુદત એકત્ર બેઠકમાં ચાલશે તે તેથી અપીલને યોગે શિક્ષાનો અમલ ( એકત્ર બેઠકથી ) એક માસ પછી થશે

આ શિવાય દરેક મંડળના જૂદા ધારા પણ કંઈક અંશે મ્હને ઉપયોગી લાગે છે તેથી આ નીચે તે જણાવું છું.—

૧. મંડળ પ્હેલું. ધારા. યુવક ને બાળવર્ગ. પુત્ર પુત્રી બન્ને વર્ગ એકત્રંજ.
   ૧ યોગ્ય ઉમ્મર બારથી વીશ ૧૨–૨૦
   ૨ દાખલ ઉમ્મર. આઠથી બાર.
   ૩ ફી દરેકની, યોગ્ય અયોગ્ય બન્ને વર્ગને પુત્ર કે પુત્રી બે વર્ગની.
   ૪ તન્દુરસ્તીને નીતિના બે નિબંધ વાંચવા ને ધાર્મિક તથા વ્યવહારિક બે નિબંધ ચર્ચવા.
   ૫ ત્રણ વ્યવસ્થાપક ને એક અધ્યક્ષ ઉપરી મંડલની મંજુરિથી કબુલ કરવા. બાકીના મેમ્બરો ક્રમસર અગાઉથી ચોક્કસ કરેલો સ્વનિબંધ વાંચે ને ચર્ચે.
   ૬ શુભ હેતુવાળા ભૂતકાર્યને માટે યોગ્ય ખર્ચમાં મદદ માગવી–દરેકે આપવી.
   ૭ ઉપરિ સ્વતંત્ર મંડળમાં એકવાર દરમાસે હાજરી આપી તેનો લાભ લેવો. ( એકત્ર મંડળનો લાભ જૂદો સમજવો ).
   ૮ પરસ્પર મદદ કરવી દરેકે ચોક્કસ બે વ્યસન ત્યજવા ને બે ગુણ ગ્રહવા. દર અઠવાડિયે એક ગુણ અવગુણ–વ્યસનનો તે સંખ્યામાં વધારો કરતા જવું ( તે મહીના સુધી ) અને તેની ખાત્રી માટે નોંધ રાખવો. દર મહીને નોંધ તથા નામ નવાં કરવાં–બદલવાંને સંખ્યામાં વધારો-ઉમેરો કરવો.
   ૯ શુભ હેતુના ફળીતાર્થને માટે ઈનામ વિ૦ ની ગોઠવણ સ્વીકારવી.
   ૧૦ લાયકાતપત્રક વડિલ યાતો વડિલ મંડળ પાસે ભરાવવું. અને દાખલ ફી લેવી કે જેનો ઉપયોગ સ્વતંત્ર વાંચનોપયોગી સાધનો માટે એકત્ર મંડળની લાયબ્રેરીમાં કરવામાં આવશે.

૨ મંડળ ૨ જું. સ્ત્રીમંડળવર્ગ. ધારાઃ—
   ૧ યોગ્ય ઉમ્મર ૨૧ થી. નાનું પરણેતર દાખલ થઈ શકે અને ફી લેવાય, પણ અભિપ્રાય નહીં.
   ૨ દાખલ ઉમ્મર ૧૬ થી ૨૦ સુધી.
   ૩ અમુક ફી લેવાશે.
   ૪ ચર્ચા તથા વાંચનનો સ્વીકાર ફરજીયાત સમજવો.
   ૫—૧૦ બાકીના નિયમો બાળવર્ગ પ્રમાણેજ.

૩ મંડળ ૩ જું. પુરૂષવર્ગ. ધારાઃ—
   ૧ યોગ્ય ઉમ્મર ૨૧થી. નાનું પરણેતર દાખલ થાય ને ફી લેવાય,પણ અભિપ્રાય નહી.
   ૨ દાખલ ઉમ્મર સોળથી વીશ સુધી.
   ૩ ફી ખરી.
   ૪ ૧૦ બાકીના નિયમો ઉપર પ્રમાણે.

ત્રણ મંડળને સ્વનિયમો ઉપરાન્ત સામાન્ય નિયમો લાગુ થાય.

૪ મહામંડળ ઉર્ફે ઐક્યતા. બાળસ્ત્રીપુરૂષ. ધારાઃ—
   ૧ યોગ્ય ઉમ્મર ૨૧ થી.

૨ દાખલ ઉમ્મર ૧૮ થી ૨૧ સુધી.

૩ રી ખરી.

૪—૧૦ બાકીના ઉપર પ્રમાણે. અભિપ્રાય ઉમ્મર પ્રમાણે. મત ૨૧-૩૨નો મત ૧, બાકીના ૨ બે. ઉપરીના ત્રણ મત.

હવે આપણે આ મંડળીઓની ઉપલક તપાસ લેઇશું. બાળવર્ગની પ્રથમ તપાસ લેઇએ. ઐક્યતાનું ધવલ બાપણ આવતા અઠવાડિયાને માટે જાહેર કરવામાં આવ્યું. જેનો ટુંક સાર નીચે પ્રમાણે હતો. સંપ છે તે એક છત્ર છે. છત્રની એક એક સળી ક્રમે ક્રમે જૂદી-દૂર થતી જાય તો છત્રનો નાશ થાય. છત્ર વગર મનુષ્ય એકલો-પડી જાય છે; કારણ દરેકને છત્રના આશ્રયની જરૂર પડેજ છે. છત્રથી માનવી શોભે છે. છત્રથી સુખ મળે છે. છત્ર દરેક જાતનું રક્ષણ કરે છે. અણસમજુ પણ પસ્વાદિ પ્રાણીઓ પણ સ્વજાતમાં સંપીને રહે છે; તો સમજુ પંચેન્દ્રિય જાત શા માટે સંપ ન ઇચ્છે? સંપની લ્હેજત ઓર છે. માણસ સોબત ચાહે છે. સંપ વગર સોબત મળતી નથી. જેને સગાં સાથે સંપ નથી ત્હેને પરના સાથે શી મ્હોબત હોય? સંપ વગર સંસાર ઓપતો નથી, સંપ વગર કોઈ પોતાનું ભલુ કરી શકતો નથી તો પછી પરનું ભલું તો તે કેમજ કરી શકે? સંપીલા ભાઇ બ્હેનો કેવા શોભે છે? તેઓ સાથે સુએ, રમે, જમે ને ફરે છે. અભ્યાસમાં સાથે રહે છે. પરસ્પર મદદ કરે છે ને આમ સ્નેહ વધે છે. સ્થિર સંપથી તેઓમાં કંઇ કોઇ વિક્ષેપ કરી શકતું નથી. સંપ વગરનું એકલું પ્રાણી દુખી જીવન ગાળે છે. માટે આપણે પણ એવુંજ જીવન ગાળવું કે ડાંગે માર્યા પાણી જૂદાં ન પડે તેમ આપણે કલ્પાન્તે પણ જૂદા ન પડવું. ભાઇ બ્હેનની કવિતા છે કે—

કડવા હોજો લીંબડા, જેની શીતળ છાંય;
બાંધવ હોજો બોલણા, તોય પોતાની બાંહ્ય.

પૃથ્વી એક ગૃહ છે, આપણે માનવી જાત સર્વ એક પ્રભુ પિતાના બાળકો છીએ. તથાસ્તુ.

ઇનામી ૪ડમાંથી નિબંધ બોલનાર-વાંચનારને "બે બ્હેનો"નું નાનું પુસ્તક તથા "સંપવિજય"ની કવિતા ને રૂપીયાની ભેટ આપવામાં આવી. આજની મહત્વની મંડળીમાં સ્ત્રી તથા પુરૂષોએ ભાગ લીધો હતો-તેથી બે બ્હેનોનું પુસ્તક સ્ત્રીઓને, સંપવિજય કાવ્ય પુરૂષોને અને સ્વમંડળમાંથી રોકડ ઇનામ એમ ત્રણ લાભ મળ્યા. ઇનામના પૈસામાંથી બે ભાગ કરી એક ભાગ પ્રભુસ્તવનાર્થે ને બીજો અનાથના ઉપયોગાર્થે તથા બે (બન્ને) પુસ્તકો ગુહવાંચનશાળાની લાયબ્રેરીમાં બોલનારે પોતા તરફથી સાર્વજનીક ઉપયોગાર્થે બક્ષીસ કરી દીધા. ધન્ય છે આ યોજનાને, બોલનારને અને બુદ્ધિદેવીને.

મંડળ ૨ જું. સ્ત્રીવર્ગની તપાસઃ—

સ્ત્રીધર્મ વિષે આવતા અઠવાડિયાને માટે જાહેર થયું હતું. ત્રણે વર્ગે મુલાકાત લીધી હતી. સંભાષણનો સાર નીચે પ્રમાણે હતો.

બ્હેનો વડિલો ને બાળવર્ગ! સ્ત્રીધર્મ વિષે આજે હું ટુંકામાં પણ મુદ્દા સરજ બોલીશ. સમજુ અવસ્થામાં સર્વેએ પોતાની ફરજ સમજવાની છે. બાળપણે માતાપિતાની ભક્તિ, મોટપણે પતિસેવા, બાળકોની સંભાળ તથા પ્રભુભજનમાં કાળ વહન કરવાનો છે. ઉછૃંખલ બાળાઓ થોડું ઘણું વાંચતાં લખતાં શીખે છે; કેટલેક ઠેકાણે શિક્ષણનો સાર એ આવે છે કે ઉંચા વસ્ત્રાભૂષણ ને મિષ્ટાન્ન વિ૦ ભોગોપભોગની નાલાયક ઇચ્છા બળ-

વન્ત થતી જાય છે; આજ્ઞાકારિ વૃત્તિનો નાશ થાય છે; સ્વતંત્રતા જોઈએ છે તે મળતી નથી. આ ધર્મ નથી. સાદાં ને સ્વચ્છ વસ્ત્ર તથા સતત ઉદ્યમ અને વડિલ સત્તા સ્વીકારવી એજ ધર્મ છે. નમ્રતા, કરકસર ને દયાભાવની ખાસ જરૂર છે. મેહેમાનગત તથા માંદાની માવજત શીખવાનું તો વિસરવું નજ જોઇએ. મળેલા પતિને પ્રભુ તુલ્ય માનીને તેને ત્હેના જીવનમાં સહચરી થઇ મદદ કરવાની ફરજ યાદ રાખી તે પ્રમાણે વર્તવું. ઇષ્ટ જીવન નમ્રતામાં આવી જાય છે. સ્ત્રીઓનો શીયળ તે મોટો ધર્મ છે, ઈતર મનુષ્યો ન જન્મ્યા બરાબર છે. સતી સ્ત્રીઓ દેવી તરિકે પુજાય છે ને એ દેવીઓના પુત્રો આ આર્ય દેશના વતની ભારતવાસીઓ છે. આપણે પણ દેવીપુત્રીઓએ દેવીપુત્રને સ્વીકારી સ્વજીવન ઉચ્ચ બનાવવું તે આપણું કર્તવ્ય છે. આપણા મદદગાર (પતિ) આપણને સહાય્ય કરે છે ને કરશેજ. આજ આપણો ધર્મ, આપણી મુખ્ય ફરજ પતિને સંતોષવાની છે. તેમ કરવામાં ફક્ત આટલું થવું બસ છે.

कार्येषु मंत्री, करणेषु दासी, भोज्येषु माता, शयनेषु रंभा,
मनोनुकूला क्षमया धरित्री, गुणेषु भार्या कुलमुद्धरन्ति. ॥

આમ કરીને આપણા અભ્યાસનું મુખ્ય તાત્પર્ય સર્વગુણસંપન્ન પ્રજા બનાવવાનું -ઉછેરવાનું છે. આ પ્રજા કેવી હોવી જોઇએ? તેને કેવું શિક્ષણ આપવું જોઇએ?

જનનિ જણ તો હરિભગત, કાં દાતા, કાં શૂર,
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવે નૂર.

શેષમાં કહેવાનું એજ કે દમયન્તી, તારામતી, રાજેમતી ને સાવિત્રીનાં જીવનની સફળતા આપણે જોઈ વાંચીએ છીએ. આ સ્ત્રીધર્મ. કિં બહુના?

સ્ત્રીધર્મ લેખ વાંચનારને "સતીમંડળ" તથા 'માતાએ છોકરાં કેવી રીતે ઉછેરવાં' એમ બે બુક મળી, જે પુસ્તકાલયને ભેટ કરવામાં આવી.

મંડળ ૩ જું. પુરૂષ વર્ગે હાજરી આપી.

'સદ્‌ગુણી કેમ થવાય?' એ વિષય હતો.

વક્તા મુખે બોલ્યા કે,—ગુણગ્રાહી દૃષ્ટિ, ક્ષમા, શીળતા, સતત અભ્યાસ, સજ્જનસમાગમ, નમ્રતા, દયા, પરોપકાર, પરસ્પર મદદ, ઉપકાર વૃતિ, પ્રભુગાન ને સ્વધર્મના વર્તન શિક્ષણથી સદ્‌ગુણી થવાય છે. સદ્‌ગુણી થવાનો લોભ-સારા કહેવરાવવાનો લોભ સૌને હોય છે; પણ ખામી એ છે કે નાહક સ્વમુખે પરના દુર્ગુણ ગાતા ઘણા માણસો દૃષ્ટિએ પડે છે, તો પછી તેનાથી સદ્‌ગુણી તો શેનાજ થવાય, કારણ કે સોબત તેવી અસર અને જેનું ગાન તેવું દાન. જીભમાં ઝેર ભરે તો અમૃત કયાંથી નીકળે? દુર્ગુણ ગાયા કરે તો સદ્‌ગુણ કેમ આવે? જેના સંબંધમાં આવીએ તેના સદ્‌ગુણજ જોવા, દુર્ગુણનું આપણે શું કામ છે? ગુણી થવા માટે ક્ષમાદૃષ્ટિ રાખવી જોઇએ. ક્ષમાગુણથી નમ્રતા, વિવેક, દયા, પરોપકાર, પરસાહાય્ય, ઉપકાર કરવાની ઈચ્છા, એ ગુણો સ્વમેળેજ આવે છે. વધારામાં પ્રભુસ્તવન ને સજ્જન સમાગમ અતિ ઉપયોગના છે. પ્રભુસ્તવન કર્મ, વાણી ને મનથી થઈ શકે છે. કર્મમાં (ખાસ ચોકસ) વખત જોઇએ. **મન વગરની વાણી બીજાં કામ કરતાં કરતાં** નકામી છે. બન્નેને માટે અવકાશની જરૂર છે તો

છે. દુઃખ શમવવાનો ઉત્તમ ઉપાય–સોબતી પ્રભુધ્યાન છે. તે ગમેસારે ને ગમે ત્યાં થઈ શકે છે. વિના ખર્ચે, સજ્જનની સોબત માટે પ્રભુધ્યાનનો દાખલો ઉત્તમ છે. સોબત અનેક પ્રકારની છે. સારાં પુસ્તકો વાંચે તો તે સજ્જનની સોબત જ છે. ઇષ્ટ સંતવગુણનું ગાન તે પણ સજ્જન સોબત છે. સોબતીને પારખવો પડે છે, કસોટી કાઢવી પડે છે તે વખતે ફસાઈ જવાય છે, પણ ગાન ને વાંચવામાં તેવું છે જ નહીં. સુવાંચન ને સુગાનમાં શું હોય ? કંઈ નઠારું નહીં જ. બીજી એક ઉત્તમ સજ્જનસોબત રહી ગઈ. તે આ–સારો દેખાવ–સુદષ્ટિ. ઇષ્ટ ને માનવંતા ચિત્ર—છબીનું દર્શન, પ્રભુ કે દેશવીરોનું દર્શન, મહાત્મા કે સાધુઓનું દર્શન છબીદ્વારા ઉત્તમ થાય છે. વાસસ્થાનમાં આવી છબીઓ ને બીજાં ઉચ્ચતમ કુદરતી આદર્શો રાખવાં, જેથી ચિત્ત–મન નિર્મળ ને શાન્ત રહેવા સંભવ છે જ. સદ્‌ગુણી થવા માટે આટલું ચોક્કસ વિવેચન કરી હવે હું વિરમીશ. આપણે ઇચ્છીશું કે સર્વત્ર સદ્‌ગુણી થવાનો લોભ વૃદ્ધિ પામો. આથી સંપનો પણ જય છે.—અસ્તુ.

ઈનામ માટે વક્તાને ‘સદ્‌વક્તા,’ ‘સેવ્યસેવક ધર્મ બોધક નિબંધ,’ ‘મિત્રનિબંધ,’ પુરૂષ વર્ગ, સ્રીવર્ગને બાળવર્ગ તરફથી આપવામાં આવ્યાં, જે પુસ્તકાલયને ભેટ થયાં.

૪ મહામંડળ ઉર્ફે ઐક્યતા, ત્રણે વર્ગ મિશ્ર.

‘આપણો અભ્યુદય કેમ થાય ?’ એ વિષય ફક્ત ચર્ચવાનો હતો. સર્વેને વારાફરતી ટુંક વિવેચન કરવાની રજા હતી. વિવેચન પછી ગૃહરાણી ને વૃદ્ધ વડિલનું ટુંક સંભાષણ થવાનું જાહેર થયું હતું.

વિવેચન શરૂ:—

૧. પુરૂષ અભ્યુદયાર્થે ગૃહરાજ્યમાં બંધારણો[1] થવાની જરૂર છે. વડિલના કર્તવ્ય કર્મો[2] ( દાખલા રૂપ ) શુદ્ધ થવાં જોઇએ. વડિલ વર્ગમાં મોટાઈ કરતાં સમાનતાની[3] વધારે જરૂર છે. સ્નેહ[4] ભાવથી વડિલો વધારે શોભે છે. આમ પોતાનો ને ગૃહનો અભ્યુદય સધાય છે.

૨. પુ. રાજ્ય કારોબારની જેમ આપણાં દરેક ખાતામાં સુધારો[5] વધારો કે ફેરફાર સમયાનુકુળ સર્વાનુમતે કરતા જવો જોઇએ.

૩. સ્રી. આળસુપણા કરતાં સતત[6] ઉદ્યમ એ આપણા અભ્યુદયમાં એક પંથ અને દો કાજ જેવો છે. કામ શિખાય છે ને આર્થિક ગરજ સરે છે. આથી આપણો અભ્યુદય જ છે.

૪. સ્રી. સમૂહના અભ્યુદયાર્થે એક જણથી કશું થતું નથી; પણ જેમ બને તેમ વધારે સખ્યા ( સર્વ ) એ તેમાં ભળવું, મદદ[7] કરવી જોઇએ. આટલા માટે સંપ[8] ને ઐક્યતાની[9] જરૂર છે.

૫. પુ. કેળવણી લીધેલા માણસો સ્વાભ્યુદય જલ્દી કરી શકે છે; એટલા માટે ધાર્મિક[10], નૈતિક[11], શારીરિક[12] શિક્ષણ સહેલું ( સહાય્ય આપીને )ને સસ્તું કરવું.

૬. પુત્ર પૈસા મેળવ્યા શિવાય અભ્યુદયની આશા સ્વપ્નવત્ સમજવી; તેટલા માટે **જાતમહેનતનો** ઉપયોગ કરી જાતે કમાવાનીશક્તિ—**હુન્નરજ્ઞાન**[૧૩] મેળવવું.

૭. પુત્ર જાતે કમાવાની શક્તિ માટે વધતો **જુસ્સો**—**ઉત્સાહ**[૧૪]-સાહસની વધારે જરૂર છેઃ—

૮. સ્ત્રી. અભ્યુદયાર્થે **સાહીત્યનો**[૧૫] શોખ વધારવાની ખાસ જરૂર છે.

૯. પુ. **સભાઓની**[૧૬] ઉત્પત્તિ એ આપણી ચડતીની નિશાની છે.

૧૦. પુત્ર બોલવા કરતાં કરી બતાવવું—**પ્રત્યક્ષ પુરાવો**[૧૭] ઉત્તમ છે.

૧૧. પુ. ( સારા નરસાની ) સમજ માટે **ભાષણો**[૧૮] વધારે લાભદાયક છે.

૧૨. સ્ત્રી. **સ્ત્રીકેળવણી**[૧૯] ને **ગૃહશિક્ષણ**[૨૦] વગર અભ્યુદય સ્વપ્નવત્ સમજવો.

૧૩. પુત્ર **વ્યવહારિક શિક્ષણ**[૨૧] આપવાથી લાભ જલ્દી જણાશે.

૧૪. સ્ત્રી. **પાઠશાળાથી**[૨૨] વધારે ફાયદો થશે.

૧૫. પુત્ર **પરદેશગમન**[૨૩] શિવાય જલ્દી લાભ થશે નહિ.

૧૬. પુ. સર્વે પોતાનાં **ધર્મ-ફરજ**[૨૪] પ્રમાણે ચાલે તો અભ્યુદય જલ્દી છે.

### વડિલ ગૃહિણીનો બોધ.—

સર્વેનું કહેવું સ્વાનુભાવ પ્રમાણે સત્ય છે, જુદુ જુદુ કહેવામાં આપેલું એકઠું કરીએ તો ચડતી જલ્દી થાય. આ સર્વે એક અંગથી બને માટે પરસ્પર મદદની જરૂર છે. સંપ વગરની મદદ નકામી છે. માટે કહેવાનું એટલું જ કે આપણી આ પરંપરાની ( કુટુંબ-મહામંડળ ) વ્યવસ્થા કાયમ રહો ને સર્વે પોતાના કાર્યમાં પ્રવૃત્ત થાઓ. અસ્તુ.

### વૃદ્ધની શિક્ષા.—

મ્હારાં માનીતાંઓ—આપણું મંડળ ધીમે પણ દૃઢ વધારો કરે છે. અભ્યુદયમાં ઉતાવળની જરૂર નથી. માટે ધૈર્યગુણ ધારણ કરો. ને પ્રભુઉપાસનામાં પ્રવૃત્ત થાઓ. મ્હારૂં બોલવાનું છુટક છુટક બોલાઈ ગયું છે એટલે હવે શેષ કાંઈ રહ્યું નથી.

ત્યાર પછી સમસ્ત કુટુંબ મિષ્ટભોજન લઈ વાડીએ ફરવા ગયું. ઓણુ સાંભળતી વિશેષ થયેલી આવકથી ગામ મધ્યે એક ફ્રી રીડીંગ રૂમ ખુલ્લું મુકવાનું સાહસ પાર પાડવામાં આવ્યું. તેના પાટીયા ઉપર નીચેના અક્ષરો હતા. "સુખી કુટુંબને મુફત વાંચન." આપણા દેશમાં શું આવું થાય? ભવિષ્ય માથે થશે? પ્રાર્થના છે કે સત્વર થાઓ.-તથાસ્તુ.

અમૃતલાલ ઓધવજી.

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુંદરી.)

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.

પુસ્તક. ૪ | અંક. ૧

પ્રકાશક, બન્ધુસમાજ.

ઈ. સ. ૧૯૦૬: સપ્ટેમ્બર
વિ. સં. ૧૯૬૨: ભાદ્રપદ

વિષયસૂચન

૬. પુત્ર પૈસા મેળવ્યા શિવાય અભ્યુદયની આશા સ્વપ્નવત્ સમજવી; તેટલા માટે જાત મહેનતનો ઉપયોગ કરી જાતે કમાવાની શક્તિ—હુન્નરજ્ઞાન[૧૩] મેળવવું.

૭. પુત્ર જાતે કમાવાની શક્તિ માટે વધતો જુસ્સો—ઉત્સાહ[૧૪]-સાહસની વધારે જરૂર છે:-

૮. સ્ત્રી. અભ્યુદયાર્થે સાહીત્ય[૧૫]નો શોખ વધારવાની ખાસ જરૂર છે.

૯. પુ. સભા[૧૬]ઓની ઉત્પત્તિ એ આપણી ચડતીની નિશાની છે.

૧૦. પુત્ર બોલવા કરતાં કરી બતાવવું—પ્રત્યક્ષ પુરાવો[૧૭] ઉત્તમ છે.

૧૧. પુ. ( સારા નરસાની ) સમજ માટે ભાષણો[૧૮] વધારે લાભદાયક છે.

૧૨. સ્ત્રી. સ્ત્રીકેળવણી[૧૯] ને ગૃહશિક્ષણ[૨૦] વગર અભ્યુદય સ્વપ્નવત્ સમજવો.

૧૩. પુત્ર વ્યવહારિક[૨૧] શિક્ષણ આપવાથી લાભ જલ્દી જણાશે.

૧૪. સ્ત્રી. પાઠશાળા[૨૨]થી વધારે ફાયદો થશે.

૧૫. પુત્ર પરદેશગમન[૨૩] શિવાય જલ્દી લાભ થશે નહિ.

૧૬. પુ. સર્વે પોતાનાં ધર્મ[૨૪]-ફરજ પ્રમાણે ચાલે તો અભ્યુદય જલ્દી છે.

### વડિલ ગૃહિણીનો બોધ.—

સર્વેનું કહેવું સ્વાનુભાવ પ્રમાણે સત્ય છે, જૂદુ જૂદુ કહેવામાં આવેલું એકઠું કરીએ તો ચડતી જલ્દી થાય. આ સર્વે એક અંગથી બને માટે પરસ્પર મદદની જરૂર છે. સંપ વગરની મદદ નકામી છે. માટે કહેવાનું એટલું જ કે આપણી આ પરંપરાની (સુખ–મહામંડળ) વ્યવસ્થા કાયમ રહો ને સર્વે પોતાના કાર્યમાં પ્રવૃત્ત થાઓ. અસ્તુ.

### વૃદ્ધની શિક્ષા.—

મ્હારાં માનીતાંઓ—આપણું મંડળ ધીમો પણ દૃઢ વધારો કરે છે. અભ્યુદયમાં ઉતાવળની જરૂર નથી. માટે ધૈર્યગુણ ધારણ કરો. ને પ્રભુઉપાસનામાં પ્રવૃત થાઓ. મ્હારૂં બોલવાનું છુટક છુટક બોલાઈ ગયું છે એટલે હવે શેષ કાંઈ રહ્યું નથી.

ત્યાર પછી સમસ્ત કુટુંબ મિષ્ટભોજન લઈ વાડીએ ફરવા ગયું. ઓણ સાલની વિશેષ થયેલી આવકથી ગામ મધ્યે એક ફ્રી રીડીંગ રૂમ ખુલ્લું મુકવાનું સાહસ પાર પાડવામાં આવ્યું. તેના પાટીયા ઉપર નીચેના અક્ષરો હતા. "સુખી કુટુંબને મુફત વાંચન." આપણા દેશમાં શું આવું થાય? ભવિષ્ય માંથી થશે? પ્રાર્થના છે કે સત્વર થાય.-તથાસ્તુ.

અમૃતલાલ બોધવજી.

# सुन्दरी सुबोध.

वर्ष ४ थुं] ई. स. १९०६ सप्टेम्बर—भाद्रपद वि. सं. १९६२. [अंक ९ मो.


## ज्ञानसुगन्ध.

*प्रभात— (रागप्रभात.)

नागोरे बाळकडां म्हारां ! हुं आवी रमती,
हुं आवी रमती आ केवी आकाशे ममती ! जा०
पण तमने खोळंती हुं आ धसमसती आवी,
ने तम काजे ल्हेर मीठी आ हर्षभरी लावी ! जा०
प्रेमी कमळने खीलव्यां केवां भेटीने भावे !
ए कोमळता ने ए प्रेम ज तम काने लावे.— जा०
स्नेहे ने उत्साहे मुजने जोइ रहे घेलां !
ए रंगे रंगाया, व्हालां, जागोरे व्हेलां !— जा०
फूले फूले चळकंतां में मोतीडां वेर्यां,
रमती भमती ल्हेरे आवी लाडे खंखेर्यां;— जा०
उंचा पेला पर्वत केवा में रंग्या व्हाले !

---

* आ काव्य प्रभातदेवीना, तेमज नवीन वर्षे उदय पामती आ पत्रनी देवीना पण, रो रुपे वंचाशे.

શંકરનાં ચંદ્રચુમ્બી સર્યાં-કૈલાસનીર,
પલાળે પાદ ત્હારા જાગે જીવનચીર;
એમાં સતીનાં સત્યાં એમાં સતીના નૃત્ય:
હૈયે ધરી બાલે! ખીલજે:
હસતી રમતી ખીલજે,
બાલે! હો ખીલજે.

મૂળજી દુર્લભજી વેદ.

---

# અમારૂં ગત વર્ષ.

આભાર. આર્ય સંસારના જર્જરિત થઈ પડેલા પુરાણા મન્દિરના પાયારૂપ મનાતી ઓદશાનો પતિત સ્થિતિમાંથી પુનરૂદ્ધાર કરવા તરફ યતકિંચિત્ પ્રયાસ કરનાર આ "સુન્દરીસુબોધ" પોતાના નવીન-ચોથા-વર્ષના ઉદયકાળનાં દર્શન દે છે એ તેના વાચકોને સુવિજ્ઞાત જ છે. આ મંગલમય સમયે તે અલ્પ વૃક્ષના બાલજીવનને અનેક પ્રકારે પોષણ આપી તેમાં મનોહરતા, પ્રફુલ્લતા તથા ફળદ્રુપતાના અમૃતમય રસો પૂરનાર, ગ્રાહકો, લેખકો, મિત્રો તથા સહાયકોરૂપી તત્વોનો અત્યન્ત આભાર માનતાં અમને અમાપ આનન્દ થાય છે. પોતાના જીવનહેતુની સફલતાના માર્ગે જે કાંઈ સેવા આ પત્ર અત્યાર સુધીમાં બજાવી શક્યું છે, તેને માટે સર્વ ધન્યવાદ દેશોદયની ઉચ્ચ ભાવનાથી પ્રેરાતાં અમારાં ગુર્જર બન્ધુભગિનીનાં સહૃદય હૃદયોને જ યોગ્ય છે, એમ સ્વીકારી ગત વર્ષનું કાંઇક પુનરાવલોકન કરવા રજા લઇએ છીએ.

ગયા વર્ષ દરમીઆન પ્રસિદ્ધ થયેલા વિષયોની નામાવલી અનુક્રમણિકારૂપે યોજવાની હોવાથી અત્રે માત્ર તેમનું દિગ્દર્શન કરવું જ પુરતું થઈ પડશે. કાવ્યકુંજના વિભાગમાં

*વિષયાવલોકન. એકંદર ૧૩ કાવ્યો પ્રસિદ્ધ થયાં હતાં. તેમાં રા. કવિનું "ફૂલડાં કટોરી" અને રા. લલિતતરશ્મિનું "સતી સીમન્તિનીને" એ બે રસ તથા ઉચ્ચ કલ્પનાથી પૂર્ણ કાવ્યો તરીકે, તથા રા. વસન્તવિનોદીનું "ગુર્જરીસ્તવન" સ્ત્રીવર્ગને ગાવામાં ઉપયોગી થઈ પડે તેવા દેશભક્તિના કાવ્ય તરીકે,

* આ વિષયાવલિમાં તેમજ અન્ય સ્થળે બન્ધુસમાજના સભાસદોના લેખોનું કથન કરવામાં આવ્યું નથી.

ઘણાં સુન્દર તથા ઉત્સાહક છે; અમારાં વાચકોને આ છેલ્લું કાવ્ય સ્મરણમાં રાખી સંગીતના પ્રસંગોએ તેનો ઉપયોગ કરવા, તથા મિત્રમંડળ પાસે કરાવવા, અમારી ભલામણ છે. બે બાલગીતો–"તારાને આવાહન" અને "માતા અને બાલક"–પણ બાળશિક્ષણને સહાયકારક થઈ પડે તેવાં છે. વાર્તાલહરીના વિભાગમાં વિવિધ વિષયો પરત્વે અને હેતુ પુરઃસર ઘડાયલી ૧૧ ન્હાની વાર્તાઓ ચીતરાઈ હતી જે વાચકવર્ગને રસિક અને બોધદાયક થઈ પડવાનું અમને જણાવવામાં આવ્યું છે. વીજળી આદી કુદરતનાં તત્વોનું જ્ઞાન મેળવવાથી મનુષ્ય તેને પોતાના કાબુમાં લઈ તેની પાસે કેવાં ચમત્કારી કામો કરાવે છે એ "અજ્ઞાન અને વિજ્ઞાન" ની વાર્તાના લેખકે ઘણી રમુજભરેલી રીતે દર્શાવ્યું છે. **વિદ્યાકલાનો** વિભાગ પણ વિવિધ પ્રકારના વિષયોથી રંગાયલો હતો. તેમાં વિજ્ઞાનશાસ્ત્રના વિષયમાં ૧, વૈદક સંબંધી ૫, પાકશાસ્ત્ર પરત્વે ૩ અને ગુંથણકળાને અંગે ૩, લેખો આલેખાયલા હતા, અને તે સર્વે સ્ત્રીવર્ગને આવશ્યક ગણાતું વ્યવહારિક જ્ઞાન આપવામાં પોતાની ઉપયોગીતા સિદ્ધ કરી ચૂક્યા હતા. વિવિધવિહાર, રમણીમણિમાળા, આનન્દાશ્રમ તથા પત્રપુષ્પાંજલિ–એ વિભાગોમાંના વિષયોએ પણ પોતાનું ઉપયોગી કાર્ય કર્યું હતું. વિવિધ ગ્રંથ-ઉદ્યાનમાંનાં સુન્દર અને ઉપયોગી વિચારપુષ્પોની "રસમય ચુંટણી" થી જ્ઞાનસુગન્ધનો સુવાસ લગભગ પ્રત્યેક માસે પ્રસરી રહેલો હતો. **વર્તમાનરંગ** તથા સમયતરંગ, સામાયિક બનાવોના તથા સ્ત્રીસાહિત્યના દર્શન તથા વિવેચનથી અમારા વાચકોને વર્તમાન સમયના પ્રવાહમાં પાછળ ન પડવા દેતાં તેની સાથે જ રાખવાની સેવા બજાવે છે એ નિર્વિવાદ છે. ગત વર્ષે અમારા **સ્વાગતમન્દિરમાં** વાસ કરનાર અનેક પુસ્તકોમાંથી સ્થળના અતિ સંકોચને લીધે માત્ર બાર જ પુસ્તકોનુ, અનુક્રમના ધોરણે, અવલોકન કરી શકાયું છે. અન્ય પુસ્તકોને ન્યાય આપવાનું કાર્ય નવીન વર્ષ ઉપર મુલતવી રાખવું પડ્યું છે, અને તે બદલ તેમના કર્તાઓની ક્ષમા યાચીએ છીએ.

**સ્ત્રીલેખો તથા સ્ત્રીલેખકો.** અમને સર્વથી વિશેષ આનન્દ અમારી લેખક ભગિનીઓની સુન્દર કૃતિઓનું સ્મરણ કરતાં થાય છે. આ પત્રના પ્રથમ વર્ષમાં ૫ સ્ત્રીઓ તરફથી ૫ લેખો, અને બીજા વર્ષ દરમીઆન ૭ સન્નારીઓ તરફથી ૧૦ લેખો આવ્યા હતા; ગત ત્રીજા વર્ષમાં ૧૩ સ્ત્રીલેખકો તરફથી લખાઇ આવેલા ૨૦ લેખો આ પત્રમાં પ્રકટ થયા હતા, જેની નામાવલી વિશેષ રસિક થઈ પડશે.

બ્હેન **નિશા**—દેશ ઉન્નતિનો પાયો–બાલિકાશિક્ષણ (કેળવણી સંબંધી નિબંધ); ગૌરી (સાંસારિક વાર્તા); કેળવાયલી સ્ત્રીઓની તંદુરસ્તી (વૈદક નિબંધ).

બ્હેન **સુલોચના**—ઊનનું ઝભલું ગુંથવાની રીત; પુરૂષો માટે ટોપી ગુંથવાની રીત. (ગુંથણકળા.)

સૌ. **મનોરમા**—એક ભગિનીનો આશીર્વાદ (કવિતા); "સખી સદ્‌ગુણો અંતર ધરી આનન્દમય જીવન કરો" (કવિતા).

સૌ. ત્રિભુવનતનયા—સ્ત્રીઓના સનાતન ધર્મ (સાંસારિક નિબંધ).
સૌ. સત્યમતી—પતિવ્રત (સાંસારિક નિબંધ); પ્રભુભક્તિ (કવિતા); રમણ અને કાન્તા (સાંસારિક વાર્તા).
એક વિદુષી સન્નારી—સુન્દર (સાંસારિક વાર્તા).
સૌ. નલિની—નવરાસના વખતનો ઉપયોગ (નૈતિક નિબંધ).
સૌ. પ્રમિલા—દિવાળીના ખાવાનાની વિગત; પાક ઇત્યાદિ બનાવવાની વિગત; પાકશાસ્ત્રની વિવિધ વાનીઓ.
શ્રીમતી કમળાગૌરી—જાપાનની સુન્દરીઓ. (સામાન્ય વિષયક નિબંધ.)
સૌ. સુબુદ્ધિ—બાળકને રમવાનો ઉનનો દડો (ગુંથણકળા).
એક સન્નારી (ભણેલું)—રોવા કુટવાનો ચાલ. (સાંસારિક નિબંધ.)
સૌ. કે. જી. (K. G.)—સ્ત્રીઓની તંદુરસ્તી. (વૈદક નિબંધ)

આ સર્વે લેખો જેટલા લખાણની સુન્દરતાથી તેટલા જ વિષયોની વિવિધતાથી આકર્ષક થઈ પડે એમ છે. વાર્તા; કવિતા; તેમજ સાંસારિક, વૈદક, નૈતિક તથા સામાન્ય જ્ઞાનવિષયક નિબંધો; સ્ત્રીકેળવણીમાં આવશ્યક ગણાતા પાકશાસ્ત્ર તથા ગુંથણકળાના શિક્ષણપાઠોઃ—ઇત્યાદિથી અમારા સ્ત્રીલેખકવર્ગે આ પત્રની ઉપયોગિતા અનેક દિશા પ્રત્યે વિસ્તારવામાં અમને જે અનુપમ સહાય આપી છે તેને માટે તે સર્વ સન્નારીઓને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો જ છે. ભવિષ્યમાં પણ તેઓ વારંવાર પોતાની સવિશેષ કૃપાના અમૃતમય સિંચનથી આ ઉછરતા પત્રને ખીલવી સુન્દર ફળવાન બનાવશે એવી સબળ આશા છે.

**ગુર્જર સન્નારીઓની લેખનશક્તિ.** આ પત્રમાં પ્રકટ થતા સ્ત્રીલેખો વાસ્તવિક રીતે સન્નારીઓની પોતાની કૃતિ હશે કે કેમ એ વિષયે કોઇક કોઇક સ્થળે શંકા ઉત્પન્ન થયેલી અમારા સાંભળવામાં આવી છે. તેને માટે એટલો જ ખુલાસો કરવો બસ થશે કે તેઓમાંની જે સન્નારીઓથી અમે પરિચિત છીએ તેમના લેખની વાસ્તવિકતા માટે અમને વિશ્વાસ છે; અન્યના સંબંધી બનતી તજવીજ કરતાં શંકાનું કારણ અમને મળ્યું નથી. અમારા પુરૂષ વાંચકો તથા વિવેચકોની આ શંકા તદ્દન અસ્થાને નથી. એક માસિક માટેના, ઘણી વિદ્વત્તા ભર્યા તો નહિ, તોયે કાંઇક ઠરેલ-લેખો લખી શકે એટલી ઉચ્ચ કેળવણી આપણી ગુર્જર ભગિનીઓના સામાન્ય રીતે ઘણા ભાગને મળી હોય એમ પ્રસિદ્ધ રીતે જણાયું નથી એ ખરૂં છે. તથાપિ કેટલાંક કુટુંબો તેનાથી તદ્દન ભાગ્યહીન રહ્યાં નથી એ વાત પણ સત્ય છે. અને અત્યાર સુધી તેમના સામાન્ય જ્ઞાનનો પણ લેખો રૂપે આવિર્ભાવ ન થવાનું એક મુખ્ય કારણ એ હતું કે વિશેષે કરીને ગૃહસંસાર સાથે જ સંબંધ ધરાવતા પોતાના વિચારોને ગુર્જર સાહિત્યમન્દિરમાં પ્રવેશાવવા માટે અનુકૂળ દ્વાર તેમને મળતું નહતું. આ માસિક પત્ર તેનું એક ઇષ્ટ દ્વાર થઇ પડયું છે એવા અમારાં સ્ત્રીલેખકોના પોતાના ઉદ્‌ગારોથી અમને જણાવતાં સાનન્દ સંતોષ થાય છે કે સ્ત્રીકેળવણીના એક અંગનો પ્રચાર કરવામાં આ પત્ર કાંઇક અલ્પ સેવા બજાવી શકયું છે.

**અન્ય લેખકમંડળ**

અમારા અન્ય માનનીય લેખકમંડળમાં પ્રો. ન્હાનાલાલ દલપતરામ કવિ. એમ. એ., દા. એન. જી. શાહ. એલ. એમ. એન્ડ એસ., રા. રા. સાકરલાલ મોતીલાલ વછરાજાની બી. એ., રા. રા. લલિતત્વરિમલ, રા. વસન્ત-વિનોદી, રા. રા. અનિલ, રા. રા. મુગ્ધ, દા. હરિપ્રસાદ વ્રજરાય, રા. રા. અમૃતલાલ ઓધવજી, રા. રા. વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળા, રા. રા. વિબુધ (ભ્રાત સમાજ ), રા. ચતુર્ભુજ નારાયણ, રા. મુલજી દુર્લભજી વેદ, રા. વિનોદ, રા. ત્ર્યંબક, રા. મંગલ,—ઇત્યાદિ સ્ત્રી–ઉન્નતિપ્રિય સ્નેહીઓ અને સહાયકોનાં ઉચ્ચ અને વિવિધ રસ ભર્યા લખાણોથી "સુન્દરીસુબોધ" ના ગત વર્ષના અંકો વખતોવખત વિભૂષિત થતા રહ્યા હતા જેને માટે સહૃદય ઉપકાર દર્શાવતાં પુનઃ તેવી જ રીતે ઉપકૃત થવાની આશા રાખીએ છીએ.

**ગતવર્ષની નવીનતાઓ.**

ગયા વર્ષ દરમીયાન જે કાંઇ નવીન ફેરફાર આ પત્રમાં થયા છે તેમાં પ્રથમ સ્થાને તેનો જાન્યુઆરીનો અંક છે. વાચકોના સ્મરણમાં હશે કે તે અંક સર્વાંશે સ્ત્રીલેખોથી જ પ્રકટ થયો હતો. એક માસિક પત્રના આખા અંક માટે જોઇતા વિધવિધ વિષયો પરત્વેના સર્વ લેખો એકી જ વખતે અનેક સન્નારીઓ તરફથી લખાઇ આવે, એ ગુર્જર પ્રદેશમાં સ્ત્રીજ્ઞાનોદયનું શુભ ચિન્હ જ છે, અને એ શુભ ચિન્હ જોઇ અમારા સર્વ વાચકો આનન્દ પામ્યા છે એ અમને પણ સંતોષનું કારણ છે. બીજો વધારો પ્રત્યેક માસે સામયિક સ્ત્રીસાહિત્યનું દિગ્દર્શન કરાવવા સંબંધી છે. વાચકભગિનીઓના જ્ઞાનાર્થે "સુન્દરીસુબોધ" ના ઝરણનું પાન કરાવ્યા ઉપરાંત અન્ય ઝરણોમાંના પણ મિષ્ટ અને પુષ્ટિકારક જળના મનોહર પ્યાલા પ્રસંગોપાત્ આપવા એ શ્રેયસ્કર થઇ પડશે એવી મહેચ્છાથી આ નવીન પદ્ધતિ ગત વર્ષથી અમે આરંભી છે. અને તેણે ઘણાકોની પ્રીતિ સંપાદન કરી પણ છે. ત્રીજો સુધારો "જ્ઞાનસુગન્ધ" ના વિભાગમાંના સર્વ લેખો બાળબોધ લીપિમાં પ્રકટ કરવા વિષેનો છે, જેમાં અન્ય ભાષા જાણનારા વાચકો પણ કાંઇક રસ લઇ શકે એવો હેતુ છે.

અન્તે ફરીથી અમારા સન્માનિત લેખક બન્ધુ તથા ભગિની વર્ગનો, પોતાના મનોહર લખાણોથી આ પત્રને લોકપ્રિય બનાવવા માટે; અમારા અનેક સન્મિત્રો તથા સહાયકોનો, અમને વખતોવખત પત્રોદ્વારાએ ઉત્તેજીત કરી કેટલીક કીમતી સૂચનાઓ કરવા માટે; અને અમારા સર્વ ગુણજ્ઞ સ્ત્રીસન્માનક અને સ્વદેશપ્રેમી ગ્રાહક સજ્જનોનો, પ્રત્યેક વર્ષે નિયમસર અને અવિલંબે લવાજમ રૂપે ઉત્તેજન આપી પત્રના પ્રવાહને શુષ્ક ન થવા દેતાં તેની સમૃદ્ધિમાં નિરંતર વિશેષ વૃદ્ધિ કરવા માટે;—અત્યન્ત આભાર માની આ વર્ષાવલોકન સમાપ્ત કરીએ છીએ, તથા નવિન વર્ષમાં પરમાત્મા અમારા સેવાકાર્યમાં વિશેષ સબળતા પૂરે એવી નમ્ર પ્રાર્થના કરી વિરમીએ છીએ.

---

